# નિવેદન

---

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈ ને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "શ્રીમન્નૃસિંહાચાર્યજી" એ નામનું પુસ્તક, શ્રી. મહેંદ્રકુમાર મોતીલાલ દેસાઈ, બી. એ. એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને ઉક્ત માળામાં ૨૯૪ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા.<br>પ્રાચ્ય વિદ્યામંદિર,<br>વડોદરા.<br>તા. ૩-૭-૪૫ | પો. જ. ત્રિપાઠી<br>ભાષાન્તર મદદનીશ | જયં. મા. મહેતા<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

# વિજ્ઞાપન

શ્રેયઃસાધક વર્ગના પ્રત્યેક ઉત્સવમાં, અમારી દૃષ્ટિ, લગભગ આખી ભીંતને રોકતી એક વિરાટ્ ભવ્ય પ્રતિમા પ્રતિ પ્રેરાતી. શ્રી નૃસિંહાશ્રમના દિવ્ય વાતાવરણથી મ્હેકતા વિશાળ ખંડને સજીવતાથી ભરી દેતી એ પુણ્યશ્લોક પ્રતિમાના વ્યક્તિવિશેષનું હું પ્રેમપૂર્વક અભિવાદન કરતો ત્યારે મને કલ્પના ન હતી કે ભવિષ્યમાં એ મહાનુભાવ વિભૂતિના ચરિત્રનો અંશ, આ લેખકના નિમિત્ત દ્વારા, લઘુ ગ્રન્થમાં આવિષ્કાર પામશે !

ચરિત્રગ્રન્થોની દરિદ્રતાના સમયમાં, મહાત્મા પુરુષોના જીવનચરિત્રોની અગત્યનો ચોમેરથી સ્વીકાર થઇ રહ્યો છે. **શ્રીમન્નૃસિંહાચાર્યજી** જેવા એક 'વર્ગ'ના જ 'લીલાતનુ' નહિ, પણ ભારતવર્ષના સંસ્કારસ્વામીસ્વરુપ સંત આચાર્યની જીવનલીલાને ઓળખવા – અને આલેખવા, મહાન્ તપ તથા સાધનાની આવશ્યકતા હોવાનો શિષ્ટ પુરુષોનો મત છે. આચાર્યશ્રી પોતે જ એક પદમાં જણાવે છે કે,

"કોઇ હૈ રે-શુદ્ધ ઝવેરી, પરખે મેરી હિરદા કેરી."

તથા

"કૃતિ જુએ સંતની, ગતિ કોઇ ન જાણે."

એવો ઉચ્ચ અધિકાર મેળવવા, મારાથી એવું શુદ્ધિકાર્ય થઇ શક્યું નથી. છતાં અલ્પ શક્તિ અનુસાર, ઇષ્ટસહાયતાથી, આચાર્યશ્રીની સિદ્ધાન્તશ્રેણીનું સંદેશવહન કરવા આ પુસ્તકમાં યત્કિંચિત્ પ્રયાસ

થયો છે. દિવ્ય વિરાટ્ વ્યક્તિત્વને પરિમિતતામાં વ્યક્ત કરવાનું કાર્ય કેવળ અશક્યવત્ છે, એ સ્પષ્ટ છે. તેથી વિવિધ કોટિના વાચકો સમુદાર દષ્ટિથી ગ્રન્થનો સંપર્ક સાધશે, એવી આશા છે.

જ્ઞાનમાર્ગની વિવિધ વિદ્યાઓમાં નિષ્ણાત પ્રત્યભિજ્ઞ વિભૂતિરૂપ, પરમોપકારક સદુપદેશક અને સદ્ગુરુ તરીકે લોકમાન્ય થયેલા બ્રહ્મનિષ્ઠ શ્રી નૃસિંહાચાર્યજીની યશ સિદ્ધિ સુપ્રસિદ્ધ છે. તેથી તેમના સંબંધી, શ્રી અંબાલાલ જાની, શ્રી મનસુખરામ ત્રિપાઠી, શ્રી ઇચ્છારામ દેસાઇ વગેરે અનેક સાક્ષર સજ્જનોના પત્રો અને પ્રસંગોમાંથી પ્રસ્તુત ગ્રન્થમાં ઉલ્લેખ – અવતરણો લઇ શકાયાં નથી. વળી, આચાર્યશ્રીના વિપુલ વાઙ્મયનું વિવરણકાર્ય દુર્ઘટ છે " શ્રીનૃસિંહવાણીવિલાસ "ના ત્રણ ભાગના પદ્યતત્ત્વ પરની એક સ્વતંત્ર પુસ્તિકા આ લેખ૰ ઇ. ૧૯૯૮ માં તૈયાર કરી છે. તેથી આ ગ્રન્થમાં, આચાર્યશ્રીના સાહિત્યતત્ત્વની સારભૂત સમીક્ષા માત્ર કરવામાં આવી છે. સાક્ષર શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા, " હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ "ની પ્રસ્તાવનામાં લખે છે કે,

" ગુજરાતી ભાષામાં આપણા તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તનું સરલ પ્રાચીન પદ્ધતિથી પ્રતિપાદન પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજી પ્રણીત " સિદ્ધાન્તસિન્ધુ " ગ્રંથમાં છે. આ ગ્રંથ ચૌદ રત્નમાં બહાર પડવાનો હતો, પરંતુ તે મહાત્માશ્રીના હાથે એ " રત્નો " સિન્ધુમાંથી બહાર આવ્યાં, અને પછી તેઓશ્રી સ્વરુપસ્થ થવાથી અન્ય કોઇએ તે પદ્ધતિથી ઊંડી ડૂબકી મારી રત્ન બહાર લાવવા પ્રયત્ન કર્યો નથી. "

તદુપરાંત, શ્રીમાન્ વિશ્વવંદ્ય, શ્રી ઉપેન્દ્રભગવાન્ અને શેષ સાધક વર્ગ એ સ્વતંત્ર ગ્રન્થોના વિષયો હોઇ, તે તથા તેઓનાં

વિસ્તૃત સાહિત્ય સંબંધી, આ ગ્રંથમાં માત્ર અંગુલિનિર્દેશ કરીને જ સંતોષ માન્યો છે. અનુભવી વિદ્વાનો તરફથી, આ વિષયમાં વિશેષ ઊંડાણપૂર્વક કાર્ય સધાય તો જનતાને તે પરમ ઉપકારક થઇ પડશે

આચાર્યશ્રીના આત્મસખા સાધકશિરોમણિ શ્રી છોટાલાલ માસ્તર સાહેબે ( શ્રી વિશ્વવંદ્યે ), અને શ્રદ્ધામૂર્તિ અનન્ય સાધક શ્રી નગીનદાસ સંઘવીએ, ' મહાકાલ 'માં અનુક્રમે, " શ્રીનૃસિંહલીલામૃત " તથા " શ્રીશ્રેયઃસર્વસ્વ " નામની લેખમાળાઓ શરૂ કરી હતી. તે અપૂર્વ પણ અપૂર્ણ નિબંધયુગ્મનો મેં આ પુસ્તકમાં યથોચિત ઉપયોગ – ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં, વિદ્વાન્ કવિ શ્રી સંઘવીજી પાસેથી સમાગમ, વાર્તાલાપ, હસ્તલિખિત સામગ્રી વગેરેનો જે લાભ મને મળ્યો હતો તે અમૂલ્ય છે. ખેદ એટલો જ કે આ ગ્રન્થનાં લગભગ પોણાભાગનાં હસ્તલિખિત પૃષ્ઠો વાંચી – સાંભળી સંતોષ દર્શાવી, કેટલીક સૂચનાઓ આપનાર શ્રી સંઘવીજી અને મારા પૂ. કાકા શ્રી ચુનીલાલ દેસાઇ, સ્થૂળ દૃષ્ટિએ પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન નિહાળવા, આજે વિદ્યમાન નથી ! આ સ્થળે, હું તેઓની સ્નેહપૂર્વકની સહાયતાની, તથા અન્ય સાધકો અને સજ્જનોએ પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે સહાનુભૂતિપૂર્વક કરેલી મદદની ઉપકારકતાનું મૂલ્ય શબ્દોથી આંકી શકું તેમ નથી !

મારા કાર્યમાં પ્રેમપૂર્વક પ્રોત્સાહન રેલવા માટે સાક્ષરવર શ્રીયુત રમણલાલ વ. દેસાઇનો તથા તત્ત્વજ્ઞ વિદ્વાન્ કવિ શ્રી કૌશિકરામ વિ. મહેતાનો, પૂજ્યભાવે મસ્તક નમાવ્યા સિવાય, હું બીજી કઇ રીતે આભાર માની શકું ? આ પુસ્તકની આખી ય પ્રત, મુદ્રણોચિત થતાં અગાઉ, બે વાર તપાસી જવા તથા પ્રેમપૂર્વક પ્રસ્તાવના લખવા માટે, મુરબ્બી શ્રી મહેતાની મારા પ્રત્યેની મમતાને હું કદિ વિસરી શકું તેમ નથી...બ્લોકનો

ઉપયોગ કરવા દેવા માટે, વર્ગના વર્ત્તમાન આચાર્ય પૂ. શ્રી સુરેશ્વરાચાર્યના પણ અમે ઋણી છીએ.

અંતમાં, સત્ત્વ–તત્ત્વશીલ શ્રેયસ્કર જીવન – સાહિત્ય પ્રતિ, અભિરુચિ અને જિજ્ઞાસા જાગ્રત્ તથા અભિવૃદ્ધ કરવામાં, આ ચરિત્રગ્રન્થ, મારા જેવા કોઇ અલ્પાધિકારીને પણ પ્રેરણાનિમિત્તરૂપ થઇ પડે, એવી આશા અસ્થાને નહિ જ ગણાય.

વડોદરા.
જ્યેષ્ઠ પૂર્ણિમા, ૨૦૦૦ } મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ

# પ્રસ્તાવના

નવલકથા તથા ટુંકી વાર્તાના વાચન તરફ ઢળી પડતા યુવકોના ચરિત્રના સમતોલપણા માટે જીવનચરિત્રોની ખાસ આવશ્યકતા છે. જીવનચરિત્રસાહિત્ય જાદુઇ અક્ષરવાળું હોય છે. કોગળિયાના જંતુથી એક જ કલાકમાં દરદી નિષ્પ્રાણ થઇ ગયાના દાખલા છે, તે જ પ્રમાણે મહાપુરુષના જીવનચરિત્રના પ્રભાવથી થોડી જ ક્ષણમાં અસાધુનું સાધુમાં પરિવર્તન થઇ ગયાનાં ઉદાહરણો છે.

આમ હોવાથી જે વિદ્વાન્ સાહિત્યમાં એક સારા જીવનચરિત્રનો ઉમેરો કરે છે તે સમાજનો સાચો ઉપકારક છે. તેમાં પણ હિંદના પરમ ધનરૂપ સંત કોટિના કોઇ પુરુષની જીવનકથા સમાજ સમક્ષ રજુ કરનારનું ઉપકારકપણું – કેટલાયગણું વધી જાય છે.

શ્રેયઃસાધકઅધિકારીવર્ગના સદ્‌ગુરુપ્રવર મહાપુરુષ, બ્રહ્મવિહારી બ્રહ્મીભૂત શ્રી નૃસિંહાચાર્યજીનું જીવનચરિત્ર લખી સાહિત્યકાર શ્રીયુત મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, એમણે ગુર્જર જનસમાજ ઉપર નાનોસૂનો ઉપકાર કર્યો નથી. આ સંબંધમાં શ્રી સયાજી સાહિત્યમાળાના ગુણજ્ઞ સંચાલકોનો ઉપકાર વિશેષે કરીને પ્રશંસાપાત્ર છે.

સદ્‌ગુરુશ્રી પ્રત્યેક ઉત્સવ પ્રસંગે અસ્ખલિત વાગ્ધારાથી સુમધુર તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરતા; ઉપરાંત અનેક પંડિતો સાથે મહત્ત્વની ચર્ચાના અનેક વ્યતિકરો બનતા; તથા દિવસે દિવસે સૂક્ષ્મ વ્યવહાર અને પરમાર્થપ્રસંગો કંઇ ને કંઇ બન્યા જ

કરતા – આ વિપુલ સામગ્રીનો અભાવ આજે શ્રેયઃસાધકોને બહુ જ સાલે છે. છતાં પણ ઉપલબ્ધ સામગ્રીનો ઉપયોગ કરી, કવિશ્રી કુમાર ૫૦૦ પાનાં ઉપરનું સુંદર જીવનચરિત્ર લખી શક્યા છે એ એમની કલમની કુશળતા બતાવવા બસ છે.

શ્રી કુમારનો શ્રેયઃસાધક વર્ગ સાથેનો સંબંધ એમના પિતા તથા કાકાના સમયનો ચાલ્યો આવે છે. સદ્ગુરુશ્રીનું દર્શન એમને નહિ થયેલું, છતાં તેમના પ્રતિ એમનો પૂજ્યભાવ કોઇ પણ સાધકને ધન્યવાદ અપાવે એવો છે.

એમની લેખિનીનું સામર્થ્ય આદિથી અંતસુધી સુસ્પષ્ટ જણાઇ આવે છે. ગંભીરતાસહિત સરળતા, વિસ્તારસહિત સંક્ષેપ, તદ્રૂપતાસહિત તટસ્થતા, ભવ્યતાસહિત સુકુમારતા, પ્રૌઢતાસહિત સુંદરતા – શૈલીનાં આ ઉત્તમ તત્ત્વો વાચકને શ્રી કુમારની કૃતિમાં સ્થળે સ્થળે જણાયા વિના રહેશે નહિ. એમની પ્રતિભાનાં પ્રકાશક અધિક ઉદાહરણો ન આપતાં, અત્રે એક જ અવતરણ પુરતું છેઃ

" એમણે ( શ્રી છોટાલાલભાઇએ ) ધાર્યું હોત તો અઢળક ધન, કીર્તિ વગેરે પ્રાપ્ત કરી, દુન્યવી ઊંચી ઉજ્જ્વળ કારકીર્દી સિદ્ધ કરી શક્યા હોત. કેવળ તેમની તેજસ્વી કલમના સામર્થ્યથી જ, તેઓ શબ્દોની અર્થસૂચક શેતરંજ પર માનવમેદનીને રમાડયા કરત. પરંતુ પાર્થિવ પ્રલોભનોથી પર રહેતું જીવન, સમર્થ જીવનસ્વામી શ્રી નૃસિંહાચાર્યજીના જીવનઆદેશ સાથે જ ઓતપ્રોત વણાઇ ગયું અને સાર્થક થયું. " ( પાન ૨૮૮ ).

આવાં સુરમ્ય વાક્યોથી હૃદયંગમ ગદ્ય લખનાર લેખક સાહિત્યક્ષેત્રમાં કિંમતી ફાળો આપે છે એમાં સંશય નથી. સદ્ગુરુશ્રીના વિપુલ ગદ્યપદ્યસાહિત્યની બાંધ શ્રી મહેન્દ્રકુમારે બે

પ્રકરણો (૧૪–૧૫) માં જે મીમાંસા કરી છે તે તલસ્પર્શી અને વિશદ હોવા ઉપરાંત એમની વિશાલ દૃષ્ટિ, વિવેચનશક્તિ તથા પુષ્કળ પરિશ્રમને સિદ્ધ કરે છે. આચાર્યશ્રીના દિવ્ય વ્યક્તિત્વને ન્યાય આપવા શ્રી મહેન્દ્રકુમારે જે પ્રયત્ન કર્યો છે તે શ્લાઘ્ય છે.

સર્વ શ્રેયઃસાધકોનો અનુભવ છે કે સદ્ગુરુશ્રીનો સાહિત્યવૈભવ સ્વસંવેદ્ય અને શબ્દાતીત છે, છતાં પ્રાપ્ત પ્રસંગને માન આપી શ્રીયુત કુમાર પ્રતિ બંધુકૃત્ય કરવાના હેતુથી હું થોડું વિવેચન રજુ કરીશ, અને તે દ્વારા ગ્રન્થમાં વર્ણવેલા નીચેના મુદ્દાઓ પ્રતિ વાચકોનું પુનઃ ધ્યાન ખેંચીશ.

૧. સદ્ગુરુ શ્રી નૃસિંહાચાર્યજી અવતારી પુરુષ હતા. વર્ગનો આ સિદ્ધાન્ત જેવો ગૂઢ છે તેવો કઠિન પણ છે. ભાગવતકાર લખે છે – લોકોનું અને ખાસ કરીને યાદવોનું દુર્ભાગ્ય કે તેઓ શ્રીકૃષ્ણચંદ્રને ઓળખી શક્યા નહિ; સમુદ્રમાં પડેલા દિવ્ય ચંદ્રના પ્રતિબિંબને માંછલાંએ માંછલું જ માન્યું !

૨. જીવનચરિત્ર વાંચવાથી સમજાશે કે નાની વયમાં જ સદ્ગુરુશ્રીને સમવયસ્ક મિત્રમંડળ તરફથી "આચાર્ય" પદવી મળી હતી. મિત્રોના આચાર્ય પહેલા, સાધકવર્ગના પછી.

૩. સિદ્ધ પુરુષોની નિષ્કામતાપર ઉપનિષદો તથા ગીતાશાસ્ત્ર ખાસ કરીને ભાર મૂકે છે. સદ્ગુરુશ્રી પૂર્ણપણે નિષ્કામ હતા. વાસનાનો છાંટો ય એમનામાં ન હતો.

૪. ગુરુપદનું અભિમાન એમનામાં લવલેશ ન હતું. એવા અભિમાનને તેઓ ગુરુનું દૂષણ માનતા. "અમુક મારા શિષ્ય છે"

એમ એમણે કદિ કહ્યું નથી. " અમુક આપણે ત્યાં આવે છે " એમ એઓ કહેતા.

૫. લૌકિક દષ્ટિએ વિધિસરનો અભ્યાસ અતિ અલ્પ છતાં તેઓ જ્ઞાનના મહાસાગર હતા.

૬. પ્રકરણ ૬ સબંધમાં જણાવવાનું કે, કોઇપણ વ્યક્તિને પોતાના દીક્ષાદાતા ગુરુરૂપે પોતે સ્વમુખે જણાવી ન હતી, — અનેક સંતોનો સમાગમ એમણે તો નાનપણથી જ કર્યો હતો.

૭. તેઓશ્રી સાદાઇની મૂર્તિ હતા. સ્વરુપાવસ્થાનને દિવસે જ આશ્રમના પાછળના ભાગમાં દાદરની દુરસ્તીના કડિયા-કામમાં પોતે જાતે રોકાયલા હતા. પરમ પૂ. શ્રી ઉપેન્દ્રાચાર્યના ઉપનયન પ્રસંગે બત્તીનાં કોડિયામાં પોતે સ્વહસ્તે દીવેલ પૂરતા હતા. એવાં તો અસંખ્ય ઉદાહરણો છે.

૮. સિદ્ધિ તથા ચમત્કારના સદ્‌ગુરુશ્રી કટ્ટર વિરોધી હતા, છતાં વખતોવખત એમનું અપરિમિત વાત્સલ્ય એમના સંયમ પર જય મેળવતું. સદ્‌ગુરુશ્રીનો મહાન ચમત્કાર એ કે સાધકોનાં હૃદય એમને કરામલકવત્ પ્રત્યક્ષ હતાં.

૯. સંન્યાસને તેઓ સમાજપ્રતિ મહાભયંકર જવાબદારી રૂપ માનતા; ગૃહસ્થરૂપે સંયમી જીવન ગાળવાનો તેઓ ઉપદેશ કરતા.

૧૦. સદ્‌ગુરુશ્રીનો સર્વ પ્રતિ મહામંત્ર એ હતો કે

" ઇષ્ટસ્મરણ કરતા પ્રસન્ન રહેશો. "

નિરંતર સ્મરણ કરનારને પરમાત્મા સુલભ છે એમ ગીતામાં શ્રીકૃષ્ણનું વચનામૃત છે.

૧૧. વિદ્યાની મહારાણી અધ્યાત્મવિદ્યાના અતિ સરલ, અતિ મધુર, અતિ સમર્થ ઉપદેશથી તેમણે શ્રેયઃસાધક વર્ગને કૃતાર્થ કર્યો, અને ગૂજરાતી સાહિત્યને અતિ મૂલ્યવાન શણગારથી દેદીપ્યમાન કર્યું.

રાગદ્વેષવિના ગુણગ્રાહી દૃષ્ટિથી લખાએલા આ ઉત્તમ જીવનચરિત્રનો ઘેરઘેર અભ્યાસ થાઓ એ મારી આંતરિક ઇચ્છા છે.

અમદાવાદ
નિર્જલા એકાદશી, ૨૦૦૦ } કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

# અનુક્રમણિકા



---

શ્રીનૃસિંહાય નમઃ

# શ્રીમન્નૃસિંહાચાર્યજી

## પ્રકરણ ૧ લું — જન્મ

વલસાડ પાસેના એક નાનકડા ગામની, ગરીબ ઘરોથી સોહામણી દીસતી શેરીના એક સામાન્ય મકાનના પટાંગણમાં, શ્રીકૃષ્ણની ધૂનનું મધુરું વાતાવરણ જામી રહ્યું હતું. ન તરુણ ન આધેડ કહી શકાય એવા દેહના પૌરુષ ભર્યા હાથની કોમળ અંગુલિઓનો સ્નેહાળ સ્પર્શ, તુંબી અને તારના અન્યોન્યના સ્નેહપૂર્ણ સંયોગને સજીવન બનાવી રહ્યો હતો. દિવ્ય સંગીતના ઝણકારથી વાતાવરણમાં મનોરમ સુરખી પ્રસરી રહી હતી. તેમાં ઢોલકે પણ પોતાની શક્તિથી પૂર્તિ કરી.

મધ્યમાં બેઠેલા તંબુરાવાળા મુખ્ય પુરુષે ધૂન ઉપાડી, ધીમે ધીમે જમાવી. તાલ, લય અને ભાવની રસિકતા જાળવી, સમૂહમાંની દરેક વ્યક્તિ ધૂનને સહર્ષ ઝીલતાં, વ્યક્તિગત ભાવસર્જન સામુદાયિક બનતાં સવિશેષ ચમત્કારયુક્ત લાગ્યું. આનંદથી સૌ કોઇ ડોલવા લાગ્યા. ધીમે ધીમે ગાયનવાદનની ગતિ વધતાં અને ભાવની તન્મયતા સિદ્ધ થતાં મનોહર સુરગંગામાં સૌ કોઇ એકબીજાની હાજરીને પણ ભૂલી ગયા. ભજનાનંદ લૂંટનારા આ ભાવિક સમુદાયમાં સક્રિય ભાગ લેતી બ્હેનોનો, એકઠા અવાજમાં સ્પષ્ટ આગળ તરી આવતો ઉચ્ચ તીવ્ર સ્વર વાતાવરણમાં મોહક મધુરતા વધારતો હતો. તેમના

કોમલ કરોમાં નિયમિત રીતે તાલ આપતી મંજીરાની જોડ વિશેષ મંજુલતા પ્રસરાવી, ધૂનની સારી જમાવટ થવામાં સહાય કરતી હતી. મોટાંઓની બંધ આંખો દેખીને અનુકરણ કરવાને ટેવાયેલાં નાનાં બાળકો પણ આંખો ઉઘાડવાની મનોવૃત્તિ રોકીને, ધૂનના શબ્દોનું જોરશોરથી ઉચ્ચારણ કરી રહ્યાં હતાં.

કીર્તનાનંદમાં મસ્ત બની ભાન ભૂલેલા આ ભક્તમંડળને ખ્યાલ પણ ન હતો કે દ્વાર આગળ સરકારી પટાવાળો હાથમાં 'તુમાર' લઈને 'ટલાટીસા'બ'ની બૂમો પાડી રહ્યો હતો. બે ત્રણ બૂમ પાડ્યા પછી, તે પણ 'સા'બ'નું આહ્વાન કરવાને બદલે ધૂનના પવિત્ર શબ્દો રટવામાં એકરસ થવા લાગ્યો. એનું ય દિલ થોડી વારમાં ડોલવા લાગ્યું. ભજનાનંદમાં એની વૃત્તિઓ વિક્ષેપ પાડવાને બદલે ભજનાનંદનું ભોજન કરવા લાગી.

ત્રીસેક મીનીટ પછી, સૌ જાગ્રત થયા; ખરી જાગૃતિમાંથી કહેવાતી જાગૃતિમાં સાવધ બન્યા. કોઈનું ય ધ્યાન છેક આંસુ લુંછતા પેલા પટાવાળા તરફ જાય, તે પહેલાં તો 'ટલાટીસા'બે' કેદારાનો આરોહ અવરોહ લીધો. 'પકડ' ગાઈને તંબુરાના સાદ સાથે તાલ મીલાવતો ઢોલકનો ધમધમ તાલ ચોપાસ પ્રસરી ચૂક્યો. હુકમ લઈ આવેલા સંદેશવાહકે સંદેશ આપવાનું માંડી વાળ્યું, અને પોતાના મનને સા'બના કેદારનો સંદેશ શ્રવણ કરવાનો હુકમ કર્યો. નરસિંહ નાગરને વરેલો કેદાર. તલાટી સા'બ પણ નાગર હતા. તેમના મુખેથી તેમનો પ્રિય કેદાર નીકળતો ત્યારે સૌ જાણતાં કે આજના કીર્તનનો આ પૂર્ણવિરામ. પરંતુ તેથી તેમાં 'અચ્યુતં કેશવમ્'ની ઉતાવળ ભરી શુષ્કતા ન હતી. તલાટીનું કેદારકવન એટલે અધરાત્રિ પર્યંતના સમસ્ત કીર્તનયજ્ઞનું અવભૃથસ્નાન. કલાકોની

ભજન – ધૂન અને કથાસમાગમથી સર્જેલા આનંદમહાલયનું કનક-શિખર એટલે તેમનો કેદારો. તેમના કેદારમાં સામુદાયિક ભજન–ધૂનથી ય વિલક્ષણ કોઇ વિશિષ્ટ પ્રકારની નિજાનંદની દિવ્યતા અને ભાવચમત્કૃતિની ભવ્યતા હતી. કેદાર છૂટે અને કલાકોથી બેઠેલા સ્ત્રી પુરુષોની ઘેર જવાની ઉતાવળ કેમ ના થંભે ! કાંઇક પરિવર્તનશીલ સંદેશો સંભળાવવા આવેલો સિપાઇ પણ ધૂનમગ્ન બની, અધીરાઇ ત્યજી, કેદારશ્રવણથી આર્દ્ર બની રહ્યો. સંગીતસુધાથી તૃપ્ત થઇ, કેદારના અંતે આરતિ કરી, આનંદથી પ્રભુપ્રતિમાને અને પછી તલાટીસાહેબને પગે પડી, તેણે હાથમાંનો પત્ર નિવેદનમાં ધર્યો.

પ્રસન્નતાથી દીપ્તિમંત ભાસતા પ્રફુલ્લ મુખો, હસ્તપત્રના હુકમને સાંભળી મ્લાન બની જતાં દેખાયાં. ચંદ્ર અસ્ત થતાં કુમુદપાંખડીઓ સંકોચાય તેમ ભજન કરવા નિત્ય ભેગી મળતી તલાટીસાહેબની સુહૃદ-મંડળી, શ્રી. દુર્લભરામજીની કડોદ બદલી થયેલી જાણીને, સ્તબ્ધ થઇ ગઇ.

' નરસિંહ મહેતા જેવા ભોળિયા તેવા જ દુર્લભરામજી ! પરગજુ, બિચારા. સંત પુરુષના સમાગમનો વિયોગ કેમ સહાશે ! આ બધો આનંદ હવે બંધ પડશે ! '...વિગેરે વિચારોથી સૌનાં હૃદયનું હીર લૂંટાઇ ગયું હોય તેમ સૌ એકબીજાનાં સામું ભાળી રહ્યા. ' પવિત્ર કર્તવ્યપરાયણ અને સહધર્મચારિણી **મહાલક્ષ્મી-બ્હેનનો** સહવાસ સર્વને દુઃખમાં પણ કેવો આશ્વાસનરૂપ હતો.' તથા ' મહાલક્ષ્મી તો સાક્ષાત્ લક્ષ્મીનો જ અવતાર '–એમ કહી, સ્ત્રીઓ દુર્લભરામજીના સ્વર્ગ સમા સુખી સંસારનો યશ ગાઇ, તેમના વિરહના વિચારે અશ્રુ લાવતી હતી. દુર્લભરામ અને મહાલક્ષ્મીબાએ સર્વે સ્ત્રીપુરુષોને વિકલ ચિત્ત ન કરવા સાન્ત્વન આપ્યું.

× × ×

" વિધિની કલા અકલિત છે. સૌ સારા માટે થાય છે " એમ કહેનાર અને માનનાર શ્રી દુર્લભરામજી, તેમનાં પત્ની શ્રી. મહાલક્ષ્મી તથા ચાર પુત્રો અને પુત્રી સહ કડોદમાં આવી વસ્યાં. વલસાડમાં તેમને સંભારનારું મોટું સ્નેહીમંડળ, તેમના વિના અસ્તવ્યસ્ત થઇ ગયું.

પુરાણપ્રસિદ્ધ પવિત્ર ' **સૂર્યદેહા** '–તાપી નદીના તીર્થધામ બનેલા એક શાંત-મનોહર કિનારા ઉપર **શ્રી દંતેશ્વરી** * માતાનું મંદિર–હાલ તો જીર્ણ સ્થિતિમાં–છે. તે મંદિરથી એકાદ કોશને અંતરે કડોદ ( कुलोदय ) નામનું નાનું પણ કુદરતી સૌન્દર્યથી સોહામણું, ધાર્મિક જનોથી વસેલું ગામ છે. કડોદગામી તાપીને કાંઠે કાંઠે કેટલાંય રમ્ય સ્થળો, શિવાલયો આવેલાં છતાં, બ્રાહ્મણોનો અને યાત્રાળુઓનો મોટો ભાગ, ' મનની કામનાઓ પૂર્ણ કરનારા ' મનાતા **શ્રી મનકામેશ્વર** મહાદેવના મંદિરમાં ભીડ કરતો હતો. ભોળાનાથ શંકરનું ભોળિયું સ્વરૂપ તેમાં સાક્ષાત્ બિરાજતું, એવી શ્રદ્ધાળુઓની નિશ્ચલ મતિ હતી. તટસ્થિત પુણ્યક્ષેત્રોમાં અવરનવર આવી રહેતા સાધુમહાત્માઓના સમાગમથી, તથા શ્રી મહેશ્વર અને શ્રી જગદંબા માતરેશ્વરીના મંદિરોથી, નદીકિનારે પણ આધ્યાત્મિક રસ રેલાતો. તાપીમાં સ્નાન કરી, 'તટ' ઉપર સન્ધ્યા ગાયત્રી ઇત્યાદિ નિત્ય કર્મ આટોપીને, બે તેજસ્વી બ્રાહ્મણો રોજ નિયત કરેલા સમયે શ્રી મનકામેશ્વર મહાદેવના મંદિરના ઘુમ્મટને ૐ નમઃ શિવાયના અજપાજપથી ભરી દેતા અને અભિષેક પૂજા, અર્ચા સ્તોત્રારતિથી સાંબહરની પ્રસન્નતાને આવાહન કરતા; નેત્ર બંધ કરી,

* પૂર્વે દંતાલ- ૨ નામનું સુંદર સમૃદ્ધ શહેર હોવાની લોકોક્તિમાં માતમંદિરના અવશેષનો ઇતિહાસ અભિંત રહેલો હોવાનું જણાય છે.

ધ્યાનયોગમાં પાછા લીન થતા. સમાધિસ્થ સ્થિતિમાં તેઓ બેઠા હોય, ત્યારે શિવદર્શને આવનાર ઇતર ભાવિક જનો જાણે ભૂલાવામાં પડતા કે શિવના કરતાં આ બે જણની સ્થિરતા વિશેષ આકર્ષક લાગે છે ! મનકામેશ્વરના પુણ્યસ્થળનો મહિમા અનેક કારણોથી સવિશેષ હોવાથી, શિવરાત્રિ, અધિકમાસ, ચાતુર્માસ વિગેરે સમયમાં, ત્યાં અસંખ્ય યાત્રાળુઓ, મુનિવરો, સંન્યાસીઓ તથા બ્રહ્મનિષ્ઠ મહાત્માઓની ઠઠ જામતી. લોકો આ પ્રસંગે દર્શન–કથાનો લાભ લેવાનું ચૂકતા નહિ. પેલા બે બ્રાહ્મણો પણ નિત્ય ઉપાસના કરવા ઉપરાંત, તત્ત્વવિદ્ મહાત્માઓનો સમાગમ કરવાનું ચૂકતા નહિ.

એક સમયે જીવન્મુક્ત મનાતા એક સમર્થ મહાત્મા–દક્ષિણમાંથી–આ સ્થળે પધારતા, સવાર સાંજ રોજ દર્શનાર્થે માનવમેદની એકઠી થવા લાગી. મૌનવ્રતી મહાત્મા અમુક નિયત સમયે જ સચ્ચિંતનને પોષક એવા વાર્તાલાપને માટે અવકાશ આપતા. કડોદથી નિત્ય આવતા બે વિપ્રોએ આ સાધુમહાત્માનો સંગ વધારવા માંડયો. મૌનભંગના સમયે પ્રથમ વચનામૃત શ્રવણ કરવાને ભાગ્યશાળી આ બે વ્યક્તિઓ પ્રતિ સંતની અમૃતદષ્ટિ પડતી. બન્નેની જિજ્ઞાસા અને દીનવૃત્તિએ મહાત્માના અનુગ્રહને પ્રેર્યો. હરેક અને શાંત પ્રકૃતિના તલાટીના સંસ્કારી હૃદયના ધૈર્યથી તેઓશ્રી ખૂબ સંતુષ્ટ હતા. તેના સહચારી વિપ્રની અધીરાઇ, પ્રશ્નપરંપરા મૂકવાની તીવ્રતા તથા નિજ મત માટેનો દુરાગ્રહી હઠ વિગેરે ભાળીને મહાત્માને તેના માટે સહાનુભૂતિ ઉત્પન્ન થતી કે ' અરેરે ! આ જીવ બિચારો તેના દુરાગ્રહનો ભોગ બનશે. બાકી હૃદય કેટલું શુદ્ધ છે ! '

" મહારાજ ! હું રોજ જે મૂર્તિની ઉપાસના કરું છું, તેણે આજે મારા પર અનુગ્રહ કરવા માટે સ્વપ્નમાં દર્શન દઇ, આજ્ઞા

દીધી કે આજથી મારે તે મૂર્તિની વિધિપૂર્વક પૂજા કરવી નહિ." એક દિવસે પેલા દુરાગ્રહી બ્રાહ્મણે અચાનક નિવેદન કર્યું.

" જેવો ઇષ્ટનો આદેશ. તો તું તેમ કર. "

" ના સ્વામીજી ! દીર્ઘ સમયથી વિધિસર સેવેલા દેવની પૂજા બંધ કરવા મારો આત્મા ના પાડે છે. "

" પણ, કયા દેવની મૂર્તિ છે ! "

" વક્રતુંડ ગણપતિજીની. વિધિપૂજા ચાલુ રાખવાનો મારો આગ્રહ જોઇને, ફરી ફરી તેમણે સ્વપ્નસંકેતથી સૂચવ્યું છે કે સુખની ઇચ્છા હોય તો મારે અવિધિસેવા શરૂ કરવી. "

સ્વામીજીએ શાસ્ત્રવિધાનો ટાંકી વ્યવહારદક્ષતાથી, તે બ્રાહ્મણને બહુ સમજાવ્યો. પણ તે તેના નિશ્ચયમાંથી ડગ્યો નહિ, પણ તેમની જોડે શાસ્ત્રાર્થ કરવા લાગ્યો. સ્વામીજીએ તેના હઠને પોષ્યો નહિ. આ બ્રાહ્મણની શિષ્યત્વને છાજે નહિ તેવી ગેરવર્તણૂક માટે પેલા વિવેકી વિપ્ર તલાટીએ ખેદ દર્શાવી સ્વામીજી પાસે માફી માગી.

વખત વહેતાં, પેલા બ્રાહ્મણના એક પછી એક ત્રણ પુત્રો પંચત્વ પામ્યા. તેની સંપત્તિનો પણ ક્ષય થયો. સંસ્કારી તલાટીએ તથા પરોપકારી સ્વામીજીએ તેને ગણેશજીની વિધિપૂજા છોડી દેવા ખૂબ સમજાવ્યો. પણ તેણે ગણકાર્યું નહિ. પોતાના હાથે, સ્ત્રીના શબનો અગ્નિસંસ્કાર કરવાનો પ્રસંગ પણ તેને પ્રાપ્ત થયો. આખરે તે પણ મહાજ્વરથી પીડાવા લાગ્યો. દયાર્દ્ર મહંતે ધ્યાનથી સર્વ વાતનું રહસ્ય જાણી લીધું. તેમણે શ્રી. દુર્લભરામ તલાટી અને તેમના ગણપતિપૂજક સ્નેહીને બોલાવી એકસાથ ઉપદેશ કર્યો; અને પેલા જ્વરપીડિત વિપ્રને કહ્યું

" બેટા ! દૈવી બાબતો સંબંધમાં આવી ટેક કામની નહિ. ભલે, તારા તપનું ફળ તને મળી ચૂક્યું છે તે હું સારી રીતે જાણું છું. પરંતુ મૂર્ત્તિની તું શી વ્યવસ્થા કરીશ ? "

" બાપજી ! આપ આજ્ઞા કરો તે પ્રમાણે હું કરું. "

" આ તારા મિત્ર દુર્લભરામ ભાવિક હોઇ તેમને ત્યાં દેવગૃહમાં પૂજાપાઠ ક્રિયાકાંડ સારી રીતે ચાલે છે. તારી મરજી હોય તો મૂર્ત્તિ તેમને ત્યાં પધરાવી આવ. "

" આપની આજ્ઞા મને ગમી. પણ વિધિપૂજા મને સદી નથી તેનું શું ? "

" દુર્લભરામ ! તમે તમારા સેવામંદિરમાં બીજા દેવો સાથે આ ગણેશજીને પણ પધરાવજો. વિધિસેવાનો સ્વીકાર થતો નથી તો પછી તમે પણ એવો આગ્રહ ન રાખશો. બે છાંટા જળચંદનના ગણેશજીને પણ છાંટજો. "

અને કોઇ પુણ્ય દિવસે, દુર્લભરામજીએ તેમના માંદા મિત્રને ત્યાંથી ખોખલા ગણેશની મૂર્ત્તિને પોતાના ઘરમાં અવિધિસર પધરાવી. અને ત્યાર પછી થોડા જ સમયમાં દુર્લભરામજીના મિત્ર ગણેશજીના ધ્યાનમાં જ વૃત્તિને સ્થિર કરતાં, આ સ્થૂળ દેહનો ત્યાગ કર્યો.

મિત્રમરણનો આ દુઃખદાયક પ્રસંગ વીત્યા પછી પણ, શ્રી દુર્લભરામજીનો પૂર્વોક્ત નિત્યક્રમ તો ચાલુ જ હતો. પર્વણી, પૂર્ણિમા, અમાસ આદિ પવિત્ર તિથિઓએ તેઓ સહકુટુંબ મનકામેશ્વર મહાદેવમાં જતા. એક સંધ્યાકાળે, પતિ–પત્ની બન્ને શ્રી. મહેશ્વરનું પૂજન અને ધ્યાન કરી, પેલા સંત પાસે સત્સંગની અપેક્ષાએ બેઠા.

કલાકેક કીર્તનપ્રસંગ ચાલ્યા પછી, સઘળા લોકો ઘર તરફ પ્રયાણ કરી ગયાં. શ્રી. દુર્લભરામજીએ પણ પ્રણામ કરી વિદાય માટે મૂક વિવેક – દાખવ્યો. મહાત્માએ પ્રસન્નગંભીર વદન કરી, હાથથી આસન પર બેસી જવા સૂચન કર્યું. ઘેર જવા ઊભા થયેલાં પ્રેમાળ પતિપત્ની સંતને પ્રણામ કરી પાછાં બેસી ગયાં.

" બાપજી ! આજ્ઞા ? "

" ખાસ કાંઇ ઉતાવળ છે ? "

" ના, અંધારું વધતું જાય છે ને ? "

" જગતમાં અંધકાર સિવાય બીજું છે શું ! " મહાત્માએ તત્ત્વને સ્પર્શ કર્યો.

" મહારાજ ! અમ સમા પામર જીવો તો અવિદ્યાના આવરણથી અંધકારમાં જ અટવાઇએ છીએ. આપની કૃપા એ જ અમારા માટે ભવતરણનું મોટું અવલંબન છે. " દુર્લભરામજીએ નિષ્કપટ ભાવે નિવેદન કર્યું.

" અંધકારમાં પ્રકાશની રેખા દોરનાર કોઇ નહિ હોય, દુર્લભરામ ? "

" દયાળુ પરમાત્મા સિવાય અન્ય કોણ સમર્થ છે, બાપજી ! "

" હા, પણ પરમાત્માનો પ્રકાશ માયાના ઘેર અંધકારની વચ્ચે પોતાનું તેજનૂર ન આદરી શકે ? "

" એ તો પ્રભુની ઇચ્છાની વાત છે ને ! આપ સમાન મહાનુભાવ સંતોનાં અમને એ પ્રકાશપુંજની તેજલીલાની આછી–પાતળી ઝાંખી કે કોઇ વાર, આપશ્રીની કૃપાથી થયા કરે છે. આપ તો દયાળુ છો, ભગવન ! "

" દુર્લભજી ! પ્રભુનો એ દૈવી પ્રકાશ તમારા પવિત્ર ગૃહ-મંદિરમાં પધારે તો ? "

" શું બોલ્યા, મહારાજ ! અમારાં એવાં કયાં ભાગ્ય "



" ના, ના, દુર્લભરામ; હું સત્ય કહું છું. આ માતાજી પૂર્વજન્મના સંસ્કારી અને તપસ્વી યોગિનીસ્વરૂપ છે. મને તો તેમાં જગદંબાની સાક્ષાત્ વિભૂતિનાં દર્શન થાય છે ! "

" અમને દોષમાં ન નાંખો, બાપજી ! અમે તો તમારાં દાસ છીએ. " શ્રી. મહાલક્ષ્મીબ્હેન નમ્રતાથી બોલ્યાં.

" મને તમારું ભાવિ અતિ ઉજ્જ્વલ જણાય છે. તમે બન્ને ભક્તિપરાયણ અને પ્રામાણિક હૃદયનાં છો. તમારું વર્તન પણ શુદ્ધ અને સંભાવિત છે. તેથી તમારા સદ્‌ભાગ્યને સૂચક બે શબ્દો કહેવાનો મને દૈવી સંકેત પ્રાપ્ત થયો છે, તે મુજબ તમને જણાવું છું કે આ પવિત્ર માતાના ઉદરથી આપને ત્યાં ટૂંક સમયમાં અનેકના કલ્યાણનું કારણ એવી ઐશ્વર્યના ઉદધિરૂપ મહાન્ વ્યક્તિનું પ્રાકટ્ય થશે. તેનાં માતાપિતા હોવાનું સદ્‌ભાગ્ય હોવાથી, તમે અને તમારૂં કુલ કૃતકૃત્ય થશે. "

સ્વામીજીએ તન્નિમિત્ત કર્ત્તવ્યપાલનના નિયમો બતાવ્યા, અને બીજો ઘણો ઉપદેશ કરી, " કાંઇ પૂછવું છે હજી " એવો પ્રશ્ન કર્યો. એટલે દુર્લભરામજીએ સહજ સંકોચ અને આનંદ આણી કહ્યું:

- " અમે તો અલ્પમતિ સાધનહીન જીવો છીએ. આપની કૃપાથી થોડો સત્સંગ કરી જાણીએ છીએ. પરંતુ અમારા પુણ્ય-શ્લોક પૂર્વજો અત્યંત જ્ઞાની, ભક્તિસંપન્ન અને યજ્ઞોપાસક હતાં. પેઢીગત વૃદ્ધપરંપરાથી જે આશ્ચર્યકારી હકીકત અમે શ્રવણ કરી છે,

એટલું જ નહિ પણ શ્રદ્ધા તથા મહદ્ આશાપૂર્વક હૃદયમાં ધારણ કરી છે તે ટૂંકમાં આપની સમક્ષ નિવેદન કરી કૃતાર્થ થઈએ છીએ.

" અમારા છઠ્ઠા પૂર્વજ શ્રી **સુરેશ્વર યાજ્ઞિક** વિદ્વાન પુરુષ હોવા ઉપરાંત, સમર્થ અગ્નિહોત્રી હતા. તે એક વખત પુરાણના અભ્યાસમાં નિમગ્ન હતા. તેમાં, કલિકાલમાં યજ્ઞયાગ અને આર્ય-વેદધર્મનો ક્ષય થશે, વેદ—યજ્ઞ—ધર્મ વિગેરેનું દર્શન જ દુષ્કર થઈ પડશે...એવી મતલબનું ઘોર કલિકાલનું વર્ણન વાંચતા, તેમને અત્યંત ક્ષોભ થયો કે ' અરેરે ! મારા ધ્યેયોપાસ્ય યજ્ઞ-અને વેદનું જ્યારે આ સ્થાન હશે ત્યારે ધર્માશ્રયથી વિમુખ અને વંચિત જનસમાજની શી સ્થિતિ હશે ! ' વિગેરે લોકોપકારક વિચારોથી મારા પૂજ્યશ્રીના દયાળુ હૃદયમાં ખેદ થવા લાગ્યો. વિષિણ્ણ ચિત્તથી નિદ્રાધીન થયેલા તેઓશ્રીને પાછલી રાત્રે સ્વપ્નમાં ચાર મૂર્તિમંત વેદોની સાક્ષીએ શ્રી યજ્ઞનારાયણે પ્રત્યક્ષ થઇ ગંભીર વાણીમાં જણાવ્યું કે યાજ્ઞિક ખેદ કરવો નહિ. કારણ તેમના વંશમાં **સાતમા** પુરુષ શ્રી. નિરંજન મહેશ્વરનો અવતાર થશે અને તે કલિમર્યાદાનુસાર ધર્મ, વેદ, સત્કર્મ, વિદ્યા વિગેરેનું સંરક્ષણ અને સંસ્થાપન કરશે, તથા જનતાની ધર્મવિષયક આચરણમાં નિષ્ઠા ઉત્પન્ન કરશે...વિગેરે. બીજા દિવસે સવારે હોમ સમયે યાજ્ઞિકદાદાના દિલમાં સ્વપ્ન સંબંધી સંદિગ્ધતા થવાથી, અગ્નિકુંડમાંથી શ્રી યજ્ઞનારાયણ ભગવાને જ્વાળા મધ્યમાં દર્શન દઇ ખાત્રી આપી કે ' સ્વપ્ન માત્ર મિથ્યા હોય છે પરંતુ આજનું તેમનું સ્વપ્ન વૃથા નથી,' અને અંતર્ધાન થયા.*

* આ અને એવા જ બીજા પ્રસંગોનો આધાર સદ્ગત શ્રી નંદાવીરજી છે. તેમાંથી અતિ સુવિદિત **પ્રસંગો જ** ટૂંકમાં અત્રે નિરૂપવામાં આવેલ છે

એ ચમત્કારની વાર્તા, અમારા વડીલે અદ્દભુતભાવે આપ્તજનોને અતિ આનંદથી કહી અને પછી તો તે કથાનું સ્વરૂપ, અમારા શ્રવણ માટે કર્ણોપકર્ણ સારી રીતે સચવાઇ રહ્યું. તે મેં આપની સમક્ષ રજુ કર્યું છે."

પોતાના પૂર્વજ સંબંધી બહુશ્રુત વૃત્તાન્ત, મહારાજ સમક્ષ કહી, દુર્લભરામજી એકદમ શાન્ત થઈ ગયા. તેમના તથા શ્રી. મહાલક્ષ્મીમાના મુખ ઉપર એક પ્રકારની વિહ્વલતા અને આતુરતા તથા અર્ધમીંચી આંખોમાં અધીરભાવ ઊભરાયેલો જોઇ, મહાત્માએ મુખ મલકાવતાં કહ્યું:

"શું બેટા! સાક્ષાત્ યજ્ઞનારાયણની વાણીમાં તને અસદ્દભાવનો સંદેહ થાય છે!"

"ના, મહારાજ. જ્યારથી મેં મારા અત્યંત પવિત્ર અને સાધુચરિત સદ્દગત **દેવબ્હેન** પાસેથી આ દૈવી વાણી શ્રવણ કરી છે, ત્યારથી મારું મન તો શાંત જ થતું ગયું છે. એ તપની પ્રતિમા સમી મારી ભગિનીની શુભ ભાવના અને પરમ પુરુષાર્થયુક્ત ભક્તિમત્તાથી, આજે હું આ સ્થિતિ પર છું." દેવબ્હેનની પ્રેરણાથી પોતે બીજું લગ્ન કર્યું હતું વિગેરે હકીકત જણાવી, સ્વ. બ્હેનનાં સંસ્મરણો તાજાં કરી અંજલિ આપતા હોય તેમ તેઓ ગદ્દગદિત થઇ ગયા. મહાત્માએ અનેક રીતે સાન્ત્વન આપ્યું. શુદ્ધ અંતઃકરણપૂર્વક પતિપત્નીએ મહંતને પ્રણામ કર્યાં. જતી વખતે, વચનસિદ્ધ સંતની મંગલ અમૃતાશિષ તેમના કર્ણો દ્વારા હૃદયને પાવન અને પ્રોત્સાહિત કરી રહી:

"શ્રી મહેશ્વર ભગવાન્ તમારું તથા સર્વનું કલ્યાણ કરો. અંતરની અભિલાષા પૂર્ણ થાઓ."

× ×

આમ શ્રી દુર્લભરામજીને જે દુર્લભ સંતસમાગમ થયો હતો, તેમાં તેમની કુલપરંપરાગત પુણ્યકમાઇ પણ કેટલેક અંશે કારણભૂત હતી. તેનું આપણે અત્યંત સંક્ષિપ્તમાં વર્ણન કરીશું.

વિશ્વપતિ શ્રીકૃષ્ણબળદેવનું લૌકિક નામકરણ કરનાર શ્રી ગર્ગાચાર્યજીના પવિત્ર આચાર્યવંશમાં, શ્રી **સુંદરેશ્વર યાજ્ઞિક** નામના પવિત્ર અગ્નિહોત્રી બ્રાહ્મણ થઇ ગયા. **વિસલનગરમાં** રહેતું આ વેદાભ્યાસી કુટુંબ તપસ્વી જીવન ગાળતું હતું. શ્રી. સુંદરેશ્વરનું જ્ઞાન કેવળ તર્કોપયોગી જ ન હતું. પણ જ્ઞાનની ઉત્તરોત્તર પરિપકવતાએ સાચો વિરક્તભાવ આણનારું હતું. ત્રણે આશ્રમોનાં યથાર્થ વિધિનિયમથી પરિશીલન વડે અનુભવ કરી, તેમણે ચતુર્થાશ્રમનો સ્વીકાર કર્યો હતો. એકસ્થાનના સતત સંગથી ઉપજતા રાગયુક્ત પ્રલોભનોથી દૂર રહેવાને યોજાએલા પરિવ્રાજકધર્મને ચુસ્તપણે પાળનારા યતિએ નર્મદા અને તાપી સુધીની ગુર્જર ભૂમિ પવિત્ર બનાવી હતી. શીલ, નિરભિમાનતા અને સંન્યસ્તમાં સમાયેલી સુજનતાનો સૌ કોઇ સત્કાર કરતું....વળી તેઓ સારા કવિ પણ હતા. તેમની ગૂજરાતી અને ભાવપૂર્ણ હિન્દી કવિતાના શ્રવણથી તે સમયના યુગકવિ શ્રી પ્રેમાનંદ સંતોષ પામ્યા હતા. આ સંન્યાસીસ્વરૂપ શ્રી સુંદરેશ્વર, અભણ પ્રેમાનંદને મહાકવિ પ્રેમાનંદ બનવા પ્રેરણા કે વર આપનારાઓ પૈકી – કવિ પ્રેમાનંદે સેવેલા સંતો પૈકીના – હતા કે નહિ તેનો નિર્ણય હજુ થઇ શકયો નથી. પરંતુ કવિ પ્રેમાનંદ, આ સંન્યાસી મહાત્મા પ્રતિ અસંત પ્રેમ અને પૂજ્યભાવ રાખતા, એમ અનેકનું દઢ મંતવ્ય છે. નંદરબારની યાત્રાએ જનારા પ્રવાસીઓ પાસેથી પણ આ વાર્તાનો ઉલ્લેખ સાંભળવા મળે છે. કારણ, શ્રી સુંદરેશ્વર નંદરબારમાં વધુ સમય રહેતા– કદિ ચાતુર્માસ પણ, લોકસંગ્રહાર્થે ગાળતા. તેમ જ સ્વામીજીએ

નંદરબારમાં જ સ્થૂળભાવનો લય કર્યો હોવાથી, તેઓશ્રીના સમાધિ-સ્થળને 'શ્રી સુંદરેશ્વર સ્વામીની દેરી'–એ નામથી જનતા ઓળખાવે છે.

આ બ્રહ્મણ્યતાનિધિ રૂપ પિતાની સમસ્ત બ્રહ્મસંપત્તિનો ગ્રાહક બનનાર પુત્રરત્ન **શ્રી સુરેશ્વર યાજ્ઞિક** ધુરંધર પંડિત અને કર્મકાંડનિષ્ણાત હતા. આચાર્યકર્મ કરવા–કરાવવામાં અદ્વિતીય કુશળ મંત્રસિદ્ધિને વરેલા બ્રાહ્મણત્વથી વેદવિશારદ એવા શ્રી સુરેશ્વરને સ્થળે સ્થળેથી, મોટા મોટા યજ્ઞયાગાદિક કાર્યોમાં સંમાનપૂર્વક નિમંત્રણ થતું. દૂર દૂરના પ્રાન્તોમાંથી પ્રવાસની મુશ્કેલી સહીને પણ જિજ્ઞાસુ લોકો પરમ પ્રતિષ્ઠાપ્રાપ્ત યાજ્ઞિકગૃહે આવતા અને પિતાપુત્રની પાસેથી વિદ્યાનું અધ્યયન કરતા. તેમની અધ્યયન–અધ્યાપનની અવિધિસરની પાઠશાળા માત્ર વૈદિક વિદ્વત્તાથી જ મીમાબદ્ધ ન હતી. કાવ્ય–સાહિત્યશાસ્ત્રના તેઓ સારા અભ્યાસી હતા. કાવ્યરચના કરવાનો પણ તેમને સારો શોખ હતો. વિપુલ કવનસર્જન કરતાં, અભ્યાસ અને વેદશાસ્ત્રપારંગતતા સંબંધમાં તેમની પ્રતિભા અને અભિરુચિ નૈસર્ગિક હોવાની ગણાતી. 'સુંદર સૂરા, વેદે પૂરા' એ પ્રચલિત લોકકથન સાબિતી રૂપ છે. કેટલીક ગૂજરાતી પદ્યરચનાઓના કર્તા શ્રી. સુરેશ્વર યાજ્ઞિકને, કવિ પ્રેમાનંદની પેઠે પુરાણોનાં ગૂજરાતીમાં પદ્યબંધ ભાષાંતરો કરવાનો વ્યાસંગ લાગ્યો હતો. શ્રીમદ્ ભાગવત (ભાષાન્તર રૂપે) તેમણે રચ્યું હોવાનું સાંભળવામાં આવે છે.

આ યાજ્ઞિક, શ્રી વેદ અને યજ્ઞનારાયણના સાચા ઉપાસક હતા. તેમને શ્રી. યજ્ઞનારાયણનું વેદો સહ દર્શન થયાનું તથા શ્રી યજ્ઞપુરુષે તેમની સાતમી પેઢીમાં શ્રી. મહેશ્વરનો અંશ પ્રકટ થવાનું ભાવિ કથન કર્યું હોવાનું કહેવાય છે, એ હકીકતનો ઉલ્લેખ આપણે કરી ગયા છીએ.

શ્રી સુરેશ્વરના પુત્ર **શ્રી સોમેશ્વર** પણ તેમના પૂર્વજોની પેઠે

બ્રહ્મવિદ્યાના જ્ઞાતા અને પવિત્ર અગ્નિહોત્રી હતા શ્રુતિદેવીની આરાધના અને અધ્યયનપ્રવચનમા તેમણે જીવનને ઉજ્જ્વળ બનાવ્યુ હતુ પિતા અને પિતામહની પેઠે, તેઓ પણ બે ત્રણ ભાષાના જાણકાર અને અતિશ્રુત હતા કવિતા – શ્રવણના અતિ અનુરાગના પરિણામે તેમણે પણ થોડીક ગૂજરાતીમા અને ઘણીખરી હિન્દીમા કવિતા લખેલી છે

શ્રી સોમેશ્વરના પુત્ર **શ્રી ઉદયચંદ્ર,** કવિ પ્રેમાનંદની પછીના સંઘર્ષસમયમા સમર્થ પુરુષ થઇ ગયા મુસ્લીમ સંસ્કૃતિને હિંદના એકે એક ખુણામા જોવાની તમન્નાવાળા ધર્મઝનૂની ઔરંગઝેબની આણ સર્વત્ર પ્રવર્તતી હતી સમયાનુકૂળ સમાજે ધર્મનીતિ રીત રીવાજ પરત્વે સહજ ઢીલુ મૂકવા માંડ્યુ હતુ પણ શ્રી ઉદયચંદ્રે પોતાની વડીલોપાર્જિત યજ્ઞ–અધ્યયનાદિથી અનુકૃત ધર્મસંસ્કાર–પેઢીને નિર્ભયતાથી આગળ ચલાવી પોતાના પૂર્વજોની પેઠે પોતે પારમાર્થિક વેદવિદ્યાના સ્વાધ્યાયપ્રવચનકાર્યમા કુશળ પંડિત હોવા ઉપરાંત, તેમનુ બ્રહ્મતેજ અને સામર્થ્ય અલૌકિક હતુ ભાવિ મહા પુરુષ **શ્રીમન્નૃસિંહાચાર્યજીની** કર્મ, ઉપાસના અને જ્ઞાનની ત્રિકાંડ ત્રિપુટીની અવર્ણનીય આરાધના અને નિષ્ઠા – નિપુણતાના સફળ બીજ, શ્રી ઉદયચંદ્ર યાજ્ઞિકના અગ્નિહોત્રી જીવનમા જ નખાયા હતા એમ કહીએ તો જરા ય ખોટુ નથી અગ્નિહોત્ર, કર્મકાંડ અને બ્રાહ્મણાચાર માટેના આ આગ્રહી પુરુષના અડગ દૃઢ નિશ્ચયે, તેમના સમયમા, કુલ સમસ્તના અગ્નિહોત્રની કપરી કસોટી કરી હતી કુનેહ, દ્વેષ કે અન્યભાવથી પ્રેરાઇને કેટલાક ગ્રામવાસીઓએ તેમને ટોણો માર્યો હતો કે – ' અહીં ગૂજરાતના શાન્ત અને અનુકૂલ પ્રદેશમા તો તમારો ધર્મ સ્વાભાવિક રીતે સુરક્ષિત છે મ્લેચ્છોની રાજધાની દિલ્હીમા જઇને ધર્માચરણનુ પૂછડુ પકડી રાખનારો

તમારો ટેક સાચવો ત્યારે ખરા !' કોઇ કહે છે કે આ સંબંધમાં વિપ્રસમારંભમાં થયેલા સખ્ત વાદવિવાદે શ્રી. ઉદયચંદ્રજીના હૃદયમાં તેમનાં યાજ્ઞિકી અભિમાનના રક્ષણ માટે સવિશેષ ભાવભરતી આણેલી. તેઓ દિલ્હીના પ્રવાસે ઉપડયા. પ્રવાસમાં તેમજ ઇતર યાત્રાપ્રસંગોમાં પણ, યાજ્ઞિકના પવિત્ર ગૃહચોકમાંથી હવિપૂત ધૂમશ્રેણિ નભમંડળમાં લુપ્ત થવા ઉડ્ડયન કરતી નજરે પડતી. મરાઠા અને મોગલોના વિગ્રહની અશાંતિમાં, અસહિષ્ણુ પ્રકૃતિના ધર્મઝનૂની મુસ્લીમ સત્તાના ઉગ્ર અને કડક અમલમાં પણ, શ્રી. ઉદયચંદ્રના તપ અને વિદ્યાતેજ દ્વારા અધર્માક્રમણનાં અભ્રો વિખરાઇ જતાં હતાં. આમ ટેકીલા શ્રી. ઉદયચંદ્રે વેદકર્મના ઉદિતચંદ્રને છેક સુધી ઉજ્જ્વળ રાખ્યો. પાછળથી તેઓ વતનમાં પાછા ફર્યા હતા.

આ ઉદયચંદ્ર યાજ્ઞિકનો ઇતિહાસ આશ્ચર્યજનક અને સાહિત્ય–સંશોધકો માટે પણ ગૌરવભર્યો છે. તે સંબંધી વિસ્તૃત હકીકત અત્રે અપ્રસ્તુત હોઇ, માત્ર નિર્દેશ જ કરેલો છે. શ્રી. ઉદયચંદ્રનું વિવિધ ભાષાઓનું જ્ઞાન અદ્વિતીય હતું. ગૂજરાતી ઉપરાંત, સંસ્કૃત, હિંદી, ફારસી તેમજ તત્કાલીન પ્રાકૃત ગણી શકાય એવી ' ગ્વાલી ' ( ગોવાલ લોકોની ? ) ભાષાઓ વિષે તેમનું આશ્ચર્ય પમાડે તેવું જ્ઞાન માત્ર વાંચન પૂરતું જ ન હતું. પણ તેઓશ્રી તે તે ભાષાઓ સારી રીતે લખી બોલી શકતા હતા. સંસ્કૃત, હિંદી અને તેની વિવિધ પેટા ભાષાઓનાં ભેદ અને પરિચય પરત્વે તેઓ સવિશેષ ઊંડું જ્ઞાન ધરાવતા હતા. તે સમયના તેઓ એક અજોડ ભાષાશાસ્ત્રી હતા, એમ કહેવામાં આપણે તેમને પૂરતો ન્યાય આપી શકીશું. વળી, તેમના દાદાઓની પેઠે કાવ્ય–સાહિત્યશાસ્ત્રમાં તેઓ સારી સિદ્ધિ પામ્યા હતા. પોતે સારા કવિ હોઇ, રસમીમાંસા અલંકાર–નિરૂપણ વિગેરે બાબતોમાં તેમની વિદ્વત્તા અને નિપુણતા વિશિષ્ટ

હોવાનુ મનાય છે. તેમના નામે ગણાતી, છટાદાર વ્રજની ભાષામાં લખાયેલી 'શ્રીરાધામાધવકેલીપચ્ચીસી' નામની શૃંગારરસની મધુર કવિતકૃતિ ઉત્તમ કોટિની હોઇ, તેવા અન્ય અનેક ગ્રંથો તેમણે લખ્યા સબંધમા વિવિધ મતો છે.* આ સત્ય હકીકત હોય તો તે સઘળુ સાહિત્ય અવશ્ય સંશોધન અને સંસ્કરણને પાત્ર હોવું ઘટે છે. આ ગ્રન્થ (જેને કેટલાક 'કેલાપચીસ' નામથી પણ ઓળખાવે છે ) પ્રાચીન હિન્દી-વ્રજની-ભાષામા લખાયેલો છે. તેની કવિતા ઘરગથ્થુ શબ્દોમા યોજાયેલી અને અતિ મનોહર હોવાનું તેના સાંભળનારાઓ જણાવે છે શ્રી. ઉદયચંદ્રરચિત 'રાધામાધવકેલી-પચ્ચીસી' કાવ્યના નાયક નાયિકાનાં નામ અનુક્રમે 'માધવ' અને 'રાધા' હતા, અથવા તો, શ્રી ઉદયચંદ્રના 'માધવ' નામના પુત્રે 'કેના પચીસ' નામનો ગ્રન્થ રચ્યો ..વિગેરે મતભેદોથી દૂર રહી, આપણે એ તાત્પર્ય કથન કરવા માગીએ છીએ કે આ પુસ્તકના વિષય **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના પૂર્વજો સમર્થ વિદ્વાન, કવિ અને વિદ્યારસિક પુરુષો હતા, અને એ કથનના ગૌરવનું સચોટ સમર્થન, શ્રી ઉદયચંદ્રની 'શ્રીરાધામાધવકેલીપચ્ચીસી' કે શ્રી માધવની 'કેલાપચીસ'– ઉભય પિતાપુત્રની વૈકલ્પિક કૃતિ કરે છે, અને સમસ્ત કૌલિક ( આનુવંશિક ) સરકાર તથા સારસ્વત યશપુંજને અનોખી શોભા આપે છે, એ વાત સર્વસ્વીકાર્ય છે.

શ્રી ઉદયચંદ્રના ચાર સમર્થ સાગ્નિક પુત્રો સર્વેશ્વર, કામેશ્વર, કોટીશ્વર, કર્ણેશ્વર પૈકી જ્યેષ્ઠ શ્રી **સર્વેશ્વર** શાસ્ત્રજ્ઞ હતા અને સુગતમા લોકોપયોગી જીવન ગાળતા હતા. અજ્ઞ અને ઓછુ જાણનારા

---

* આ સબંધમાં, શ્રી નગીનદાસ સંઘવીએ તેમના "શ્રેય સર્વસ્વ" નામના લેખમા કાઇક પ્રકાશ પાડયો છે તે વાચવા વિનતિ છે

લોકોને સનાતન ધર્મના ગહન સિદ્ધાન્તોનુ રહસ્ય સમજાવવામા સારો પરિશ્રમ લેઇ નિર્લોભવૃત્તિથી લોકસેવા કરતા હતા. સુરતના તે સમયના મહાન્ અગ્નિહોત્રી આચાર્ય તરીકે તેઓ ખૂબ પ કાયા હતા શ્રી સર્વેશ્વરને સંતતિમા શ્રી દેવેશ્વર અને શ્રી સૂર્યરામ એમ બે પુત્રો હતા

અત્યાર સુધી યાજ્ઞિક કુળના પુરુષો યજ્ઞકર્મ કરી-કરાવી, પુણ્ય અને કુટુબપાનનને પામતા હતા પૂર્વકાનથી અવિરતપણે વહેતી આવેલી અગ્નિહોત્રની કૌનિક ધારાનો પ્રવાહ મદ પડયો. નિર્વાહના સાધનોની પણ અગત્ય ઊભી થઇ. વ્યાપારપ્રધાન ગૂજરાતના આ અગ્નિહોત્રી પિતરોના પુત્રોએ-ખાસ કરીને શ્રી દેવેશ્વરે-ઉદ્યોગ -વાણિજ્યમા ઝ પના યુ. તેથી કાઇ ધાર્મિક નિષ્ઠા અને વિદ્વત્તાની પર પરાગત સમૃદ્ધિમા લેશ પણ આચ આવી નહિ માત્ર યાજ્ઞિકી અટકી અગ્નિહોત્રનો આગ્રહ શિથિલ થયો, શ્રી. યજ્ઞનારાયણની ઉપાસના-પનટાતા સમય પ્રમાણુ-માત્ર વૈકલ્પિક ( ઐચ્છિક ) જ રહી. ત્યારથી અત્યાર સુધી આ કુટુબમા યજનકાર્યનુ પ્રધાનત્વ અનિવાર્ય રહ્યું નથી

શ્રી દેવેશ્વરે અધ્યયન બાબતમા પોતાની પૈતૃક પર પરામા પ્રગતિકારક પગલુ ભર્યુ જ્ઞાનનો હેતુ જનસેવા હોઇ, પુરાણુ શિષ્ટ પુરુષોએ આયુર્વેદને પણ પ ચમવેદ તરીકે અપનાવ્યો છે તેથી દેવેશ્વરે કુટુ બનિર્વાહનો બોજો પિતાશ્રીના અસલ વતન વિસનગરમા રહેતા પોતાના બધુ શ્રી સૂર્યરામના શિરે નાખ્યો પોતે પ ચમવેદના વિશેષ અધ્યયન અને અનુભવ વડે વેદ અને વૈદ્યકની વિદ્યામા પારગત થવાના શુભ હેતુથી હિન્દુસ્તાનના પ્રવાસે ઉપડયા પ્રવાસનો પરિશ્રમ સફળ થયો કુશળ વૈદ્ય તરીકે પ્રતિષ્ઠા પામી તેઓ તાપી તટે

**માંડવી** પાસે રજપૂતોના અમલ તળેના **કડોદ** નામના નાનકડા ગામમા આવીને રહ્યા. માંડવીના કારભારીની કન્યા '**રત્નગૌરી**' સાથે તેમનું લગ્ન થયું, અને નવા સંબંધથી, તેઓ રાજ્યનીતિ વિષયમાં પણ જ્ઞાન અનુભવ મેળવી શક્યા. શ્રી દેવેશ્વરને ત્યાં, **દેવબ્હેન, પ્રાણબ્હેન,** ઉમેદબ્હેન વિગેરે ચાર પુત્રીઓનાં જન્મ પછી અત્યંત આતુરતાને અંતે પુત્ર પ્રાપ્તિ થવાથી 'દુર્લભ' આનંદ આપનાર બાળકનું નામ '**દુર્લભરામ**' પડ્યું. આ દુર્લભરામ યાજ્ઞિક તે પૂર્વોક્ત મનકામેશ્વરવાળા મહંતની કૃપાના પાત્ર, બારડોલીથી બદલાઇને આવેલા કડોદના તલાટી. બાલ્યવયમાં તેમણે તે સમયનું પ્રાથમિક શિક્ષણ ઉપરાંત હિંદુધર્મ અને વર્ણાશ્રમધર્મને અનુકૂળ એવા આચારવિચાર સંબંધી ઉચિત અનુભવજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. શાળાકીય ઉચ્ચ શિક્ષણથી વંચિત રહેલા દુર્લભરામનું મન વ્યવહારોપયોગી શિક્ષણથી વંચિત નહોતું રહેવા પામ્યું. પૂર્વજન્મથી ચાલતી આવેલી સરસ્વતીની ઉપાસનાની નૈસર્ગિક વૃત્તિએ તેમનામાં વિલક્ષણ જિજ્ઞાસા જાગૃત કરી હતી. એ જિજ્ઞાસાએ તેમનામાં સાહિત્યાભિરુચિને અનુકૂળ મનોવૃત્તિ, સારૂં અને સ્વચ્છ લખવું, બોલવું, આચરવું, વિગેરે સુઘડતાના સંસ્કારો પ્રકટાવ્યા હતા. ઉત્તમ કાવ્યો–કથાઓની તેઓ નકલ કરતા. કવિ પ્રેમાનંદનાં આખ્યાનો, શ્રીમદ્ ભાગવત, હારમાળા, શ્રી. શામળભટ્ટની વાર્તાઓ, ભર્તૃહરિનું ચરિત્ર વિગેરે અનેક પુસ્તકોના, તથા ભિન્ન ભિન્ન વિદ્વાનો, ભક્તો અને કવિઓનાં વ્યાખ્યાનો તથા ગ્રન્થોના તેઓ સ્વહસ્તે ઉતારા કરવામાં અતિ આનંદ અનુભવતા. જ્ઞાનધનની દૃષ્ટિએ તેઓ પરિગ્રહવૃત્તિના પુરુષ હતા; અતિ ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ કરવાનો તેમને અદ્‌ભુત શોખ હતો.

જે 'પ્રાચ્યવિદ્યામંદિર' તરફથી આ ગ્રન્થ પ્રકટ કરવાની

પ્રેરણા થઇ છે, તે સંસ્થા (વડોદરા) તરફથી પ્રસિદ્ધ થતી ' પ્રાચીન કાવ્યમાલા 'ના પ્રથમ અંક ' હારમાળા 'ની અનેક પ્રાચ્ય પ્રતોમાંથી મુખ્ય વિશ્વસનીય લિખિત પ્રત, આ શ્રી દુર્લભરામજીના પોતાના હાથથી લખેલી હતી. એ રીતે, શ્રી દુર્લભરામજી તરફનું. ગૂજરાતનું બહુ મોટું ઋણ છે, એમ કોઇ પણ સાહિત્યપ્રેમી ગૂજરાતી કબૂલ કર્યા વિના નહિ રહે

પુસ્તકોની નકલો કરવાના આનંદજનક અભ્યાસથી શ્રી દુર્લભરામજીનું ભાષાજ્ઞાન પાકું થયું. હસ્તાક્ષર સુંદર નીવડવાથી, તેમને પ્રથમ ' ચિખલી ' અને પછી ' બારડોલી ' મુકામે તલાટીની નોકરી મળી. વળી ઉચ્ચ શ્રેણીના ગ્રન્થોનાં શ્રવણ, વાચન અને પુનર્લેખન દ્વારા સ્વયંશિક્ષણની પદ્ધતિથી, ધર્મ ઉન્નતિ વિગેરે વિવિધ વિષયો સંબંધી ઉચ્ચ જ્ઞાનના સંસ્કારો તેમના હૃદયમાં દઢ વિકાસને પામ્યા. તેમની સાહિત્યપ્રિયતા અને કાવ્યરતિ ઉત્કૃષ્ટ કોટિનાં બન્યાં. જન્મથી જ ઉચ્ચ સંસ્કારને પામેલા જીવનમાં અધિકાર વધ્યો. સોળ વર્ષની વય થતાં તો તેમણે, સ્વતંત્ર બુદ્ધિશક્તિ ધરાવનાર બાહોશ પુરુષ તરીકે ગણના મેળવી. નિજ ગોત્રાનુરૂપ શુક્લ યજુર્વેદ વિદ્યાનું અધ્યયન પણ પ્રાપ્ત કર્યું. વળી પિતાની સાથે રાજદરબારમાં અવરજવર હોવાથી, વ્યવહારદક્ષતા પ્રાપ્ત કરી.

શ્રી. દુર્લભરામનાં પત્ની **દુર્લભગૌરી** ન્યાયી, દયાળુ અને સુશીલ હતાં. સુખ, શાંતિ અને સંતોષમાં વ્યતીત થતા આ નાગર જીવનમાં એક વિશિષ્ટતા હતી. યાજ્ઞિકીનો પ્રવાહ અટકી પડયા પછી, નરાકાર સ્વરૂપોપાસના પ્રતિ યાજ્ઞિકોનું વલણ વિશેષ દેખાવા માંડયું હતું. એક વૈશ્ણવ સંતની પ્રેરણાથી, શ્રી. દુર્લભરામે વિષ્ણુની આરાધના આદરી હતી. તદનુસાર ભજનાનંદની વિશેષતાનો પણ

સ્વાભાવિક સ્વીકાર થવાથી, બ્રહ્માનંદ કરતા ભજનાનંદને મૂર્ત કરતા ભક્તકવિઓના કાવ્યો-પદો તરફ શ્રી. દુર્લભરામજીની અભિરુચિ ઢળતી હતી પોતે ભજનો ખૂબ શ્રવણ કરતા અને ગાતા. સમૂહમા તેમનો ભજનાનંદ સાગર પેઠે ઊભરાઇ આવતો. તેમણે કરેલા ઉતારા-સંગ્રહની પોથીઓમા, પ્રભુપદ ઇશ્વરસ્તવન વિગેરે ભક્તિભાવનાં ભજનો પુષ્કળ પ્રમાણમા હોવાનુ કહે છે. તેમની ભજન સમયની આનંદલીન અવસ્થા, વાતાવરણને વશ કરવાની કળા, કીર્તન-પદ્ધતિ અને અંતિમ કેદારપ્રીતિ વિગેરેનો ઉલ્લેખ આપણે શરૂઆતમા જ કરી ગયા છીએ. મીરાં, નરસિંહ, તુલસી, કબીર વિગેરે ભક્ત કવિઓના અસંખ્ય પદો તેમને મુખપાઠ હતા. નોકરી સિવાયના અવકાશના સમયમા, કોઇ દુર્લભરામજીની ખબર કાઢે તો તેઓ કાં તો ધૂનમાં કે ધ્યાનમા હોય, પરિવાર સમસ્ત સદુપદેશ કરતા હોય કે કોઇ સંત સમાગમમા સદુપદેશ શ્રવણ થતો હોય, મંડલાકાર કીર્તનનો દુર્લભ આનંદરસ રેલી રહ્યા હોય, કે કોઇ ઉત્તમ કવિની સુંદર સાહિત્યકૃતિની સુંદર સાદ્યંત નકલ કરવામાં નિમગ્ન હોય ટૂંકમા, ભક્તિપરાયણવૃત્તિપ્રધાન દુર્લભરામજીના સંસ્કારી જિંદગીઓનો સમયનો મોટો ભાગ, પ્રભુનામકથા-શ્રવણકીર્તનાદિમાં વ્યતીત થતો હતો.

ઉપરોક્ત ધાર્મિક અને સાહિત્યિક સંસ્કારના પડોથી છવાયેલા દુર્લભરામજીના પરોપકારી અને પ્રેમાળ હૃદયની ભાવભીની પ્રતિભા ઘણીવાર સ્ફુરણ પામતી અને ભક્તિજ્ઞાનવૈરાગ્યનાં સુંદર ભજનો રચતી પોતાના પદો, કીર્તનો તથા શ્રી પ્રેમાનંદ કવિના સાહિત્યને તેઓ મુક્તકંઠે ગાતા તેમના જ્ઞાન સંગીતથી, સમાગમ મેળનારી જનતા મુગ્ધ બની તેમને અધિક અને અધિક ચાહવા લાગી અતિથિદેવોભવના સૂત્રને તેમણે પૂર્ણાંશે અમલમાં મૂક્યુ

હતું. કોઇ પણ તેમના દ્વારેથી, અતૃપ્ત પાછું ન જતું. આવા પવિત્ર સંસ્કારી દંપતીને પ્રાપ્ત થયેલાં સાતેક સંતાન, જીવિત રહેવા ન પામ્યાં. બ્હેનો પૈકી, દેવબ્હેન બાળવિધવા થવાથી, દુર્લભરામને ઘેર જ રહેતાં હતાં. તે સ્ત્રી, તેના ત્યાગતપમય ભવ્ય જીવનથી નામ પ્રમાણે જ 'દેવી' તરીકે જ પૂજાતાં. દીર્ઘદૃષ્ટિયુક્ત, ધર્મસેવાપરાયણ, પ્રજ્ઞાબુદ્ધિથી શુદ્ધ હૃદયના દેવબ્હેનના દીલમાં, ભાઇના જીવનમાં સુખ જોવાની જ એક મંગલ અભિલાષા હતી. તેમણે સાહસ, ચાતુર્ય, ભાઇભાભીની સંમતિ, સમજુતી વિગેરે વિલક્ષણ સદ્‌ગુણોની સહાયતા અને યુક્તિપ્રયુક્તિથી, દુર્લભરામને દ્વિતીય લગ્ન કરાવ્યાં—તે આખો ય વૃતાન્ત આધુનિક યુગદૃષ્ટિથી અત્યંત રોમાંચક ( Romantic ) છે. પણ અત્રે તેના કથનની આવશ્યકતા નથી. પોતે જે કાંઇ કાર્ય કરતા હતા તે ત્યાગ અને સંયમદ્વારા વિકસાવેલી શક્તિથી સ્ફુરતી દિવ્ય પ્રેરણાના સંકેતાનુસાર કરતા હતા...એવું સર્વનું દૃઢ મંતવ્ય હતું. તેથી તેમના કાર્યમાં કોઇ વિઘ્ન નાખતું કે વિરોધ કરી શકતું નહિ. આવું તેજસ્વી તેમનું વ્યક્તિત્વ હતું. દુર્લભરામનાં બીજા લગ્ન કરાવવામાં, પૂર્વજ શ્રી. સુરેશ્વર યાજ્ઞિકને મળેલો વરદાનનું સિદ્ધિફલ ઉપજાવવામાં પોતાના અંતઃકરણની અદમ્ય અને શુદ્ધ ભાવના જ તેમને પ્રોત્સાહિત કરી રહી હતી. તેથી તેમણે—તેમના જેવી વિધવા સ્ત્રીએ, પરોપકારનિમિત્ત, અકલ્પ્ય વિટંબણાને વેઠીને હિંમત તથા ધૈર્યબળથી, લગ્નકાર્ય પાર પાડયું. શ્રી દુર્લભગૌરી ત્યાગ અને તિતિક્ષાની મૂર્તિ હતાં. નણંદે આણેલા શ્રી મહાકોરબેનને તેણે પ્રેમ અને હર્ષ ભર્યા હૃદયથી આવકાર આપ્યો. દેવબ્હેને સર્વને ભાવિ મહાપુરુષના પ્રાકટ્ય સંબંધી દિવ્યસંકેત પ્રકટ કર્યો. ત્યારે પતિવ્રતા સતી શ્રી દુર્લભગૌરીએ પોતાના ચિત્તમાં શોકયના

શલ્યના શોકનો વિચાર સરખો પણ આવવા દીધો નહિ, પરંતુ ભાવિ જનહિતના વિચારથી દ્વિગુણિત ઉત્સાહને પ્રકટાવ્યો. નવવધૂ મહાકોરને શ્રી **મહાલક્ષ્મી** નામ મળ્યું. શ્રી. દુર્લભરામનું દ્વિપત્નીક કુટુંબ સંપ, સ્નેહ, મર્યાદા અને અસૂયા અસંતોષનો બિલકુલ અભાવ વિગેરેથી સુખમય જીવન ગાળવા લાગ્યું. બન્ને સન્નારીઓ આખો દિવસ ઘરકામ ઉપરાંત, અવકાશનો સમય ભગવદ્ભજનમાં કે શ્રી દેવબ્હેન અગર શ્રી દુર્લભરામ પાસેથી સુબોધવાર્તા અને જ્ઞાનભક્તિનો આનંદરસ ઝીલવામાં ગાળતાં. ધર્મભાવનાથી પરિપ્લુત શ્રી દુર્લભરામને ત્યાં સંતમહાત્માઓના સમાગમ, મહાત્માઓનો નિવાસ, શ્રી નારાયણબલિ વિગેરે વિવિધ પુણ્યકર્મો, વિગેરેનો પ્રવાહ તો ચાલુ જ રહેતો હતો. ટૂંક સમયમાં શ્રી. દેવબ્હેને અને પછી શ્રી દુર્લભગૌરીએ, શ્રી મહાલક્ષ્મીગૌરીના ભાવિ માટે શુભ સંકલ્પ પ્રેરી દેહત્યાગ કર્યો.

સંસારની સાંકળોનો ભાર વહન કરવામાં, શ્રી મહાલક્ષ્મીબાને સ્વ. શ્રી દેવબ્હેન તથા શ્રી દુર્લભગૌરીના જીવન અને ઉપદેશમાંથી મળેલી શિક્ષા અત્યંત ઉપયોગી થઇ પડી. કીર્ત્તન, ઇષ્ટસ્મરણ, ગૃહકાર્ય, પતિભક્તિ અને શાસ્રોક્ત સૌભાગ્યવતીનાં વ્રત તપ કરવામાં, તેઓ સમયનો સદુપયોગ કરતાં. પોતાના પતિને ધર્મસેવા અને લેખનકાર્યમાં પણ તેઓ શાંતિ તથા ધીરજથી સહાયતા આપતાં. કરકસર અને કુનેહભરી તેમની ગૃહવ્યવસ્થાથી, આ દંપતી કડોદમાં નાગર ફળિયામાં એક નાનું ઘર ખરીદી શક્યાં. દૈવકૃપાથી તેઓ એક પુત્રી અને ચાર પુત્રોના માતાપિતા બની રહેવા ભાગ્યશાળી થયાં. સર્વ સંતાનોનો વૃત્તાન્ત અત્રે અપ્રસ્તુત છે. પુત્રી **નંદકુમારી** નાની વયમાં જ મૃત્યુ પામી હતી. સૌથી મોટા પુત્ર **લલ્લુભાઈ** તેમના દાદા દેવેશ્વરની પેઠે સુરતમાં સારા વૈદ્ય તરીકે વિખ્યાત

હતા. બીજા **દલપતરામ** સંસ્કૃત ભાષાના અભ્યાસી હતા અને હિન્દી સંસ્કૃત તથા ગુજરાતીમાં કવિતા લખતા. તેમના રચેલા ગ્રન્થોમાં ' સકલશાસ્ત્રનિરૂપણ ' નામનો વિસ્તૃત ગ્રન્થ અતિપ્રચલિત છે. ત્રીજા પુત્ર વ્યાપારકુશળ તથા ચોથા સારા વક્તા અને વકીલ હતા. કહે છે કે, સૌથી નાના પુત્ર પૌરાણિક સદ્‌બોધક આખ્યાયિકાઓને સંગીતમાં નવીન પદ્ધતિથી રચી, યથાર્મત વ્યાખ્યાનપૂર્વક લોકોમાં ભક્તિ આદિનો ઉપદેશ રસભરી રીતે આપતા હતા. સારા હરિદાસ–કીર્તનકાર તરીકે વખણાયલા આ **ઉત્તમરામ** પહેલાં નાટકમાં રૂપધર હતા. ગુર્જર નાટ્યપિતા શ્રી રણછોડરામ ઉદયરામના ' લલિતા-દુઃખદર્શક ' નાટકમાં તેઓ ' લલિતા 'ની ભૂમિકામાં ખૂબ લોક-પ્રીતિને પાત્રબન્યા હતા. શ્રી નૃસિંહાચાર્યથી મોટા પણ દલપતરામથી નાના, શ્રી નૃસિંહશર્માના બે ભાઇનાં નામ અનુક્રમે **માધુભાઇ** તથા **જમિયતરામ** હતાં.

પછી કડોદ કાયમની બદલી થવાથી, શ્રી દુર્લભરામજીએ તેમના એક પુત્રી અને ચાર પુત્રોના કુટુંબસહ કડોદમાં નાગર ફળિયામાં નિવાસ કર્યો. એ આપણે આગળ જણાવી ગયા છીએ.

× × ×

પૂર્વોક્ત બોખલા ગણપતિની મૂર્તિ ઘરમાં લાવ્યા પછી, કુટુંબમાં અનેક પ્રકારના આસ્તિક લાભ થયા કરતા હતા, એમ શ્રી દુર્લભરામ વિગેરેનું માનવું હતું. શ્રી મનકામેશ્વર મહાદેવની દર્શનપૂજા, દાનદયાધર્મ, અતિથિસત્કાર, સાધુજનસ્વાગત, સંતસમાગમ, કથાશ્રવણ વિગેરેમાં, પદ્મગર્ભા શ્રી મહાલક્ષ્મીબાને અધિક અને અધિક ઉત્સાહ પ્રકટ્યો હતો. અસાધારણ ઉલ્લાસ તથા સાત્ત્વિક તેજ તેમના જીવનમાં વહી રહ્યાં હતાં તે પ્રસન્ન વદન ઉપર પણ ચમકારા મારી જતાં. દુર્લભરામજીના પુત્રોને અર્થપ્રાપ્તિનો ઉદ્યમ

પણ મળી ગયો જેરે જ્હેની ગાયોએ પણ પુષ્ટિ અને પ્રસન્નતાદ્વારા આનંદના અતિરેકનું સૂચન કર્યું. *

સં ૧૯૧૦ કાર્તિક વદ ૧૪ના મંગલ દિને શ્રી. દુર્લભરામના ઘેર બાળકે જન્મતાં જ પોતે 'આનંદ'ના અધિકારી હોવાનું સૂચન કર્યું સર્વસામાન્ય બાળકોની પેઠે સાહજિક રુદન ન કરતા, આ પરાક્રમી બાળકે, અર્ધી આંખ ઉઘાડી રાખીને, નિજાનંદમય વૃત્તિનું સૂચન કરી મસ્તીભરી મુખમુદ્રાથી શયનાગારમાં આનંદની છોળો ઊડાડી.

ઘોર અંધકારમાં અવતરેલા આ બાળકની કાયા કાંચનસમી ગૌરપીનવર્ણની અને દિવ્ય પ્રભાથી દ્યુતિમંત દીસતી હતી. તે મનોહર કાયાનુ સૌષ્ઠવ અને સૌમ્ય લાવણ્ય જોઇને સૌ કોઇ આકર્ષાતાં, એટલું જ નહિ પણ તે બાળકનું દર્શન કરનારનાં હૃદયમાં એકદમ, ઉન્નત વિશાળ તેજોમય ભાલ, દીર્ઘ તેજસ્વી અમૃતમયી આંખો અને પ્રફુલ્લ સૌમ્ય મુખમુદ્રા વિગેરેથી, તે બાળકની ભાવિ

* આનંદનાટકના મંગલનાંદી સમી કેટલીક ઘટનાઓ, શ્રી સંઘવીજીએ વર્ણવેલી છે, જે સર્વનું નિરૂપણ મને અત્રે કરવું આવશ્યક લાગતું નથી. એકાદનું માત્ર સૂચન કરી હું સંતોષ માનીશ સંવત્ ૧૯૦૯ આસો વદ ૧૪ ની મહાશિવરાત્રિની સાંજે રત્નગુણિંગી શ્રી મહાલક્ષ્મી મનકામેશ્વરને દર્શને જતા, મહાદેવમાંથી 'અલેક' અવાજ કરતા એક ભૈરવભેખના અતીત બાવાએ આવી શ્રી. મહાલક્ષ્મીબાને પ્રણામ કર્યાં. અને શ્રી. દુર્લભરામ સાથે સંભાષણ કરી સ્પષ્ટ સૂચન કર્યું કે પવિત્ર માતાજીના (શ્રી મહાલક્ષ્મીબાના) ઉદરમાં અલખ નિરંજનનો અંશ છે તે આગંતુક કાર્તિક કૃષ્ણ ચતુર્દશીએ સર્વને દર્શન દેશે. પછીથી કાળભૈરવ સ્વરૂપ તે બાવાનું અંતર્ધાન થયું. આ કથા 'શ્રેયઃસર્વસ્વ'માં વિસ્તારથી વર્ણવેલી છે

દૈવી મહત્તા, અગાધ ઉચ્ચ મનોબલ, શુદ્ધસાત્ત્વિક સંકલ્પશક્તિ અને પ્રગાઢ જ્ઞાનબલ વિગેરેના સૂચક સંસ્કારોની ઊંડી છાપ પડતી. શ્રી છોટાલાલ માસ્તર સાહેબ તથા શ્રી નગીનદાસ સંઘવી, શ્રી. જમનાપ્રસાદભાઇ, રા. બ. નારાયણભાઇ દેસાઇ વિગેરે ઘણાં સાધકરત્નો ( સ્નાનાભ્યંગ, પાદપૂજન વિગેરે પ્રસંગોમાં બારીકાઇથી અવલોકન કરવાથી) અનુભવપૂર્વક એમ જણાવે છે કે શ્રીરામકૃષ્ણ–શંકરાદિ લીલાવિગ્રહો–મહાપુરૂષોની બાબતમાં હોય છે તેવાં શાસ્ત્રોક્ત સામુદ્રિક ચિહ્નો,–ચરણારવિંદમાં શંખ, ચક્ર, પદ્મ, વિગેરે ચિહ્નો અને હસ્તપાદાદિની વિશિષ્ટ રેખાઓ, શ્રી બાલ-નૃસિંહના ભાવિ પ્રતાપગૌરવનું સ્ફોટન કરનાર હતાં શ્રી માસ્તર સાહેબ લખે છે કે,

" શ્રીમાન્ નૃસિંહાચાર્યજીની આકૃતિમાં તો બાલ્યવયમાં બીજરૂપે પ્રતીત થયેલાં મનોહારિત્વ, પ્રૌઢત્વ, ભવ્યતા, પ્રતાપ, નિર્વ્યાજતા, શુચિતા, વર્ચસાદિ જેમ જેમ વય વધતું ગયું, તેમ તેમ બીજવૃક્ષ-ન્યાયે એટલાં બધાં વિકાસ અને વૃદ્ધિને પામતાં ગયાં હતાં કે તેમના પ્રાણ નિસ્પંદકલાને પ્રાપ્ત થયા ત્યારે પણ તેમનું નિશ્ચેષ્ટ તનુ તથા મુખકમલાદિ તેમના અપૂર્વ ગૌરવાદિને પ્રસ્થાપિત કરતા "

અંગ અને વય વધતાં મધુર અભિનયાદિ ચેષ્ટાઓથી તથા તનુકાંતિથી સર્વને આહ્‌લાદ આપતા પુત્રનો નામસંસ્કારવિધિ, દુર્લભરામજીએ પવિત્ર વ્યાસક્ષેત્રનિવાસી વિદ્વાન્ બ્રાહ્મણ શ્રી **નારાયણદેવ** વ્યાસ દ્વારા શાસ્ત્રોક્ત વિધિથી કરાવ્યો. તે જ્યોતિષવિદ્ પુરોહિતે, બાળકનું નામ **શ્રી નૃસિંહશર્મા** રાખી, તેની અનુપમ કાંતિ અને શક્તિના વખાણ કરી, તેનામાં ભવિષ્યમાં પ્રતીત થનાર મહાતેજસ્વી સામર્થ્યની આગાહી કરી, સર્વને આનંદ આપ્યો.

શેક્સ્પીઅર કવિની સુંદર ઉક્તિ પ્રમાણે, શ્રી. નૃસિંહશર્મા

જન્મથી મહાન્ હતા કે જીવનમા મહાન્ બન્યા હતા એ બેમાથી એક પણ નિર્ણય કરવાથી મહાજનના જીવનની મહત્તાને અન્યાય આપવા સરખુ થાય છે. તેઓશ્રીના ચમત્કારિક આચાર્ય ગૌરવની દૃષ્ટિએ તો તેઓ મહાન્ જ જન્મા હોવાનુ કહેવામા ગૌરવભર્યું લાગે છે છતા પણ, માનવીના જીવનને સામાન્ય માનવતાના માનદડથી માપવામા માનવીની મહત્તા સચવાઇ રહેતી હોવાનુ સુવિદિત હોવાથી, તેવા મહાપુરુષોના જીવનના પ્રસગોનું લૌકિક મૂલ્યાકન કરવામા પણ તેઓની અલૌકિક શ્રેષ્ઠતા, સહજ પણ ન્યૂન થયા વિના, સરસ રીતે તરી આવે છે જીવનના વિકાસક્રમને વિલોકવામા તેવા જનોનું ચારિત્ર વિશેષ ઉન્નત અને ભવ્ય ઝળહળી ઊઠતું જણાય છે.

લૌકિક દૃષ્ટિ અનુસાર શ્રી નૃસિંહશર્માંમા જન્મથી સ્વાભાવિક રીતે રહેલા મહત્તા અને મહાનુભાવિતાના અશોને યોગ્ય પ્રોત્સાહન મળી શકે એવા પ્રકારની પરિસ્થિતિ તેમને અશત પણ જન્મથી સુપ્રાપ્ત હતી. આપણે જોઇ ગયા કે તેમની કૌટુંબિક સપત્તિ અદ્વિતીય વિદ્યાસસ્કારથી સમૃદ્ધ અને સુરક્ષિત હતી. વશાનુગત ધાર્મિક અને પવિત્ર વારસામા વિનસતી અસખ્ય યજ્ઞોપાસનાની દિવ્યતા, શ્રીનૃસિંહશર્માંને અનાયાસે મળી હતી. ભક્ત નરસિંહ મહેતાના સાક્ષાત્કારથી વચનસિદ્ધ મનાતી નાગર જ્ઞાતિએ, નૈસર્ગિક અનુકૂળતાઓ મેળવી શકાય એવા પરમ ઉદાત્ત ધાર્મિક હૃદય અને સાત્ત્વિક વૃત્તિવાળા, સ્વધર્માચરણમા દૃઢાગ્રહી, ભક્તિ સમાગમ કથા સાહિત્ય વિગેરેના રસિયા, નિરભિમાની અને નિર્મલ અતઃકરણના શ્રી કુંવરજીરામ અને મહાલક્ષ્મીમા જેવા માતાપિતાને ત્યા શ્રી નૃસિંહને જન્મ આપ્યો હતો. વિશેષમા, માતાપિતાને પોતાના અને સર્વના ભાવિ ઉદ્ધારના હેતુરૂપ પવિત્ર પ્રાકટ્યનુ આછુ સૂચન પ્રથમથી જ ગર્ભાગમે થતુ હતુ આથી, કુટુબના શિષ્ટ અને

શાસ્ત્રાનુસારી આચાર વિચાર તથા ધર્મ્ય વ્યવહાર નીતિથી, નૃસિંહ-શર્માને નાનપણથી ઉત્કૃષ્ટ સંસ્કારથી પોષાતું ઉન્નત જીવનનું પુરોગામી, મહાન્ ચારિત્ર્ય ઘડનારું વાતાવરણ મળી ગયેલું હતું. આ પુત્રના જન્મ પછી, શ્રી. દુર્લભરામજીના ગૃહજીવનમાં સત્સંગ અને ભજનકીર્ત્તનની તો સતત સરિતા વહેતી હતી. ટુંકમાં શ્રી. નૃસિંહાચાર્યજીના લીલાતનુરૂપ લૌકિક જીવનને સર્વોત્તમ સંસ્કાર-સિંચન મળે એવી પરિવેષ્ટનાદિ સાધનસામગ્રી, તેઓશ્રીના જન્મ-કાળથી જ તેઓને સુપ્રાપ્ત હતી. તદુપરાંત, વ્યાવહારિક દષ્ટિથી પણ તેમને ઉત્તમ રીતે શિક્ષણ મળી શકે તે માટે, શ્રી દુર્લભ-રામજીએ યોગ્ય વ્યવસ્થા કરવા સારો પરિશ્રમ સેવ્યો હતો.

ગર્ભાવસ્થા, બાલ્યાવસ્થા કે યૌવન, શિક્ષણની શરૂઆત માટેનો યોગ્ય સમય છે કે કેમ તે સંબંધી પૌર્વાત્ય, પાશ્ચાત્ય, પ્રાચીન અને અર્વાચીન મતોનું વિવરણ અત્રે ન કરતાં, આપણે એમ કહી શકીશું કે, મનુષ્યના જીવનનું-ખાસ કરીને તેના આંતર મનનું-સ્વરૂપ નક્કી કરવામાં, હિન્દુ સંસ્કૃતિ પ્રમાણે પૂર્વજન્મકૃત કર્માદિ અનુસાર રચાયેલી મનુષ્યની પોતાની પ્રકૃતિ પ્રધાનતઃ સક્રિય રીતે જવાબદાર હોવા છતાં, તેને સહાયકર્ત્તા તરીકે, તેનું બાલપણ, તેના પરિવેષ્ટનો સહિત, મોટો અને મહત્ત્વનો ભાગ ભજવે છે. ખાસ કરીને માતાપિતા વિગેરે કુટુંબીઓની અને સામાન્યપણે સંસર્ગમાં આવનારા સર્વની સારી ખોટી, શુદ્ધમલિન પ્રવૃત્તિઓ અને ચેષ્ટા-ઓની, અંતઃકરણમાં સ્પષ્ટ યા અસ્પષ્ટપણે અસર થતી જાય છે. અને તે અસરોને ઊપજાવનારા હેતુઓનાં પુનરાવર્ત્તનો, પૃથક્ પૃથક્ ગૌણપણે કાર્ય કરતી ' અસરો 'ને દૃઢ ' સંસ્કાર 'ના સ્વરૂપમાં ફેરવે છે. અને એ સંસ્કારો જ, સમય જતાં, ભાવિ મનુષ્યની મનોવૃત્તિનું કાયમ સ્વરૂપ રચવામાં, બાળકમાંથી સારો નરસો,

મલિન યા સાત્ત્વિક વૃત્તિપ્રવૃત્તિપ્રધાન 'મનુષ્ય' ઘડવામા અચૂક પણે કારણભૂત નીવડે છે

છેક બાનપણથી જ, શ્રી નૃસિંહશર્માએ, પોતે અદ્ભુત તથા અન્ય પ્રાકૃત જનોથી વિલક્ષણ પ્રકૃતિના મહાપુરુષ થના સર્જાયા છે એવી પરોક્ષ છાપ નિત્યના વ્યવહારમા—રમતગમતમા પણ—પાડવા માડી શિશુસ્વભાવને અનુરૂપ ક્રીડા કરતા, દોઢેક વર્ષના શ્રી નૃસિંહશર્મા, એક વખત ગોહણથી રસોડામા આવી ચઢયા સગડી પર દૂધ ગરમ કરવા મૂકી, શ્રી મહાનક્ષ્મીબા નિમ્નમુખે શાક સમારવામા નિમગ્ન હતા બાળકે સમજપૂર્વક કે નિર્હેતુકપણે—જેમ હોય તેમ,—ચીસ નાખી એટલે માતાનુ લક્ષ્ય તેમના તરફ દોરાયુ બાળકે એક આગળી ઊંચી કરી, આકાશ તરફ ઉચ્ચ વિહાર કરતા ધૂમ્રગોટા તરફ મીટ માડી હતી ગૌર વિધુવદન ઉપર પ્રસન્નતાનો પ્રકાશ ઝળહળી ઊઠયો અધસ્પષ્ટ ઇંગિતોચ્ચારથી તેમણે જાણે વારવાર એમ સૂચવવાને પ્રયત્ન કર્યો કે,

'આ (ધૂમ્રશ્રેણી) ઊચે જાય છે જીવનની ગતિનો ક્રમ પણ ઉન્નત છે.'

તે પ્રસગનુ રહસ્ય તો ભોળા દિલની માતા સમજ્યા નહિ પણ ત્રણ વર્ષ પૂર્ણ થતા સુધીમા તો બાળકે પુષ્કળ પ્રસગોમા એવા સકેતસૂચનો યોજ્યા કે મમતાભરી માતાનું વાત્સલ્ય ગમે તેટલી અપક્ષભાવનાથી ખેચતાણ કરે તો પણ બાળકના રોજિંદા જીવનમા અસમાન્યતાના અશો જ્યવાની તકો તે ચૂકી શકયા નહિ રોજ રાત્રિએ શ્રી દુર્લભરામજી ભાગવત, આત્મપુરાણ વિગેરેનું કથા વાચન કરતા હોય, ત્યારે અધ્યાય પૂર્ણ થયા પછી, માતા વિવેકપૂર્ણ વાણીમા પતિ પાસે પુત્રના પરાક્રમની અને તેમા તેમને છૂપાઈ રહેલા લાગતા અલૌકિક તત્ત્વોની પ્રસન્નતાપૂર્વક હકીકત નિવેદન

કરતાં. બાળક પણ કદિ કદિ માતાની સ્વસંબંધની ચરિત્રકથાઓમાં, અભિનય–સ્મિતાદિથી અનુમતિ પૂરવા લાગતું. આમ કુટુંબનું–સર્વનું મનરંજન કરતાં કરતાં, શ્રી નૃસિંહશર્મા ત્રણ ચાર વર્ષના થયા. તે હમેંશા મુખભાવ પરથી સ્વસંતુષ્ટ જણાતા, તેમજ સહુ કોઇને સંતોષ તથા આનંદ આપવાનું પોતાનું કર્તવ્ય હોય, એમ પ્રસન્ન વર્તન રાખતા. તેમની નાની વયમાં અલૌકિકતાનું સૂચન કરનારો, અનેક પ્રસંગો–આજે ચમત્કારયુક્ત લાગે તેવા પ્રસંગો–માંથી, કયા અને કેટલાકનું અત્રે નિરૂપણ થઇ શકે ! અત્રે માત્ર એકાદનું સંક્ષિપ્ત સૂચન કરીએ.

શ્રી દુર્લભરામજીએ પાછળ કહ્યા પ્રમાણે દેવમંદિરમાં પધરાવેલા ગણપતિ, સર્વ રીતે કુટુંબને હિતપ્રદ હતા, એવી સર્વની આસ્થા હતી. શ્રી ગણેશચતુર્થીના દિવસે, ઉત્સવપૂજાન્તે ધરાવેલા લાડુના નૈવેદ્યથાળમાંથી બે ત્રણ ગોટીઓ ભૂમિ પર ગબડી પડી; તેને શ્રી નૃસિંહશર્મા આરોગવા બેઠા. પ્રભુપ્રસાદ ઉચ્છિષ્ટ થયાના વિચારથી, ક્ષુબ્ધ મને પિતાએ પુત્રને પીઠમાં ધીમેથી ધોલ મારી. પણ બાળકે તો નિર્દોષ સ્મિત કરીને પિતાની આંખમાં અમી રેલાવ્યુ. પુત્રને દંડવા માટે પશ્ચાત્તાપ કરતા તથા નૈવેદ્ય વિધિમાં અપરાધ થવા માટે શ્રીગણેશચિંતન કરતા પિતા મોડી રાત્રે સૂતા, પણ તેમને નિદ્રા આવી નહિ. નિદ્રાધીન માતાની ગોદમાંથી ઊઠી. બાલનૃસિંહ. પિતૃશય્યામાં આવી પિતાની સોડયમાં લપાયા અને સાત્ત્વિક ભાવનિવેદનપૂર્વક પિતાને શાતા પમાડી; પિતા નિદ્રાધીન થયા પણ સ્વપ્નમાં શ્રીગણેશજીએ, બાળકનું અપમાન કરવા માટે ઠપકો આપ્યો. તથા જણાવ્યું કે તે બાલસ્વરૂપ વિશ્વાત્મા, નિવેદનમાં ધરેલા નૈવેદ્યમાંથી ખાય તેવી તેમની જ ઇચ્છા હતી. તે સંકેતાનુસાર શાસ્ત્રનિયમનો ભંગ થવાનો સંદેહ કરવો નહિ...વિગેરે. સ્વપ્નસૃષ્ટિ

લુપ્ત થતા આખો યોગી દુર્લભરામજીએ આમતેમ જોયુ તો પોતે પથારીમા એકલા જ હતા પત્નીની પથારીમા, નિર્ભ્રાન્તપણે નિરાધીન થઇ નાનુ બાળક આરામ લેતું સૂતુ હતુ.

બાળક નૃસિંહાચાર્યજીને સહજ પણ ક્રુદ્ધ ભાવથી શિક્ષા કે તેમની અવહેલના નહિ કરવાની સૂચના તો ફક્ત બીજાઓને, દુર્લભરામજી ઉપરાત અને સાધુપુરુષો તરફથી મળી હતી એક વખતે માતા તથા બાળકની નાની પણ સ્વાભાવિક રસાકસીના પ્રસગે, એક તેજસ્વી સાધુએ આવી જણાવ્યુ કે,

' માતાજી ! આ બાળકનુ સદા સન્માન કરજો એ તો દેવ છે તેને પ્રાપ્ત કરી તમે કૃતકૃત્ય થશો ' પછીથી તો માતાપિતા, બાળનૃસિંહનુ ગમે તેવુ અનુકૂળ પ્રતિકૂળ વર્તન જણાય તો પણ તેમના પ્રતિ લેશ પણ કઠોર વચન ઉચ્ચારતા નહિ કે તાડન કરતા નહિ એટલુ જ નહિ, પરન્તુ મનથી પણ તેઓ તેમના પ્રતિ ક્રોધ ના અણગમાનો ભાવ આવવા દેતા નહિ બલ્કે વિવિધ સતપુરુષોના વચનોના સ્મરણપૂર્વક, પોતાના બાળકની ચેષ્ટાઓમા, અવતારી પુરુષની લીલાનો ભાવ આરોપી પોતાને ધન્ય ધન્ય માનતા, વિશેષ આનદ પામતા

નૈસર્ગિક નિયમાનુસાર વય વધતા, બાળકના આરોગ્યપ્રફુલ્લ સુદર મુખગોલમા દાડમકળી જેવી સુદર દતપક્તિઓ પૂર્ણપણે પ્રકટ થયા પછી, શ્રી નૃસિંહાચાર્યજીને સુદર વાચા સ્ફુરી ચારિત્ર્યવાન્ પુરુષની પ્રત્યેક પળની પેઠે, સાકેતિક તનુની પ્રત્યેક ક્રિયા યા આકસ્મિક પ્રવૃત્તિમા કોઇને કોઇ બોધ કે આકર્ષણને પાત્ર તત્ત્વ તો હોય છે જ નાના બાળકના પ્રથમ શબ્દોચ્ચારમા સ્પષ્ટ, પૂર્ણ અને અર્થયુક્ત વાણીની અપેક્ષા તો ન જ રાખી

શકાય. પરંતુ શ્રી નૃસિંહશર્માના આદિ ઉચ્ચારણમાં જ મંગલ, મનોહારી સૂચક ધ્વનિ હતો. શ્રવણ કરનારને તેમાંની મંજુલતા સ્પષ્ટપણે આકર્ષતી. બાલવયમાં સ્પષ્ટતા ન જ હોય. પરંતુ તેની મોહક સૂચકતા તો સ્પષ્ટ હતી. કારણ કે પ્રથમથી જ તેઓશ્રીએ આખા અર્થપૂર્ણ શબ્દોનો અને તે પણ શી ( શ્રી ), પડભુ ( પ્રભુ ), કીસ્ન ( કૃષ્ણ ) નાલાયન ( નારાયણ ), હરિ, વિગેરે જગદીશ્વર પરમાત્માનાં મંગલ નામોનો ઉચ્ચાર કરવાનો પૂરો પ્રયત્ન કર્યો હોય તેમ સાંભળનારને જણાયા વિના રહેતું નહિ. અપૂર્ણ ઉચ્ચાર-પણ તે પૂર્ણસ્વરૂપ પ્રભુનામનો અપૂર્ણ ઉચ્ચાર-નામના મંગલ મનોહર સ્વરૂપસમો જ, ઉચ્ચાર અને ઉચ્ચારકના શુભ વદનને મનોહર શોભા આપતો હતો. જેમ વય વધતું ગયું અને વાણી વિશેષ સ્પષ્ટતા સાધતી ગઈ, તેમ તે બાળકે તેના ભક્ત પિતાની નિત્યસંગિની સંગીતવાણીનું અનુકરણ કરવા માંડ્યું.

કદિ પિતા સાથે, કદિ માતા સાથે, ધૂનમાં, ભજનમા કે સવારની પૂજામાં, શ્રી બાલનૃસિંહ પણ સમીપ બેસતા આસન, વિધિ, ન્યાસ, મુદ્રા, નેત્રનિમીલન, પ્રાણાયામાર્થે નાસાગ્રગ્રહણ, પ્રણવમંત્રોચ્ચાર વિગેરેનું, આ દિવ્ય બાળક,-અંતઃકરણની કોઇ અજ્ઞાત પ્રેરણાથી અને બાહ્ય પ્રદર્શિત થતી પ્રેરણાથી-સ્વાભાવિક રીતે જ જેમ આવડે તેમ અર્ધરીતનું અનુકરણ કરતું. પિતા નવરાશના સમયે બપોરે ગાદી પર બેસે કે રાત્રિએ પાટ પર બેઠા હોય, ત્યાં ઠેકડા મારતું આ બાળક જઇ ચઢે અને અતિ વિનમ્રભાવે, પોતાને ગમતું કીર્તન ગાવા પિતાને વિનવે. પોતે પિતાને ગાવામાં મદદ કરતા હોય તેમ પોતાનો સુમધુર કંઠનો સૂર મિલાવે; તો કદિ, શાંત યોગીની સ્થિરતાથી, પ્રથમથી અંત સુધી, જાણે પદના અર્થનું ઊંડું ચિંતન કરતા હોય તેમ, એકાગ્રતાથી શ્રવણ કરે.

આમ માતાપિતાના નિત્ય સહવાસના ભક્તિકીર્ત્તનાદિના ધર્મ-સંસ્કારોએ, પ્રકૃતિથી જ ધર્માચરણ માટે જન્મેલા હૃદયને યોગ્ય સ્વરૂપ આપવામાં સંપૂર્ણ સહાયતા આપી, એટલું જ નહિ પણ, વાત્સલ્યનિધિ પિતાએ પુત્રને આપેલી સંપૂર્ણ સ્વતંત્રતાએ, એ કાર્યને પરિપૂર્ણતાપૂર્વક સિદ્ધ થવા દેવામાં યોગ્ય સહકાર આપ્યો. સ્વાતંત્ર્યનો વિવેકતંત્રપૂર્વક સમુચિત વિનિયોગ થતાં, બાળકે નાનપણથી જ ભજનકીર્ત્તન રચવા અને શ્રવણ કરવા ઉપર, તથા સંતસત્કાર. વિનય, ઉપાસના ઇત્યાદિ ધર્માચરણ ઉપર અધિક અભિરુચિ સ્થાપી. પાંચ વર્ષની વય પ્રાપ્ત થયા પછી તો, શ્રી નૃસિંહાચાર્ય પોતાના પિતાશ્રીના મુખેથી શ્રવણ કરેલાં અસંખ્ય ભજનોમાંથી, પોતાના ભાવિ ચિંતનને અનુકૂળ પદો કે પંક્તિઓ ચૂંટી લઇ, સુકોમળ કંઠથી, મધુર સ્વરે વારંવાર ગાતા, નૃત્ય કરતા અને નિજાનંદમાં મસ્ત રહેતા.

આજે બાળકો કે તરુણો રમતાં રમતાં હૃદયની ઊર્મિ ઉછળી આવે ત્યારે કે એમ ને એમ જ ચલચિત્રપ્રચલિત શૃંગારપ્રધાન રોમાંચક પંક્તિઓનો ઓષ્ઠ ગુંજાર કે સ્પષ્ટ ઉચ્ચાર કરે છે. પણ શ્રી બાલનૃસિંહાચાર્યજીએ, આવી ધન્ય ઊર્મિપ્રવાહની ભરતીની પળોએ ગાવા માટે, પોતાના જીવનને યોગ્ય આદર્શરૂપ બની શકે એવી સુંદર પંક્તિઓ સંગ્રહી રાખી હતી. જેમાંથી કેટલાક નમૂના સાચવી શકાયા છે.

'તારી કાયામાં, કોણ બોલે છે તેને શોધી કાઢને '

× × ×

'એ તો હું રે સચ્ચિદાનંદ સ્વામી.'

× × ×

તેમજ ' ગુરુ વિના જ્ઞાન કયાંથી થાય ભોળા ચેલા,
ઓ નર ઘેલા, ગરવા ઘેલા. '

વિગેરે વિવિધ જ્ઞાન, ભક્તિ, બ્રહ્મરસની, ( જેનાં વિશેષ ઉદાહરણો શ્રી માસ્તરસાહેબે ઇ. સ. ૧૯૦૪ ના મહાકાલમાં આપેલાં છે ) અને સ્વરૂપના ભાવ માટે વૃત્તિને ખોજ કરવા જાગૃતિનો ઇશારો કરતી પંક્તિઓ, આ કિશોર વયના બાલકના મુખારવિંદમાંથી ટપકતી જોઇને, તે બાળકની સુરુચિનું-ભવિષ્યમાં તેને માટે નિયત કરાયેલી યોગ્ય અને ભવ્યદિશાનું-આપણને શરૂઆતથી જ સ્પષ્ટ ભાન કરાવે છે.

આવી એકાદ અમૃતપંક્તિ લ્હેકાવતા શ્રી નૃસિંહશર્મા એક દિવસ ઓટલા ઉપર ખેલતા હતા, તેવામાં કોઇ ત્રિદંડી સાધુ તેમની સમક્ષ ભિક્ષાર્થે આવી ઊભા રહ્યા. અતિથિસત્કારના પિતાજી પાસેથી મળેલા સંસ્કારોથી શુદ્ધ હૃદયના બાળકે દોડતે પગલે ઘરમાં જઇને પિતાને ખબર કરી. પુત્રમાં દલિત, પતિત તથા સાધુ બ્રાહ્મણો પ્રતિ દયા-દાનની સહાનુભૂતિના સંસ્કારો ખીલે, તે માટે દુર્લભરામજી નાનાં નાનાં દાન વિગેરેની ક્રિયા, પુત્રની સમક્ષ-સાક્ષીએ અથવા, શક્ય હોય ત્યાં, પુત્રના જ હસ્તથી કરાવતા. તે પ્રમાણે, આ સાધુને પણ પુત્રહસ્તથી અન્ન અપાવ્યું. ઉન્નત ભાગ્યને સ્પષ્ટ કરતો ભાલ પ્રદેશ, સુંદર પ્રભાવશાળી દેહાકૃતિ અને તેજસ્વી મુખાકૃતિવાળા દાનકર્મ કરતા બાળકને જોઇ, તપસ્વી સાધુએ દીલમાં હર્ષજનક રોમાંચ અનુભવ્યો. બાળની આંગળીઓ જોઇ, તેમણે દુર્લભરામજીને કહ્યું:

" આ બાળકને મને સોંપી દો તો ! "

દુર્લભરામજી ગભરાયા. તેમણે શરીરે કંપ અનુભવ્યો અને બાળકને એકદમ તેડી લીધો. ત્રિદંડી સાધુ, નીચેનું વચન ઉચ્ચારી ચાલ્યા ગયા.


વંશાવલી
ગર્ગાચાર્ય
અનેક
પેઢી
પછી
સુંદરેશ્વર
સુરેશ્વર
સોમેશ્વર
ઉદયચંદ્ર
સર્વેશ્વર
કામેશ્વર
કોટીશ્વર
કર્ણેશ્વર
માધવ (!)
દેવેશ્વર
સૂર્યરામ

દેવબ્હેન   પ્રાણુબ્હેન   ઉમેદબ્હેન   (!)' બ્હેન   દુર્લભરામ (લગ્ન–દુર્લભગરી મહાલક્ષ્મી)

નંદકુમારી   લલ્લુભાઇ   દલપતરામ   માધુભાઇ   જમિયતરામ   નૃસિંહાચાર્ય (૧૮૫૪–૧૮૯૭)   ઉત્તમરામ

નર્મદાગૌરી
મંગલાગૌરી સ્વ. ૧૮૮૦
રૂક્મિણીદેવી સ્વ. ૧૯૩૭

ભારતીદેવી   ઉપેન્દ્રાચાર્ય (*જયન્તીદેવી) (૧૮૮૫ થી ૧૯૩૭)   *સુરેશ્વરાચાર્ય (*અરવિંદદેવી) (૧૮૯૭ થી ચાલુ)

*કૈવલ્યદેવ   *પયસ્વિનીબ્હેન   નિરંજનદેવ   *ચૈતન્યદેવ   *સુભાગિનિબ્હેન

[ * આ નિશાનીઓ વર્તમાન અસ્તિત્વને સૂચવે છે. ]

" ગભરાશો નહિ. તમે મહાભાગ્યવાન છો. આ બાળક પૂર્વજન્મનો મહર્ષિ છે. પરોપકારના મહત્ત્વના કાર્ય માટે, થોડો વખત તપ ત્યાગી, તે અત્રે આવ્યો છે. તેના અલ્પ પણ તેજસ્વી જીવનથી અનેકનું કલ્યાણ થશે. "

આ પ્રસંગ, આજે નજીવા સરખા ભેદથી, સર્વ સાધકોમાં સુવિદિત છે. કેટલાક જણાવે છે કે આ પ્રસંગ, શ્રી નૃસિંહાચાર્યની આઠ વર્ષની વયે બનવા પામ્યો હતો. પરંતુ ઘણાના માનવા પ્રમાણે, આ પ્રસંગ વખતે શ્રી નૃસિંહાચાર્યનું વય માત્ર સાડા ચાર વર્ષનું હતું.



प्रकरण २ जुं

## शिक्षण अने संस्कार

**प**रापूर्वथी घर करी बेठेला रीढा रीतरीवाजोनी शुष्कताथी के अन्य रीतनां स्वार्थपाखंडपरायण अनाचरणादि अनिष्टो वधी जवाथी, मनुष्यना समाजजीवनमां के धर्मजीवनमां ज्यारे सडो पेसे छे त्यारे समाज अगर समाजनो अमुक वर्ग तेनी दुर्गंधथी ब्हेकी ऊठे छे. मानवजीवनने अनिवार्य अने आवश्यक एवी धर्मनी एकनिष्ठ अने अडग भावनामां पण ज्यारे भ्रष्टाचार प्रवेश पामे छे, धर्मनां तत्त्वोमां एक प्रकारनी अव्यवस्था अने अंधाधुंधीभरी अधर्मपरायणता व्याप्ति पामे छे त्यारे धार्मिक क्षेत्रमां पण एक प्रकारनी बदबो फेलाई रहे छे. इतिहास साक्षी पूरे छे के समाजने, समग्र मानवजीवनने आवी विषम परिस्थितिमांथी मुक्त करवा, कोईने कोई धर्मबुद्धियुक्त तेजस्वी युगपुरुष प्रकट थाय छे ज, अने सर्वोदय–परोपकार करवाने अवतरेला नरवीरो, नानपणथी ज पोताना जीवननी अमूल्य पळोनो सदुपयोग करवानी सावधानता राखवानुं सूचवता होय छे.

धर्म, समाज के जीवनना कोई पण क्षेत्रनी परापूर्वथी चालती आवेली संस्था, काळबळे करीने पोतानी ज मर्यादाओनुं उल्लंघन करे, स्वतंत्रताने नामे पोते पोताने अने अन्यने अनुकूळतापूर्वक उपयोगी थवाना आशयथी स्वीकृत सीमाबंधनोनो उच्छेद करे, अगर स्थितिसमय अने स्थळसंकेतानुसार, पोताना वाडानो संकुचित आग्रह न छोडतां, पोते ऊभी करेली दिवालोमां

પોતાને અને પોતાના અનુયાયી સમાજને રૂંધી નાંખવા સુધી તત્પર થાય, ત્યારે જરૂર, તે સંસ્થા નવીન આકૃતિ કે સુધરેલું-ફેરફાર પામેલું-સ્વરૂપ ધારણ કરવાને પાત્ર થાય છે. નવીન આકાર, રૂપાંતર કે નવું સ્વરૂપ, તે સંસ્થાના મૂળ તત્ત્વો અને તેમાં રહેલાં ગૂઢ રહસ્યને ( સર્વોદયના સાર્વજનિક હેતુને ) સાચવી શકે છે; બલ્કે તેનું રક્ષણ કરવા સવિશેષ સાવધાન રહી શકે છે,-તેણે રહેવું જ જોઇએ. પરંતુ પોતાની જ અનુકૂળ-પુરાણી પદ્ધતિથી, અગર તો પોતાના પિંડપોષક પ્રયોજનપૂર્વક ચલાવેલી સ્વાર્થ-રીતિથી, તે સંસ્થા આખરૂભેર પોતાનું જીવન ટકાવી શકે કે લંબાવી શકે, એ તદ્દન ઓછું સંભવિત છે !

આવા રૂપાન્તર, સુધારા કે નવરચનાની આવૃત્તિના પ્રસંગે, કોઇ બાહોશ અને બુદ્ધિશાળી વીર પુરુષના અવતરણની અગત્ય રહે છે. ઇતિહાસમાં, સમાજસુધારણા અને અન્ય ક્ષેત્રોમાં પણ, ક્રાન્તિ કરનાર અનેક નેતાઓ, પ્રસંગે પ્રસંગે, પ્રકટ થયાનાં ઉદાહરણો નજરે પડે છે. યુરોપમાં કે એશિયામાં સઘળે, ખાસ કરીને ધાર્મિક વિપ્લવોની સાથે સાથે જ સામાજિક, રાજકીય વિપ્લવો કે સુધારણા થયાની ઐતિહાસિક નોંધો છે. ધ્યાનપાત્ર હકીકત એ છે કે, ધર્મ કે સમાજમાં કાંઇક નવીન જાગૃતિ અને ઉત્સાહ આણવાનું કર્તવ્ય -Mission-લઇને જન્મેલા નરપુંગવો, પોતાના દીર્ઘજીવનના આયુષ્યની અપેક્ષા કરતા નથી. લૌકિક રીતે પોતાના મહત્ કાર્યને અનુકૂળ પરિવેષ્ટનો-સંયોગ અને સાધનસામગ્રી-મળી જાય તો તો ઠીક; પણ ન મળે તો તેવી લૌકિક શિક્ષા અને સંસ્કારસંપત્તિની તેઓ અતિ દરકાર કરતા નથી; તેમ જ તદનુકૂળ તૈયારી પ્રાપ્ત થતા સુધીની પાકટ વય સુધી તેઓ વાટ પણ જોતા નથી. તેઓ તો તેમના અદ્ભુત જીવનની શરૂઆત, પ્રારંભકાળેથી જ કરી

છે. આથી ઇતર સામાન્ય પ્રાકૃત મનુષ્યોનાં બૌદ્ધિક તથા માનસિક વિકાસ કરતાં તેઓનો આંતરિક વિકાસ વિશિષ્ટ રીતે થયેલો હોવાથી, તેમનાં નાની વયનાં કાર્યોમાં ચમત્કારિક વિલક્ષણતા સામાન્યજનોને ભાસે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. બાળપણથી જ તેમની પ્રત્યેક પ્રવૃત્તિમાં, વાણીમાં, વર્તનમાં, આકર્ષણને યોગ્ય તથા ભાવિ મહત્તાનાં સૂચક ગૂઢ તત્ત્વો પ્રકટ થતાં જણાય છે.

ઉપરોક્ત પરાક્રમપ્રદર્શનથી જ, મહાપુરુષોનું બાલ્યજીવન કેટલીક વાર 'બાળલીલા' તરીકે ઓળખાય છે. આ બાળલીલાના વિવિધ પ્રસંગોમાં, મહાન્ કાર્યો કરવાનો તેમનો ઉત્સાહ, ધગશ, ટેક વિગેરે કેવાં તીવ્ર હોય છે તે, કોઇ અધિકારી વિવેચકની જિજ્ઞાસુ દૃષ્ટિ એકદમ પારખી શકે છે. બાકી, સામાન્ય જનોને તેમાં કુતૂહલ, ચમત્કાર, અકસ્માત્ યા આશ્ચર્યકારક વ્યતિકર સિવાય, અન્યથા કલ્પના સંભવતી નથી. અને તેથી ચરિત્રકથામાં આવા પ્રસંગોનો ઉલ્લેખ આવે ત્યારે તેઓ તેને અતિશયોક્તિ કે કાલ્પનિક તરંગી નવલકથાના પ્રસંગોનું ઉપહાસ્ય સ્વરૂપ માની લઈ, ચરિત્રકથાની વીર વિભૂતિનું હડહડતું અપમાન કરે છે.

બાલ્યવયમાંથી જ, સામાન્યતઃ વયના પ્રમાણમાં જેટલી સર્વોત્કૃષ્ટતાની અપેક્ષા રાખી શકાય, તે કરતાં વિશેષ ચમત્કૃતિયુક્ત કાર્યો કરવાની શરૂઆત કરવામાં, મહાપુરુષોનાં જીવનમાં બીજા એક કારણનું અનુમાન કરવું પણ ઠીક લાગે છે. પુણ્યશ્લોક શ્રી શંકરાચાર્યજી, સ્વામી વિવેકાનંદવિગેરે, અનેક વિશિષ્ટ ગુણસંપન્ન દૈવી જીવોનું પ્રાકટ્ય ભૂમંડલ પર પરહિતાર્થ થયાનું શિષ્ટ પુરુષોથી ઉક્ત છે. જે મહાપુરુષોની સ્થૂળ જીવનની આયુષ્યદોરી ટૂંકી હોય

-છે તેવા સંતોની બાબતમાં પણ, તેઓનાં ઉત્તમચરિતાર્થ અને ઉપદેશ દ્વારા જગત્ ઉપર મહાન્ અનુગ્રહ કરવાને, તેઓ તેમનાં જીવિત દરમ્યાન અને પાછળ, જે મધુર સંસ્કૃતિનો પરાગ પ્રસારી જાય છે તે અપૂર્ણ કે ભંગુર નથી. આ ટૂંકા તેજસ્વી જીવનની પરિપૂર્ણતાનું કારણ, તેઓએ અતિઅલ્પવયમાં કરેલો પરાક્રમકાર્યોનો વહેલો પ્રારંભ છે, અને તેનાં કારણોમાં ઊંડા ઊતરતાં પુનર્જન્મની તત્ત્વચર્ચામાં પણ ઊંડું ઉતરવાની અગત્ય ઊભી થાય છે.

પૂર્વજન્મનાં સત્કાર્યો અને પુણ્યસંચયના પ્રભાવે,–ત્યાંની સ્થૂળ પરિસ્થિતિ અને મર્યાદા અનુસાર મનુષ્ય જન્મની સાર્થકતાની નૌકા, કાળસંકેતાનુસાર જ્યાંથી અટકી હોય ત્યાંથી આગળ પ્રસ્થાન પામવાને માટે,–નવીન જન્મમાં ભૂત કાર્યશ્રેણિને વ્યવસ્થિત રીતે આગળ ધપાવી શકવાને યોગ્ય અનુકૂળતા પ્રાપ્ત કરી લે છે. મહાત્મા પુરુષો, પૂર્વજન્મોમાં ખેડેલો પરિશ્રમ, સંચિત પુણ્યના હેતુથી, સંસ્કાર–સ્મૃતિ–અનુસંધાનમાં નિત્ય રહેનાથી, પુનઃ આદરતા નથી. તેથી, આ જન્મમાં તેમના ધ્યેયકાર્યને અર્થે તેમને નિરર્થક દીર્ઘજીવનની જરૂરિયાત ઊભી થતી નથી. આથી, આરંભેલું, અધૂરૂં રાખેલું કાર્ય, નવીન જન્મમાં સત્વર પરિપૂર્ણ કરવાની પૂર્ણ ધગશથી બાલ્યવયમાં જ આગળ ધપાવવામાં આવે છે. પરિણામે, સો વર્ષ જીવન ભોગવવાને પાત્ર મનુષ્યના દેહનો, પોતાને કાંઇ કર્તવ્યપ્રયોજન ન હોવાથી,–અમર પોતાના નિમિત્તદ્વારા થવા યોગ્ય કાર્યની પરિપૂર્ણતા થવાથી,–પોતાના સ્વાર્થ કે ઉપભોગ સારૂ જીવન ટકાવવાની મિથ્યા તૃષ્ણાનો પોતાનામાં લેશ પણ ભાવ ન હોવાથી, વૃદ્ધાવસ્થાએ પહોંચતાં પહેલાંજ,–કદિ તરુણ વયમાં પણ–અંતરિચ્છાનુસાર, તેઓ સ્થૂળ દેહનો ત્યાગ કરે છે.

ગમે તેમ હોય. શ્રી નૃસિંહાચાર્યજીએ પણ અન્ય ભૂતકાલીન

મહાપુરુષોની પેઠે, પોતાની શિશુઅવસ્થામાંજ, પોતાની ભાવિ મહત્તા અને પ્રભુતાનાં સાંકેતિક ચિહ્નો પ્રકટ કરવા માંડયાં હતાં. ચારથી આઠ વર્ષની વય થતા સુધીમાં તો, આ અનંતજ્ઞાનસામર્થ્ય-યુક્ત પુરુષે, વ્યવહારદૃષ્ટિથી જ્ઞાનની વિવિધ શાખાઓમાં પ્રવેશ કરી પ્રવીણતા પ્રાપ્ત કરી હતી. ગ્રામ્યનિશાળના સંકર (મિશ્ર) વાતાવરણનો સંપર્ક ન થવા દેવાના હેતુથી, દુર્લભરામજીએ પ્રાથમિક શિક્ષણની શરૂઆત ગૃહશાળામાં જ કરી દીધી. પિતાજી વાત્સલ્યપૂર્વક આંક શીખવવાની શરૂઆત કરે, અને પોતે બોલ્યા એવો અંક પુત્રને બોલવાનો કહે, ત્યારે બાળક અજ્ઞાત રીતે મર્મભરી અર્ધસ્પષ્ટ વાણી બોલતા.

" આમાં શું શીખવાનું પિતાજી ! જવા દોને ! "

" કેમ ! ત્યારે શું શીખવું છે ? "

" નવું પદ શીખવો. પેલું કીર્તન હું બોલું ! " કહીને, પાટી ઊંધી વાળી, તેઓ ભજન ગાવાની શરૂઆત પણ કરી દેતા.

" ના, કીર્તન રાત્રે. ભણશો નહિ તો ખાશો શું ? "

" ભણવાથી ઓછું ખાવાનું મળે છે ! કોણ ખાધા વિના રહ્યું છે ! અને પ્રભુએ પેટ આપ્યું તે દાણો નહિ આપે ! " કાલી વાણીમાં પણ પુત્રનો શાણપણવાળો શાસ્ત્રાર્થ સાંભળીને પિતાનું હૈયું હર્ષથી ઉભરાઇ આવતું, અને કદિ તે હર્ષ આંખોમાં અશ્રુથી વ્યક્ત પણ થતો. છતાં વ્યવહારબુદ્ધિ અને મમતાથી પ્રેરાઇને તેઓ પુત્રને આંક બોલવા માટે ધમકાવતા, ત્યારે બાળક નિર્ભયતાથી કહેતા,

" પણ તમે જે બોલાવો છો, તે તો મને આવડે છે. " એમ કહી, પિતાજીએ જેની શરૂઆત જ ન કરી હોય એ શિક્ષણના

બોલ કે આંક તેઓ છટાભરી વાણીથી બોલી જતા. દુર્લભરામ ફાડી આંખે પૂછતા:

" આ તમને કોણે શીખવ્યું ? "

" શીખવે કોણ ? ( પડોશના છોકરાનું નામ બોલી કહેતા કે તે )...રોજ ગોખે છે તે સાંભળવાથી મને મોઢે રહી ગયું છે."

આમ પોતાની જ્ઞાનચતુરાઇ અર્ધસ્ફુટ રાખતા છતાં, પિતાની પ્રસન્નતા ખાતર, તેઓ જે જે શીખવતા તે તે બોલતા. ક્રમે ક્રમે પાઠ વાંચવા, કવિતા બોલવી, શ્રુતલેખન વિગેરેમાં, તેમણે નિપુણતાથી ગ્રામ્યક્રમાનુસાર પ્રાથમિક શિક્ષણ પૂર્ણ કરી, માતાપિતાને આનંદ આપ્યો. પિતાની પદ્ધતિને અનુસરવામાં પોતે મહાન્ ધર્માચરણ માનતા હોવાથી, પિતૃભક્ત પુત્રે નાની વયમાંથી જ પિતાની સર્વ પ્રવૃત્તિઓમાં રસ લેઇ, ઉત્સાહને દ્વિગુણિત કરવા માંડ્યો. તેથી તેમના શિક્ષણને પણ બેવડો લાભ થયો. પિતાને ભાગવત, પુરાણ વિગેરે વાંચવાનો, તથા કવિતા પદો બિગેરે ગાવાનો નિત્યનો અભ્યાસ હોવાથી, તથા સુંદર કાવ્ય-કથા-આખ્યાનો વિગેરે ઊતારવાનો પણ ઉમંગ હોવાથી, બાલક શ્રી નૃસિંહાચાર્યને પણ તે તે કાર્યોનું સ્વતંત્ર અનુકરણ કરવાનો તથા પિતાની સાથે બેસીને તે તે કાર્યમાં તેમને ‘ સક્રિય ’ સાથ આપવાનો સ્વાભાવિક નાદ લાગ્યો. આથી તેમના અક્ષર નાની વયમાં જ મોતીના દાણા જેવા સુંદર ઘડાયા, કીર્તનાદિ ભજન-પ્રસંગોમાં અભિરુચિ-અનુરક્તિ વધી; કંઠને સંગીતની નૈસર્ગિક કસરત તથા તાલીમ મળવા લાગી; આમ કવિતા અને સંગીત ઉભય શબ્દસુરકલા પ્રત્યે કુદરતી આકર્ષણ થવા લાગ્યું.

પિતાજીએ ઊતારેલા ચોપડામાંથી શામળની સર્વ વાતો, તથા

તે સમયનાં ગામડામાં ઉપલબ્ધ હસ્તલિખિત સાહિત્ય, સ્ત્રીચરિત્રની વાતો, પ્રેમાનંદીય ભાગવત્ હારમાળા વિગેરે, તથા નરસિંહ મીરાં વિગેરે પ્રાકૃત કવિઓનાં તત્ત્વબોધપ્રધાન સાહિત્યનો, શ્રી નૃસિંહાચાર્યજીએ સાત આઠ વર્ષની અલ્પ વયમાં અભ્યાસ કર્યો; એ સાંભળી ઘણાને આજે ચમત્કાર યા અતિશયોક્તિ લાગે, પરંતુ મહાન્ પુરુષોની બાબતમાં એમ જ બનતું આવ્યું છે, તેનાં કારણોનું અનુમાન પ્રકરણના પ્રારંભમાં આપણે સ્વલ્પમાં કરી ગયા છીએ. આ સર્વ વિદ્યાસિદ્ધિમાં, બાલનૃસિંહમાં ખાસ તરી આવતું લક્ષણ, એમની અનુપમ ગ્રહણશક્તિ અને અમોઘ સ્મરણશક્તિ છે. નાની વયમાં જ્યારે તેઓ અભ્યાસ કરતા ત્યારે પણ તેમનામાં આ બે તત્ત્વો અદ્ભુત પ્રમાણમાં હોવાની પ્રત્યેકને પ્રતીતિ થતી હતી. પાછળનાં ગંભીર વેદાધ્યયન વિગેરે, આચાર્યબ્રહ્મપદને યોગ્ય બ્રહ્મવિદ્યાને સાધ્ય કરવામાં પણ તેમનામાં જે કુશળતા જણાતી તેમાં આ બે શક્તિઓ મુખ્ય ભાગ ભજવતી. સ્મૃતિ-ધૃતિયુક્ત મેધા, તેમના ઓજસ્તેજની ઘોતક હતી. મોટી વયે પણ તેઓ સાધકો કે અન્ય સજ્જનો સમક્ષ, પોતાના બાલ્યવયના પ્રસંગો અને સંસ્મરણોનું વર્ણન કરતા, ત્યારે પણ તેમની અસાધારણ અને અલૌકિક સ્મરણશક્તિ માટે સર્વ કોઇને અનહદ આદર ઉત્પન્ન થયા વિના રહેતો નહિ.

બાલપણમાં કવિ શામળની વાર્તાઓ પોતે વારંવાર શ્રવણ કરેલી હોવા ઉપરાંત, કવિની લેખનશક્તિ ઉચ્ચ પ્રકારની હોવા બાબત, પોતે અનેકવાર સાધકો સમક્ષ વર્ણન કરતા. બાલ્યકાળમાં વાંચેલું, જોયેલું કે શ્રવણ કરેલું સઘળું સાહિત્ય, તેમજ બાલ્યજીવનના વિવિધ પ્રસંગાનુભવો તેમની સ્મૃતિમાં દૃઢપણે અંકિત થયેલા હતા. મોટી વયે, સાધકો સમક્ષ-સર્વે સાંભળવામાં તલ્લીન થઇ જાય

તેવી ઢબે–સુંદર પ્રાસાદિક વાણીમાં ઉત્તમ પ્રકારે તેઓથી વાર્તાકથન કરતા. વાર્તા કહેવામાં રસ અસ્ખલિત વહ્યા કરે, ઔચિત્યભંગ ન થાય, તેમ જ વિસ્મૃતિના કારણથી પ્રસંગના અનુક્રમ કે નિરૂપણમાં અવ્યવસ્થા ન આવે...એવા ચોકસપણા અને મનોહર શૈલીથી જ્યારે આચાર્ય નૃસિંહાચાર્યજીના મુખમાંથી ઝરતો સુધારસ ઝીલવા સાધકસમુદાય તેમના સમીપ ઊંચું મુખ કરી બેસી રહે, ત્યારે મધ્યરાત્રિના અંધકારનો કે કકડતી ટાઢનો કોઇને પણ ખ્યાલ ન રહેતો. શ્રી નૃસિંહાચાર્યજી સારા કથાકાર હતા એમ કહીએ તો પણ ચાલે. ગમે તે રસની વાર્તા ચાલતી હોય, પણ તેમાં આવતાં પ્રસંગોમાંથી સુખપ્રદ સાર–બોધ તેઓ તારવી કાઢતા અને પરોક્ષ પદ્ધતિથી શ્રોતાઓ સમક્ષ રજૂ કરતા. આવી સુંદર ગ્રહણશક્તિ અને સ્મૃતિ–કે જેની સહાયતાથી મનુષ્ય પોતાના બાલપણને જીવતું રાખી શકે એ શક્તિ–અદ્ભુત છે. વિશેષમાં તેઓ સર્વોત્તમ કોટિના વાર્તાલાપ–સંભાષણ-કર્તા હતા કોઇ પણ પ્રસંગ, પરિસ્થિતિ કે વૃત્તાન્તને, તેનો અંગછેદ કર્યા સિવાય, તેઓ એટલી બધી સુંદરતાથી અને સ્પષ્ટતાથી રજૂ કરતા, કે કેટલીક વાર શ્રોતાજનને તે પ્રસંગ–કથાની originality અસલ આવૃત્તિ માટે કદાચ શંકા ઉત્પન્ન થતી. અને તેઓ, શ્રી નૃસિંહાચાર્યજી વડે કથાયેલ પ્રસંગ–કથાને જ સ્વતંત્ર–નૂતન સર્જન માનવા તૈયાર થતા, અગર તો મૂળને માટે અધિક આદરભાવની પ્રેરણા પ્રાપ્ત કરતા. શ્રી નૃસિંહાચાર્યજીની મોટી ઉમરે જ માત્ર આ સદ્ગુણો પ્રકટ પામેલા જણાયા હતા, એમ નથી, પરંતુ બાલ્યવયમાં જ તેઓ તે તે શક્તિને ધારણ કરતા હતા–એમ તેમની વિવિધ પ્રકારની બાલક્રીડા અને કૌટુંબિક પ્રસંગો પરથી સાબિત થયેલું છે.

દુર્લભરામને પોતાના પુત્રના ભાવિ માટે ખૂબ મોટી આશા

બંધાઈ. તેમને કદિ કદિ સ્પષ્ટ સ્ફુરણ થતું કે તેમનો બાળક મહાન્ વિદ્વાન્ લોકનેતા થવાને સર્જાયો છે. ચતુર પિતા, પુત્રના નિત્યના બાલ્યજીવનમાં સ્ફુટ થતા બીજસ્વરૂપોની ભાવિ શકયતાનો, સાચો ખ્યાલ દોડાવી શકયા. બીજ–અંકુરોને સંસ્કારશિક્ષણનું પ્રોત્સાહન અર્પી, વૃક્ષઉછેર કરવામાં પોતે પ્રયત્નશાલી નિમિત્ત બનવાનો સત્ય સંકલ્પ કર્યો. નાનકડા કડોદ ગામની ગામઠી શાળાઓ તરફ તેમની દુન્યવી દૃષ્ટિ પડતાં, તેઓ નિરાશ બની જતા. અઢારેક ગાઉ દૂર આવેલા વ્યાપારી શહેર તરફ તેમનું ચિત્ત આકર્ષાયું. પુત્રને સતશિક્ષણ આપવામાં જે કૃતકૃત્યતાનો આનંદ છે તે તેમની દૃષ્ટિ સમક્ષ તરવરી રહ્યો.

તાબામાં રહીને થતી નોકરી, નાના નોકરને તેની ઇચ્છા વિરુદ્ધ અમુક સ્થળસંજોગોના સંકુચિત વાતાવરણમાં કેદીની માફક જકડી રાખે છે; તે જ નોકરી, ખાસ કરીને મુલકી ખાતાની નોકરી, તેને તાકીદ, ઠપકો, દંડ, બદલીથી માંડી કાયમની મુક્તિ અપાવવામાં પણ મદદ કરે છે, અને કદિ મનુષ્યને તેના જીવનનો જૂના ઘરેડમાંથી નવીન રાહ નક્કી કરવામાં પણ સહાયભૂત નીવડે છે. ટંકશાળમાં નોકરી કરતા અખા કવિ ઉપર ખોટા આક્ષેપો મૂકાયા હતા; તેની નિર્દોષતા સાબિત થઇ નિહાળવાની કોઇને તમા ન હતી. પરંતુ અખાજીને તો, તેના સુવર્ણકારના ધંધાના કેટલાક પ્રસંગોમાંથી ઉપજેલી વૈરાગ્યવૃત્તિમાં, આક્ષેપનો માઠો પ્રસંગ પોષણપ્રેરક થઇ પડયો. દુર્લભરામજીના દિલની અરજ શ્રી હરિએ શ્રવણ કરી કે શું !–કચેરીના કામકાજમાં કેટલીક વિચિત્રતાઓ ઉપસ્થિત થવા પામી. કોઇની કસૂર થઇ ! હોળીનું શ્રીફળ નક્કી કર્યા સિવાય, કસૂરની શિક્ષા પણ નકકી કરવામાં આવતી નથી. ભોળા હૃદયના પ્રભુમય જીવન ગાળતા તલાટી સૌની આંખે ચઢયાં. કસૂરનો

શિરપાવ તેમના શિર ચઢાવવામાં આવ્યો. દુર્જનો પ્રતિ સુજનતા દાખવવામાં સુશીલ, પતિતાનો આક્ષેપ પોતાને શિર સહર્ષ સ્વીકારી લેનાર સંત કબીરની પેઠે, દુર્લભરામજીએ પોતાનો બચાવ ન કર્યો. પ્રતિકારરૂપે નોકરીમાંથી માત્ર રાજીનામું આપી, તેઓ પુત્રને ઊંચી કેળવણી આપવાની અભિલાષાથી, કડોદથી સુરત આવી વસ્યા.

સુરતની મોટા મંદિરની ગુજરાતી શાળામાં પ્રવેશ પામેલા નૃસિંહાચાર્યજીની આવડત, હુંશિયારી તથા ગણિતલેખાં વિગેરે વિવિધ વિષયોનું જ્ઞાન જોઇ, શાળાના સત્તાધીશોએ તેમને પાંચમાં ધોરણમાં બેસાડયા. પિતાને પણ મહા આશ્ચર્ય થયું કે આ બધું ગિખાયું કયારે અને કયાથી ! થોડોક કાળ વ્યતીત થયો ને, નવીન વિદ્યાર્થીની નિશાળમાં ગેરહાજરી રહેતી હોવા બાબત ફરિયાદો થવા માંડી. આ અલૌકિક બાળકને આ શાળાગત શિક્ષણમાં–પ્રહ્લાદની પેઠે-ધ્યાન જ લાગતું ન હતું. તેઓ નિશાળથી બારોબર નદી કિનારે, કોઇ એકાંત સ્થળમાં, આનંદમગ્ન પણ ચિંતનશીલ અવસ્થામાં વિચરતા, અગર કોઇ પ્રતિષ્ઠિત સંતસાધુનો સમાગમ સેવતા. ફી આપવાને દિવસે, કવચિત્ અઠવાડિયે પખવાડિયે એકાદ મધ્યાંતરીય દિવસે સર્વને દર્શનનો લાભ દેવાના (!) હેતુથી, તેઓ શાળામાં હાજરી આપતા, ત્યારે વર્ગશિક્ષકની કસોટીમાં તેમનો અભ્યાસ ઉત્તમ હોવાનું તરી આવવાથી, તેઓ તેમને ધમકાવવાની કે ઠપકો આપવાની કોશિષ પણ કરી શકતા નહિ છમાસિક બારમાસિક પરીક્ષામાં સારા ગુણથી ઉત્તીર્ણ થવાથી, તેઓ નવ વર્ષની વયમાં એકદમ સાતમા ધોરણમાં આવ્યા.

સાતમા વર્ગમાં વિજયી નીવડયા પછી, વિશેષ અધ્યયન કે સ્વતંત્ર વિચારશક્તિની ખીલવણી અર્થે, શ્રી નૃસિંહાચાર્યજીને સુરતની મિશન સ્કુલમાં દાખલ કરવામાં આવ્યા. તે અગાઉ, કાશીમાં, બાર

વર્ષ સુધી અભ્યાસ કરી મહાપંડિત તરિકે પ્રસિદ્ધિ પામેલા સુરતના શ્રી ગંગાદત્ત શુક્લનાં દર્શન થતાં, દુર્લભરામજી બહુ પ્રસન્ન થયા. અન્યોન્યની કુશળતા પૂછતાં, દુર્લભરામજીની પુત્રના શિક્ષણ સંબંધી ચિંતાસંબંધી શ્રવણ કરતા શુક્લજીએ પૂછ્યું:

" ચિંતા શા માટે કરો છો ! ઉપવીત સંસ્કાર કોની પાસે કરાવ્યા છે ! "

" તે જ હરકત છે ને ! યોગ્ય કર્મકાંડી બ્રાહ્મણના અભાવે, તથા લૌકિક પરિસ્થિતિની અનુકૂળતા વિના, બાળકની વય વહી જાય છે. " દુર્લભરામજીએ સહજ આશા સૂચવતી સંકોચભરી વાણીથી કહ્યું.

" એ શું બોલ્યા ? પુરોહિત કર્મકાંડી બ્રાહ્મણોએ કેવળ દક્ષિણાના લોભથી જ પ્રેરાઇને ધર્મક્રિયાઓ કરવાની નથી. જે મળે તેમાં સંતોષ માની, નહિ તો પોતાની ફરજ સમજી, શ્રદ્ધાપૂર્વક સર્વ પ્રસંગોને પાર પાડવા જોઇએ...બ્રાહ્મણધર્મનું આ રહસ્ય સમજાવવા માટે તો તમારા બાળકનો જન્મ છે. "

" આપ મળ્યાથી, શુક્લજી ! હવે હું ચિંતામુક્ત બન્યો છું. બ્રહ્મવિદ્યાનો સાચો દાતા મારા પુત્રને મળી ચૂક્યો, હું હવે માનું છું. " અશ્રુપૂર્ણ નયને, દુર્લભરામજી શુક્લજીને ભેટી પડયા. શુક્લજીએ યોગ્ય મુહૂર્તે, બટુક નૃસિંહાચાર્યજીને વિધિસર યજ્ઞોપવીત સંસ્કાર કરાવ્યા.* ઉપવીત થયા પછી અધ્યયનારંભની પ્રાચીન

* આ સંબંધમાં, સુરતના છોટુભાઇ પાસેથી મેળવેલી નોંધ અનુસાર, સ્વ. શ્રી સંઘવીજી, બે,ત્રણ પ્રસંગનું વર્ણન કરે છે. તે પૈકી એકને ટૂંકમાં અત્રે જણાવવામાં આવે છેઃ—

યજ્ઞોપવિતવિધિ અંગે બટુનો દોડાવવામાં આવે છે, તેવો એક

પ્રણાલી પ્રમાણે શુક્લજીને ત્યાં નૃસિંહાચાર્યજી શાસ્ત્રોક્ત અધ્યયન કરવા જવા લાગ્યા. સંધ્યા અને નિત્યકર્મ વિગેરેનો પ્રારંભિક પાઠ પૂર્ણ કરી, તેઓશ્રી બ્રહ્મવિદ્યામાં સત્વર પ્રવેશ પામ્યા.

મિશન સ્કુલમા, વ્યવહારપુષ્ટ લૌકિક જ્ઞાન માટે, અને શ્રી શુક્લજીના ગૃહગુરુકુલે,-અધ્યાત્મવિદ્યા વિદ્યાનામ્-સર્વશ્રેયસ્કારક અલૌકિક સાચા જ્ઞાનની પ્રાપ્તિ માટે,-એમ બેવડી વિદ્યા સંપાદન

---

બીજો રીવાજ, વસ્તુની પસંદગી કરવા માટેનો છે. તે અન્વયે બ્રાહ્મણ-બટુક સમક્ષ,-બ્રાહ્મણ ક્ષાત્ર આદિ કયા વ્યવહારધર્મમાં તેની વૃત્તિ દોરાય છે તેનું અનુમાન કરવાના હેતુથી,-પુસ્તક, છરી, નાણું અને વસ્ત્ર ( કેટલેક સ્થળે અસ્ત્ર ) મૂકવામા આવે છે. તે સઘળું મૂકવામાં આવતા, શ્રી ગંગાદત્તજીએ પ્રશ્ન કર્યો !

" આ ચાર પદાર્થોમાથી તમને અત્યંત પ્રિય હોય તે લઇ લ્યો."

" મને તો તેમાંથી એક ય પ્રિય નથી. ઉપવીતાર્થ બટુક બનેલા શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના આપ્તકામપણા તરફ નિશ્ચયતાથી નિર્દેશ કર્યો

" ત્યારે આ સિવાય બીજી કઇ વસ્તુ પ્રિય છે ! "

" હમણાં જ જે મંત્રનું ( ગાયત્રી મંત્રનું ) ઉચ્ચારણ કરાવ્યું તેનું જ વારંવાર મનન અને ઉચ્ચારણ કરવાનું મને પ્રિય લાગે છે. " તેમણે પોતાનો સત્ય ભાવ જાહેર કર્યો.

" તો પણ, આવા મંગલ કાર્યમાં શુકન તરીકે એક વસ્તુ તો તમારે ઉપાડવી જ જોઇએ." શુક્લજીએ હાસ્યપૂર્વક આગ્રહ કર્યો. એટલે બટુક નૃસિંહાચાર્યજીએ સમક્ષ પડેલી ચાર ચીજોમાંથી, પુસ્તક ઉપાડી, તેના પાનાં પ્રેમભરી નજરથી ફેરવવા માંડયા. આ પ્રમાણે વિદ્યાભ્યાસંગ પ્રતિનો શ્રી નૃસિંહાચાર્યજીનો પક્ષપાત તેમની બાલ્યવયમાં પણ ઝળકી ઊઠયા વિના રહ્યો નહિ.

કરવાની આ બાળક માટે યોગ્ય વ્યવસ્થા થઇ. શુકલજીને ત્યાં બીજા શિષ્યો પણ અભ્યાસ માટે આવતા હતા તે સર્વની ગ્રહણશક્તિ અને સામાન્ય કાળપ્રવાહનો તેમને અનુભવ હોવાથી, શુકલજીએ શ્રી નૃસિંહાચાર્યજીની સાથે પણ સર્વસામાન્ય રીતે શરૂઆત કરી પ્રથમ એક અક્ષર કે શબ્દ, પછી ધીમે ધીમે મંત્રનો થોડોક વિભાગ...એમ શીખવાડતાં, શીખવાડેલો ભાગ પાકો થતાં, વિદ્યાર્થીને સ્વરોચ્ચારસહિત યથાર્થ રીતે બોલતાં આવડે, તો જ શુકલજી આગળનો અભ્યાસ ચલાવતા. વળી બ્રહ્મવિદ્યા, એવી મહત્ત્વની રહસ્યમયી મંત્રવિદ્યા છે કે તેમાં અધિકાર પ્રાપ્ત કરવા માટે વાસ્તવિક યોગ્યતાની જરૂર પડે છે. આ ભૂમિકા તૈયાર કરવામાં,—અભ્યાસક્રમનું સ્વરૂપ, છાત્રની જિજ્ઞાસા તથા ગુરુનો અનુગ્રહ વિગેરેનો વિચાર કરતાં,—કેટલીક વખત સમયનો મોટો ભાગ વ્યતીત થઇ જાય તેમ છે...શ્રી નૃસિંહાચાર્યજીને માટે આ પદ્ધતિ ઉચિત ન હતી, અને ન જ હોવી જોઇએ. તેમના જેવા વિલક્ષણ બુદ્ધિસામર્થ્યવાળા ઉચ્ચાધિકારી આત્માને તમામ વિદ્યાઓનું તાત્પર્ય સમજવામાં જીવનનો મોટો ભાગ ગાળવો પડે, તો તેથી સમાજ તેમનાથી પ્રાપ્ત થનારા વિશેષ લાભથી વંચિત રહેવા પામે.

વિશિષ્ટ દૃષ્ટિકોણથી જોઇએ તો શ્રી નૃસિંહાચાર્યજી સંસ્કારસંપન્ન-વિદ્યાસિદ્ધ પુરુષ હતા. તેમને અધ્યયનની લૌકિકી ક્રિયાની કોઇ અગત્ય ન હતી. પરંતુ એક અમેરિકન કવિ Longfellow એ કહ્યું છે કે,

" Lives of great men all remind us,
We can make our lives sublime. "

તેમ મહાપુરુષો હમેંશા જગતને બોધપાઠ આપવાના હેતુથી,

સઘળી કર્તવ્યની લીલા કરતા હોય છે; અને તેથી જ તેઓ તે માટે અત્યંત સાવધ રહે છે.

શ્રી નૃસિંહાચાર્યજીને, શુક્લજીએ વેદાધ્યયનનો એકડો ઘુંટાવ્યો. માત્ર એક મંત્રનો થોડો ભાગ શીખવાડયો, ને તરતજ તેનો શુદ્ધ પાઠ ભણી જઈ શ્રી. નૃસિંહાચાર્યજીએ, આખોય મંત્ર, તે જ દિવસે શીખવવાની જિજ્ઞાસા દર્શાવી. બે ત્રણ દિવસ પછી તો તેમણે એક સામટા અનેક મંત્રો, સંહિતાના અનેક પાઠો આપવાનો આગ્રહ કર્યો. શુક્લજીને પ્રથમ તો હસવું આવ્યું પરંતુ પોતાના શિષ્યની અર્ધગંભીર પણ સ્મિત ઝળકતી મુખમુદ્રા સામું વિલોકીને તેઓ સ્તબ્ધ થઇ ગયા. તેમણે બાળકને સમજાવ્યું કે "વેદવિદ્યા સરળ અને સુલભ નથી. એકદમ ન આવડે-ન પચે." પરંતુ દિવ્યભાવનાદ્યોતક આ બાળકે દૃઢ વિશ્વાસયુક્ત વિશેષ આગ્રહ કર્યો, એટલે શુક્લજી સહજ ઉશ્કેરાયા અને કહ્યું,

"એમ ! હું આ યજુઃસંહિતાનો એક અધ્યાય બોલી જાઉં છું. તે શ્રવણ કરી લીધા પછી, તમે જો બરાબર બોલી બતાવશો તો હું તમને યોગ્ય અધિકારી ગણી, વિદ્યાવારિધિના વિશેષ ઊંડાણમાં પ્રવેશ કરાવીશ."

શુક્લજીના બોલી ગયા પછી નહિ પણ તેમના ઉચ્ચારણ સાથે જ બાળકે બોલવા માંડયું. ઉદાત્ત સહ ઉદાત્ત, અનુદાત્ત સાથે અનુદાત્ત અને સ્વરિત સહ સ્વરિત. કેવો સુંદર સાથ ! શુક્લજી આશ્ચર્યમાં ગરકાવ થઇ જઇ બોલી ઊઠયાઃ

"આ બાળક તો પૂર્વભવમાં ભણીને જન્મ્યો છે."

ત્યારથી શુક્લજીએ, અમુક પાઠ અધરો છે-એકદમ નહિ થાય

આજે આટલું જ, એવી દલીલો દ્વારા હઠ કરવાની છોડી દીધી. બાળકની ઇચ્છા પ્રમાણે, અધ્યાપન કરવામાં આ અલૌકિક બાળકના શિષ્યત્વથી, તેમને મહાન્ સાત્ત્વિક અભિમાન ઉત્પન્ન થતું. શ્રીકૃષ્ણગુરુ સાંદીપનિનું સુખદ સ્મરણ કરી, તેઓ પોતાના ગુરુત્વને ધન્ય માનવા લાગ્યા. અધ્યાપન–અધ્યયનથી તેમની પોતાની વિદ્યા પણ વિશેષ વિશુદ્ધ, સંસ્કૃત તથા સાર્થક બનતી હોવાની તેમને પ્રતીતિ થવા લાગી.

ધીમે ધીમે શ્રી નૃસિંહાચાર્યજીમાં વિદ્વત્તા પ્રકાશવા લાગી. પ્રથમ તો તેઓ, પોતાના ગોત્રાનુસાર, શુક્લ યજુર્વેદની માધ્યંદિની શાખાના અને પછી સમસ્ત યજુર્વેદના પાઠક અને અભ્યાસી બની ગયા. અલ્પ સમયમાં તેમણે, ઋગ્વેદ, સામવેદ, સાંખ્ય, મીમાંસા, વિગેરે શાસ્ત્રોમાં તથા શ્રીમદ્ ભાગવત્ રામાયણાદિ, પુરાણઇતિહાસ ગ્રન્થોમાં પણ પ્રવીણતાપૂર્વક અધ્યયન કર્યું.

સામાન્ય અગર શ્રદ્ધાળુ બુદ્ધિના લોકોને આવી હકીકતોમાં અતિશયોક્તિ અગર ચમત્કૃતિ–પ્રશંસા લાગે એ સ્વાભાવિક છે. પરંતુ મૂળ વસ્તુસ્થિતિમાં સત્ય સમાયેલું છે. વિશિષ્ટ ગુણશીલાને અવધારણ કરનારા, વિભૂતિ–વિખ્યાત થયેલા પરમ પ્રશંસનીય અવતારી પુરુષો, તેમનાં ચારિત્ર્ય અને કર્તવ્યસિદ્ધિ દ્વારા અનેક હૃદયોમાં અહોભાવ ઉત્પન્ન કરતા આવ્યા છે. પૂર્વ પશ્ચિમના મહાવીરોનાં ચરિત્રો અવલોકવાથી પણ, આપણને ન્યૂનાધિક અંશમાં આ જ બાબત સ્પષ્ટપણે સમજાશે. ખાસ કરીને, ધર્મના ક્ષેત્રમાં મહત્તા પામી ચૂકેલા મહાપુરુષોના જીવનમાં અલૌકિક આશ્ચર્યભાવ ઉપજાવે, કદિ સંદિગ્ધભાવ પણ પ્રકટાવે એવા પ્રસંગો પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. જીવનના પરમ મધ્યસ્તંભસમા મહત્ત્વના અંગની એ એક વિશિષ્ટતા છે.

પુષ્ટિમાર્ગ શુદ્ધાદ્વૈતપ્રવર્ત્તક શ્રી વલ્લભાચાર્યજીના પવિત્ર ચરિત્રમાં દૃષ્ટિપાત કરવાથી જણાશે કે તેઓશ્રીએ માત્ર ૭ જ વર્ષની વયમાં, તેમના સમયની વિચિત્ર પ્રતિકૂળ પરિસ્થિતિમાં, તિરુમલ આચાર્ય, નારાયણ દીક્ષિત, માધવેન્દ્ર યતિ ઇત્યાદિ વિદ્વાનો પાસેથી શાસ્ત્રોનું સંપૂર્ણ અભ્યાસ–પરિશીલન કરી, સર્વ વિષયોમાં વિશારદતા પ્રાપ્ત કરી હતી. સ્વામી શ્રી રામતીર્થ, શ્રી વિવેકાનંદ વિગેરે સઘળી વિભૂતિઓ સંબંધમાં આવી જ ઇતિહાસપ્રમાણિત હકીકત છે. શ્રી શ્રેયસ્સાધકઅધિકારી વર્ગ નામક વિશાળ, શિક્ષિત અને સંસ્કારી સમુદાયના સમર્થ સદ્ગુરુ શ્રી નૃસિંહાચાર્યજીએ માત્ર આઠ વર્ષની વય સુધીમાં જ, લૌકિકી વિદ્યાનુભવ પૂર્ણતઃ પ્રાપ્ત કરતાં પહેલાં જ, આર્યધર્મનાં સર્વ શાસ્ત્રોનાં અધ્યયનમાં નૈપુણ્ય અને પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હતું, તે હકીકતમાં અતિશયોક્તિ કે અસત્યનો મિથ્યા આરોપ કરવા કરતાં, વસ્તુસ્થિતિને સ્વીકારી, તેઓશ્રીની અલૌકિકતાના ચિંતનમાં આનંદ પ્રાપ્ત કરવો એ વધારે ઉચિત છે.

બીજી બાજુથી, શ્રી નૃસિંહાચાર્યજીને મિશનસ્કુલમાં નિયમિત જવા માટે નૈસર્ગિક અભિરુચિ જ ઊપજતી ન હતી. તેઓશ્રી કઇ દિશાના પ્રવાસી હતા, અને કેવી કોટિનું ઉડ્ડયન ઇચ્છતા હતા, તે તો તેમણે શુકલજી પાસેના અભ્યાસ દરમ્યાન દર્શાવેલી ઉત્કટતાથી, નિઃશંકપણે સમજી શકાય તેમ છે. ‘ નિશાળેથી નીસરી, જવું પાંસરું ઘેર ’ એ પંક્તિઓની તેમના અંતઃકરણ ઉપર કંઇ અસર ન હતી. પ્રાથમિક શાળાની પેઠે જ, તેઓ મિશનસ્કુલમાં પણ ક્વચિત્ માસના આરંભના કે અંતના દિવસોમાં, હાજર રહેતા. જીવનના તમામ કાર્યક્રમમાં નિયમિતતાનો નિયમ આગ્રહપૂર્વક પાલન કરવાને તત્પર રહેતા શ્રી નૃસિંહાચાર્યજીએ મિશન નિશાળ માટે અનિયમિતતાનો અતિનિયમ પાળ્યો હતો. શિક્ષકો, સહાધ્યાયી

વિદ્યાર્થીઓનો પણ કોણ જાણે કેમ, તેમના માટે અત્યંત આદરભાવ રહેતો. તે વખતે પ્રચલિત નાની નાની શિક્ષાઓ સહી લેવા છતાં, શાળામાં સમયસર હાજર રહેવાનું વ્રત પોતે નહિ લઇ શકવાથી, ' ભટકેલ 'નો ઇલકાબ આખી શાળામાં પોતે જ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા ! પણ માત્ર એક હકીકત, ' ભટકેલ ' કહેનાર વિદ્યાર્થીગણ અને વિદ્યાગુરુનાં મુખ સીવી લેવા માટે બસ હતી; અને તે એ કે, હાજરીના તથા પરીક્ષાના દિવસોમા, શ્રી નૃસિંહાચાર્યજીના અભ્યાસમાં, ન્યૂનતાદોષ–દેખાડવા પૂરતો પણ–કોઇને મળી આવતો નહિ. એટલું જ નહી, પણ પરીક્ષામા ચોરી કરીને સારા ક્રમે ઉત્તીર્ણ થયાનો આરોપ મૂકી, જ્યારે તમની પુન પરીક્ષા લેવામાં આવતી ત્યારે પણ તેઓ વિશેષ ગુણથી આશ્ચર્યકારક રીતે વિજય વરતા.

શાળા સમય દરમ્યાન, તેઓશ્રી કયાં કેવા વ્યવહારમાં પ્રવૃત્ત રહેતા હતા—એ સંબંધમાં અત્યંત ઊહાપોહ કહેવાતા વિરોધીઓએ ( ખરું જોતાં તે કોઇના વિરોધી ન હતા ) કર્યો હોવાનુ જણાઇ આવે છે. અને કદાચ ધારો કે કોઇ મહાન્ ગણાતા પુરુષના બાલ્યકાળમાં દૂષણયુક્ત વર્તન હોવાનું સાબિત થાય તો તેથી તે મહાપુરુષનું ગૌરવ કાંઇ ઓછું ક્ષત થાય છે ! એ કૃષ્ણપક્ષ તો અહીં શુક્લપક્ષની પૂર્વપીઠિકાનો ભાગ ભજવે છે ! પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યના જીવનવૃત્તાન્તમાં, તેઓશ્રીની કીર્તિને કલંક લાગે એવું બાહ્યદર્શનીય દૂષિત વર્તન અંશતઃ પણ સંભવિત નથી. તેમનો ' શાળા સમય દરમ્યાનનો ભ્રમણકાળ ' વર્જ્ય વ્યસનાદિ કુસંગમાં કે ભાવિ ઉદ્ધારકની ભૂમિકાને અનુચિત પ્રવૃત્તિઓમાં વ્યતીત થયો હોવાનું લેશ માત્ર પણ પૂરવાર થયાનું જાણવામાં નથી. પરંતુ, આપણે આગળ જણાવી ગયા તેમ, તેઓશ્રીની ચિત્તવૃત્તિ, મિથ્યા

નિશાળોની કહેવાતી વિદ્યાકલાઓમાં વખતનો વ્યય કરવામાં ન ચોટતા, સત્યજ્ઞાનની ઉપાસનાની ખોજ કરતી હોવાનું તેમને સ્વયં-સ્ફુરણ થવાથી, તેઓ સુંદર જલાશય કે નદીના તીરે, કદિ વનસ્થલી જેવા એકાંત રમ્ય સ્થળમાં, કદિ કોઇ સંતની કુટીરમાં, ફરતા, અને પ્રવૃત્તિથી પર રહેવાનો જાણે કે અભ્યાસ કરતા અને ભવિષ્યમા શ્રેયસાધક મુમુક્ષુ જનતાને તેઓનાં સર્વોત્તમ હિત–શ્રેયના ઉત્તમ સાધન તરીકે ઉપદેશવાના બ્રહ્મવિચારમાં, નિર્વિકલ્પ સમાધિનો અકલ્પ્ય આનંદ અનુભવવાની તક સાધવામાં, નિત્યરત રહેતા.

સામાન્ય રીતે, જગત્ જે રીતે જીવે છે અને જીવનનો તથા જગતનો ઉપયોગ કરે છે તે રીત, ' વ્યવહાર 'ના નામથી ઓળખાય છે. શાસ્ત્રો તથા તેને જાણનાર શિષ્ટ પુરુષોએ, સંપૂર્ણ વ્યવહારદૃષ્ટિને ઉચ્ચ સુખાભિલાષીના માર્ગમાં બાધક અને ખૂબ નિંદ્ય કહી છે. આ સંબંધમાં શ્રી નૃસિંહાચાર્યજીના પોતાના પણ નિરૂપણો છે. સ્વાર્થસભર અને ( પુરાણોક્ત કડવો શબ્દ વાપરીએ તો ) શિશ્નોદરપિંડપરાયણ આ વ્યવહારપ્રવૃત્તિમાં જ રચ્યાપચ્યા રહેવાથી, મનુષ્ય શ્રેયસ્–ઉન્નતિને પથે પ્રગતિ કરવાને બદલે, સ્થિતિચુસ્ત થઇ જાય છે, અગર નીચે ને નીચે ગરતો જાય છે. આ સઘળી વસ્તુ, કોઇ કુટિલ ચતુર ચાણક્યનીતિની પેઠે સરળ અને સ્વાભાવિકપણે બનતી જાય છે. ગીતાકાર તેને સુંદર શાસ્ત્રીય સ્વરૂપ આપી, સર્વનાં અંતઃકરણને અર્જુનદ્વારા જીભ આપી, કહે છે,

प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ।

આ પ્રશ્ન બહુ કોઇનો કોઇ, અસાધ્ય નથી, દુ:સાધ્ય છે. જ્ઞાન, અભ્યાસ, સત્સમાગમ, ઉપદેશ યા ઇતર સાધનોથી, મનુષ્ય સહજ

વ્યવહારથી વ્યાવૃત્ત થવા મસ્તક ઊંચકે છે, ત્યાં પ્રકૃતિ સત્વરે તેને નીચે પાડવા–મૂળ સ્થિતિમા લાવી મૂકવા–તેનું વિપુલ બળ વાપરે છે; છતાં, મનને લગભગ સપૂર્ણ કક્ષા સુધી કેળવનારા અગર તો કેળવાયલા મનસહિત જ જન્મ લેનારા અધિકારી–ભક્ત વિરલ–મનુષ્યો જગતમા હોય છે. તેમના જીવન અને તે જીવનની દિનચર્યા પણ અદ્દભુત, કદિ વિચિત્ર અને સમજાય નહિ તેવી ગહન પણ લાગે છે. તેઓ પછી કલાકાર, નેતા, સત, ગમે તે નામે ઓળખાય!

આવા મનુષ્યોની વિચારશ્રેણિ અને તદનુસાર વર્તન સામાન્ય જનસમુદાયના વ્યવહારબદ્ધ વિચાર–વર્તનથી ભિન્ન હોવાનું ભાસે છે. તેઓની નીતિ, કેટલીક વખત, કેટલીક બાબતમા સમાજથી પ્રતિકૂળ–નિરપેક્ષ સમી જણાતી લાગે છે. જો કે, તેમાં તેમનો શુભ હેતુ તો સમાજસુધારણાનો જ હોય છે. આવા જીવાત્માઓની પ્રથમથી જ–અને સદાકાળ–કદર થાય છે એમ નથી બનતું. કોઇ કોઇ અપવાદ હોઈ શકે. અસંત જીવલેણ કસોટી પછીથી જ, તેઓ પૂજા, પ્રતિષ્ઠા કે યોગ્ય આદર–અનુસરણને પામવા ભાગ્યશાળી બને છે, જો કે તેમને તેવી અપેક્ષા હોતી નથી. લોકપ્રતિષ્ઠાની અંતિમ પળ આવતાં સુધી તો જગત, કદિ, તેમને તિરસ્કારે છે, કદિ પાગલ અને મૂર્ખ પણ ઠરાવે છે જ્યારે ખરેખર તેઓ જ સાચાં પ્રજ્ઞાચક્ષુ પામેલા હોય છે.

શ્રી નૃસિંહાચાર્યજીની અભ્યાસકાળ દરમ્યાનની વિચિત્રતાઓ, –ખાસ કરીને નિશાળમા અનુપસ્થિતિ અને બાહ્યભ્રમણ–જોઇને, ઘણા લોકોને તેમની અલૌકિક સ્થિતિ કે જ્ઞાનપ્રકાશની પરિસ્થિતિનો પરિચય ન થતાં, તેઓ તેમને મંદમતિ, પ્રમાદી, ભટકેલ વિગેરે

પણ ગણવા લાગ્યા હતાં, પરંતુ તેઓશ્રીની તે સમયની કેવળ અનન્ય અલૌકિક જ્ઞાનારૂઢ સ્થિતિનો ખ્યાલ કોને આવી શકે ? સચ્ચિદાનંદમય પરમાત્મ તત્ત્વના નિત્ય અનુસંધાનરૂપ બ્રહ્મા । વૃત્તિમાં સમય વદન કરવા સંબંધમાં, તેઓશ્રી તેમનાં કેટલા પદ્યોમાં સૂચન કરતાં હોવાનું જણાય છે. એક ' હોરી–પદ ' માં એ કહે છેઃ

> મત સંગતમેં અખંડ ચલ્યોરી, જગમેં મૂઢ કહાયો,
> ગુરુ કે ચરનમેં પ્રીતિ લગાકે, શબ્દ હૃદય ઠહરાયો,
> મન કછુ નહિ પમટાયો, ..
> બ્રહ્મ રસ ઐસે પાયો. "

આ ભાવનાં પદોમાં, તેઓશ્રી સ્પષ્ટ સૂચવે છે કે સંતસંગતમેં –બ્રહ્મા ન વૃત્તિના સંગમાં–અખંડ રહેવાથી, જગત્ તેમને જડ–મૂઢ કહેવ ા ગા, પરંતુ પોતે તો ગુરુચરણમાં શરણ ગ્રહીને. સત્યવિદ્યાની - શબ્દ બ્રહ્મની–ઉપાસના દ્વારા, બ્રહ્મરસનું પાન કરવાને અધિકારી થતા સમય ગાળતા હતા વળી, તેઓશ્રીએ નિશાળનો સમય, સાધુ ાતિમાં ગાળ્યો હોવાની વાતને, તેઓશ્રીનાં પદોમાં તેઓ અધ્ય વિચારનાં સાધનોમાં ' સાધુસંગતિ ' મુખ્ય હોવા બાબત ખુબ ભાર મૂકે છે, તે પણ પુષ્ટિ આપે છે. સૌરાષ્ટ્રના પ્રવાસ વખતે પોતાના સ્વરૂપ–વેષ વિગેરે વિષે વિવિધ પ્રકારની લોકવાતોઓના વર્ણન અને શંકાઓના સમાધાન રૂપે રચેલા ' મનહર છંદ 'માં પોતે પદ વાણીમાં જણાવે છે કેઃ

> " સાધનમેં સાધન જો બ્રહ્મવિચાર સો તો,
> એકાન્તમેં બેઠ હમ નિશદિન કિયો હૈ,

સંત જન જહાં જહાં શ્રવનસેં સુને તહાં,
જાઇ જાઇ ચરનમેં શીશ ધરી દીયો હૈ"...વિગેરે

છેલ્લી બે લીટીમાં પોતાની 'ખુમારી' ભરી મસ્ત અવસ્થાનો નિર્દેશ કરે છે:

"નૃસિંહ ખુમારી, અબ ચઢી હૈ અપાર કછુ,
ભીખકુ કે કાજ હમ ભેખ નહિ લીયો હૈ." વિગેરે

× × ×

રાજ્ય કરતી પ્રજાઓ મહાચતુર અને રાજ્યનીતિનિપુણ હોય છે. તેઓને સારો વ્યાપાર કરતાં આવડે; અને વ્યાપાર કરતાં કરતાં તે શાસન કરતી પણ થઇ જાય. શાસન–સત્તા મેળવવાની આકાંક્ષા દરેક રાષ્ટ્રને હોય છે. પરંતુ મેળવેલી સત્તાને સ્થિર કરી ટકાવી રાખવાની કુશળતા બહુ થોડામાં હોય છે. તે માટે કૌટિલ્ય-શાસ્ત્રને સારી પેઠે સમજવાની આંખ જોઇએ. અંગ્રેજોમાં એ આંખ ખુલેલી હતી. તેથી ચતુર્વિધ 'રાજનીતિનો યથાર્થ અમલ કરી, તેમનાથી પરતંત્ર બનાવાતી પ્રજાનો આત્મા કોઇ વાર પણ પ્રચંડ પોકાર કરી ન ઉઠે, ઉત્ક્રાન્તિની ઘોષણા ન કરે, તે માટે પ્રજા અર્થે શાંતિ સંતોષનાં સાધનો શી રીતે ઉભા કરવાં, તે બ્રિટિશ જેવી બાહોશ પ્રજા ન સમજે એ બને કે!

રાજકીય ક્ષેત્રમાં અમુક જ આંદોલનનો તથા પરિણામ પ્રકટવા પામે, તે માટે 'ધર્મ'નો સાધન તરીકે ઉપયોગ કરવાનું રાજદ્વારી પુરુષો યોગ્ય ધારે છે. કારણ કે, ધર્મ માનવહૃદય પર ગંભીરપણે અને ત્વરાથી અસર કરનારું વાહન છે. ધર્મના બ્હાના હેઠળ તો મોટાં મોટાં રાજ્યોમાં ઉથલપાથલ થઇ ગઇ; ધર્મની દલિલો

દ્વારા અનેક પ્રજાઓ, ક્રાન્તિ અને પ્રગતિના હિલોળે ચઢી ચૂકી- ધર્મની આમ, એક બાજુથી ઊંચી કિંમત આંકવામાં આવતી અને સક્રિય કાર્યક્રમ દ્વારા રાજદ્વારી ધ્યેય સધાતાં બીજી બાજુ, ધર્મના નામે ધાર્મિક અંધશ્રદ્ધા અને આંતરિક નિર્બળતા પોષીને, ધર્મનાં ચાલતાં પાખંડોનો પણ રાજકીય ક્ષેત્રમાં પૂરતો ઉપયોગ કરવાનું કુનેહબાજ બુદ્ધિમાનો ચૂકતા નહિ. કોઇની લાગણી દૂભવવામાં ભલે અધર્મ ગણાય, પરંતુ દૂભાતી લાગણીનો સભ્યતાપૂર્વક દુરુપયોગ કરી સ્વાર્થ સાધી લેવામાં, અધર્મનો અંશ પણ નજરે ચડતો નથી !' એનું નામ જ રાજનીતિ. આકર્ષક શીર્ષકો હેઠળ, પરોપકારી જીવદયામંડળો કે ભ્રાતૃભાવના પાયા પર ગણાતી સંસ્થાઓ સ્થાપી, પ્રજાનું તે તરફ આકર્ષણ ખેંચી રાખી, અનેક પ્રલોભનો અને લાલચોના આશ્રય હેઠળ, ધાર્મિક દંભ પોષી, સાચા ધર્માચરણમાં શિથિલતા આણવી, અગર પ્રજાના ધર્મના મૂળમાં ઘા કરવો...એ કુટિલ રાજનીતિથી કેટલી જનતા વાકેફ છે ! કદિ દેશસેવા, કદિ ગ્રામોદ્ધાર, કદિ કેળવણી, કદિ આત્મોન્નતિ, સર્વોદય-ઇત્યાદિ મોહક માયાવી માત્ર નામની પ્રવૃત્તિઓથી જનસમાજ આગળ સાબિત કરવા મિથ્યાવાદ કર્યા કરવો કે "તમારો ધર્મ વહેમોથી ભરેલો, ધૂર્તોએ ઉભો કરેલો પેટ ભરવાનું પાખંડ છે. અમારો ધર્મ સારો, સાચો અને સલામતી ભર્યો છે." તદુપરાંત, જનતાને આ પ્રચાર માટે વિશ્વાસ ઉત્પન્ન થાય તે માટે જનતા સમજી શકે તેવી સરળ પણ આકર્ષક રીતિએ તેને લગતું સાહિત્ય પ્રકટ કરવું; તેનો ફેલાવો કરવો અને સ્થાપવા માગતા હોય તેવા પ્રકારના ઉપદેશવાળાં ધર્મપુસ્તકો મફત વ્હેંચવાં, જનતાને વારંવાર હીનીચની જરૂરિયાતો-જેવી, દવા, ઉપચાર વિગેરે માટે મફત સગવડો પૂરી કરવી. વિશેષમાં, પ્રજાના હિતમાં મહા પ્રયત્ને સ્થાપેલી વાતો,

કોઇ કારણથી ભૂંસાઇ ન જાય, તે માટે વિદ્વાન્ ઉપદેશકો—મિશનરીઓ—અને તેમની સંસ્થાઓનો વાણીપ્રવાહ સતત વહેતો રાખવો જરૂર પડે રાષ્ટ્રિય નેતા—સંસ્થાઓને પણ જન્માવવા વેગ આપવો, તેમને પ્રજા સમક્ષ અપૂર્વ માન આપી, બહુમતિના હૃદય ઉપર તેમને સ્થાન અપાવવું, સ્થાપિત સરકાર સામે કોઇ પળે પણ પ્રતિકાર કરવાની ઉત્કંઠા જાગ્રત્ થવા ન પામે તે માટે પ્રજાના જૂના ધર્મ-ગ્રન્થોમાંથી જ ખોટા આધારો ખડા કરી, પ્રજા તેનો દૃઢપણે અમલ કરી શકે એવી રીતે તેને પ્રચારમાં મૂકવા.

આમ, સમાજ—ધર્મ—શિક્ષણ—ક્ષેત્રોને રાજ્યક્ષેત્ર સાથે કેવો સંબંધ છે એ સમજાવવાની, આજની જાગૃતિ પામેલી, દેશ દેશના વિવિધ પ્રકારના વહિવટો અને રાજ્યપદ્ધતિઓનું સૂક્ષ્મ અવલોકન કરતી પ્રજાને જરૂર નથી !

લગભગ સત્તાવનના બળવા પછી, હિંદના શાસકોએ, પોતાના શાસનમાં દીર્ઘજીવી દૃઢતા અને સ્થિરતા આવે એવા પ્રકારની દીર્ઘદૃષ્ટિવાળી રાજ્યનીતિ ઘડી હતી, એમ કહીએ તો લૉર્ડ મેકોલેના પત્રોમાં પ્રકટ થતી વિચારણાઓ અન્વયે, કાંઇ જ ખોટું નથી. અશાંતિના દાવાગ્નિમાં ગુંગળાઇ ગયેલા ભારતના આત્માને, અનનુભૂત ચિરશાંતિ આપવાનો નિર્ધાર જાહેર કરનારે પરોપકારી વહીવટકર્તાઓએ તે પ્રમાણે વર્તવાની શરૂઆત પણ કરી હતી. એનો પડઘો આપણા કેટલાક કવિઓ, "હરખ હવે તું હિન્દુસ્તાન" જેવી પંક્તિઓમાં પાડી રહ્યા છે. યુરોપીય સુખી સંસારમાંથી કેટલાક ખાસ ચૂંટી કાઢેલા સુધારાઓ હિન્દી સમાજમાં અન્તર્ગત કરવાનો નિર્ણય અમલમાં આવતાં—સમાજના હાર્દને સ્પર્શ કરતા—ધર્મને પણ નવીન સ્વરૂપ આપી શકાય, તો કાયમનો હેતુ સરે,

એવી શુભેચ્છાથી જાણે, અનેક દિશામાં દોર નંખાયા. મિશનસ્કૂલ મિશન દવાખાનાં, પરોપકારી બુદ્ધિપ્રધાન સંસ્થાઓ–સમાજો, આધ્યાત્મિક આભાસ કરાવનારાં મંડળો, વિગેરે આ નીતિના પરિણામ હતાં. માત્ર શિક્ષણ, સંસ્કાર કે પરોપકારની પ્રવૃત્તિમાં જ આ સંસ્થાઓના કાર્યક્રમોનો સમાવેશ થઇ જતો હોત તો તો ઠીક. પરંતુ તે દરેકની સાથે ખ્રિસ્તી ધર્મના પ્રચારનો હેતુ પણ સ્વાભાવિક રીતે પોષણ પામતો જતો હતો. આ સઘળો પ્રચાર એવી સ્વાભાવિક ઢબે અને સભ્ય (!) પદ્ધતિથી થયે જતો હતો કે તેમાં સંશય કરવાનું કે અરુચિ ઉપજાવવાનું કોઇને કારણ ન રહેતું. વિશેષમાં બેકાર, અશાંત અને અજ્ઞાન મનાતા લોકો સમક્ષ નોકરી, શાંતિ અને જ્ઞાનપ્રાપ્તિનાં (!) તથા આર્યનીતિનો ધ્વંસ કરતા છતાં–ઇતર લૌકિક સુખ ઉપજાવનારાં અસંખ્ય પ્રલોભનો તરવરતાં હતાં. કાશીના પંડિતની પૂછપરછ ઓછી થાય, પણ કોઇ જૅકસન કે જૉનસન સાહેબની અમૃતવાણીને (!) સૌ કોઇએ આતુરતાથી સાંભળવી પડે. શાળામાં ઇતિહાસ, ભૂગોળ, ગણિત, ભાષા વિગેરે અભ્યાસક્રમના વિષયોની સાથે સાથે, પાદરી સાહેબ બબ્બે ત્રણત્રણ દિવસે જ્યારે દર્શન દેવાની કૃપા કરે ત્યારે વિદ્યાર્થીઓને તેમનાં ધર્મસંભાષણનો ફરજિયાત લાભ મળતો. પરીક્ષાઓમાં આગળના નંબરોથી પાસ થનારને, હકકથી મળતા પુસ્તકોનાં ઇનામ ઉપરાંત, વિશિષ્ટ પારિતોષિકરૂપે બાઇબલની નવીન આવૃત્તિ સહર્ષ સ્વીકારવી પડતી. દેશી રાગરાગિણીઓને કંઠ પર લાવવાને અશક્ત હિંદુ વિદ્યાર્થીઓ, અંગ્રેજી ઢબની ધાર્મિક કવિતાનું, પાદરી સમક્ષ, પઠન કરી જતાં. ખ્રિસ્તી ધર્મોપદેશકો મુખ્યત્વે કરીને આર્યધર્મ ઉપર ખોટા આક્ષેપો કરતા અને હિંદુધર્મ અજ્ઞાન તથા જંગલી લોકોનું પાખંડ છે–એવું ઠસાવવા પ્રયત્ન કરતા. અને

દૂષિત ઠરાવાતા (!) આર્યધર્મની ભૂમિકા ઉપર, સુવર્ણ કિનારથી શોભાવાતી ખ્રિસ્તી સંસ્કૃતિનું મહત્ત્વ સ્થાપવાની તેઓ કોશિષ કરતા !

ધર્માચાર્ય થવા સર્જાયેલા શ્રી નૃસિંહાચાર્યજીએ દેશના ધાર્મિક પતન અને નૈતિક નબળાઇની ખાઇઓ ખુલ્લી પડેલી નિહાળી. અસાવધ રહેનાર તેમાં પડી જાય, પછી કદિ ઊંચે આવવામાં સફળ નહિ થઇ શકે–એ ભવિષ્ય તેમને સ્પષ્ટ દેખાયું. તેમની દીર્ઘદૃષ્ટિ અને અલૌકિક બુદ્ધિસામર્થ્યે, પ્રજાના નૈતિક અને તે દ્વારા સાંસ્કૃતિક જીવન પર ઝઝૂમતાં વાદળો જોઇ લઇ, તેને વિખેરવા પૂર્ણ પ્રયાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. મિશન સ્કુલમાં તેમના વર્ગમાં, તે વખતના રેવરન્ડ મૉન્ટગૉમરી, રેવરન્ડ વિલિયમ ડિક્સન વિગેરે ખ્રિસ્તી ધર્મોપદેશકો વિદ્યાર્થીઓના સમાગમમાં આવતાં. ઘણાખરા વિદ્યાર્થીઓ શાસક પ્રજાની માની લીધેલી ઊંચી સ્થિતિના ખ્યાલથી તથા વર્ગમાં થતા નિકટ સંબંધમાં અંજાઇ જઇ, અવાક્ બની બેસતા; અને જે બોધ મળતો તેને માન્ય કરી, ગાંઠે બાંધવાની કાળજી કરતા. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજી–માત્ર નવથી અગીયાર વર્ષના નૃસિંહાચાર્યજી, પાદરીઓને નિર્ભયતાથી પ્રશ્નો પૂછવાની હિંમત કરતા, એટલું જ નહિ પણ ઉત્તરથી અસંતોષ પામતાં, પ્રતિપ્રશ્નો પણ કરતા. કદિ પાદરીઓ તેમના પ્રતિ ચીઢ યા ખૂજા દર્શાવતા તો તેઓથી તેમને સીધો જ પ્રશ્ન કરતાઃ

" અજ્ઞાનીનો અગર કોઇનો પણ તિરસ્કાર કરવો, એ ખ્રિસ્તી ધર્મનું એક લક્ષણ છે કે ? "

હંમેશાની ટેવ મુજબ, જ્યારે જ્યારે ખ્રિસ્તી શિક્ષકો વેદધર્મની નિંદા કરતા, યા આર્યધર્મનુ અપલક્ષણ ઊભું કરી દર્શાવતા, ત્યારે અન્ય અજ્ઞાન વિદ્યાર્થીઓની પેઠે શ્રી નૃસિંહાચાર્યજી નિરુત્તર ન

મતલબ સ્વીકારી લઇ મૂઢની પેઠે બેસી રહેતા નહિ, પરંતુ પોતાની વિદ્વત્તાનો અને જ્ઞાનસંપત્તિનો, સત્ય અને સ્વધર્મના સંરક્ષણ માટે યોગ્યતાપૂર્વક ઉપયોગ કરતા. પરંતુ તેમ કરવામાં, તેઓશ્રી કદિ પણ પરધર્મની નિંદા કરતા નહિ કે ઘૃણા ભાવ દાખવતા નહિ. કવચિત્ ખ્રિસ્તી ઉપદેશકો, કૃત્રિમ દોષદૂષણો ઊભાં કરી આર્યધર્મની અવગણના કરવા પ્રેરાતા, ત્યારે શ્રી નૃસિંહાચાર્યજી પોતે, પ્રતિકાર રૂપે, ખ્રિસ્તી ધર્મની ખામીઓ કે વક્રતાઓ ખોટી રીતે કલ્પનાઓ કરી દેખાડતા નહિ, પરંતુ તેઓના જ આચરણમાં વ્યકત થતી અધર્મ–અનીતિ અને દાંભિકતાની રેખાઓનું સ્પષ્ટપણે સૂચન કરવામાં તેઓ લેશ પણ સંકોચ કે ભય રાખતા નહિ.

એક વખત એક ધર્મોપદેશક પાદરીએ તેમની સાથે સખત વાદવિવાદ કર્યો. ચર્ચા દરમ્યાન, શ્રી નૃસિંહાચાર્યજીની નાની વયમાં આવો આશ્ચર્યકારક બુદ્ધિવૈભવ તથા ધાર્મિક ભાવ જોઇને, પેલા પાદરી તેમના પર મોહી પડયા; એટલું જ નહિ પણ, પોતાનું કાર્ય ( mission ) વય, સ્થિતિ ( position ) તથા સમયનો વિચાર વિસરી જઇ, ત્યાંને ત્યાં જ તેઓ તેમને ભેટી પડયા. બીજા દિવસે, તેમના ઉપરી અધિકારીએ જ્યારે આ હકીકત જાણી, ત્યારે તેમણે તાબાના પાદરીને યોગ્ય શબ્દોથી સાવધાન કર્યો. પરંતુ સર્પ, અહેતુકપણે મોરલીના મનોહર ધ્વનિની દિશામાં આકર્ષાય તેમ, પેલા ઉપરી સત્તાધીશનું ચિત્ત શ્રી નૃસિંહાચાર્યજીના વિચારોમાં રમી રહ્યું હતું. એક પક્ષે તેની સરકારી ફરજ તેને એમ સમજાવી રહી હતી કે,

" અંગત પ્રલોભનોને હઠાવ; એ બુદ્ધિમાન્ છોકરાનો, રાજ્યનીતિના ધ્યેયમાં વિનિયોગ કરી લે. " બીજા પક્ષે તેની પોતાની

આત્મીય નૃસિંહસંગી બનવા મથતી ધાર્મિકતા, તેને સાચો પંથ દાખવી રહી હતી:

" કુટિલતાનો ત્યાગ કર; દંભ છોડ. બાલવયમાં છૂપાયેલી વંદ્ય વિભૂતિનું શરણુ સ્વીકાર. "

પરંતુ પોતે પોતાની પ્રકૃતિનો અધિષ્ઠાતા બનવાને બદલે, પ્રકૃતિએ તેના પર વિજય મેળવ્યો. રેવરન્ડ મૉન્ટગૉમરીને સાથે લઇ તેઓ શ્રી નૃસિંહાચાર્યજીની સમીપ ગયા. પ્રથમ તો નિત્યનિયમ મુજબ, ખ્રિસ્તી ધર્મની ખુબ પ્રશંસા કરી. વાદવિવાદ આગળ વધ્યો, એટલે અપેક્ષાએ અન્ય ધર્મોની વગોવણી પણ થવા માંડી. અતિ ચર્ચા અને દલીલોને અંતે શ્રી નૃસિંહાચાર્યજી સમક્ષ સામદામની નીતિના અખતરા થયાઃ

" તમારા ગરીબ ધર્મના આશ્રયમાં આખું જીવન ગરીબીથી ઘેરાયેલું રહેશે. આ તમારું વાક્ચાતુર્ય, વિવાદકુશળતા, અભ્યાસ–પ્રવીણતા વિગેરેથી અમે ખુબ ખુશ છીએ. અમે હમેંશા ઊંચી વસ્તુના કદરદાન છીએ. તમારો તથા તમારા કુટુંબનો નિભાવ–ખર્ચ અમારી સંસ્થા ઉઠાવી લેશે. તમે ઊંચા હોદ્દાની સરકારી નોકરી પણ પામશો. વખત જતાં, તમે બારે પગાર અને સત્તાના અધિકારી ભોક્તા થશો. તમને ઠીક લાગશે ત્યારે પરદેશગમન અને તમને ગમે તેવી સુંદર છોકરી સાથેના લગ્નની પણ વ્યવસ્થા કરી આપીશું. તમે માની જાઓ, અને ખ્રિસ્તીધર્મ સ્વીકારવા તૈયાર થઇ જાવ, તો સ્વર્ગસુખ તમારા હાથ નજીક છે..." વિગેરે.

મિશનરીનું કાર્ય પરાકાષ્ઠાએ પહોંચી ગયું ! પણ પાર્થિવ પ્રલોભનો તથા અનેક લાંચલાલચોની સ્વધર્મપ્રિય શ્રી નૃસિંહાચાર્યજીના

હૃદય ઉપર કાંઇ અસર થઇ નહિ. તેમના દીલમાં રોષ ન ઉપજતાં આ પંડિત પાદરીઓની દેખીતી ધર્મપ્રિયતા માટે દયા ઉપજી.

**स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावह** ના અર્થને યથાર્થ રીતે સમજનાર શ્રી નૃસિંહાચાર્યજીએ, ધાર્મિક પદ્ધતિના સચોટ ઉદાહરણો અને યુક્તિપ્રયુક્તિઓ સહ દલીલો રજુ કરી પ્રતિપાદન કર્યું કે...

'વેદધર્મ અતિ પ્રાચીન હોઇ પૂજ્યતમ તથા યથાર્થ છે, એટલું જ નહિ પણ તે એવો, સિંધુ સમાન ગહન અને વિસ્તૃત છે કે તેમાં જગતના સર્વ ધર્મો બિન્દુઓની પેઠે સમાઇ ગયેલા છે આર્યધર્મના સર્વ સિદ્ધાન્તોમાં એક યા અન્ય-રૂપે, વિશ્વના વિવિધ ધર્મો અને સંપ્રદાયોએ સ્વીકૃત ગણેલા સિદ્ધાન્તોનો સમાવેશ થઇ જાય છે વેદધર્મ વિવિધ શાખાયુક્ત વૃક્ષ સમાન છે તેના ડાળ પાદડાની પેઠે અન્ય ધર્મસમૂહોનું અસ્તિત્વ છે ખ્રિસ્તી ધર્મ પણ જે રહસ્યનું પ્રતિપાદન કરવા ચાહે છે, તે, એક દૃષ્ટિએ જોતા તો આર્યોના વેદધર્મના કેટલાક કિરણોના પ્રતિબિંબ સમાન છે...'

વળી તેમણે સ્પષ્ટ જણાવી દીધું કે,

" તમારી નોકરી, ગુનામીના બંધન, મડમની મમતા, સત્તા, અધિકારઆદિ સાધનોને ધર્મવિક્રયમાં લાવવાથી તમારા તમામ શ્રમો નિષ્ફળ નીવડશે અને તમે ખ્રિસ્તી ધર્મની હાસી કરાવશો. કોઇ પણ મનુષ્ય માટે ધર્મ એ તો અંતઃકરણની સ્વયંસ્ફુરણા કોઇ બાહ્ય સાધન કે લોભનાભયથી તેને જાગ્રત્ કરી શકાતી નથી "

આ પ્રમાણે શ્રી નૃસિંહાચાર્યજીમાં રહેલી ધર્મધગશ અને

તીવ્ર બુદ્ધિતીક્ષ્ણતાએ, પાદરીઓના પ્રયત્નોનો સફળ સામનો કર્યો હતો, એટલું જ નહિ પણ, પ્રચારકોની યુક્તિપ્રયુક્તિથી અન્ય માર્ગમા પ્રવેશ પામવા તૈયાર થઇ ચૂકેલા અનેક હિંદુઓને બુદ્ધિપુર સર સમજાવી યોગ્ય આર્યપથપર આણી મૂકયા હતા ભવિષ્યમા શ્રેયસ્સાધકઅધિકારી વર્ગમા પ્રવેશેલા અને શ્રીમન્નૃસિંહાચાર્યજીનું શિષ્યત્વ સ્વીકારનારાઓ પૈકી સખ્યાબધ સાધકો, તેમની પ્રથમાવસ્થામા, શ્રીમન્નૃસિંહાચાર્યજીના સહાધ્યાયી વિદ્યાર્થીઓ કે વયસ્યબધુઓ તરીકે લાભ પામનાને ભાગ્યશાળી થયા હતા. તેઓને કલ્પના પણ ન હતી કે પોતાની સાથે મિશન નિશાળમા ભણતા અને ખેલતા બાળક નૃસિહશર્મા, ભવિષ્યમા તેઓના અને અનેક સાધકોના સદ્ગુરૂ થનાર છે. છતા પણ પાદરીઓ સાથેના શ્રી નૃસિહાચાર્યજીના વ્યવહારમા અને વિદ્યાર્થીઓ સાથેના સબધમા પણ, શ્રી નૃસિહાચાર્યજીનો ભાવિ પ્રતાપ ઢાકયો રહી શકતો નહિ તે સમયે જ તેઓશ્રીમા રહેલ દિવ્ય આચાર્યત્વના સામર્થ્ય અને ધર્મોપદેશક થવાની નૈસર્ગિક યોગ્યતા પ્રતિ સૌ કોઇનું અજબ આકર્ષણ થયુ હતુ. આથી, અનેક વિદ્યાર્થીઓ, જ્યારે તેઓશ્રીના સાચા સ્વરૂપની કાઇક કાઇક ઝાખી પામવા માડ્યા, ત્યારે પૂર્વના દિવસોમા તેઓશ્રીની સાથે સ્વતત્રાપૂર્વક કરેલા વાણી અને વર્તનના વ્યવહાર માટે, પશ્ચાત્તાપ કરતા. શ્રી નૃસિંહાચાર્યજી તેઓના મનનુ આડીઅવળી વલિનોથી સાન્ત્વન કરતા અને પોતાના વ્યક્તિત્વને વધારે પડતુ મહત્ત્વ આપવા દેતા નહિ

શ્રી નૃસિંહાચાર્યજીના વિદ્યાધ્યયનની અવસ્થાના સમયમાં ઉપર્યુક્ત પ્રકારની હકીકતોનું સમર્થન કરનારા, તથા તેઓશ્રીની પ્રતિભા અને શક્તિ માટે આદર અને આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી વિવિધ બાબતોનુ ધ્યાન કરાવનારા અનેક પ્રસગોનો ઉલ્લેખ,

માત્ર શ્રી નૃસિંહાચાર્યજીના શિષ્યો અને શ્રદ્ધાળુ સાધકોની જ વાતો, નોંધો કે લખાણોમાં જ સમાવિષ્ટ છે એમ નથી પરંતુ સાધકો ઉપરાંત ઇતર સંભાવિત સજ્જનો તથા શ્રી નૃસિંહાચાર્યજીના વર્ગ પ્રતિ ઉદાસીન ભાવ કેળવનારા કેટલાક સમર્થ સાક્ષરો પાસેથી અને પ્રતિષ્ઠિત પત્રોમાં પણ આ સબંધી છૂટાછવાયા ઉલ્લેખો, સંશોધકને મળી આવે તેમ છે. અત્રે એવા એકાદ ઉલ્લેખનું અવતરણ કરીશું. સુપ્રસિદ્ધ 'ગુજરાતી' સાપ્તાહિકના આદ્ય સ્થાપક અને તંત્રી સ્વ. સાક્ષર શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ સુરતના નિવાસી હોઇ, આચાર્યશ્રીનો સમાગમલાભ લેવાનું ચૂકતા નહિ. તેમણે શ્રી નૃસિંહાચાર્યના આ સમય સંબંધમાં, સુજ્ઞ શ્રેયસ્સાધક સ્વ. શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી સમક્ષ જે નિવેદન કરેલું, તેનો સંદર્ભ 'શ્રેયસર્વસ્વ'માં પ્રસિદ્ધ છે. તેમાંથી અત્રે કેટલુંક અવતરણ આપવાનું મને ઉચિત લાગે છે:

"તમારા ગુરુ તો અમારી સાથે મિશન સ્કુલમાં અભ્યાસ કરતા ત્યારે પણ ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરનાર પાદરી સાહેબો સાથે પણ હિન્દુ ધર્મની ઉપર પાદરીઓ તરફથી કરાતા આક્ષેપોના રદિયા એવા સારા આપતા કે પાદરીઓના મુખ સ્તંભન થઇ જતા. એક વાર શ્રીમન્નૃસિંહાચાર્યજીએ અમારા પાદરી શિક્ષકને એવા તો પ્રભાવશાળી વાદવિવાદથી કબૂલ કરાવ્યું કે

'સર્વે ધર્મો અને સંપ્રદાયો ખરા છે, અને તે અધિકારપરત્વે કલ્યાણ કરનારા છે, તથા સર્વેના પરમેશ્વર એક જ છે તેથી દરેક મનુષ્ય પોતાના ધર્મ પ્રમાણે પરમેશ્વરનું આરાધન કરે તેમાં બીજા ધર્મના અનુયાયીઓએ તેનો બુદ્ધિભેદ કરાવવાને કોઇ પણ પ્રકારે પ્રયત્ન કરવો એ પરમેશ્વર પ્રત્યેનો અપરાધ છે.'

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના આ વાદથી એ પાદરી સાહેબ જ્યારે થોડા વખત પછી માંદા પડયા અને તેમને પોતાનો અંતકાળ નજદીક આવેલો જણાયો, ત્યારે એમણે અમને બધા વિદ્યાર્થીઓને કહ્યું કે,

'તમે સર્વે તમારા પોતાના ધર્મ અને સંપ્રદાય પ્રમાણે મારા આત્માના કલ્યાણ માટે પરમેશ્વરની પ્રાર્થના કરો.'

તે પ્રમાણે અમે સર્વે વિદ્યાર્થીઓએ પ્રાર્થના કરી ત્યાર પછી બીજે દિને એ પાદરી સાહેબે દેહ છોડી દીધો.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી** જો કે રમતગમતમાં સહાધ્યાયીઓ જોડે ભાગ નહોતા લેતા, તો પણ તેમના ઉપર સર્વે નિશાળીઆઓનો પ્રેમ હતો અને તોફાનીમાં તોફાની અને અટકચાલા છોકરાઓ પણ જે જે તેમના વિશેષ સહવાસમાં આવતા તે તે છોકરાઓ સભ્ય અને ગંભીર થઈ જતા હતા એવા આશ્ચર્યકારક દાખલાઓ મારા જોવામાં અનેક આવેલા અને તેવી જ અસર તેઓશ્રીના વ્યક્તિત્વની છાપની તમારા સર્વ શ્રેયઃસાધકો પર જણાય છે...... ..............આપણા સર્વ દેશીઓ અંગ્રેજોના રોફમાં અંજાયા વિના રહેતા નથી, પણ તમારા મહારાજ અમારી સ્કુલના મોટામાં મોટા પાદરી સાહેબોથી પણ એક લેશમાત્ર પણ દબાતા નહિ, તેમજ અંગ્રેજોને તેઓશ્રી કદિ પણ સાહેબ કહેતા નહિ. જ્યારે જ્યારે તેઓ અંગ્રેજો વિષે વાત કરે ત્યારે 'ગોરા' અથવા 'ટોપીવાળા' એ શબ્દોનો ઉપયોગ કરતા."

ઉપરોક્ત અવતરણથી, શ્રી નૃસિંહાચાર્યજીની, બાલ્યકિશોરત્વયમાં, આત્મનિષ્ઠા, ધર્મપ્રીતિ, સર્વધર્મભાવ, વિવાદવિજયી પ્રવીણતા, નિર્ભયતા તથા અટકચાળા મૂર્ખ છોકરાઓથી માંડીને મોટામાં

મોટા સાહેબ મનાતા પાદરીઓ સુધીના મનુષ્યો પર અજબ અસર કરતું પ્રભાવશાળી વ્યક્તિત્વ...વિગેરે બાબતો પર આપણા શુભ ખ્યાલો સંબંધમાં સૂચક પ્રતીતિજનક પ્રકાશ પડે છે; એટલું જ નહિ પણ સાધક કે શિષ્ય ન હોય એવા તટસ્થ પણ પ્રતિષ્ઠિત પ્રમાણભૂત વિદ્વાન શ્રી ઇચ્છારામ દેસાઇ જેવા સુજ્ઞ સજ્જનો પણ પોતાનો શ્રદ્ધાભર્યો મત પ્રદર્શિત કરવાથી, ચરિત્રનાયકની અતિઆશ્ચર્યભરી પ્રતિભાશાળી બાલ્યાવસ્થા માટે સહૃદયીના હૃદયને અધિક આદર ઉપજે એમાં શું આશ્ચર્ય !



## સમાગમ

મહાપુરુષનાં જીવનચરિત્ર અવલોકતાં, કેટલીક બાબતો તે સર્વમાં સામાન્ય જેવી તરી આવે છે; તેમાંની મુખ્ય બે. (૧) પર્યટન અને (૨) સમાગમ.

ઐતિહાસિક, ધાર્મિક, નૈતિક કે સામાજિક ક્ષેત્રોમાં અમુક પ્રકારનું પરિવર્તન પ્રકટાવી, સુધારણાનું કાર્ય સર્વદેશીય તથા સર્વાંગે સફળ નીવડે તે માટે પ્રાદુર્ભાવ પામેલા મહાન પુરુષોને,–પૂર્વના સુરકેલીના સમયમાં,–પોતાનાં મન્તવ્યોની સમજુતી કરવા, સચોટપણા અને સચ્ચાઇથી પોતે માન્ય કરેલા સિદ્ધાન્તોનો પ્રચાર કરવા માટે પણ, પ્રવાસ કરવો આવશ્યક થઇ પડતો હતો. આ પ્રવાસ દરમ્યાન જ, અથવા કેટલાક મહાપુરુષોની બાબતમાં વિના પર્યટને, જુદા જુદા સમવયસ્ક–સમકાલીન પંડિતો, આચાર્યો કે વિરોધી વિતંડાવાદીઓ સાથે વિવિધ પ્રસંગો ઉપસ્થિત થતાં, વાદવિવાદ અને ચર્ચાઓને અવકાશ મળતો. તેમ ન થતાં, સાત્ત્વિક મનોવૃત્તિના ભિન્ન ભિન્ન અધિકારકોટિના સંત પુરુષોના દર્શન–સમાગમનો પણ લાભ મળતો. પર્યટન અને સમાગમ–આ બન્ને પ્રકારના મહાપુરુષના જીવનપ્રસંગોમાંથી તેમના ચારિત્ર્ય અને સિદ્ધાન્ત–વિચારો વિષેના ઘડતર કે પૂર્ણ પરિપાક સંબંધી કાંઇને કાંઇ વૃત્તાન્ત મળી આવ્યા વિના રહેતો નથી.

શ્રી વલ્લભાચાર્ય કે શ્રી શંકરાચાર્ય વગેરે મહાપુરુષોનો સમય જૂનો અને જુદા પ્રકારનો હતો. તેઓની જેમ શ્રીમન્નૃસિંહાચાર્યજીને

નવીન ધર્મધ્વજ ફરકાવવાનો કે પંડિતોની પરિષદોમાં વાગ્વિજય કરવાના પ્રયોજનથી દીર્ઘકાળ પર્યટન કરવાનો ન હતો. છતાં શ્રી નૃસિંહાચાર્યજીની, નાના પ્રાસંગિક પ્રવાસો દરમ્યાન જ્યાં જ્યાં સ્થિતિ થઇ હતી ત્યાં ત્યાં તેઓનું અલૌકિ ઐશ્વર્ય પ્રચ્છન્ન રહી શક્યું ન હતું પરમ શોચનીય વાત છે કે શ્રી નૃસિંહાચાર્યજીના જીવનમાં, પ્રવાસે કયારે કયારે, કેવો અને કેટલો ભાગ ભજવ્યો હતો, અને તે પ્રવાસો દરમ્યાન નોંધપાત્ર વિશિષ્ટતા શી હતી તે વિષે સાક્ષિભૂત પુરુષો આ જગતમાં રહ્યા નથી. તેમજ આચાર્યશ્રી પોતે, ભવિષ્યમા એ સંબધમાં કાંઇક જણાવવાના છે એ આશ્વાસનમાં તથા આચાર્યશ્રીની સ્મૃતિ–ધૃતિમાં સર્વને અદ્ભુત શ્રદ્ધા હોવાથી, જે તે પ્રસંગે આ વિષયપરત્વે કોઇએ નોંધ–લેખન કરવાની કાળજી કરી ન હતી. એટલે આ સંબંધી ટૂંકમાં સામાન્ય હકીકત જ જણાવી શકાય તેમ છે.

ખાસ પ્રસંગ કે અનિવાર્ય કારણ સિવાય, તેઓશ્રી પ્રવાસ–પ્રવૃત્તિ કરતા નહિ. પ્રવાસે જવું થતું ત્યારે અત્યંત જરૂરી વસ્તુઓ સિવાય વિશેષ ભાર પોતાની સાથે લઇ જતા નહિ. ઓછામાં ઓછી સાધનસામગ્રી સાથે, પ્રસંગે એકલા, અગર પોતાના ખાસ અંગત મિત્રવત્ કોઇ સાથી સિવાય,–આચાર્યની પદવીનો દબદબો દેખાડવાના હેતુથી–તેઓશ્રી શિષ્યો–સાધકોનો કાફલો લઇ જતા નહિ. સામાન ઊંચકવા જેવી સામાન્ય બાબતથી માંડીને, વસ્ત્રાભૂષણ અને ઇતર સંગ્રહી વ્યવસ્થા બાબતમાં, તેઓશ્રી ઘણી જ સાદાઈ અને સ્વાશ્રયનો આશ્રય લેતા. પરંતુ સ્વચ્છ સાદા પરિધાન પાછળ છૂપાયેલી ભવ્ય વિભૂતિ તેના વર્ચસ્વની છાપ પાડયા વિના રહેતી નહિ. તેઓશ્રી સંયોગાનુસાર જ્યાં જ્યાં પધારતા, ત્યાં ત્યાં તેમના સાનિધ્યમાં તેમની દિવ્ય પ્રભાનું એક તેજકુંડાળું રચાતું, જેના

પુનિત પ્રવાહમાં સ્નાન કરવાનું ધન્ય વિરલ આત્માઓને સદ્ભાગ્ય સાંપડતું. એમનાં નેહભર્યાં નયનોમાંથી પ્રતિપળે ફૂટતી કિરણધારાનું પ્રત્યેક પ્રતિબિંબ અન્યની આંખોને આપોઆપ આંજી દેતું, અને જ્યારે એમનો વાણીપ્રવાહ વહેવા માંડતો ત્યારે તો એ જાજ્વલ્યમાન જ્યોતિનો સુરેખ ઝબકારો પ્રકાશના સાથિયા પૂરતો.

તેઓશ્રીએ જ્યાં જ્યાં પ્રવૃત્તિ કરેલી છે, ત્યાંથી તેમની વ્યક્તિત્વપ્રતિભાની પ્રતિષ્ઠા થયાનું જાણમાં છે. તેમને નિહાળતાં જ, સમગ્ર મુખથી આગળ પડતા ચળકાટ મારતા ભાલપ્રદેશે ધ્યાન ખેંચાતાં, તેમનું વિલક્ષણ બુદ્ધિચાતુર્ય વિલસી ઊઠતું. સહજ આયત–અણિયાળી આંખોમાં કોઇ દિવ્ય અંજન રેડયાં હોય એમ તે પ્રતિ ભાળનારને ભાસ થતો. કારણ કે એમની આનંદપ્રદ દૃષ્ટિ જે વ્યક્તિ પર પડતી, તે વ્યક્તિને તે આંખો આખીને આખી પી જતી હોય તેવી પ્રભાવશાળી જણાતી. એમનું દર્શન સર્વને અતૃપ્ત આનંદસુખની સંસ્મૃતિ કરાવતું. મહાપુરુષને છાજે તેવી તેમના દેહની ભવ્યતા, ડર ઉપજાવનારી ન હતી, પણ ભીની ભવ્યતા હતી. કદિક કોપાવેશથી સંભ્રમિત દશામાં તેમની સમીપ આવી ચઢેલા મનુષ્યની દૃષ્ટિ સાથે તેઓશ્રીની દૃષ્ટિ મળતાં, તેનામાં સાત્ત્વિક વૃત્તિઓ ઉભરાઈ આવતી અને એમને નિહાળવાની ટેવ પાડતાં તો, સહજ શાંતિ અને નિર્દોષ પ્રીતિ ઉપજતી. એમને જોનાર, શ્રવણ કરનાર, સંબોધનાર અને એમની સાથે સંભાષણ કરનાર, આબાલવૃદ્ધ સૌ કોઇ,—પરમ આનંદની વૃષ્ટિમાં વિહાર કરતાં હોય એવા રસભર્યા–આહ્લાદજનક વાતાવરણનો અનુભવ કરતાં.

શ્રીમાન્ છોટાલાલ માસ્તર સાહેબે, આચાર્યશ્રીએ પ્રથમાવસ્થામાં કરેલા સૌરાષ્ટ્રના પ્રવાસનો ઉલ્લેખ કરેલો છે. સુરત,

વડોદરા, અમદાવાદ ઉપરાત, કાનોલ, વિસનગર, વિરમગામ, લીમડી, જામનગર વિગેરે સ્થળોએ તેઓશ્રીની જુદા જુદા સમયે પ્રવાસ-પ્રવૃત્તિ થઇ હતી. તે તમામ મુકામો દરમ્યાન, તેમની નિસ્વાર્થતા, નિસ્પૃહતા, સાદાઇ, સ્વચ્છતા, પ્રેમભાવ ભરી નમ્રતા અને નિખાલસ વૃત્તિ, ઉપરાત જ્ઞાનની અદ્ભુત તેજસ્વિતાથી તેઓએ સર્વના હૃદયમા સ્થાન લીધું હતું. તેથી તો કેટલાક શિષ્યો કહે છે કે,

" હો ગુરુ ! ઘર આવી રહો તો સુખ થાય,
મુજ આ ભવની ભાવટ જાય "

પ્રવાસમાં, કોઇને પણ અસતોષ કે અપ્રસન્નતા થવા દીધા વિના, કોઇનું પણ અપમાન કર્યા વિના, યુક્તિપ્રયુક્તિથી વિહિત વિવેક અને ન્યાયનીતિ તથા બુદ્ધિમર્યાદામા રહીને, શ્રી નૃસિંહાચાર્યજી સુંદર રીતે, શુદ્ધ વ્યવહાર કુશળતાપૂર્વક સાધતા, અને સર્વનાં હૃદયનું યોગ્ય રીતે શાતિસમાધાન કરતા.

સૌરાષ્ટ્રના પ્રવાસ પ્રસગે અનેક સમર્થ વિદ્વાનોની સાથે તેઓશ્રીને સંવાદ-સંભાષણો થયાનુ સુવિદિત છે. એ સમયે વિવિધ સ્થળોએ વિવિધ વિદ્વાનો સાથે વિવિધ વિષયો સંબંધી થયેલી વાતચીતો, ખંડનમંડન, થયેલી શંકાઓનાં તેમના તરફથી અપાયલાં બુદ્ધિકુશળ સમાધાન, વિગેરે-સંવાદો, કહે છે કે, મનનીય અને સગ્રહયોગ્ય હતા. અને તેથી પછીથી, સાધકોની પ્રાર્થનાથી શ્રી. નૃસિંહાચાર્યજી પોતે, " અમારો વ્યવહારિક અનુભવ " અને " અમારો પારમાર્થિક અનુભવ " એ નામના બે મહાન ગ્રંથો લખવાના છે એવી સર્વની ખાત્રી હતી. પરતુ તે ગ્રથો લખાવાનો કે પ્રકટ થવાનો અવસર, આપણા દુર્ભાગ્યે, આવ્યો જ નહિ. જ્યારે

તેઓશ્રી જામનગરમાં પધાર્યા હતા, ત્યારે તેઓશ્રીના અલૌકિક તેજસ્વી સુવારસ્વરૂપથી, મનોહારી સમાધાનકારક પ્રવચનપ્રવૃત્તિથી, અલૌકિક વૈરાગ્યના ભાવને વહન કરાવતી વેષભૂષાથી, છટાદાર વક્તૃત્વથી અને શાસ્ત્રોના રહસ્યપૂર્ણ જ્ઞાનના દ્યોતક અનુપમ પાંડિત્યથી, તેમજ વિવિધ વિષયોમાં અદ્દભુત વિલક્ષણ કોટિના અનુભવયુક્ત અધિકાર-પ્રભાવના પ્રકટીકરણથી, જનતાના મન, બુદ્ધિ, વાણી વિગેરેમાં શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાનું સ્થાન જમાવ્યું હતું. સર્વત્ર શ્રી નૃસિંહાચાર્યજી ચર્ચાનો વિષય થઇ પડયા હતા. સમર્થ જ્ઞાતા, યોગી, અવતારી મહાપુરુષ રૂપે સંમાન પ્રતિષ્ઠા પામવા ઉપરાંત, કેટલાક, તર્કવાદી સંશયાત્માઓએ તેમના માટે વંચકભાવ પણ પ્રકટ કર્યો હતો. ત્યારે તેઓશ્રીએ તેવા દુર્મતિપ્રધાન નિંદકોના ચિત્તનું સમાધાન પણ સુંદર રીતે કરી, તેમની સાન ઠેકાણે આણી હતી. એ નિંદકોની ચર્ચાને અનુલક્ષીને, કહે છે કે, જે મનહર છંદ શ્રી નૃસિંહાચાર્યજીએ રચ્યા હતા તેમાંના બે ' મહાકાલ 'માંથી અત્રે ઉતારવામાં આવે છે.

( ૧ )

" લોક સબ પરસ્પર ચર્ચત હૈ બાત ઐસી
ભગવો શિર બાંધી કો નગર મેં આયો હૈ,
સાધુ વા સંન્યાસી હોય, યોગી વા વિયોગી હોય,
પરખમેં ના'વે, ઐસો ઠાઠ ઠકી લાયો હૈ;

છોટે અરૂ બડે સબ રાજા અરૂ રંક લોક,
દર્શનકે કાજ નેહ ધરી ધરી ધાયો હૈ,
કહે કો નૃસિંહ જગતારનકું જન્મ લીનો,
કહે કોઉ ભીખ કાજ ભેખકો બનાયો હૈ.

( ૨ )

સાધનમેં સાધન જો બ્રહ્મકો વિચાર સો તો,
એકાન્તમેં બેઠ હમ નિશદિન કિયો હૈ,
સંત જન જહાં જહાં શ્રવનસેં સુને તહાં,
જાઇ જાઇ ચરનમેં શીશ ધરી દીયો હૈ;

આપ અભિમાન છાંડી સંતનકે બચનકું,
ભલી ભાંતિ સમજકે સુરસકું પીયો હૈ,
નૃસિંહ ખુમારી અબ ચઢી હૈ અપાર કછુ,
ભીખહુકે કાજ હમ ભેખ નહિ લીયો હૈ.

શ્રી નૃસિંહાચાર્યજીના સમયમાં પુસ્તકાલયો, વિદ્યાલયો કે પ્રયોગશાળાઓ તથા પ્રાચીન પદ્ધતિનાં ગુરુકુળો વિગેરે ન હતાં; તેથી, અગર તો તેઓશ્રીની સ્વાભાવિકી વૃત્તિની વિશિષ્ટતાના કારણે, તેઓશ્રીએ અંગ્રેજીનો અલ્પ અભ્યાસ આગળ વધારવા અભિરુચિ અને શ્રમ દાખવ્યો ન હતો. તેમનામાં નૈસર્ગિક શક્તિ અને સત્જ્ઞાન માટેની વૃત્તિ હોવાથી, પર્યટન, શ્રવણ, મનન, આત્મનિમજ્જન અને સમાગમ દ્વારા તેમનામાં રહેલા જ્ઞાનનો બહિર્-પ્રકાશ થયો હોવાનું જણાય છે. સ્વ-જ્ઞાનતત્ત્વ-પ્રાપ્તિ માટેની પદ્ધતિ માટે પોતે જ જણાવે છે કે,

" ગૃહકુટુંબકી ચડાના તજી કે, મન માયાસેં હટાયો,
ઔર કીસીકા કહા નહિ માના, કિયો અપને મન ભાયો,
ધ્યાન તત્ત્વ ઘટમેં આયો,
બ્રહ્મરસ ઐસે પાયો.

.................................
.................................

દુઃખ સુખ સબ સહન કિયોરી, હર્ષ રુ શોક સમાયો,
ભાવ અભાવ કછુ નહિ જાન્યો, સમતાસેં ઉર છાયો,
વિભ્રમકોં દૂર ભગાયો,
બ્રહ્મ-રસ ઐસે પાયો. "

તેમજ અન્ય પદમાં,

" નાહિ કીયો કછુ નાહિ કરાયો, આપો આપ ઉપાયો,
અહંમમ સદા છુપાયો. "

આમ છતાં પણ આ બાબતમાં લૌકિક દૃષ્ટિથી સહજ વિચાર કરવાની જરૂર રહે છે.

મિશનશાળામાં–નામ માત્રનું–અનિયમિત હાજરીવાળું અધ્યયન ચાલતું હતું તે દરમ્યાન અને ત્યાર પછી, શ્રી નૃસિંહાચાર્યજીને તેમની વયના ૧૨ થી ૨૨ માં વર્ષો સુધીમાં, જે પ્રખ્યાત સંત મહાત્માઓનો તથા વિદ્યાગુરુઓનો, જ્ઞાની, ત્યાગી, યોગી, સંન્યાસી અને અધિકારયુક્ત સંસ્કારસંપન્ન ગૃહસ્થોનો ન્યૂનાધિક સમાગમ થયાનું સુવિદિત છે તેમાંનાં મુખ્ય નીચે પ્રમાણે છે.

(૧) શ્રી ગંગાદત્ત શુકલ પાસે રહી શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના કુલગોત્રાનુગામી યજુઃસંહિતા વિગેરે વેદવિદ્યાનો અભ્યાસ કર્યો હતો તથા બીજા કર્મકાંડકુશળ શાસ્ત્રસંપન્ન વિદ્વાનો પાસેથી

તેમણે વિપ્રધર્મને અનુસરી બ્રાહ્મણધર્મમા પ્રવેશ કર્યો હતો એ વૃત્તાન્ત આગળના પ્રકરણમા આવી ગયો હોઇ, તે વિષે હવે કથન કરવાની જરૂર નથી.

(૨) શ્રી **મધુસૂદન સ્વામી** નેવુ વર્ષના વયોવૃદ્ધ, ચતુર્વેદવિદ્યામા વિશારદ હોવા ઉપરાત, સમર્થ વિદ્વાન અને તે સમયમા ગૂજરાતભરમા યજ્ઞાદિ કાર્યોમા સમર્થ કર્મમાગના અનુભવી જ્ઞાતા હતા વનપ્રવેશ પછી, તેમણે સંન્યસ્ત સ્વીકારેલ હોવા છતા, તે આશ્રમને અવિહિત એવી,–પોતાની પૂર્વાવસ્થામા પુરુષાર્થસિદ્ધ કરેલી–માત્રિક પ્રવૃત્તિઓનો તેમણે પૂર્ણત્યાગ કર્યો ન હતો. મત્રશાસ્ત્રના પૂર્વના પ્રબળ પરિશીલનપ્રભાવથી પરાપૂર્વપ્રચલિત કર્મમાર્ગના અસ્ખલિત નિર્વહણાર્થે, પરોપકારપ્રવૃત્તિના મગલ હેતુથી પ્રસગોપાત્ ઉપસ્થિત થતી માત્રિક પ્રયોગોની સ્વાનુભવિક પ્રવૃત્તિના અભ્યાસથી, તેમજ અનેકશ વિવિધ મત્રો અને સત્ક્રિયાના પુરશ્ચરણ–અનુષ્ઠાન ઇત્યાદિ નિરોધપ્રધાન પ્રક્રિયાઓના પ્રસગોથી;– તેઓશ્રીએ ઠીક ઠીક મનોજય અને ચિત્તશુદ્ધિની સાધના કરી હતી. તેમાં ચતુર્થાશ્રમના વેદાન્તવિચારની મગ્નતાએ, ચિત્તની વાસના અને તરગો ટાળવામા ખૂબ સહાયતા કરી પરતુ સપૂર્ણ સિદ્ધિની આત્મસાક્ષાત્કારની ધન્ય પળ તો, કોઇ અનુપમ આશ્ચર્યાન્વિત દૈવી આતરસામર્થ્યવાળા –જેણે કોઇ બાહ્ય વિધિથી માત્રિક પ્રયોગ આદર્યો ન હોય છતા, માત્રિક પ્રયોગની પરિપૂર્ણતા માટે આવશ્યક તદભિન્ન એકાગ્રતાને સ્વભાવત વરેલા– શ્રી નૃસિંહાચાર્યજી જેવા પૂર્ણ મત્રયોગીની રાહ દેખતી હતી, અથવા તો સ્વામીને તેવા સમર્થ પુરુષના સમાગમ માટે આતુરતાનુ સેવન કરાવતી હતી.

મોટી વયે આચાર્યપદે સ્થિત થયા પછી, શ્રી નૃસિંહાચાર્યજીના

સંબંધના યોગપ્રભાવસ્ફોટક કોઇ પણ અદ્ભુત વ્યતિકર વખતે, તેઓશ્રીની દિવ્ય શક્તિ સ્ફૂટ થતી જણાતાં, સાધકો અગર નિકટનિવાસી શ્રદ્ધાળુ શિષ્યો, તેઓશ્રીમાં રહેલા અપાર મહિમાની પ્રશસ્તિ કરતા; ત્યારે તેઓ, તે મહિમાસામર્થ્યના હેતુરૂપ, અનુસંધાનમાં, શ્રી નૃસિંહાચાર્યજીને નાનપણમાં પ્રાપ્ત થયેલી સરસ્વતીસ્તોત્રની લિખિત પ્રત પ્રતિ, અનેકવાર અનેકનું અવશ્ય લક્ષ્ય ખેંચતા. આજે સરસ્વતીસ્તોત્ર વિવિધ પ્રકારનાં પ્રાપ્ત હોઇ, તેના ચોકકસપણાના સંબંધમાં નિર્ણય થઇ શકે તેમ નથી. પરંતુ સ્વ. શ્રીયુત સંઘવીજીને કોઇ ચોક્કસ સ્થળેથી એવી માહિતી મળી હતી કે શ્રીમન્નૃસિંહાચાર્યજી બાલ્યવયમાં, નિમ્નલિખિત, નૃસિંહમંત્રનો નિત્ય જપ કરતા હતા.

" ॐ नमो भगवते नरसिंहाय नमस्तेजस्तेजसे आविराविर्भव वज्रनख वज्रदंष्ट्र कर्माशयान् रन्धय रन्धय तमो ग्रस ग्रस ॐ स्वाहा अभयमभयमात्मनि भूयिष्ठा ॐ क्षौम् । "

*આ નૃસિંહમંત્રમાં વિદ્યોપાસનાનું રહસ્ય છે. શ્રી નૃસિંહાચાર્યજીએ

---

* શ્રીમદ્ ભાગવત્ પંચમસ્કંધ, ૧૮મા અધ્યાય, ૮મા શ્લોકમાં, આ મંત્રથી, ભક્તરાજ પ્રહ્લાદજી, હરિવર્ષખંડના અધિપતિ નરસિંહ ભગવાનની નિત્ય ઉપાસના કરે છે, એમ જણાવ્યું છે. આ નૃસિંહમંત્ર સંબંધમાં એક આખ્યાયિકા જાણવા મળી છે કે, જીવનના પ્રારંભકાળમાં અક્ષરશત્રુ-અજ્ઞ તરીકે જાણીતા પૂજ્ય શ્રી શ્રીધરસ્વામી, છ માસ પર્યંત પુરશ્ચરણાનુષ્ઠાનથી, આ મંત્રની વિધિવત્ ઉપાસના કરવાથી, વિદ્યાસિદ્ધ થયા, અને ગીતાભાગવતાદિ ગ્રન્થો પર સુંદર, આશ્ચર્યકારક વાર્તિકો લખવાનું દૈવી સામર્થ્ય પ્રાપ્ત કરી શક્યા !

અત્યુત્તમ મતિઅધિકાર પ્રાપ્ત કરવાના જ સકામ હેતુથી જાપ-અનુષ્ઠાન-પ્રયોગ આદર્યો હતો એમ માનવાને કોઇ પણ કારણ પ્રાપ્ત નથી. પરંતુ તેઓશ્રીની સરસ્વતીસેવા અને તત્પ્રેરક આ સાધનાપ્રવૃત્તિ, તેઓશ્રીનુ સાહિત્ય અવલોકતા, કેવળ પારમાર્થિક પ્રયોજનથી પ્રેરિત હતી, એ વાત નિ:સદેહ છે.

વિશેષમા, શ્રી નૃસિંહાચાર્યજી હનુમાનજીના દૃષ્ટાતનો વારવાર ઉલ્લેખ કરતા હનુમાન્ પ્રત્યેની તેમની પ્રીતિ પરત્વેની દ્યોતક એક, સબળ આધાર વિના પાગળી ગણાય તેવી, વાત અત્રે ટૂંકમાં આપવી યોગ્ય લાગે છે ' હજરત અલી ' તથા ' બાલા પીર 'ના ઉપાસક ગણાતા કોઇ મુસ્લીમ ભક્ત હૃદયનો, નાના નૃસિંહાચાર્યજીને પરિચય વધ્યો હતો. તે ફકીર ( ગુરુવાર-જુમ્મા-ચાદરાત જેવા ) ' પાક ' દિવસોમા ' હાજરાત ભરવાના વિધિપ્રસગે, દુ ખીઓનાં દુ ખ દૂર કરવા તથા સાત્વિક અભીપ્સાઓ વાળા જીવોના મનની મુરાદો પૂર્ણ કરવા, પવિત્ર પ્રેમપરાયણ હૃદયથી, ' અલ્લાહ ' (ઇશ્વર) સમક્ષ ' દુઆ-બંદગી ' કરવાનુ ' ઓલિયા 'નું કાર્ય કરતા. માધ્યમ તરીકે રહેતા મુસ્લીમ સજ્જન પાસેથી, એવા જ કોઇ પ્રસગે હકીકત પ્રાપ્ત થઇ હતી કે, નરસિહ નામની કોઇ વ્યક્તિ ( તે આજ નૃસિંહાચાર્ય હતા એમ સ્વ. સંઘવીનું માનવું હતું ), પેના...' ઓલિયા પીર 'ના પ્રસગમાં અકસ્માત્ આવી ચઢતાં, પેલા મુસ્લીમ સ્થૂળ દેહમાં પ્રવિષ્ટ હજરતઅલીના અદૃષ્ટ સૂક્ષ્મ તનુએ, ' નરસિંહ 'નું હસ્તચુંબન કરી સ્નેહસત્કાર કર્યો, અને જણાવ્યું કે, ' તેને (નરસિહને) અમારા બજરંગબલી હરહમેશ મદદકર્તા છે. ' અત્રે જણાવવાની જરૂર છે કે, તે અદૃષ્ટ વિભૂતિ, ( સૌ તેમને ' મીયાં સાહેબ ' કહેતા ) રામભક્ત અને રામનામલીન તનુ શ્રી હનુમાનજીની ( જેમની તેઓ ' બજરંગ

અલી–હજરતઅલી–કી જય 'બોલતા હતા તેમની ) ની બાધા આખડી, ભાવિક હિન્દુઓને વિપત્તિવિમોચનાર્થે રખાવતા. અને 'બજરંગ'ના નામની ' દુઆ 'થી મંત્રિત માદળિયું પણ આપતા.

સ્વ. સંઘવીજી જણાવે છે કે–

' મારો શરૂઆતનો પરિચય થયા પછી, સદ્ગુરુને ( શ્રી નૃસિંહાચાર્યજીને ) મેં, એક વખતે ' મંત્રસિદ્ધિ ' સંબંધમા કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા, તે સર્વનો સ્ફોટ તત્કાળ ન કરતાં, તેઓશ્રીએ મારી પાસે ' હનુમાનજી ' સંબંધી કેટલાંક સ્તોત્રોનાં પુનરાવર્ત્તન કરાવ્યાં હતાં. મારી શરણાગતિની કસોટી કેટલોક કાળ પર્યંત થયા પછીથી, પોતે 'મંત્રસિદ્ધિ'ની વાર્તાનુ અનુસંધાન કરી, શરણાગતિના રહસ્યરૂપ શ્રી હનુમાનજીની દાસ્યભક્તિનું દૃષ્ટાંત સતત દૃષ્ટિ સમક્ષ રાખવાની સૂચનારૂપ પ્રસ્તાવના કરી હતી. '

આ હકીકતોનો, જીવનવૃત્તાન્તમાં આટલો નિર્દેશ કરવામાં આવ્યો છે તે નિર્હેતુક નથી. પૂજ્ય શ્રી છોટાલાલ માસ્તર સાહેબના અભિપ્રાય અનુસાર જ, મંત્રતંત્રમાં વિધિપ્રયોગસિદ્ધ ગણાતા શ્રી મધુસૂદનસ્વામી સાથે શ્રીમન્નૃસિંહાચાર્યજીને પડેલા પ્રસંગોથી, સ્વામીજી ઉપર જે અદ્ભુત પરિવર્ત્તનશીલ અસર થઇ હતી, તેની ભૂમિકાનો આછો ખ્યાલ આવે, એ હેતુ છે. આ સંબંધમાં 'હનુમદ્દુર્ગ' નામના એક શ્રદ્ધાયુક્ત વ્યતિકરનું તથા તે પ્રસંગના નિરૂપણમાંથી શ્રી નૃસિંહાચાર્યજીની બાલ્યવયની શક્તિ સંબંધી પડતા વિશિષ્ટ પ્રકાશનું વર્ણન, શ્રી માસ્તર સાહેબના શબ્દોમાં જ કરીશું:–

" સ્વામીના સમાગમમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીનું આવવું થતાં સ્વામીનો સ્વભાવથી જ એમના પ્રતિ અપૂર્વ પ્રેમ બંધાયો,

અને તે પ્રેમાવેશમા સ્વામીએ તેમને ' હનુમદ્દુર્ગ ' નામનો ચાળીશ દિવસે સિદ્ધ થતો માત્રિક પ્રયોગ આદરવા આગ્રહ કર્યો એ પ્રયોગમા એ- રાત્રિમા દશ સહસ્ર મત્રનો જપ સૂર્યોદય થતા પૂર્વે કરવાનો હોય છે, અને પ્રત્યેક મત્રની સમાપ્તિએ એક એક મરી અગ્નિમા હોમવાનુ હોય છે વિધિપૂર્વક ૪૦ રાત્રિ મરીના હોમપૂર્વક મત્રજપ કરતા અતમાં ઉપાસ્ય દેવનો સાક્ષાત્કાર થાય છે. પૂર્વે સૂચવ્યા પ્રમાણે એકાતવાસ પ્રતિ અત્યત પ્રેમ હોવાથી આ પ્રસગે શ્રીમાન્નૃસિંહાચાર્યજીએ પોતાના ગૃહથી એક જૂદી ઓરડી પિતાની સમતિથી ભાડે રાખી હતી, અને પિતાની ધનસબધી સારી સ્થિતિ ન હોવાથી દ્રવ્ય ઉપાર્જન અર્થે ૨૫૦ શ્લોકે એક રૂપૈયો, એ લેખે ગ્રથોની પ્રતિકૃતિ કરી આ ભાડા વગેરેમા વ્યય થતુ દ્રવ્ય તેઓશ્રી ઉપાર્જન કરતા હતા વળી ભોળાનાથ નામના એમના એક સહાધ્યાયીનો એમના પ્રતિ નિર્હેતુક અપાર પ્રેમ હોવાથી તે પણ એમને જોઇતુ દ્રવ્ય અનેક પ્રસગે આપતા હતા, તેથી પ્રયોગ કરવામા સ્વતત્ર સ્થાન તથા દ્રવ્ય એ ઉભયની એમને અનુકૂળતા હતી કામના એ વૃત્તિને વિક્ષિપ્ત કરવામા પ્રધાન હેતુ છે અને તેથી કાઇ પણ પ્રકારના ફળની આકાક્ષા વિના માત્ર સ્વાભાવિક ઇચ્છાથી જ આ પ્રયોગ આદરેલો હોવાથી જપમા એકાગ્રતા થઇ જતા પ્રત્યેક મત્રે એક એક મરી હોમવાની સાવધાનતા ન રહેતા પાચ પાચ સાત સાત મરી પણ સામટા હોમી દેવાતા એના સ્વામીને આ જણાતા સ્વામી હમીન કહેતા કે " [illegible] તો ઓનો બગીચા મરી હોમી દઉ તો પણ ચાલે, કારણ કે ઈશ્વરનો માર્ગ પરમ અનુગ્રહ છે પરતુ તમારે એમ કર્યે ચાલશે નહિ તમારે તો સાવધાનતાથી એક એક મરી જ હોમવુ " એમ આ ફળની નિસ્પૃહાથી ગલિત વૃત્તિને, સ્વભાવથી જ જપમા

કાગ્રતા થઇ જતાં, જેટલી ત્વરાથી જપ કરવા જોઇએ તેટલી ત્વરાથી થવાથી સૂર્યોદય થવાનો સમય થતાં ઘણાં મરી અવશેષ રહી જતાં, ને તેથી વારંવાર મુઠી ભરીને પણ હોમી દેવાના પ્રસંગ આવી જતા. । સર્વ છતાં, આવો વિધિવિહીન સાધેલો પ્રયોગ, જે સ્વામીશ્રીના વા પ્રમાણે ફલદર્શન કરાવવામાં અસમર્થ ગણાય, તે પણ, રાત્રિએ વ્યતીત થતાં, શ્રીમાન્ નૃસિંહાચાર્યજીના અમાનુષી નસ બળના પ્રભાવે, ૪૦ મી રાત્રિના તૃતીય પ્રહરમાં ફલીભૂત થયો. ૭ તો પાત્રમાં ઘણાં મરી પડી રહ્યાં હતાં, અને વૃત્તિ મંત્રાકાર ેલી હોવાથી જપનો પ્રવાહ વિરમી ગયો હતો, તે સંધિમાં ાનમાં એક કડાકો થયો. તત્કાલ તે કડાકા સાથે ઓરડીનું દ્વાર ઉઘડી ગયેલું ભાસ્યું, અને ઝબકીને જોતાં સંમુખ મંત્રના અર્થરૂપ ાસ્ય પ્રકટ ભાસ્યા. કામનારહિત વૃત્તિને ઉપાસ્ય પાસેથી ઈપણ ઇચ્છા સંપાદન કરવાની ન હોવાથી તૈયાર કરેલો બલિ, પાસ્યને અર્પી પ્રયોગનો અવધિ આણ્યો.* પાછળથી એટલે મના વયના ચૌદમા વર્ષે જ્યારે એમની વૃત્તિ તત્ત્વાનુસંધાનમાં શેષ વેગવતી થઇ હતી ત્યારે મંત્રશાસ્ત્રમાં વર્ણવેલી વિધિ નુસાર, આ શ્રી હનુમાન્ સાથેનો ઉપાસ્યઉપાસકસંબંધ એમણે રેત્યજ્યો હતો."

શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવનવૃત્તાન્તમાં આ હનુમદ્- ના પ્રયોગની સિદ્ધિ, એ કોઇ મહાન્ ચમત્કારને દર્શાવનાર ાંગ નથી. ઉપરોક્ત પ્રસંગ ઉપરાંત, ઇતર અનેક માંત્રિક પ્રયોગો બંધી પ્રસંગોની નોંધ મળી આવે તેમ છે, પણ તે સર્વનું અત્રે લેખન કરવું યોગ્ય ધાર્યું નથી, ફકીરભાઇ નામનો અંધ વણિક

* આ પ્રસંગ સમયે શ્રી નૃસિંહાચાર્યજીનું વય ૧૨ વર્ષનું હતું.

સ્વામી પાસેથી કોઇ માંત્રિક વટેશ્વરી યક્ષિણીનો પ્રયોગ શીખવા આવતો હતો, તેનો અધિકાર ન હોવાથી, તથા તે અંધ હોઇ, પૂર્ણ વિધિથી સકામ પ્રયોગ કરવાની શકય અનુકૂળતાવાળો ન હોવાથી (હાનિના ભયે) પ્રયોગથી વંચિત રહેવા પામ્યો હતો. તેણે શ્રી નૃસિંહાચાર્યજીને તે માટે પ્રાર્થના કરી હતી. આ પ્રસંગનું વર્ણન પણ શ્રીમાન્ માસ્તર સાહેબે કરેલું છે......

આ સર્વમાંથી શ્રી નૃસિંહાચાર્યજીના વિલક્ષણ સામર્થ્ય અને ચમત્કારવત્ આશ્ચર્યોત્પાદક મનોજ્ય સંબંધી તાત્પર્ય કાઢી શકાય તેમ છે. વિકારશીલ યુગમાં, વિકારવૃત્તિને સ્વાભાવિક વેગ અને આવકાર આપનારી વયમાં, શ્રી નૃસિંહાચાર્યજીમાં વિદ્યાત્મક વૃત્તિનો આવો અતીવ સામર્થ્યસૂચક સ્વરૂપસાક્ષાત્કારસાધક આવિર્ભાવ થવો, એ બાર વર્ષના બાળકના ચિત્તની – સ્વયંસિદ્ધિ જેમ – નિર્વિકાર, નિર્વિક્ષિપ્ત એકાગ્રતાને સૂચવે છે. તેઓશ્રીના સંબંધમાં હનુમાનનો સાક્ષાત્કાર એ મહત્ત્વની સિદ્ધિ ન હતી, પરંતુ ભવિષ્યમાં થનારા અપ્રતિમ પ્રભાવયુક્ત અંતઃકરણની નિરુપમ ઉચ્ચ સ્થિતિને સૂચવતા આ પ્રસંગની પૂર્ણાહુતિમાં, ઉપાસ્ય–પ્રતીતિની પળે, તેઓશ્રીએ હૃદયમાં આશા–કામના કે આશ્ચર્યનો અણુ સરખો પણ સ્ફુરવા દીધો નથી, એ અંતઃકરણના પ્રબળ સામર્થ્ય તથા નિર્વાસન મનોજ્ય વિના શકય છે ? અને તે નાની વયમાં ? આ સિવાય, આ પ્રસંગ મંત્રસિદ્ધિને ઉચિત ' અધિકાર ' સંબંધમાં સ્પષ્ટપણે સૂચવે છે કે, પ્રયોગાનુકૂળ પૂર્ણ વિધિ વિગેરે હોવાં છતાં, પ્રયોગસિદ્ધિનો મુખ્ય આધાર નિષ્કામભાવ તથા ચિત્તશુદ્ધિ છે.

એમ કહેવાય છે કે, શ્રી નૃસિંહાચાર્યજીના ગાઢ પરિચય અને પ્રયોગાનુભવોના દૃઢ સંસ્કાર પ્રાપ્ત થયા પછી, શ્રી. મધુસૂદનસ્વામીએ,

પોતાનાં ભર્યાં સભ્યાં છેવટનાં વર્ષો, માંત્રિક પ્રયોગો વિનાની, આત્મજ્ઞાનની સ્વરૂપાનુભવની ઉચ્ચ અધિકારયુક્ત ઉપાસનાની પ્રશાંત અવસ્થામાં, કેવળ ઊર્ધ્વગામી પ્રવૃત્તિમાં ગાળ્યાં હતાં.-

(૩) આ ઉપરાંત, પર્વણીના કે ચાતુર્માસ્યના દિવસોમા, અલ્પકાળ માટે શહેરમાં આવી જતા સાધુસંતોનો પણ શ્રી નૃસિંહાચાર્યજીને સમાગમ થતો. આ જ સમયમાં, વર્ષાના ચાર–પાંચ માસ, સુરતમાં હાટકેશ્વર મહાદેવમાં, વેદ–ઉપનિષદોમાં ઊંડું જ્ઞાન ધરાવતા, તથાં ભિન્ન ભિન્ન પ્રકારના જનસ્વભાવના અભ્યાસી શ્રી **ભૂમાનંદ** નામના દંડીસ્વામી આવીને વસ્યા હતા. ચિત્તવૃત્તિનિરોધ દ્વારા ઇન્દ્રિયનિગ્રહ અને હૃદયશુદ્ધિનો સાચો યોગ સાધવામાં પૂરા પ્રયત્નશીલ રહેલા ભૂમાનંદજી, પોપટની પેઠે શાસ્ત્રવચનોનો પ્રવાહ વહાવતા ન હતા. અધિકારયુક્ત, સામર્થ્યવાન્ મનુષ્યોને જ્ઞાનમાર્ગની ઊંચી શિક્ષા તેઓ આપતા. પરંતુ ઉપનિષદાદિના વ્યાખ્યાન કથા વિગેરેમાં સામાન્ય પ્રાકૃતજન સહજમાં ઝીલી શકે એવી રીતે વેદાંતરહસ્યનો તથા પરમબ્રહ્મ પરમાત્માના સત્‌-સ્વરૂપનો તેઓ બોધ કરતા. પ્રભુનું સાચું સ્વરૂપ કેવું છે, મૂર્તિઓની–પ્રભુના લાક્ષણિક સ્વરૂપની–ભક્તિની શી અગત્ય છે... વિગેરે વિગતોનો સ્વામીજી અતિ સુંદર રીતે સ્ફોટ કરતા હતા, એ શ્રી નૃસિંહાચાર્યજીના જોવામાં તથા અનુભવવામાં આવ્યું. તેમણે સ્વામીના સાંનિધ્યનો ધીમે ધીમે લાભ લેવા માંડયો, અને સ્વામીજીએ પણ, આ પ્રતિભાવાન્ કિશોરમાં મતિ તથા હૃદયનો ઉચ્ચ અધિકાર અને ભાવિની પ્રોજ્જ્વલતાની સ્પષ્ટ ઝાંખી કર્યાથી, સુરતમાં પોતાના સ્વલ્પ કાળના નિવાસ દરમ્યાન, શ્રી. નૃસિંહાચાર્યજીની ઉચ્ચ જિજ્ઞાસા પૂર્ણ કરવાની તમામ અનુકૂળતા કરી આપી. શ્રી નૃસિંહાચાર્યજી

તેમની પાસે રહી, સનાતન ધર્મ સંબંધમાં વ્યાખ્યાન, ઊંડાણમાં ચર્ચા અને વિસ્તીર્ણ વિવેચનપૂર્ણ વાર્તાલાપનો લાભ લેવા લાગ્યા, એટલુ જ નહિ પણ નિયમિત સમય સ્વામીજીની પાસે ઉપનિષદોનો ઊંડો–સવિશેષ–અભ્યાસ કરવામાં ગાળવા લાગ્યા.

આમ શ્રી ભૂમાનંદ સ્વામીનો ટુંક સમયનો સમાગમ પણ, શ્રી નૃસિંહાચાર્યજીને પોતાની બ્રહ્મવિચારાનુકૂળ સંતસંગતિને પોષક નીવડયો, એ નિર્વિવાદ છે.

(૪) શ્રી નૃસિંહાચાર્યજીનો ચોથો મહત્ત્વનો સમાગમ **બ્રહ્મચારીજી** તરીકે ઓળખાતા **શ્રી મોહનસ્વરૂપજી** સાથે, તેમના ૨૧–૨૨ ના વર્ષમાં થયો હતો; તેનું વર્ણન આગળ સ્વતંત્ર પ્રકરણમાં કરવામાં આવશે.



પિતા જેને મિત્રવત્ માની શકે એવા, સોળ વર્ષની વયને પ્રાપ્ત, તરુણ શ્રી નૃસિંહાચાર્યજીને, પોતાનો ઘણો ખરો સમય સ્વતંત્ર એકાન્તસેવનમાં ધ્યાન-યોગમાં ગાળતા જોઇ, પુત્રની વ્યવહારમાં પણ ઉચ્ચ સ્થિતિ નિહાળવાને આતુર શ્રી દુર્લભરામજીને ચિંતા થવા લાગી. પરંતુ નાની વયમાં અસાધારણ પ્રતિભા, તેજસ્વી મતિ અને અદ્દભુત સામર્થ્યના ઓજસ્‌ની છાપ પાડનાર પુત્ર પ્રતિ, તેઓ અંતઃકરણનો દુન્યવી ભાવ કથન કરવાની હિંમત કરી શકયા નહિ. છતાં એક બે વખત વાતને છેડી જોઇ. પોતે વૃદ્ધ અને નિવૃત્ત અવસ્થા ગાળતા હોઇ, બહોળા કુટુંબનો નિર્વાહ કરવાનો, તથા બીજા બે પુત્રો નાના ઉદ્યોગોમાંથી નજીવી રકમ લાવતા હોઇ, કેવી મુશ્કેલી પડે છે તે સમજાવવા યત્ન કર્યો. ત્યાં હાસ્યનો ચમકારો આણી પુત્રે ઉત્તર આપ્યો,

"તમે શા માટે ચિંતા કરો છો ? સર્વેશ્વર પ્રભુ સર્વની સંભાળ રાખે છે."

"તે ખરું, પણ સમય સદાકાળ સરખો હોતો નથી."

"હું સમજ્યો, પિતાજી ! પણ મારું મન મિથ્યા વ્યવહારમાં ચોંટતું નથી."

"આવશ્યક વ્યવહારની મિથ્યા ઉપેક્ષા ન થઇ શકે. અમારા માટે પણ કાંઇક વિચાર કરવો જોઇએ. એકાંતસેવનના વ્યસનને જરા મંદ પાડીને ઉદ્યોગાર્થે પ્રવૃત્તિ કરો તો ઠીક !" પુત્રની

લાગણી ન દુભાય તેમ કાળજી કરીને, દુર્ભંગમજી મહામુશ્કેલીએ આટલું કહી ગકવા.

"સારુ."

પિતાની અત્યંત આર્દ્ર વાણીને શ્રવણ કરતા, શ્રી નૃસિંહાચાર્યજીના હૃદયમા સ્નેહસિક્ત દયાભાવ ઉભરાયો. વડીલના ચિત્તને ઠીક ન લાગે, એવું કાંઇ પણ કાર્ય કરવા તેઓ ગજી ન હતા. તેથી તેઓશ્રીએ સુરતની સરકારી કચેરીઓમા કામ માટે તપાસ કરવા માડી. પરંતુ આજની માફક તે વખતે પણ, ન્યૂનાધિક અંશમા, પરીક્ષા-ચૂંટણી વિગેરેનુ મહત્ત્વ હતુ. પિતાની અંતરતૃપ્તિ માટે કરેલો સંકલ્પ સિદ્ધ કરવા, શ્રી નૃસિંહાચાર્યજીએ આવશ્યક અભ્યાસક્રમ, સત્વરે સરળતાથી સાધી લીધો. પબ્લિક સર્વિસની પરીક્ષા પસાર કરી સારા ગુણવાળું પ્રમાણપત્ર તેઓએ ૧૮મા વર્ષે, તારીખ ૧૬ ઑગષ્ટ ૧૮૭૦ના રોજ મેળવ્યુ.

પણ નોકરી માટે તેમનું નિર્માણ ન હતું. તેઓશ્રીના અધિકાર માટે નોકરીઓ નિકૃષ્ટ હતી. તેઓ કયાય પાર્થિવ પ્રવૃત્તિઓમાં વિશેષ વખત ટકી શકયા નહિ. તેમનુ સત્યાગ્નિત્ય, પરોપકારી સુજનતાભર્યો સ્વભાવ, તેમને દર વખતે નોકરીથી દૂર ને દૂર રાખતો.

અંકલેશ્વરમા સરકારી શાળામાથી બરતરફ થયેલા ગુજ્જર દેસાઇ નામના શિક્ષકે નવી ખાનગી શાળા કાઢી હતી. પણ ૧૫-૨૦થી વિશેષ વિદ્યાર્થીઓના અભાવે, શાળા શૂન્ય જેવી ભાસતી.

"દેસાઇ! નરસિંહરામને નિમંત્રણ કરો, તમારી શાળા સાચી શાળા બનશે" કોઇ હીત-પાન્ખુ મિત્ર સૂચના કરી.

અને ટુંક સમયમા તો, શ્રી નૃસિંહાચાર્યજીના નામની પ્રશંસા

કરતા સેંકડો છાત્રોથી શાળા ઉભરાઇ ગઇ. હેત અને ઉમળકાભર્યો વિદ્યાર્થીઓ તરફનો સમભાવયુક્ત વર્તાવ, સોટી-ધમકી-ઉચ્ચસ્વર કે ઠપકા વિનાની, પ્રેમથી અંતઃકરણોને આકર્ષી લેતી શીખવવાની શૈલી, અભ્યાસક્રમની પદ્ય-કવિતાઓને સુમધુર કંઠથી ગવાતી સાંભળવાની શિષ્યોની સર્વદા તીવ્ર રહેતી આતુરતા-આ સઘળાં આદર્શ શિક્ષણ-આચાર્યનાં લક્ષણોરૂપ કારણોએ, માત્ર વીસ બાવીસ દિવસમાં જ સરકારી શાળાના મુખ્ય અધ્યાપકની કફોડી પરિસ્થિતિ કરી મૂકી. શ્રી નૃસિંહાચાર્યજીના ઘેર છાનોમાનો આવી અશ્રુભર્યા ગળગળા અવાજે મ્લાન પણ આશાપૂર્ણ મુખથી તે વિજ્ઞપ્તિ કરવા લાગ્યો.

" આપનામાં કાંઇક જાદુ છે. પણ તે જાદુએ તો મારા કુટુંબને ભૂખે મરવાનો સમય આણી મૂક્યો છે. "

" મારાથી એવું ન બને. વાત શું છે તે તો કહો. "

" આપે જ્યારથી મિ. દેસાઇની સ્કુલમાં નોકરી સ્વીકારી ત્યારથી અમારી ગવર્મેન્ટ સ્કુલમાંથી હાજરી તદ્દન ઘટતી જાય છે. ડિવિઝનલ ઇન્સ્પેક્ટર સાહેબની મારા પર સખત સૂચના આવી છે કે, સંખ્યાના અભાવે, કદાચ મારે શોપવું પણ પડે...આપ મારા પર કૃપા કરી મારી શાળાને ભરી દો અને મને ઉગારો તો જીંદગીપર્યંત હું આપનો ઉપકાર નહી ભૂલું. "

હેડમાસ્તરના મુખ ઉપર આજીજી અને સહાનુભૂતિપ્રેરક ભાવ તરવરતો જોઇ, પરગજુ દિલના નૃસિંહાચાર્યજી એક ક્ષણમાં નિર્ણય કરી બોલ્યા,

" તમે નિશ્ચિંત રહો. "

ગુજરાર દેસાઇની નિશાળમાંથી તેમણે તરત રાજીનામું આપ્યુ પછી, પરદેશ ગયેલા જ્યેષ્ઠબંધુ રા. જમિયતરામની જગ્યાઃ પોલીસખાતામાં ત્રણેક માસ અવેજી નોકરી કરી. પછી એન્જિનીઅરી ખાતામાં રૂ. ૧૫ થી શરૂ કરી, સંતોષકારક કામ અને વર્તણુકર યોગ્ય પુરસ્કાર પ્રાપ્ત કરતાં, સર્વનો સ્નેહભાવ ઝીલતા રહ્ય

હીરાનો ઝળકાટ જેમ પૂરેપૂરો પ્રચ્છન્ન રહી શકે નહી તે તેઓશ્રીના અલૌકિક જ્ઞાનૈશ્વર્યાદિ દૈવી ગુણસંપત્તિનો પ્રભા સ્વજનો, સજ્જનો તથા સત્તાધીશ અમલદાર વર્ગ સુદ્ધાંત સ ઉપર પડયા વિના રહ્યો ન હતો. સર્વની પ્રીતિ-પ્રશંસાનું પ બની રહેલા શ્રી નૃસિંહાચાર્યજી, કચેરીમાં અને કચેરી બહાર નિ વ્યવહારસંગમાં આવતા નાના મોટા સર્વની સાથે સમસવ સ્નેહવૃત્તિથી વર્તતા.

રા. સા. મોતીશંકર લાલશંકર ( પાછળથી ખંભાત એસ. પી. ), રા. સા. કેશવલાલ મિઝલાલ મજમુંદાર ( પાછળ નાંદેદ સ્ટેટના અમલદાર ), તથા સુરતનિવાસી સદ્‌ગૃહ રા. માણેકલાલ મલ્હારજી ( પાછળથી જે નૃસિંહાચાર્યજીના મિત્ર ર રહેલા ), રા. પ્રભુરામ તુળજારામ ભટ્ટ વિગેરે સદ્‌ભાગી યુવકે તેમના પ્રાથમિક પરિચયમાં જ દઢ પાકટ પ્રીતિભાવ ઝકટાઃ શ્રી નૃસિંહાચાર્યજીની તે વેળાની તીવ્ર બુદ્ધિ-સ્મૃતિ, કાર્યકુશળ દીર્ઘદૃષ્ટિ, સમયસૂચકતા, વિચાર-વિવેચન કરવાની વિજયી શ વિગેરે માટે તે બધાંએ પોતાની અંગત નોંધપોથી અને પત્ર અભિપ્રાય – ઉલ્લેખો . નિર્દિષ્ટ કરેલા છે, તેનાં અવતર વિસ્તારભીતિના કારણે, અત્રે ટાંકવાની જરૂર જણાતી નથી.

તે સમય સમાજ – સુધારાનો હતો. દલપત – નર્મદનું કવિયુ

મહીપતરામ આદિનો સાક્ષરસમાજ, દુર્ગારામ વિગેરેનો શિક્ષકવૃંદ, કરસનદાસ મૂળજી અને તેના ધાર્મિક પરિવર્તનમાં રસ લેનારો અનુયાયીસમુદાય – વિગેરે સુધારા – ચળવળના અગ્રણીઓનાં વિચારાંદોલનોના પ્રચારની પાછળ ગૂજરાતની યુવાન જનતા ઘસડાતી જતી હતી. નૂતન કેળવણીના રંગે રંગાતાં અસંખ્ય યુવક-યુવતિઓને સમાજસુધારાદ્વારા દેશોદય કરવાની સુવર્ણ ચાવી (!) હાથ લાગી હતી. અને તેને અંગે, અવનવાં આકર્ષણોથી યુક્ત નવાં નવાં મંડળો સ્થપાતાં હતાં. મંડળ કે સંસ્થામાં રીતસરના સભ્ય બની સક્રિય ભાગ ન લેનાર વિદ્યાર્થીઓ પણ, અંગત રીતે આછી સંખ્યામાં – મિત્રોમાં પણ – એકઠાં મળી, દેશભરમાં ચર્ચાઈ રહેલા પ્રશ્નોને – દેશની બરબાદીનાં કારણો શોધી પુનઃ દેશની આબાદીનો અરુણોદય જોવા દરેકનું શું કર્તવ્ય છે – એવા વિષયોને જોરશોરથી ચર્ચીને અલ્પ સંતોષ મેળવતા.

મુંબઈ, અમદાવાદ વિગેરે સ્થળોમાં 'પ્રાર્થના સમાજ' નામક સંસ્થા જનતાના આકર્ષણનું સ્થાન બનતી જતી હતી. થોડાક સમય પછી, સાક્ષર શ્રી ઇચ્છારામ દેસાઈની નેતાગીરી નીચે સ્થપાએલ 'શારદાપૂજક મંડળી' નામની સંસ્થા–જે ૧૮૮૫માં પ્રથમ મળેલી મહાસભાપરિષદ્‌ની પૂર્વપીઠિકા સમી હતી – તેના સેવાભાવી યુવકોએ, "સ્વતંત્રતા" માસિકદ્વારા વિવિધ વિષયોની ચર્ચા શરૂ કરી હતી, અને આધુનિક સ્વાતંત્ર્ય માટેની ચળવળની શરૂઆતનાં બીજ નાંખ્યાં હતાં.

આ સર્વ આંદોલનોની અસર શ્રી નૃસિંહાચાર્યજીના સહવાસમાં રહેનારી સુહૃદ્‌મંડળીમાંના – જેમાંના કેટલાકનાં નામ આપણે ઉપર જણાવી ગયા છીએ – પ્રત્યેકની ઉપર પણ ઓછેવત્તે અંશે અને

ભિન્ન ભિન્ન પ્રકારની થવા લાગી હતી. સમાજમાં પ્રવર્ત્તી રહેલા બળોનું રહસ્ય કે તેના સારાસાર પરિણામની કલ્પના, શ્રી નૃસિંહાચાર્યના હૃદયમાં જેટલે અંશે સ્પષ્ટ હતી, તેનાથી અર્ધા પ્રમાણમાં ય, તેમના મિત્રોના સામાન્ય વિકારશીલ હૃદયોમાં સ્ફુરિત પણ થઇ ન હતી. તે ગર્વે પ્રવાહના વીળમાં તણાઇ, શ્રી નૃસિંહાચાર્યજીને ઘેર જ એકઠા થતા, અને અનેક પ્રશ્નોની, વિદ્વાન પુરુષોની પ્રણાલીનું અનુકરણ કરતા હોય તેમ છણાવટ કરતા. સર્વની વાતચીત કરવાની, નિર્ણય ઉપર આવવાની અને અન્યની સમક્ષ પોતાનાં મંતવ્ય રજુ કરવાની પદ્ધતિમાં કદાગ્રહ, અધીરાઇ, સમતુલા અને સહિષ્ણુતાનો અભાવ અને કદિ આવેશ પણ સ્પષ્ટ તરી ઊઠતાં. પરંતુ, શ્રી નૃસિંહાચાર્યજી, પ્રત્યેકની વિચારક્ષમતા, માનસિક ભૂમિકા અને અધિકારનો યોગ્ય વિવેક કરીને, સાવધાનતાપૂર્વક પ્રસંગાનુરૂપ વાણીવ્યવહાર કરતા. તત્ત્વજ્ઞાનની ઊંચી ભૂમિકાનો તો, તેઓશ્રી બનતા સુધી તેઓની સમક્ષ, ખાસ હેતુ સિવાય, નિર્દેશ પણ કરતા નહિ. ધર્મ અને દેશના અભ્યુદયસંબંધી સામાન્ય ચર્ચાઓમાં પણ, તેઓશ્રી ખપપૂરતું જરૂર જેટલું જ પણ અત્યંત સચોટ અને અસરકારક વ્યાખ્યાન કરતા, અને તે પરથી નક્કી કરાયેલો અંતિમ નિશ્ચય સર્વને–પ્રથમથી વિરોધ કરી બેઠેલા મિત્રોને પણ–રુચિકર અને માન્ય થઇ પડતો. આથી સર્વ સાનંદાશ્ચર્ય બોલી ઊઠતા,

"આપણે અહિં સુરતમાં પણ પ્રાર્થનાસમાજની શાખા સ્થાપીએ તો ?"

"શા માટે ?"

"આપણી રોજની અંગત ચર્ચાઓ જાહેર આવકાર પામશે

અને પ્રતિષ્ઠા પ્રાપ્ત થશે તે વિશેષ. " એક લોકૈષણાલોભીએ ખરો હેતુ કહ્યો.

" પણ તેથી શું અધિક છે!...અને પ્રાર્થનાસમાજ સાથે આપણે સંપૂર્ણતાથી કયાં સંમત છીએ ? "

" કેમ ? "

" તે સમાજના સર્વ સિદ્ધાન્તો સાથે મારી સંમતિ નથી. હા, સામુદાયિક ભક્તિના બીજરૂપ પ્રભુપ્રાર્થના, ઊર્મિના શુદ્ધ આવિષ્કરણનો શ્રેયમાર્ગ છે. તે માટે મને વાંધો નથી. "

" તો પછી, શી હરકત છે ! "

" પણ કાર્યભાર કોણ ઉપાડશે ! " આરંભે શરી પણ પાછળથી પડી ભાગતી સંસ્થાઓના ભાવિ તરફ દીર્ઘદૃષ્ટિયુક્ત, શ્રી નૃસિંહાચાર્યજીએ અગાઉથી ટકોર કરી.

" આપ છો, એટલે અમારે મન સઘળું સરળ છે. "

સત્ય, જ્ઞાન અને આર્યધર્મનીતિના પ્રચારને યોગ્ય જાહેર વ્યાસપીઠ પ્રાપ્ત થવાની તથા વિશ્વકલ્યાણની પરમાર્થવૃત્તિને વેગ આપવાના-હેતુથી પ્રેરાઇ, શ્રી નૃસિંહાચાર્યજીને આગળ કરી, તેમની મિત્રમંડળીએ એક રવિવારે અવિધિસરની સભા ભરી. અને પછી તો પ્રત્યેક રવિવારે થતી આવી સભાઓમાં એકત્ર થતો સમાજ, પ્રાર્થના–સ્તુતિ ઇત્યાદિ ભક્તિભાવયુક્ત ક્રમથી આરંભી ૨૦ વર્ષના યુવાન શ્રી નૃસિંહાચાર્યના તત્ત્વજ્ઞાનબોધના રસપ્રદ વ્યાખ્યાનને શ્રવણ કરી તૃપ્તિ અનુભવતો. અન્ય કોઇ વ્યાખ્યાનપ્રવૃત્તિ કરી શકે એમ ન હોવાથી, તથા શ્રી નૃસિંહાચાર્યજીના અંગત પરિચયમાં અને રવિવારના વ્યાખ્યાનમાં, ભાવિ મહા[illegible]

પ્રતિભાસામર્થ્યની પાત્રતા સ્પષ્ટપણે પ્રતીત થતી જણાયાથી, સમાજના સર્વ સભ્યોએ તે સમયથી, શ્રી નૃસિંહાચાર્યજીને ' આચાર્ય ' ભાવથી નવાજ્યા; એટલું જ નહિ પણ, પ્રકટ વ્યવહારમાં પણ તેમનો ' આચાર્ય ' તરીકે સ્વીકાર દર્શાવી, તેઓનાં હૃદયની તેઓશ્રીના તરફની અમર્યાદ પૂજ્યતમ પ્રેમભાવનાને પ્રકટ કરી. સભ્ય સિવાયના પણ અસંખ્ય સજ્જનોને, પ્રસંગ પરત્વે, તેમના ' આચાર્ય ' બિરુદની યોગ્યતાસંબંધી સંપૂર્ણ નિઃસંદેહતા ધારણ કર્યાથી, તેમને 'આચાર્ય'વત્ માનવા લાગ્યા અને પૂજ્યબુદ્ધિથી પ્રેરાઇ, હમેંશા તેઓ પ્રીતિપૂર્વક, તેઓશ્રીના લૌકિક નામની સાથે અલૌકિકતાનો પ્રેરક ' આચાર્ય ' શબ્દ યોજતા રહ્યા. આમ ' શ્રી નૃસિંહાચાર્યજી 'એ આજે અતિ પ્રસિદ્ધ પામેલી ' સંજ્ઞા 'નું બીજક, ભવિષ્યમાં સ્થપાયેલા ' વર્ગ 'માં ન શોધતાં, વર્ગની પુરોગામી, વર્ગની નાનકડી આવૃત્તિ જેવી ' સમાજ 'માં જડી આવે છે.

આ સંબંધમાં શ્રી માસ્તર સાહેબે અવતરણ કરેલા રા. સા. મોતીશંકરના પત્રમાંથી કાંઇક અવલોકન કરીએ.

" સને ૧૮૭૩ની * સાલમાં હમારા સર્વના એકત્ર વિચારથી પ્રાર્થનાસમાજ કાઢવામાં આવી હતી. એ સમાજ ખપાટીઆ ચકલા ઉપર લાલચંદ વેરાગીના સાગા પોતાના સગાના મકાનમાં દર રવિવારે સાંજના મળતી હતી. સમાજનું આચાર્યપદ પોતાશ્રીને હમોએ આપ્યું હતું. તેઓ દર રવિવારે વ્યાખ્યાનો આપતા હતા. તેઓની તે વખતે પણ વ્યાખ્યાન આપવાની શક્તિ એવી સાદી, સરલ, મીઠાશવાળી ને ઉત્કૃષ્ટ હતી કે તે હમને ઘણી પ્રિય અને

* આચાર્યશ્રીનું વય તે સમયે ૧૯ વર્ષનું હતું.

મધુર લાગતો, તેમ બીજા બહારના માણસોને પણ લાગતી. તેને લીધે સમાજ દર રવિવારે ચીકાર ભરાઇ જતો. તેઓની વ્યાખ્યાન આપવાની શક્તિ ઘણી ઊંચી હતી. તે આપતી વખતે તેઓની મુખમુદ્રા ઉપર ગંભીરાઇની અને શાન્ત પ્રકૃતિની એવી છાપ પડી રહેતી કે પોતાના આચાર્યપદને શોભાવતી હતી, અને તેઓ સંસ્કારી મહાપુરૂષ હોય એમ ભાસતું હતું. પોતાનાં જ્ઞાન અને કાવ્યશક્તિને લીધે વખતોવખત નવાં પદો તૈયાર કરી લાવતા. તે સઘળાં બ્રહ્મજ્ઞાન સંબંધીનાં હતાં. તેઓ ઉદરપોષણ માટે નોકરી કરતા હતા, પણ તેઓનો ચહેરો હમેંશ વિચારશીલ અને બ્રહ્મજ્ઞાનમાં તદ્દન તલ્લીન રહેતો એમ લાગતું."

'આચાર્યપદ'ની ઉપાધિ શ્રી નૃસિંહાચાર્યજીની ઇચ્છાનુકૂળ ન હતી, પરંતુ તેઓશ્રીની યોગ્યતાની કદરરૂપે મિત્રમંડળ તરફથી મળેલા પારિતોષિકરૂપ હતી. રા. રા. પ્રભુરામ લખે છે:

"જગતનું કલ્યાણ થાય એવું કંઇ પણ મહાભારત કામ ઊઠાવવાનો વિચાર શ્રી નૃસિંહાચાર્યજી તરફથી ઉત્પન્ન થયો, અને તેના બીજક રૂપ એક પ્રાર્થનાસમાજ સર્વની ઇચ્છાથી આશરે તેઓની ૨૦ વર્ષની ઉમરે સુરતમાં સ્થાપી, અને તેના 'આચાર્ય' હમો મિત્રમંડળે શ્રી નૃસિંહાચાર્યજીને ઠરાવ્યા."

આ સંબંધમાં શ્રી માસ્તર સાહેબ આગળ વર્ણન કરે છે કે,

"પ્રાર્થનાસમાજમાં જેમ તેઓશ્રી વ્યાખ્યાનો આપતા, તેમ ઇશ્વરભક્તિનાં વિવિધ પદો સામાજિક ભક્તિનિમિત્તે રચતા. અમદાવાદ પ્રાર્થનાસમાજની પ્રાર્થનામાલા તે સમયે પ્રસિદ્ધ નહિ થયેલી હોવાથી સમાજમાં તેઓશ્રીની રચેલી ગદ્યપદ્યાત્મક સ્તુતિનો ઉપયોગ થતો.

પોપટની પેઠે પ્રાર્થના બબડી જવા માત્રથી કાંઇ હિત થતું નથી, પણ ઇશ્વરસ્વરૂપનું ચિંતન કરી એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરવાથી તે ફલદ થાય છે, એ પ્રકારનો તેઓશ્રીનો ઉપદેશ હતો અને તે ઉપદેશ આપવામાં, હાલમાં જેમ પ્રાર્થનાસમાજમાં વ્યાખ્યાન આપનારને પ્રાર્થનાસમાજના સિદ્ધાન્તોને વળગી રહીને જ વ્યાખ્યાન આપવાની ફરજ પાડવામાં આવે છે, પોતાના સ્વતંત્ર વિચાર દર્શાવવાની ઇચ્છા રાખનારને તે વિચાર દર્શાવવા દેવામાં આવતો નથી, તેમ તેઓશ્રી પોતાના સ્વતંત્ર વિચારોનો બલિ આપી, પ્રાર્થના સમાજના સિદ્ધાન્તોને વળગી રહેવારૂપ મનની નિર્બલતા દર્શાવતા ન હતા, પણ સ્વતંત્રપણે પોતાના વિચાર, જેવા હોય તેવા યથાર્થ રૂપમાં દર્શાવતા હતા; અર્થાત્ એમના સમયમાં સુરતનો પ્રાર્થનાસમાજ, સ્વસંજ્ઞાથી ભાન થતા અર્થનું માત્ર વહન કરતો હતો, કાંઇ મુંબઇના કે અમદાવાદના સમાજની સર્વાંશે પ્રતિકૃતિ રૂપ લેશ પણ ન હતો. ઉલટાં સુરતના સમાજમાં અપાતાં વ્યાખ્યાનઆદિ સર્વ, શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત આર્યધર્મનું જ પ્રતિપાદન તથા સમર્થન કરનાર હતાં. "

પ્રભુપ્રાર્થના, સત્ચિંતન, બ્રહ્મ, ઇશ્વર આદિનું સ્વરૂપ, વિગેરે વિષયો સંબંધી રહસ્યભર્યાં બોધક વ્યાખ્યાનો સંબંધી અત્રે વિવેચન કરવાની જરૂર નથી પણ તેમાં તેઓશ્રી, સુધારકવર્ગની વધારા પડતી આવેશગાય સ્થિતિની તથા તેઓની પ્રાચીન સંસ્કાર-સંસ્થાઓ પ્રત્યે ઘૃણા કે અનાદરભાવ ઉત્પન્ન થવા પ્રેરતી એકપક્ષીય – કદિ આંધળા સાહસને ઉશ્કેરતી – પ્રવૃત્તિઓની, સરસ શાસ્ત્રીય પદ્ધતિથી, પરંતુ પૂરતો વિવેક અને વિનોદ જાળવીને – વિવેચન કરતા. તેમાં ટીકાખોરી કે કોઇ પક્ષની ઉપેક્ષા યા વિડંબના કરવાનો હેતુ ન

રહેતાં, સમતુલા – સંયમ સાચવવાની સમયસરની સૂચકતાનો તેમાં સર્વને મીઠો સાદ સંભળાતો. આ સમાજ પ્રતિ સર્વના આકર્ષણનું મુખ્ય કારણ, શ્રી નૃસિંહાચાર્યજીનો ચાન્દ્રિપ્રભાવ નથી તેમની હૃદયગુહામાંથી સીધી, સરળ અને સ્વાભાવિકપણે સરી આવતી લક્ષ્યસ્ફોટક સ્વાનુભવવાણીની ધારા હતી. તરુણવયની પ્રયોગદશાની લેખિનીના પરિણામ રૂપ પ્રાથમિક વાણીવિસ્તાર કે લેખનવિહારમાં, પાછળની ગ્રન્થશ્રેણિમાં દૃષ્ટિએ પડતી પ્રૌઢ–પ્રસાદમય શૈલીનો પૂર્ણભાવ ન હોવા છતાં, શિષ્ટતા અને સંયમની સ્થિર બિછાયત તેમાં દરેકને દેખા દીધા વિના રહેતી નહિ.

તદુપરાંત, આ સમાજમાં ભિન્ન ભિન્ન વય, અવસ્થા, જાતિ અને સંપ્રદાયોના મનુષ્યોને એકત્ર સહમિલનનો આનંદ માણી શકવાનું ગૌણ પણ ધ્યાનપાત્ર કારણ, વિદ્વાન્ વ્યાખ્યાતા શ્રી નૃસિંહાચાર્યજીના પ્રવચનનો વિશિષ્ટ પ્રકાર હતો. કોઇનું પણ દિલ ન દુભાય તેમ સાવચેતી રાખીને, તેઓશ્રી આર્યધર્મના સત્ય સિદ્ધાન્તોનું નીડરતાપૂર્વક રહસ્યમય સ્ફોટન કરતા, અને તેમ કરતાં, તેથી વિપરીત વિચારને, કોઇનાય મનમાં સ્થાન પામવા, અગર પ્રથમથી સ્થાન પામી ચૂકેલી શંકાને સ્થિર થવા દેવા, સહજ પણ અવકાશ આપતા નહિ. આવા ગેરસમજૂત ન થવા દે એવા સ્પષ્ટ અને વિશદ વાણીપ્રવાહમાં વિલસતા બુદ્ધિવૈભવથી આકર્ષાઇને, ચુસ્ત પરંપરાવાદી, ઉગ્ર નવકુતૂહલી, તથા ઉદાસીન સદ્‌ગૃહસ્થો, તેઓશ્રીના વ્યાખ્યાન સમયે, કોઇપણ પ્રકારના આંતરિક ચવાટ કે કલેશ વિના 'સમાજ'ને સારી પેઠે શોભાવી શકતા હતા.

આ સઘળી હિતકારક પ્રવૃત્તિઓના મધ્યમાં પણ, શ્રી નૃસિંહાચાર્યજીના દિલમાં, સર્વોદયના 'મૂળ'ની સુધારણા વિષે ગંભીર

વિચારણા ચાલી રહી હતી. એક પ્રસંગે તેમની ખાનગી સભામાં તેઓશ્રીએ પોતાની વ્યક્તિગત ભાવના, વિહિત વિચારણા સારુ, યોગ્ય મર્યાદાપૂર્વક જાહેર કરી;

" ભવિષ્યની પ્રજાનું બીજક, અને નવસ્વરૂપ ધારણ સંસ્કૃતિનું દ્યોતક પ્રતીક બાલક છે. બાલ પ્રજાને યોગ્ય શિક્ષણ ન અપાય ત્યાં સુધી દેશની ઉન્નતિનું સ્વપ્ન દૂર છે. "

" પ્રાથમિક શાળાઓ અને નાની વયના બાળકોને કેળવતી સંસ્થાઓ એ કાર્ય સારી પેઠે કરી રહી છે ને ! "

શ્રી નૃસિંહાચાર્યજીએ નિઃશ્વાસમિશ્ર સ્મિત કરી વિસ્તારથી વિવેચન કર્યું, જેનો સંદર્ભ પ્રમાણે છેઃ

" આજે અપાતી કેળવણીમાં કેવળ વિપવલ્લરીનાં અંકુરોનું પરિપાલન થાય છે. આજનો સુધારક વર્ગ, કહેવાતો ધાર્મિક તથા ધર્મભ્રષ્ટ વર્ગ, તેમજ ધર્મ પ્રત્યે તટસ્થતા ધારણ કરતો કેવળ કેળવણી કે કાનૂનની જ દિશાને ઓળખવા મથતો ' બહુમાન ' મેળવનો સંસ્કારી (!) વર્ગ – આ સર્વ ધાર્મિક, કેળવણીગત અને રાજનૈતિક – ત્રણેનું સાચું રહસ્ય સમજવામાં દષ્ટિદોષ ખીલવી રહ્યા છે. આજે પ્રચાર પામી રહેલું શિક્ષણ અને તે શિક્ષણથી સજ્જ શિક્ષિત વર્ગની બાહ્ય દેખાતી રીતે વધતી જતી કિંમત અને પ્રતિષ્ઠાના મોહે, તેમને સત્ય વસ્તુ સમજવા પૂરતું પણ જ્ઞાન દીધું છે કે, આ વંધ્યા કેળવણી, ભારતની પ્રજાનો અને પ્રજાના ભૂતકાલીન ભવ્ય વારસાનો, વગર શસ્ત્રે અને વગર શત્રુએ સ્વયં – સ્વસાધનથી જ નાશ કરાવનારું અમોઘ હથિયાર છે ! "

" પ્રજાનું અંતર્બાહ્ય ઉભય રીતનું નિઃશસ્ત્રીકરણ* તથા નૈતિક પતન કરવાના હેતુસર કેવાં ચક્રો ગતિમાન થતાં હોય છે એ, રાજનીતિ – ધર્મ – શિક્ષણ આદિના ભિન્ન ભિન્ન ભાસતાં ક્ષેત્રોનાં સાપેક્ષ સંબંધને સૂચવતા મનુકૌટિલ્યાદિએ કરેલા અનુશાસનને અધ્યયનવૃત્તિથી વિચારનારવડે સહેજે સમજી શકાય તેમ છે. "

દીર્ઘદ્રષ્ટિયુક્ત સારપ્રબોધક અવતનું વક્તવ્ય શ્રવણ કરીને, પ્રશ્ન પૂછવાને પણ શિથિલ બની ગયેલા વિચારક બંધુઓ વક્તાના ગંભીર મુખ સામું અહોભાવયુક્ત મીટ માંડી રહ્યા.

" આજના કેળવણીના ક્રમમાં આપને ભારતીય પ્રજાને અહિતકર એવાં કયાં તત્ત્વો દૃશ્યમાન થાય છે ? " એક જિજ્ઞાસુએ ધૈર્ય અને નિષ્ઠાપૂર્વક પ્રશ્ન કર્યો.

સિંહગર્જનાયુક્ત સ્વરે શ્રીનૃસિંહાચાર્યજીએ જે વિવરણ કર્યું તેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ

" ગણ્યાં ગણાય નહિ એટલાં. આર્યપ્રજાના પ્રાકૃતિક સ્વરૂપ અને લક્ષણોનો સંપૂર્ણ વિપર્યાસ કરવામાં, ધીમી પણ સફળ અસર ઉપજાવવામાં સમર્થ તત્ત્વોથી વર્તમાન કેળવણી સભર છે. લોકોના અજ્ઞાને કરીને, આપણા સમાજમાં ઉપસ્થિત થયેલી અર્ધદગ્ધ વ્યાઘાતી સ્થિતિનું પ્રતિબિંબ શિક્ષણક્ષેત્રમાં પણ પાડવામાં આવે છે. જે નેતાઓના હાથમાં ધર્મ, સમાજ કે શિક્ષણની સુધારણાનું કાર્ય આવી પડે છે, તેઓમાંના ઘણા સમ્યક્ જ્ઞાનના અભાવે, કે વ્યક્તિગત સ્વાર્થના ભાવે, નવીન શિક્ષણના પ્રલયકારી

* Internal and external demilitarization and demoralization.

પ્રવાહ ઉપર પ્રશસ્તિનાં પુષ્પો વેરી રહે છે. પટ પરના માયાવી પ્રકાશની પાછળનો ઘોર અંધકાર જોવાને કોઇની પાસે આંખો નથી હોતી; હોય છે તો તેના ઉપર રંગબેરંગી ચશ્માંનું આવરણ લાગેલું હોય છે. તેથી શક્તિ અને સંસ્કારથી સંકલિત વિશિષ્ટ હિન્દુ રાજ્યનીતિએ સ્થાપેલી, જગતને દોરી શકવાને સમર્થ એવી આદર્શ વર્ણવ્યવસ્થાને છિન્નભિન્ન કરી નાંખવામાં આવે છે. આમ, પ્રજાના ભૌતિક અને નૈતિક વિકાસના માર્ગમાં દિવાલો ઊભી કરવામાં, તથા પ્રજાને કાયમની કંગાલ, ગુલામ, નિષ્ક્રિય અને નિર્બળ બનાવવાને શૂદ્રત્વના ધોરણ પર ચલાવવામાં, શિક્ષિત લોકોએ શિક્ષણના ઝેરથી પ્રજાને મારી નાંખવા પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઇએ નહિ, તેમ જાણે અજાણે પણ તેવા કાર્યમાં સાથ આપવો જોઇએ નહિ..."

" પણ ભણીને ઉદરનિર્વાહનું સાધન મળે છે ને!" એકજણે સર્વના અંતરની અંદરનો પ્રકાશ પ્રકટ કર્યો.

" પટેલ! તલાટી! કારકુન કે મામલતદાર! મર્યાદિ.. દરજ્જાની નોકરી કે વકીલ ડૉક્ટરના કુશળ ધંધામાં તૃપ્તિ અને શાંતિ રહેલી છે! એ મોહક અને ભ્રામક ખ્યાલના દાસત્વની શૃંખલાનો એક છેડો છેક આપણા આંતરમન સુધી સાંકળી દીધો છે! પિંડપોષણ માટે તો દયાળુ પરમેશ્વર સર્વને જરૂર પ્રમાણે વ્યવસ્થા કરી આપે છે. પરંતુ પિંડના આદિ આધારરૂપ આત્મતત્ત્વના સત્ સ્વરૂપને આવરનારાં જે વાદળો, આ શિક્ષણના અનિષ્ટ પરિણામોથી છવાશે તે પિંડના અસ્તિત્વ માટે પણ રોધક નીવડયા વિના નહિ રહે. દેશની ભાવિ ઉન્નતિને અવરોધક તત્ત્વો કયાં છે તે દેશાભિમાની મનુષ્યોએ જાણી લેવું ઘટે છે."

" તો આપણે શું કરી શકીએ તેમ છીએ ? "

" પ્રથમ તો અનિષ્ટના 'મૂળ' કયા છે તે જાણવુ જોઇએ. વર્તમાન શિક્ષણક્રમ અને પદ્ધતિમા 'ધર્મ' તથા 'સ્વાવલબન' બન્નેનો અભાવ છે. આ બન્ને દેશોન્નતિપોષક તત્ત્વોનુ સ્થાન, બન્નેનો આભાસ કરાવનારા વિવિધ મોહક તત્ત્વોએ લીધેલુ છે. પ્રથમ તો, શાળાઓમા નાનપણથીજ, બાળકોના મન ઉપર, ધર્મનીતિ વિષયક સંસ્કારોનાં બીજ, યોગ્ય અધિકાર અન્વયે નાખવાં જોઇએ; અને તેઓ પુખ્ત વયે પરાવલંબી જીવન ગાળવાની પરિસ્થિતિની કલ્પનાને પણ સહી ન શકે, એવા પ્રકારનુ સ્વાશ્રયી માનસ તૈયાર કરવાની વ્યવસ્થા થવી જોઇએ તે માટે, હાલ વિદ્યાર્થીઓને નિરુપયોગી તથા સમય અને ધન વિગેરેનો વ્યર્થ વ્યય કરાવનારા વિવિધ વિષયોનું ફરજિયાત અધ્યયન કરવુ પડે છે તે કાઢી નાખી, તેને સ્થાને, વિદ્યાર્થી ટુંક સમયમા જ અભ્યાસક્રમ પૂર્ણ કરી પોતે પોતાની મેળે સ્વતત્ર આજીવિકાનુ સાધન પ્રાપ્ત કર્યાનો સંપૂર્ણ સંતોષ માણી શકે એવા વિવિધ પ્રકારના, દેશોપયોગી ઉદ્યોગો તથા હુન્નરકળાના વિષયોનો અભ્યાસક્રમ સ્થાપિત કરવો જોઇએ. " *

" વાત તો સાચી છે આચાર્યજી ! આ વાત તો હજુ સુધી આપના સિવાય કોઇએ કરી નથી. "

* કેળવણીવિષયક શ્રી નૃસિંહાચાર્યજીના વિચારો દર્શાવતો આ વાર્તાલાપ વિશેષ વિસ્તાર માગી લે છે પરંતુ સ્થળસંકોચ અને ચોક્કસ શબ્દાવલિના અભાવના કારણે, અત્રે સાર-સંદર્ભથી સતોષ માનવો પડયો છે આચાર્યશ્રીએ તેમના ગ્રન્થોમા, આ વિષયનુ વિસ્તારથી કરેલું વિવરણ જોવા જિજ્ઞાસુઓને વિનંતી છે.

"એમ વાતો કરે શું વળે ? ગુલામ દેશમાં શિક્ષણ, સંસ્કાર અને સંસ્કૃતિને પણ શું ગુલામીની છાયાથી અભડાવા દેવી છે ! આમ બેગી રહ્યે કાંઇ દહાડો ન વળે. હું આઠેક વર્ષનો હતો ત્યારે પૂજ્ય પિતાજીના આગ્રહથી શાળામાં ભણવા જતો હતો. ત્યારથી મારા હૃદયમાં આ શિક્ષણસંબંધી શલ્ય સાલ્યા કરે છે. તે સમયે મને વિચાર સ્ફુરેલો કે, આર્ય સંસ્કૃતિ અને ધર્મના સમુદ્ધરણ તથા સંરક્ષણ સારુ, આર્યધર્માનુયાયી શુદ્ધ સનાતની સંસ્થાઓ સખ્યાબંધ સ્થાપવી જોઇએ, કે જેમાં અર્વાચીન સમયાનુકૂલ પણ મૂળ તત્ત્વોને અનુસરતી પ્રાચીન પદ્ધતિ પ્રમાણેની શિક્ષણવ્યવસ્થા હોય, જેમા સત્યશીલ આર્યધર્મના શિક્ષણ-સંસ્કારના પ્રચાર તથા સદુપદેશ માટેની યોગ્ય વ્યવસ્થા હોય, કે જેના પરિણામે પ્રજા પ્રમાદયુક્ત શિથિલતાનો તથા મોહક અનુકરણવૃત્તિનો શીઘ્રતાપૂર્વક ત્યાગ કરી, ધૈર્ય, ઉત્સાહ અને સ્વપરિશ્રમના ઉદ્યોગતપથી જાગ્રત થઇ, સાવધાન અને વિચારવંત શુદ્ધ સ્થિર, બુદ્ધિયુક્ત, સત્યધર્માવલંબી થઇ શકે. પ્રજા પોતે પોતાના ગૌરવશીલ પદને ઓળખવા જેનાથી ભાગ્યશાળી થાય – એવી આદર્શ સંસ્થાઓ સ્થપાવી જોઇએ."

"વાહ, આપશ્રીના જનકલ્યાણને સતત ચિંતવતા, પરોપકારી હૃદયમા કેવો અનુપમ સંકલ્પ સ્ફુરિત થયો છે ! આજના કહેવાતા સુધારાના સમયમાં, આવો સાચો નૂતન વિચાર રજૂ કરનાર, આપ સાચા સુધારક છો, આપ આચાર્ય છો અને એક અર્થમાં આચાર્યોએ થવા યોગ્ય કેળવણીકાર પણ છો."

"આમ પ્રસંગે પ્રસંગ પ્રશંસા કીધે ન પાલવે. કર્તવ્યપરાયણ થવું જોઇએ. બાકી તમારા કથનમાં સત્ય છે. કારણ આચાર્ય – આચાર્યપદને ધારણ કરનાર – આચાર્ય કેળવણીકાર

થયું એઇએ. જનતાના આદર્શ ઉપદેશકની ગરજ સારનાર આચાર્ય તો દષ્ટા છે, દષ્ટા. પણ **स्वयमाचरति स आचार्यः** એ ખબર છે ને!"

"હાજી. આપે જ તે દિવસે વ્યાખ્યાનમાં સ્પષ્ટ કર્યું હતું કે જ્ઞાનનાં, શિક્ષણ કે બોધનાં સૂત્રો, આદેશો અને મહાવાકયો ઉચ્ચારી જનાર 'આચાર્ય' પદને પાત્ર નથી એ તો વ્યર્થ વાણીવિલાસ છે. પરંતુ, 'આચરણ' દ્વારા શબ્દને સાર્થક દર્શાવનાર મનુષ્ય જ,–પછી પોતે ભલે કોઇપણ ગાદી, મઠ, સંપ્રદાય–સંસ્થા કે આશ્રમનો અધિપતિ, મહંત કે ગુરુ થયો ન હોય હોય તો પણ તે – 'આચાર્ય' હોઇ પૂજ્ય છે."

"હા, યાદ તો બરાબર રાખ્યું છે." શ્રી નૃસિંહાચાર્યજી મુખ મલકાવતા બોલ્યા.

'તો આપ વર્ણવી ગયા એવી સંસ્થાની સ્થાપના વર્તમાન સમયમાં શું શકય નથી! આપ આ કાર્ય......"

"તમે બધા કાંઇ કરો સારે. 'कर्तुमकर्तुमन्यथाकर्तुम्' ઇશ્વર સમર્થ છે. આપણાથી તો અંતઃકરણ પૂર્વક કોઇ સાચો પ્રયત્ન સેવાય તો બહુ થયું." ખુલ્લા ટમટમતા દીપકના પ્રકાશને ઉજ્જવલ કરનાર કાચના આવરણથી ઢાંકવામાં આવે તેમ શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાનામાં ગુપ્તપણે દીપ્તિમાન્ સામર્થ્ય પ્રકાશન વિવેકવાણીથી આચ્છાદિત કરી, આર્યસિદ્ધાન્તનું સૂચન કર્યું કે અહમ્ તથા સ્વાર્થમય સ્પૃહા–વાસનાથી પ્રેરાયેલી પ્રવૃત્તિઓનાં પરિણામ પૂર્ણતઃ પ્રકટતાં નથી અથવા દીર્ઘકાળ સુધી સ્થિર રહેતાં નથી.

ઊર્મિ અને ઉભરાવશ અંતઃકરણો, આ સાંભળી થડકી ઊઠયા. શ્રી નૃસિંહાચાર્યજીના યોગ્ય સમયના ચેતવણીસૂરે તેમને સાવધ કર્યા. તેમાના એક જણે મોટામાં મોટી મુશ્કેલી જાહેર કરી.

" પણ આવા કાર્યમાં તો ધન જોઈએ; અને તે માટે સમાજનો પણ સારો સાથ જોઈએ. આજે પૈસા કોણ આપે ? "

" હા, અને કદાચ પૈસા આપવા કોઈ તૈયાર થાય તો પણ આપણા ઉપર વિશ્વાસ રાખી છેવટ સુધી ચાલુ રાખનારા કેટલા ? " બીજાએ બીજી મુશ્કેલીનું બ્યાન કરાવ્યું.

' વળી, સુધારાવાદીઓ અને સ્થાપિત મંડળોના, પ્રતિપ્રચાર સામે ઝઝૂમવાનું પૂરતું બળ હોવા સંબંધી પણ વિચાર કરવો ઘટે છે. " ત્રીજાએ પ્રતિકૂળતાનો પહાડ ખડો કર્યો.

સર્વે મૌન ધારણ કર્યું. એટલે સ્વભાવસહજ સ્મિતથી મુશ્કેલીને હળવી કરતા હોય તેમ શ્રી નૃસિંહાચાર્યજી બોલ્યાઃ

" શુભ કાર્ય કરતા પહેલાં શંકાઓની સેના શા માટે ઉભી કરો છો ? ધર્મ, સત્ય, નીતિ આદિ સંસ્કૃતિના સંરક્ષણાર્થક કાયક્રમમાં ધન – સમય – સગવડ તો શું પણ પ્રાણાર્પણની પણ તૈયારી હોવી ઘટે.. પણ સાંપ્રત કાર્યમાં તેમ કરવાની જરૂર નથી. સાવધાનતાપૂર્વક સાચા હૃદયથી. નિઃસ્વાર્થવૃત્તિને ધારણ કરી કેવળ પરમાર્થપ્રવણ હેતુથી પ્રેમપૂર્વક કાર્ય કરવા મંડી પડશો તો ઇશ્વર અવશ્ય સહાય કરશે. અને આર્થિક અગવડતા, સાધનોની ન્યૂનતા, સમય, સ્થળ પ્રચાર આદિની પ્રતિકૂળતાઓનો પણ સરળતાથી અંત આવશે. તમે સ્વધર્મના જ્ઞાનપૂર્વક બાળકોને વિદ્યાભ્યાસ કરાવવા નિમિત્ત જે ધાર્મિક શિક્ષણશાળા સ્થાપવા માંગો છો તે જરૂર સ્થપાશે. "

" આપનાં વચનો અમારામાં અપૂર્વ ઉત્સાહ અને શ્રદ્ધા રેડે છે."

" હા, પણ મારા વચનોના અર્થને ધ્યાનમાં રાખશો તો સ્થાયી વિજયને પામશો. તે દિવસે કહ્યું 'તું ને કે તપ વિના સિદ્ધિ નથી અને નિઃસ્પૃહતા વિના સિદ્ધિની શુદ્ધિ નથી."

ઉત્સાહિત થયેના બંધુઓએ એક ડગલું આગળ ભરવા તત્પરતા બતાવી.

" આ મોતીલાલભાઇ, કેશવલાલભાઇ, બંધુ મલ્હારજી વિગેરે અમે સઘળા મળી, આપની આજ્ઞાનુસાર ફંડ ઊભું કરવાનું કાર્ય શરૂ કરી દઇએ તો ?"

શ્રી નૃસિંહાચાર્યજીએ કાંઇ ઉત્તર ન આપ્યા. સૌ કોઇ તેમના પ્રભાવશાળી મુખ સામું, સંમતિસૂચક ઉત્તરની આશાએ ભાળી રહ્યા. પળ પહેલાંની મુક્તપણે સંચરતી મુખમુદ્રાઓમાં અર્થસૂચક ગાંભીર્ય જણાયું. જો કે તેમાં પણ તેઓને નિત્ય પ્રસન્નતાની પ્રભા તરવરતી જણાયા વિના રહી નહિ. ખુલાસો પૂછતા, કોઇ રહસ્યમય સિદ્ધાન્તનું સૂચન કરતા હોય તેમ તેઓ બોલ્યા,

" દેશોન્નતિ માટેના શુભ હેતુથી શરૂ થતા સત્કાર્યમાં મારી શુભેચ્છા છે. પરંતુ તન્નિમિત્ત ધનસાધનાદિ માટે દીનતાપૂર્વક યાચનાદિ પ્રવૃત્તિઓમાં સામેલ થવા મારું મન કોણ જાણે કેમ, સંમતિ સૂચવતું નથી"

" પણ આમાં ક્યાં આપણું સ્વાર્થ માટે..."

" હા, પણ તેથી તમારું કાર્ય અટકશે નહિ. તમે ફંડ

ઠુધરાવે તેની મારે ના નથી. ફંડકાર્યમાં મારાથી સક્રિય ભાગ નહિ લઇ શકાય

શ્રી નૃસિંહાચાર્યજીની ઇચ્છામાં સ્ફુરેલા સંકોચને દૂર કરવામાં પોતાનું કર્તવ્ય માનનાર બંધુઓએ, દ્રવ્યસંકોચ માટે ફંડ વિગેરેની વિજ્ઞપ્તિ કરવાનું કાર્ય માંડી વાળ્યું અને શ્રી નૃસિંહાચાર્યજીની પ્રબળ પ્રેરણાથી ઉત્સાહિત થયેલા બંધુઓએ તા ૧૦ સપ્ટેમ્બર સન ૧૮૭૪ના શુભ દિને "ધાર્મિક વિદ્યાશાળા" નામની મંગલ પ્રવૃત્તિ શરૂ કરી દીધી તે માટે શ્રી નૃસિંહાચાર્યજીની મિત્રમંડળી અને બંધુ – સ્વજનોએ પોતાનાથી બનતા સાધનોની સેવા આપી હતી શ્રી નૃસિંહાચાર્યજીના સેવાભાવી સત્સંગી શ્રી નથુભાઇ કરજેઠાભાઇએ ખપાટિયા ચકલે આવેલા પોતાના મકાનનો મફત ઉપયોગ કરવાની ઇચ્છા દર્શાવી હતી. નોકરી કરનારાઓને અનુકૂળ પડે એ હેતુથી, 'ધાર્મિક વિદ્યાશાળા'નો સમય સવારના ૬ થી ૧૦, સાંજના ૩ થી ૫ નો રાખ્યો હતો સુધારક કવિ નર્મદાશંકરને પણ શ્રી નૃસિંહાચાર્યજીના આદર્શ વિચારશ્રેણિ વિગેરેમાં રસ પડવાથી તથા દેશોન્નતીની સાચી દિશાનું રહસ્ય સમજવાથી, તેમણે પણ આ કાર્યક્રમને અમલી બનાવવા, કેટલાક ઉપયોગી સામાન અને સાહિત્ય પૂરૂં પાડયું. રા મોતીલાલ, રા કેશવલાલ તથા અન્ય મહારાષ્ટ્રિય સદ્ગૃહસ્થોએ પણ આ ધાર્મિક તથા રાષ્ટ્રિય ઉન્નતિના કાર્યમાં, પોતાની શક્તિ, જ્ઞાન અને દ્રવ્યથી બનતી મદદ આપી હતી

શરૂઆતમાં આ કાર્ય સારી પેઠે ચાલ્યું. કારણ, તેમાં અપાતી કેળવણીનો ક્રમ નવીન, આકર્ષક અને અધિકાર – શક્તિની મર્યાદાને અનુસરતો ઉચિત પ્રકારનો હતો ઐહિક ઇતર વિષયોના શિક્ષણને ગૌણ તથા ઉપયોગી વિષયોને વિશેષ મહત્ત્વ

આપવામાં આવતું. ધર્મનીતિના પ્રાથમિક બોધરહસ્યને શિક્ષણના અભ્યાસક્રમમાં એવી વિનોદભરી અને સ્વાભાવિક રીતિથી, ગૂંથી લેવામાં આવ્યું હતું કે વિદ્યાર્થીઓને પોતાની હૃદયવાટિકામાં, આપોઆપ વવાતા સદ્‌ગુણવૃક્ષના સંસ્કારબીજાંકુરોની થતી પ્રક્રિયાઓની ખબર પણ ન પડે. કાવ્ય–સંગીત આદિ કલાઓની અભિરુચિ ઉત્પન્ન કરવાના પ્રયાસો પરત્વે પણ તેમાં યોજનાઓ વિચારાઇ હતી. શિક્ષણના ક્ષેત્રમાં એક આખો પરિવર્તનનો પ્રયોગ થતો હતો. નવીન યુગમાં નવી ઢબે, પ્રાચીન આર્યગુરુકુલોનાં આંદોલનોની પવિત્ર આબોહવા અનુભવાવવાના આ અખતરાઓ તે વખતનો વિચાર કરતાં, ખરેખર અપૂર્વ અને પ્રશંસનીય હતા.

લગભગ ૫૦ ઉપરાંત વિદ્યાર્થીઓની આ શાળા, સેવાભાવી શિક્ષકોના સહકાર વડે, શ્રી નૃસિંહાચાર્યજીની નીતિ અનુસાર, દોઢેક વર્ષ સુધી સારી રીતે ચાલી. પ્રત્યેક સંસ્થામાં, જે પળે નિસ્વાર્થી અને પરોપકારી તત્ત્વો કાર્ય કરતાં મંદ પડી જાય છે, અગર અટકી જાય છે, અથવા તો તે સંસ્થાઓમાં એકાદું સ્વાર્થનું કે લોભવૃત્તિનું ઝેરી તત્ત્વ પ્રવેશ પામે છે, તે જ પળે, તે સંસ્થાઓની ભાવિ પ્રગતિનો રાહ રૂંધાઇ જાય છે, અને મૃત્યુની આગાહી રૂપ ભીષણ આંધી તેને ઘેરી વળે છે

"આપણે વિદ્યાર્થીઓ પાસેથી. કાંઇક માસિક દ્રવ્ય લેવાનું રાખીએ તો !"

માસિક પગાર કે પ્રોત્સાહક પુરસ્કારની પાઇ પણ લેવાની અપેક્ષા વિના, પોતાની નોકરી ઉપરાંત ફાજલ સમયમાં કાર્ય કરનારા શિક્ષકોમાંથી કેટલાકની સેવાભાવના શિથિલ બની. તૃષ્ણા, પ્રલોભન, પ્રચાર ગમે તે હેતુથી અગર સાચી સેવાને;

યોગ્ય હૃદયભૂમિના દોષથી દોરવાઈને, 'ધાર્મિક વિદ્યાશાળા'ના સ્વયંસેવકદળ પૈકી કેટલાકનાં દિલમાં, શાળાની સ્થાપના સમયની મળભૂત શુદ્ધ શુભ હેતુની વિચારણાઓથી વિપરીત સંકલ્પો સ્ફુર્યો.

"આમ મફતિયા માથાકૂટ ક્યાં સુધી કર્યા કરીશું ?" ધૈર્ય, ઉત્સાહની ખૂટેલી વૃત્તિથી, કંટાળો દર્શાવનાર ઉચ્ચારો પણ નીકળ્યા.

"ભાઈઓ ! શાંતિ અને ધૈર્ય ધારણ કરો. આપણે શિક્ષણનું મૂલ્ય આંકવા માગતા નથી. આપણે આપણા સિદ્ધાન્તને સ્થાપિત તથા પ્રમાણિત કરી આપવાને બદલે, શું કરી રહ્યા છીએ તેનો વિચાર તો કરો !" શ્રી નૃસિંહાચાર્યજીએ સર્વને ચેતાવ્યા.

"તો પછી સંસ્થાને તાણીતોણીને ચલાવીને શું કામ છે ?"

"ના, આદર્યું અધુરૂં મૂકાય ! આચાર્યશ્રી રસ્તો બતાવશે. અત્યાર સુધી આપણે ફી લીધા વિના શાળા ચલાવી છે." શ્રી નૃસિંહાચાર્ય પ્રતિ ગુરુભાવથી વર્તતા બંધુઓ, તેઓમાં જ સંસ્થાનું ભાવિ જોઈ રહ્યા હતા.

"દિવસે દિવસે સંખ્યા વધતી જાય છે, જયશંકરભાઈનું મકાન ક્યાં સુધી નભાવીશું !"

"ને હજુ તો નવીન યોજનાઓને મૂર્ત સ્વરૂપ આપવાનું છે તે કેમ બનશે !" બધાનાં હૃદયમાં વ્યાપ્તપણે ગાઢ રહેલી શંકા અને શિથિલ બનતી શ્રદ્ધા જોઈ શ્રી નૃસિંહાચાર્યજીએ સંકોચભર્યા સ્વરે પૂછયું.

"તો તમે સઘળા શો માર્ગ સૂચવો છો ?"

"આપે પ્રથમ ના કહી હતી, પણ આ વખતે અનુમતિ આપો અને નિવેદનપત્ર લખી આપો તો શ્રીમાન્ ધનજીશેઠ, શ્રી

રણછોડલાલ શેઠ વિગેરેનાં કુટુંબોમાં તથા સહાનુભૂતિ ધરાવનારા સહાયકોમાં ફરીને, અમે સારી રકમ એકઠી કરીએ. અને એ દ્રવ્યની વ્યવસ્થાપદ્ધતિ નક્કી કરી, તે પ્રમાણે સંસ્થાનું કાર્ય સારી પેઠે આગળ ચલાવીએ. "

શ્રી નૃસિંહાચાર્યજી અંતઃકરણથી આ પરિસ્થિતિ ઊભી થવા દેવા ઇચ્છતા ન હતા, અને દાન – યાચનાનું કાર્ય તેઓશ્રીની મનોવૃત્તિને રૂચિકર ન હતું. છતા પણ, સાથીદાર અનુયાયીઓના આગ્રહને વશ થઇ, તેઓના ઉત્સાહને મંદ ન પાડવા, કે તેઓને ઠીક લાગતી રમત થોડો વખત રમી લેવાની તક આપવા, તેઓશ્રીએ ફંડ ઉઘરાવવાના નિશ્ચયને આવકાર આપ્યો. અને તુર્ત-જ દેશની પરિસ્થિતિ, શિક્ષણનું સાચું સ્વરૂપ, તે આશયથી ચાલતી ' ધાર્મિક વિદ્યાશાળા ' વિગેરે શુભ ઉદ્દેશો અને દેશની આબાદી માટેની યોજનાઓની રૂપરેખા સમજાવતું–લાંબું વિજ્ઞપ્તિપત્ર લખી પ્રસિદ્ધ કર્યું. એ વિજ્ઞપ્તિપત્રનું અત્રે અવતરણ કરવાની અગત્ય નથી. તેમાં, – કેળવણીમાં હુન્નરકળાઓનું શું સ્થાન હોવું જોઇએ; આપણા દેશમાંથી પરદેશ જતા રૂનું કેવું મોટું પરિણામ, આવે છે, કળાકૌશલ્યની ખામીને લીધે આપણે આપણા રૂની દશગણી કિંમતે કાપડ ખરીદીએ છીએ; તેમજ સોનું રૂપું લોઢું વિગેરે ધાતુઓની આપણા દેશમાં આવેલી ખાણો બાબતની અજ્ઞાનતા સમજાવી,...સાંપ્રત કાળને અનુસરતું આદર્શ શિક્ષણ આપે એવી ' વિદ્યાશાળા ' ઉઘાડેલી છે તેને આશ્રય આપવા – ઉદ્બોધન કરવામાં આવ્યું હતું. એ પ્રસિદ્ધિપત્ર વિશેષ સ્થળે ફેરવવું પડયું ન હતું. થોડીક રકમ એકઠી પણ થઇ હતી. પરંતુ શ્રી નૃસિંહાચાર્યના હૃદયમાં જે સંકલ્પની સિદ્ધિની આગાહી સ્પષ્ટપણે નહોતી જરૂરી.

તે સંકલ્પ માત્ર **સૂચન** રૂપે જ — પ્રજાજન આગળ આદર્શના નમૂના રૂપે જ — ફળીભૂત થયો. તેઓશ્રીના સમયની લોકરુચિ, પાશ્ચાત્ય સંસ્કારો પ્રતિનો મોહમય પક્ષપાત, એકપક્ષી સમાજસુધારાની હિમાયત અને સર્વની પાછળ સંગીન કાર્ય કરતું રાજકીય સૂત્રધારપણું — એ સર્વનો વિચાર કરતાં, શ્રી નૃસિંહાચાર્યજીની દીર્ઘદૃષ્ટિ, રાજકારણરહસ્ય, શિક્ષણ અને ધર્મતત્ત્વના સાચા સ્વરૂપને સમજીને દેશના ભવિષ્યને ઉજ્જ્વલ કરવાની સ્વદેશપ્રીતિ, વિગેરે માટે, લક્ષપૂર્વક અવનાકન કરનાર અને શુદ્ધ બુદ્ધિથી વિચાર કરનાર વાચકને અનહદ આશ્ચર્ય સહ આદરભાવ ઉત્પન્ન થયા વિના નહિ રહે. શિક્ષણ, ધર્મ સમાજ અને રાજકીય તમામ ક્ષેત્રોમાં જે પરિણામો આજે આપણે અનુભવી રહ્યા છીએ, તેની આગાહી — સૂચન તેઓશ્રીએ આજથી ૫૫ વર્ષ પહેલાં કર્યું હતું. તેઓશ્રીએ રચેલા વાર્તાગ્રન્થોમાં, ખાસ કરીને '**સુરેશચરિત્ર**' અને '**ભામિનીભૂષણ**'માં આવી સાચી ધર્મશિક્ષાની દેશોન્નતિકારક સંસ્થાઓ સ્થાપવા સૂચનો કરેલાં છે

વ્યક્તિગત અને સામુદાયિક પારાવાર પ્રતિકૂળતાઓ ઉપસ્થિત થવાથી તથા પરમાર્થપ્રવણ ઉત્સાહી અધ્યાપકો નહિ મળવાથી, દોઢેક વર્ષ ચાલુ રહેલી 'વિદ્યાશાળા' વિરામ પામી. પ્રાર્થનાસમાજ અને વિદ્યાશાળાની સ્થાપનાનાં પ્રારંભિક કાર્યો, શ્રી નૃસિંહાચાર્યજીની તરુણવયમાં પ્રકટ થતાં પામેલ ગુપ્ત જ્ઞાન ઐશ્વર્ય અને ચારિત્ર્યશક્તિનાં દ્યોતક હતાં એમ કોણ નહીં કબૂલે !



શ્રી નૃસિંહાચાર્યજી પોતે નિષ્ક્રિય વાદવિવાદની મિથ્યા જાળમાંથી મુક્ત હતા. તો પણ કિશોરવયમાં તેઓશ્રી આ સંબંધમાં સંપૂર્ણ તટસ્થ વૃત્તિથી મૌન ધારણ કરતા એમ ન હતું. એ તો શાળાસમાજની વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિઓ પરથી જ સાબિત થાય છે શાન્ત સાત્ત્વિકતા તેમના સ્વભાવમાં પ્રધાનપણે હોવા છતાં, આ વયે તેમનું ઓજસ્ તેમના વીરભાવને સ્વરૂપ – આકાર આપ્યા વિના રહેતું નહિ. પોતે સ્વયં વિવાદપ્રવૃત્તિને પોષણ નહોતા આપતા. પરંતુ, પાખંડી, અસદ્‌વિચારોને પ્રવર્તાવતા, પ્રજાનું અનિષ્ટ કરનારા સિદ્ધાન્તોનું વિતરણ કરનારા ખલ પુરુષો – કે જેઓ તેમને કસી જોવાના અગર તો ઉતારી પાડવાના દુરાશયથી આવતા – તેવા વિતંડાવાદીઓને અટકાવવાના પરોપકારી પ્રયોજનથી પોતે પ્રત્યુત્તરવાદ કરવા પ્રેરાતા. આમ કરવામાં તેઓશ્રીએ કદિ પણ કુટિલ જ્ઞાનઘમંડી પુરુષોની યુક્તિપ્રયુક્તિઓની દાવપેચની રીતિઓ અજમાવેલી નથી. દુરાગ્રહ અને કુટિલતાથી ભરેલા પણ વિદ્વાન વાદીઓ અનેક વખત, શ્રી નૃસિંહાચાર્યજીને પરાભૂત કરવાની દુર્મતિથી દોરવાઇને, તેમનો સહવાસ સેવતા. તેઓના પ્રતિ તેઓશ્રીનો વાણીપ્રવાહ તે સૌની વાગ્ધારા જેટલો જ પ્રબળ હોવા ઉપરાંત, તેમાં સમાએલી ગંભીર સૂચકતાથી, પ્રતિપક્ષને પોતાના ઉપર વજ્રપાત કે વિદ્યુત્ – પ્રહાર થયો હોય એમ ભાસતું. પરિણામે હાર પામનાર સંકોચવશ થઇ તેમના સમક્ષ માથું નમાવતા. આમ,

જન પ્રતિ અતીવ શુદ્ધ સાત્ત્વિકી વૃત્તિથી કાર્ય નહિ લેવામાં તેઓશ્રીની અનુકંપા વિલય પામતી નહિ.

સરળ ભાવે પ્રશ્ન કરનાર જિજ્ઞાસુને તેનાથી ય અધિક સરળતા અને સૌમ્યતાથી ઉત્તર આપતા નૃસિંહાચાર્યજી, વિપરીત ભાવ કે કુટિલ આશયના અસરલ મનમતિના શઠ પુરુષો પ્રતિ, પ્રસંગ–પાત્ર પરત્વે, તેમના જ્ઞાનશસ્ત્રને, ઓછાવત્તા પ્રમાણમાં તીક્ષ્ણ બનાવી વાપરતા. તેમાં તેમનો હેતુ સ્વાર્થ કે યશ પ્રાપ્તિનો અમર દુર્જનો પ્રતિ દ્વેષ – દુર્ગુણ ધારણ કરવાનો ન હતો. પરંતુ તેઓશ્રી ( તે વયમાં ) એમ દૃઢપણે માનતા કે એવા અસત્ય પુરુષો પ્રતિ યોગ્ય કાળે કઠોરતાથી કામ લેવામાં ન આવે તો તેઓ એટલી હદે પહોંચી જાય છે કે પછી, સમાજની પીઠ ઉપર તેઓ સ્વાર થયા પછી, તેમને સમાજના હૃદયમાંથી પદભ્રષ્ટ કરવા – કરાવવાનું કાર્ય અસંત કઠણ થઇ પડે છે, અને અંતે સમાજને, કરુણ પરિણામથી ઉગારી લેવાનું બહુ મોડું થઇ પડે છે. એટલે કે, પ્રહાર – પ્રતિહાર અને પ્રતિવાદીઓ પ્રતિ યોગ્ય પ્રતિકારની પ્રવૃત્તિ કરવામાં કુશળ કિશોર શ્રી નૃસિંહાચાર્યજી, પોતે જ્ઞાનના મિથ્યા અહમથી કે ઉશ્કેરણીભરી મદયુક્ત ખુમારીથી અલિપ્ત હતા. પોતે તો, પોતાના પદોમાં જણાવે છે તેમ સ્વરૂપસામ્રાજ્યના જ્ઞાનસમ્રાટ્ હોવા છતાં, અભિમાનથી અલિપ્ત હતા.

કોઇ કોઇ પ્રસંગે પ્રતિપક્ષી ઉગ્ર બની જતાં, ઊર્મિ અને આવેશમય થઇ જઇ, અયોગ્ય વાણી પણ વાપરી દેતા. પણ શ્રી નૃસિંહાચાર્યના વદન ઉપર સહેજ પણ વિકાર ન ભાળતાં, તેને પછી પશ્ચાત્તાપ થતો. એક મેવાડી પંડિતને વ્યાપારના કારણે તુરત આવવું થતાં શ્રી નૃસિંહાચાર્યના ઘરમાં તેને આવકાર મળ્યો.

સાયકાળે નિત્ય નિયમ પ્રમાણે, શ્રી નૃસિંહાચાર્યજીની મિત્રમંડળી સમાગમ અર્થે એકઠી મળી. મિત્રોએ આડીઅવળી થોડી વાતો કરી, પછી શ્રી નૃસિંહાચાર્યને ગૂંચવણ ભરેલો પ્રશ્ન પૂછ્યો તેમણે ઉત્તર ન આપતા, માત્ર નવીન મહેમાન તરફ અંગુનિર્દેશ કર્યો મહેમાન હતો તો વિદ્વાન્ પણ દ્વેષી અને અશાંતવૃત્તિનો હતો અત્યાર સુધી આશ્ચર્યથી સઘળુ જોતો, તેણે પ્રશ્ન પૂછનારની પદ્ધતિને વખોડી નાખી અને પછી, આવા સામાન્ય જેવા જણાતા યુવકની પાસેથી ગંભીર પ્રશ્નોના ખુલાસા માગનારાઓની ગણત્રી મૂર્ખમા કેમ ન કરવી...વિગેરે ખૂબ નિંદા કરી. જેને ઘેર રહી, સાથે જમ્યો તે વિસરી જઈ, શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ પણ તેને કેટલાક નિંદ્ય પ્રહારો કર્યા. પછી ધીમેથી પૂછ્યુ

"આપ શ્રીમાન્ કેમ મુનિવ્રત ધારીને બેઠા છો ?"

તે વખતે તેના મુખ ઉપર કટાક્ષ, દ્વેષ અને આછા ક્રોધના વિકળ વાદળો જાણે ફરી વળ્યા હતા. શ્રી નૃસિંહાચાર્યજીએ મૌનથી આપેલા ઉત્તરની મંદ સ્મિત વડે પૂર્ત્તતા કરી આવી સતસુલભ સૌમ્યતાથી અંતરમા આકર્ષાયેલો છતા તે મેવાડી વિપ્ર બાહ્ય રોષ બતાવી એત્રણ શ્લોકો બોલી ગયો અને કહ્યુ

આમ શીઘ્રતાથી શ્લોકબદ્ધ પદ્ય બનાવનારને વિદ્વતા વરેલી હોય છે, અને એવા વિદ્વાનો જ પ્રશ્નો પૂછાવા યોગ્ય છે '

એકઠા મળેલા સજ્જનો, શ્રી નૃસિંહાચાર્યજીના કવિત્વની પ્રશંસા કરવા તથા ' મેવાડી 'નુ અપમાન કરવા તૈયાર થઇ ચૂક્યા હતા પરંતુ શ્રી નૃસિંહાચાર્યજીએ તેમને શાંત રહેવાની સૂચના કરી મુદિત મનની પ્રતિચ્છાયા મુખ ઉપર પ્રસરાવી, સરળ ભાસની વાણીમા તેઓશ્રી બોલ્યા

" આપની વિદ્વતા અમને સર્વને બહુમાન્ય છે. તેમાં સહેજ પણ સંદેહ નથી. પણ આપશ્રી પેલા ભાઇના પ્રશ્નનું સમાધાન કરવા કૃપા કરોને ! "

" પ્રશ્ન પૂછવાની પણ પદ્ધતિ હોય છે. એવા પ્રશ્નોનાં ઉત્તર આપવા અમે બંધાયેલા નથી. " પાઘડી શિર પરથી સ્હેજ ઊંચી કરી પાછી મૂકતાં, આસન ઉપર અર્ધા ઉભા થઇ પછી બેસા જતાં તેઓ બોલ્યાઃ

" વિદ્વાનોને પણ સભાઓમા પોતાની સ્વમર્યાદા પ્રમાણે વર્તવાનું હોય છે. તે તમે શું જાણો ? "

શ્રી નૃસિંહાચાર્યજીએ તેમને આગ્રહપૂર્વક પોતાને ત્યાં લગભગ પાંચ છ દિવસ રાખી ખૂબ સત્કાર કર્યો. મિત્રોમાં તેમની વિદ્વત્તાના સદ્અંશોનું સંમાન કરાવ્યું. દરમ્યાન દિવસોની સ્વાભાવિક પ્રવૃત્તિઓનાં અવલોકન – અનુભવથી જડમતિ મેવાડી પુરુષનું અંતર દ્રવીભૂત થઇ ગયું. કોઇ પણ જાતના પ્રત્યક્ષ ઉપદેશ વિના, તેના મનને અસરકારક ઉપદેશ થતો જણાયો, એટલું જ નહિ પણ તના અમલે તેની વિદ્વત્તામાં રહેલો મલ ધોઇ નાંખી, તેનું વિશુદ્ધીકરણ કર્યું. વતન જતી વખતે તે વિનીતભાવે હાથ જોડી બોલ્યો,

" મહાપુરુષ ! ધન્ય છે આપની વિભૂતિને ! માત્ર પ્રણામ સિવાય અન્ય કઇ રીતે હું, આપે મારા પર કરેલા અનહદ ઉપકારનો બદલા વાળી શકું તેમ છું ! આપશ્રી બાહ્ય આકૃતિ તથા પ્રવૃત્તિથી બદન શાંત અને સાદા જણાઓ છો પણ આપશ્રીમાં અદ્‌ભુત જ્ઞાનસામર્થ્ય અને આચાર્યતત્ત્વભરેલું છે. "

બીજાઓએ તે સમયે તેને કહ્યું:

" અમે સઘળા સમવયસ્ક અને સહાધ્યાયીઓ હોઇ, એક બીજા પ્રતિ સખાભાવથી વર્તીએ છીએ. પરંતુ મનથી તો, આ અમારા આચાર્ય છે. આચાર્યશ્રી મહાકવિ છે. "

પાંચ છ દિવસ સાથે રહેવા છતાં આચાર્યને ન ઓળખી શકવા માટે તથા પોતાના વર્તન માટે, પંડિત પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેને રોકીને શ્રી નૃસિંહાચાર્યે સાન્ત્વન આપતાં કહ્યું:

" ભાઇ ! ખેદ કરવાનું કાંઇ કારણ નથી. આપણે સર્વ સમાન છીએ. આપણને પ્રાપ્ત યત્કિંચિત્ વિદ્યા – કલા વિગેરેનો નિરભિમાનપણે નિજ – પરનો ઉત્કર્ષ સાધવામાં ઉપયોગ કરીએ, તો જ વિદ્યા – કલા સાર્થક છે, નહિ તો તે ભારરૂપ છે. "

" સમદર્શીપણું સંતોનો સ્વભાવ છે. પણ આપ તો સરદાર છો, સરદાર ! " આશિષ યાચતો મેવાડી બ્રાહ્મણ વતન ગયો. કહે છે કે **" નૃસિંહ સમદર્શી સરદાર "** એ લીટી ત્યારથી મિત્રોમાં રૂઢ થઇ ગઇ. અને તે જ પંક્તિ 'નૃસિંહવાણીવિલાસ,' ભાગ ૭ ના એક પદમાં આવે છે. *

આ અરસામાં એક શ્રદ્ધાશત્રુ કૉલેજ્યન બુદ્ધિ અને તર્કના અસ્ત્રશસ્ત્રથી પોતાને સજ્જ થયેલો માની, શ્રી નૃસિંહાચાર્યજી પાસે આવ્યો. આ બંધુ કેવળ બુદ્ધિ સિવાય, શાસ્ત્રવચન વિગેરેથી મ્હાત થાય

* આ મેવાડી પંડિતના નામ વિગેરે સંબંધી ખાત્રીપૂર્વક માહિતી ન મળવાથી, સ્વ. શ્રી સંઘવીજીએ તે પ્રસંગને 'શ્રેયઃસર્વસ્વ'માંથી બાતલ રાખ્યો હતો પરંતુ વાતચીત દરમ્યાન પોતે શ્રવણ કરેલા આ પ્રસંગને તેઓ અતિભાવપૂર્વક વર્ણવતા હતા

તેમ ન હતા મતિથી અગમ્ય એવા કુદરતી અકસ્માતના વ્યતિકરો જ્યારે જ્યારે થતા, ત્યારે તેઓ એક પ્રકારની અકથ્ય મુંઝવણુ અનુભવતા. તે સમયે, તેઓ સંદિગ્ધ મનથી પણ—જાણે એમ કબૂલ કરતા હોય એમ મુખમુદ્રાપરીક્ષકને જણાતું અને કવચિત્ તેવા ભાવનાં વચનોનો તેનાથી અનાયાસે ઉચ્ચાર પણ થઈ જતો કે,

" વિજ્ઞાનની શોધ હજુ મધ્યમ માર્ગ પર હોય એમ લાગે છે. કોઇ અદ્ભુત વિલક્ષણ તત્ત્વ – ( પણ શ્રદ્ધામૂર્તિ ગાડરિયાઓ માને છે તેવું નહિ ) – જગતની નિયામક શક્તિ રૂપે વિશ્વભરમાં વ્યાપ્ત હોવાનો ભાસ થાય છે. "

મૂર્તિપૂજા કે બીજા બાહ્ય આચારધર્મની તો તેઓ પ્રથમથી ' હંબગ ' ગણી હાંસી કરતા. આ ભાઇના ઉપર્યુક્ત મંતવ્ય સાથે શ્રી નૃસિંહાચાર્યજીને એક વખત તેમની બુદ્ધિ ( માત્ર બુદ્ધિથી જ પતી શકે એમ હતું તેથી ) લડાવવી પડી. થોડીક ચર્ચા પછી, શ્રી નૃસિંહાચાર્યજીએ તે તરુણને સંપૂર્ણપણે ઉભરો ઠાલવવાને અવકાશ આપવા પોતે શાંત રહ્યા. પછી તેમની ઈશ્વરતત્ત્વની પ્રાવેશિક સમજુતીની શરૂઆત થતાં જ, તે તરુણ ધૈર્ય ત્યજી બોલી ઊઠયો,

" પણ બાપજી ! ( ' બાપજી ' શબ્દ તેણે કટાક્ષમાં વાપર્યો હતો ) તમે જાણો છો ને હું નાસ્તિક છું. I am a rationalist, an atheist ! "

બાપજી હસ્યા, ખૂબ વિનયપૂર્વક હસીને તેના નાસ્તિકભાવને આવકારતાં, તેની પીઠ થાબડતાં કહ્યું,

" બાપ ! મારે બુદ્ધિવાદી નાસ્તિકોની જ જરૂર છે. ઘણાખરા

બધા જ નાસ્તિક હોય છે. પણ નાસ્તિકોમાં ય બુદ્ધિમાન નાસ્તિક મહાન્ આસ્તિક હોય છે. "

" તે કેવી રીતે ? " આચાર્યોમાં અશ્રદ્ધા ધરાવનાર તરુણમાં કાંઇ શ્રદ્ધાની ચટપટી જાગી.

" આજે તમે તમને ' નાસ્તિક ' માનો છો, કાલે મહાનાસ્તિક બનશો – અને તેમાંથી જ મોટો આસ્તિક મનુષ્ય પ્રકટ થશે...' "

" Nonsense – ( નૉનસેન્સ ) ! અસંબંધ વાતો ન કરો "

" તમે સહેજ ધીરજ રાખો. સ્વતંત્ર બુદ્ધિ નહિ વાપરનારા કેવળ લાગણીઘેલા અંધ ટોળાનો હું નાયક બનવા નથી માંગતો. મારે તો તમને જ પૂછવું છે કે તમે ' ઈશ્વરને ' માનો છો કે ? "

" ના, બિલકુલ નહિ. "

" ત્યારે, તમે કોઇક કોઇક વખત વર્ણવો છો અને વિસ્તારથી જેના પર વિવેચન કરો છો એવા ' કોઇક તત્ત્વને ' વ્યાપ્ત હોવાનું માન્ય રાખો છો ને ? "

" હા, પણ ' ઈશ્વર ' નહિ. Something like Nature, Law. ( કુદરત કે તેના કાયદા જેવું કાંઇક કાંઇક. ) "

" હા, ભાઇ, નેચર–પ્રકૃતિ જેવું. તો નાસ્તિકની વ્યાખ્યા તો એ જ ને કે ' न अस्ति ' એવું ધોરણ જેણે સ્વીકાર્યું જ તે નાસ્તિક ! ખરું ને ? "

" Yes, by all means. ( હા, તદ્દન બરાબર ). "

" તો પછી, તમે કોઇક વસ્તુ કે તત્ત્વના ' અસ્તિત્વના અભાવ 'નું અથવા ' અનસ્તિત્વ 'નું ધોરણ સ્વીકાર્યું છે કે નહિ ! "

" હા "

' તો તે તત્ત્વ કયું ' તમે માન્ય કરેલું તત્ત્વ પછી તે નશ્વર ' હોય કે ' ના ' હોય, પણ તે તો અસ્તિત્વ 'માં આવી જાય જ અને તે સભર વ્યાપ્ત હોવાનું એટલે કે તે સિવાયનું કોઇ પણ સ્થાન નહિ હોવાનું તો તમે જ પ્રથમથી સ્વીકારી બેઠા છો. તમારા ' અનસ્તિત્વ 'ના વિષયની પ્રદેશમર્યાદા ક્યાંથી શરૂ થાય છે ' એ જરા સમજાવશો કે ? "

તરુણ મનુ ખૂબ મુંઝાયા અને અનુત્તર રહ્યા. પોતાની જાળમાં પોતે ફસાય, એથી અધિક શું ? ને તરુણમાં સહિષ્ણુતાનો ગુણ સરસ હતો, તેના અવલંબનથી શ્રી નૃસિંહાચાર્યજીએ તેને પોતાના ઉપદેશનો અધિકારી માન્યો.

તાત્પર્ય કે, ઉપનકિયા વિજ્ઞાન અને વિદ્યાઓનો પ્રવેશ પૂરતો અભ્યાસ પામી, પોતાને વિજ્ઞાનવાદી – વિદ્વાનો માનનાર અનેક 'બાઠે નાઓ' આચાર્યની પાસે આવતા અને અનેકવિધ તરંગી શંકાઓ એવા પ્રકારની પૂછતા કે જેનો યથાતથા પણ યથાર્થ ઉત્તર આપી સમાધાન ન કરવામાં આવે તો અત્યંત અનુપયુક્ત અને સમાજને હાનિકારક થઇ પડે તેમ હતું. તેથી તેવાઓ પ્રતિ શ્રી નૃસિંહાચાર્યજી, સંપૂર્ણ શાસ્ત્રોક્ત વિધિથી ઉત્તરો આપવાનો આગ્રહ ન રાખતા, પાત્ર – પ્રસંગોચિત પ્રત્યુત્પન્ન મતિથી વ્યવહાર કરતા. પરંતુ તેમ કરતાંય પણ, તેઓ ગભરાટ કે અંતઃક્ષોભ ન દાખવતા, યથાર્થ સમયોચિત સમાધાનકારક ઉત્તરોથી, અનેકને વશ કરવામાં, અસાધારણ સામર્થ્ય દાખવતા હતા.

આ સંબંધમાં શ્રી માસ્તર સાહેબે એક પ્રસંગ ટાંક્યો છે કે

એક પકવ વયના માણસે પ્રવચન દરમ્યાન એવી મતલબનો વિચિત્ર પ્રશ્ન કર્યો કે,

' મોટા જ્ઞાની હો તો ખુલાસો કરો કે શ્રવણે પોતાના માબાપને બેસાડવા ૪૦૦ જોજન કાવડ કરાવી તે કયા ઝાડમાંથી ?'

તેના પ્રશ્નને હમી કાઢી, શ્રી નૃસિંહાચાર્યજીએ પણ એવી મતલબનો ઉત્તર આપ્યો કે, વામન અવતાર વખતે, વામનજી જે લાકડી લઇને આવ્યા હતા, તે વિરાટ્ સ્વરૂપ વખતે વિસ્તારને પામી. ને ત્યાં જ પડી રહી હતી. તેમાંથી કાવડ બની હતી. વગેરે

આમ સૌનો અધિકાર, આશય, શ્રદ્ધા અને સમજણશક્તિનો પૂર્વસંકલ્પ કરીને શ્રી નૃસિંહાચાર્યજી સૌ પ્રતિ વાગ્વ્યાપાર કરતા.

શ્રી નૃસિંહાચાર્યજીની વાણીમાં અજબ સામર્થ્ય હતું. નાના અગર મોટા સર્વે મનુષ્યો સાથેના સંબંધમાં, તેઓશ્રીના સંભાષણનું રહસ્ય સર્વને ઉત્કૃષ્ટ કોટિનું તથા સર્વોપયોગી લાગતું વિદ્યાભિમાની અનેક કુટિલ મતિના પંડિતો કેટલીકવાર તેમને હાર આપી તેમનું માનધન લૂંટી લેવાની કુત્સિત ભાવનાથી, તેમની સાથે વાદવિવાદમાં ટક્કર ઝીલતા. કેટલાક કુતર્કી કુતૂહલપ્રેરિત અર્ધનાસ્તિકોએ તેમની સમક્ષ વિચિત્ર પ્રશ્નપરંપરાની ભૂતાવળ ખડી કરી, તેમને ભડકાવવાના અખતરા કર્યા હતા. પરંતુ આ સર્વના વિઘાતકવૃત્તિના પ્રયાસો અને પ્રયોગો અદ્ભુત પ્ર પ્રતિભાશક્તિવાળા શ્રી નૃસિંહાચાર્યજીની વ્યક્તિત્વપ્રભા આગળ પૂરેપૂરા નિષ્ફળ નીવડયા. કોઇની વાણી તેમને મ્હાત કરી શકે નહિ, કોઇની જીભ એમના વચનામૃતના પુનિત પ્રવાહને અવરોધી શકે નહિ કોઇનાયથી તેઓ પરાજય પામ્યા ન હતા, છતાં પણ શ્રી

નૃસિંહાચાર્યજીની વાણી કે વર્તનમાં વિજેતાને સુલભ લેશ પણ ગર્વના સ્ફુરિગો સ્ફુટ થયેલા જણાતા ન હતા.

સર્વની શંકાઓના સમાધાન કુશળતા અને શાસ્ત્રીય સરળતાથી સત્વરે જ થતા હતા. પ્રશ્નપૃચ્છક કે વિરોધદર્શકની વિચારસરણીનો પ્રત્યુત્તર આપવામાં, વચગાળી ભાષારીતિમાં સહજ પણ તોછડાઇ યા તિરસ્કારવૃત્તિ જણાતી નહિ. સખાભાવ – સમભાવથી સમજુતી આપી, પ્રશ્નોત્પાદકના મુખ ઉપર પ્રસન્નતા પ્રકટાવી, પછીથી જ પોતપોતાના વક્તવ્યનો અંત આણતા. વચમાં કોઇ બંધુભગિનીને કાંઇ શંકા કે દલીલ કરવી હોય, તો તેને તેના પક્ષનું પૂરેપુરૂ સમર્થન કરવા દેવા માટે પોતશ્રી પ્રથમ પૂર્ણ અવકાશ આપતા. ત્યારપછી જ તેઓશ્રી પોતાના કથનની પૂર્વે પ્રશ્ન કરતા,

"કેમ ભાઇ ! હજુ કાંઇ કહેવાનું બાકી છે ! "

આવી સભ્યતા અને સરળતાભરી વાતચીતના ગુણો ધરાવનાર શ્રી નૃસિંહાચાર્યજીના વાણીપ્રવાહમાં જ્ઞાન ને બુદ્ધિગાંભીર્ય, તર્કશાસ્ત્રીની તમામ પ્રકારની યુક્તિઓ, દલીલ કરવાનું સચોટપણું તથા પોતાના કથનમાં પ્રામાણિક શ્રદ્ધા, – આગળ પડતા તરી આવતા.

પોતાના મંતવ્ય સાથે સૌએ સંમત થવું જ જોઇએ એવો એમનો દુરાગ્રહ કે કદાગ્રહ કદી ન હતો. પોતાની અમોઘ ધારણાશક્તિની સહાયતાથી પ્રથમ તેઓ પ્રતિપક્ષને સંપૂર્ણપણે શ્રવણ કરી લેતા. પછીથી પ્રતિપક્ષે રજુ કરેલી વિગતોનું બારીકાઇથી અવલોકન કરવાની દૃષ્ટિથી, પોતે સમર્થનમાં શક્ય તે હકીકત ઉમેરતા. આમ વિવાદના ઉદ્ઘાટનમાં જ પ્રતિપક્ષને પોષણ આપવાનો હેતુ – સમર્થનતત્પરતા – માણભાવે પ્રદર્શિત કરી, સામાના ધૈર્ય, ઉત્સાહ

અને સહાનુભૂતિને જીતી લેતા પણ પછી, ધીમે ધીમે તર્કની ઉત્તમ શ્રેણીથી, અપાર બુદ્ધિકૌશલ્યથી વિષયની છણાવટ કરતા

એક સાક્ષર અને મહોપાધ્યાય કોટિના વિખ્યાત પંડિતને શ્રી નૃસિંહાચાર્યજીનો સમાગમ થયો. દીર્ઘ ચર્ચા અને સમાલોચનાને અંતે, વાદવિવાદ અતિ તીવ્ર બન્યો શ્રી નૃસિંહાચાર્યજીએ પંડિતનુ પૂરૂ વક્તવ્ય શાતતાથી શ્રવણ કર્યું અને ચિતમા નિશ્ચય કર્યો કે,

' આ પંડિતને ગર્વ ઘણો છે, પણ તેની વાર્તાવસ્તુ સત્ય છે છતા તે પોતે અહંનિષ્ઠ હોઇ સાચો નિશ્ચયારૂઢ જણાતો નથી માટે તે પ્રબોધને પાત્ર છે '

આવા પરોપકારવૃત્તિના આશયથી, શ્રી નૃસિંહાચાર્યજીએ પંડિતના વિષયને મૂળમાથી ફરી ઉઠાવ્યો અને તેના એકેએક મુદ્દાના વિચારના કટકે કટકા કરી નાખ્યા સત્સંગ દરમ્યાન તેઓશ્રીની શાત, ગભીર મુદ્રા અને પૌરુષપૂર્ણ વાણીપ્રવાહ જોઇને, પેલા પંડિત તો અવાક્ બની બેસી રહ્યો પણ ઉભ ચલાવવા તેને પ્રશ્ન મળ્યો,

" કેમ પંડિતજી ! મારુ કહેવુ યથાર્થ લાગે છે ન ? "

" હા મહારાજ ! હુ હાર્યા " પંડિતજીએ નીચા નમીને કહી, જીભ મ્હોમા પાછી ઘાલી

" કોણ તમે હાર્યા ? કેવી રીતે ! " દયાર્દ્ર ભાવે શ્રી નૃસિંહાચાર્યજીએ સ્મિત કરી કહ્યુ પંડિત સ્તબ્ધભાવે વિચારી રહ્યા.

" પંડિતજી ! તમે સાચા છો તમારો પક્ષ કેવળ સત્ય નહિ પણ સબળ છે મે તો અમસ્તી જ ખડનદલીલો મૂકી છે " આચાર્યશ્રીના હાસ્યે વિશ્વાસ ઉત્પન્ન કર્યો

" પણ, તમારી દલીલો ય સમર્થક લાગે છે ને ! "

" મારી દલીલોવાળો તમારા મૂળ પક્ષનો ખંડનાત્મક પ્રતિપક્ષ કેવી રીતે ખોટો છે તે બતાવું ? "

પંડિતની અનુમતિ લઇ, બુદ્ધિવૈભવવડે આચાર્યશ્રીએ પોતે જ પ્રથમ સાચા ઠરાવેલા પક્ષને પ્રતિપક્ષ ઠરાવીને શાસ્ત્રપ્રમાણિત દલીલો અને દૃષ્ટાંતોથી, તેનું મંડન કર્યું તથા તદ્દભિન્ન નવીન પક્ષનો જ પડકાર કર્યો. એટલે પેલા વાચાળ પંડિતે પુનઃ શાસ્ત્રાર્થ શરૂ કર્યો. ફરી તેઓ હાર્યાં અને શરમાયા. દયાળુ અંતઃકરણવાળા આચાર્યશ્રીએ વિદ્વાન્ પંડિતનું માન જાળવવાના હેતુથી ફરીથી પોતાના જ પક્ષને પ્રતિપક્ષ ઠેરવીને તેનું ખંડન કર્યું. આમ તેઓશ્રીએ પોતે જ ( કહેવાય છે કે ), ૧૫ – ૧૬ વખત પક્ષ – પ્રતિપક્ષ ઉલટાવીને સમર્થ દલીલ અને જ્ઞાનસામર્થ્ય દ્વારા ખંડનમંડન કર્યા કર્યું.

આમ વાદવિવાદમાં મંતવ્યોના સચોટપણા અને સચ્ચાઇથી સિદ્ધાન્તનું સ્થાપન કરવામાં, તેઓશ્રી કોઇના ય વાદપક્ષનો સ્પષ્ટ તરી આવતો દોષ કે ભૂલભરેલો નિર્ણય, સાક્ષાત્ આક્ષેપ કરી દાખવતા નહિ. એવા સમયે તેઓશ્રી પ્રથમ નિરુત્તર સમા તટસ્થ રહેતા અને ધીમે ધીમે વધતા જતા વિવાદમાં, રહસ્યમયી શૈલીથી પ્રતિપક્ષકાર પાસે જ તેના ખામી કે દૂષણો ખુલ્લા કરાવતા, – અને તે એવી રીતે યુક્તિપ્રયુક્તિથી કે શરમાઇને સરળ બનેલા પક્ષકારને પોતાને પણ ખબર ન પડે કે પોતે પોતાની મેળે જ પોતાના પ્રતિપક્ષનો નિર્ણય સ્થાપી રહ્યો છે, વિગેરે. વિશેષમાં આવા વાદવિવાદના પ્રસંગોમાં વિહિત વિવેક વાતાવરણની વિશુદ્ધિ અચૂકપણે જાળવી રાખતો.

સુરતમાં તે વખતે વૈષ્ણવ સંપ્રદાયના મંદિરમાં ' ધર્મ ' સંગૃહીત થઇ રહ્યો હતો. શ્રદ્ધાળુ વૈષ્ણવો, ગતાનુગતિક રીતે

નિયમિતપણે સમય સમયનાં દર્શનમાં હાજર રહી, તથા વિવિધ પર્વ – ઉત્સવોએ થતી રંગબેરંગી લીલાઓમાં પ્રભુપ્રીત્યર્થે આનંદ માની, કૃતકૃત્ય થયાનો સંતોષ કેળવતા. છ કે સાત ગાદીના મર્યાદાપરંપરિત ગુરુબાવાનું મોટામંદિરમાં પધારવું થતું ત્યારે રોજ મહોત્સવો ગ્યાતા અને સાંજ સવાર સતત ભાવિક ભક્તોની ભીડ થતી.

એક સમયે, કાકરોલીવાળા ગોસાઇજી મહારાજના મંદિરમા, **ગોસ્વામીશ્રી ગિરિધરલાલજી** બાવા પધાર્યા. શ્રી નૃસિંહાચાર્યજીના મિત્રમંડળે ગોસ્વામીજીના સમાગમની ઇચ્છા દર્શાવી. સુરતના પ્રસિદ્ધ વિદ્વાન્ વેદશાસ્ત્રસંપન્ન શ્રી **છોટુભાઇ શાસ્ત્રીએ**, શ્રી માણકલાલજી મલ્હારજી વિગેરેને મોટા મંદિરમા બાવાશ્રીના દર્શન માટે અનુકૂળતા કરી આપી, અને એક દિવસ સાંજનો સમય નક્કી કરતાં કહ્યું કે,

' નિરર્થક વાદવિવાદ કરશો નહિ. કૃપા કરી અમારું તથા બાવાશ્રીનું માન સાચવશો. " મલ્હારજીની ચર્ચાપદ્ધતિથી વાકેફ શાસ્ત્રીજીએ સહજ સંકોચાતા સૂચના કરી.

" બેફિકર રહો. આચાર્યશ્રી સાથે રહેશે, પછી છે કાઇ ? "

' કોણ નૃસિંહાચાર્યજી ?...બસ. તો મને ટાઢક છે તેથી તો અમારું સન્માન વધશે. જરૂર પધારજો. "

શ્રી નૃસિંહાચાર્યજીએ શ્રી ગિરિધરલાલ બાવાજીના દર્શનસમાગમ સંબંધમાં આતુરતા કે ઉપેક્ષાથી હીન તટસ્થતા દાખવી પરંતુ શ્રી છોટુભાઇ શાસ્ત્રી અને શ્રી મલ્હારજી વિગેરેના અત્યંત આગ્રહને વશ થઇ તેઓ નિશ્ચિત કરેલા દિવસે, મોટા મંદિરમાં પધાર્યા. ત્યા સૌનો આદરસત્કાર થયો. બાવાશ્રી સમક્ષ બે ત્રણ વૈષ્ણવો વિનમ્રભાવે

કેને પામ્યા હોવાના પૂર્વના અનેક આચાર્યોના અને અવતારી રુષોના ઉદાહરણો આપી, શ્રી નૃસિંહાચાર્યજીએ વર્તમાન સમયની મંગ્નાનિ પ્રત્યે સર્વનું ધ્યાન ખેંચી કહ્યું કે,

' સંપ્રદાયો અને આચાર્યોની સંખ્યા વધવાથી ધર્મક્ષેત્રમાં આવી ગયેલી વિકૃતિ કે શિથિલતાનો સામનો થઇ શકશે નહિ મ જ કલિનું જોર વધતું જાય છે, જમાનો વકરવા લાગ્યો શ્રીહરિની ઇચ્છા પ્રમાણે સઘળું થયા કરે છે એમ કહી નાખવાથી પણ કર્તવ્યમુક્તિ મળતી નથી આ કૂટ પ્રશ્નનો નિવેડો આણવાની મુખ્ય જવાબદારી ધર્માચાર્યોની છે- પ્રત્યેક ક્ષેત્રની ઉન્નતિ – અવનતિના પરિણામોની જવાબદારી, તે તે ક્ષેત્રના અનુયાયી મંડળના માન્ય – સેવ્ય નેતાના શિર પર રહે છે "

' તો આપણે ભૂલ્યા ત્યાંથી ફરી ગણીએ આપ યોગ્ય વૃત્તિઓ પ્રતિ ધ્યાન ખેંચી ઉપાય સૂચવશો તો ઠાકોરજીની ઇચ્છાથી કાંઇ પ્રબંધ કરી શકાશે ' ધર્મક્ષેત્રમાં પ્રવેશેલા અનર્થનું મૂળ નહિ સમજેલા પણ સમજવાને આતુર તથા સમજીને, દ્રવ્ય ખર્ચવાથી તેનો બંદોબસ્ત કરી શકાશે – એ જ સાધનરીતિથી પરિચિત, એક જિજ્ઞાસુ ધનિક વૈષ્ણવે વચમાંથી જ પ્રશ્ન કર્યો

શ્રી નૃસિંહાચાર્યજી સહજ ગંભીરતાથી પણ સાચા હૃદયભાવને પ્રકટ કરતા બોલ્યા,

" ધર્મ – ધર્મ કરીએ છીએ પણ આપણે ધર્મના સાચા સ્વરૂપને ઓળખી શકતા નથી આત્મતત્ત્વને ઓળખવા મથતો યોગી, યોગના ઐશ્વર્યને પામીને ત્યાં જ અટકી જાય તેમ આપણે સાધનની મર્યાદાઓમાં જ નિવાસ કરી રહ્યા છીએ ધર્મરૂપ આપણા લક્ષ્ય પદાર્થને ચૂકીને, તેને પહોંચવાના સાધનપથને જ

ધર્મ – સાધ્ય માની ચૂકયા છીએ. ઉપાસના – જ્ઞાન – યોગ વિગેરે સાક્ષાત્ ધર્મ નથી, ગન્તવ્ય લક્ષ્ય નથી, પણ લક્ષ્યને – ધર્મને પામવાનાં પૃથક્ પૃથક્ સાધન કે સાધનસમુચ્ચય છે. આવી સમજફેર જ્યારથી થઇ છે ત્યારથી, કલિમાં થનાર ધર્મગ્લાનિનું બીજ નંખાઇ ચૂકયું છે. એ બીજને વિવિધ માર્ગોએ, તથા ધર્મસંસ્થાઓએ અજ્ઞાન કે સ્વાર્થવશ થઇને પાણ્યું અને અનર્થકારી ઉછેરમાંથી ધર્મવિકૃતિનું વિશાળવૃક્ષ આજે વિશેષ અને વિશેષ ફાલતું – વધતું જતું જણાય છે. આ ભ્રામક ભૂલપરંપરામાંથી ઉદ્‌ભવેલી આંધીનો ઉપાય સવેળા કરવામાં નહિ આવે તો પ્રજા, જેમાંથી કદિ જાગ્રત્ નહિ થઇ શકે એવી પામરતામાં ગરકાવ થઇ જશે. "

બોલતાં બોલતાં શ્રી નૃસિંહાચાર્યજી એકદમ અટકી પડયા. તેમણે આંખો મીંચી દીધી. સૌ કોઇ તેમના તેજસ્વી મુખને ઘેરી વળવા મથતી ભૂખરી વાદળીઓને ક્ષણ માત્રમાં આવીને જતી રહેતી જોઇ રહ્યા. કોઇ ભયંકર ભવિષ્યવાણી સાંભળી હોય તેમ તે સૌએ કંપ અનુભવ્યો. અને શ્રી નૃસિંહાચાર્યજીની આંખ ઊઘડતાં જ, શ્રી ગિરિધરલાલજીએ કહ્યું:

" ચતુર્પુરુષાર્થયુક્ત પ્રાપ્તવ્ય ધર્મ, તેને મેળવવાનાં સાધનોથી ભિન્ન પદાર્થ છે, એ સત્ય છે. આપના એ કથનની આ વૈષ્ણવવૃંદને પૂર્ણ પ્રતીતિ થાય તે માટે જરા વિસ્તાર કરશો તો ઠીક થશે " એમ કહી શ્રી નૃસિંહાચાર્યજી માટે જળ લાવવા સેવકને આજ્ઞા કરી.

તે દિવસે સમય ઘણો થઇ ગયો હોવાથી બીજા કોઇ અનુકૂળ દિવસ પર ચર્ચા ચાલુ રાખવાનું મુલ્તવી રાખી, શ્રી નૃસિંહાચાર્યજી વિગેરે મિત્રમંડળ સ્વગૃહે ગયું, માર્ગમાં શ્રી મલ્હારજી વિગેરેએ

વૈષ્ણવો તથા તેમના ગુરુ સંબંધમાં ઉપેક્ષાસૂચક વાક્યો વાપરી કહ્યું કે,

"આજે આચાર્યજીએ ઠીક પરચો દેખાડ્યો. મારા વહાલા અન્નકૂટ અને રાસલીલામાં રચ્યાપચ્યા રહે છે..." તેમના વિનોદને અટકાવી શ્રી નૃસિંહાચાર્યજીએ ઠપકો આપી કહ્યું,

"કોઇના વિષે પૂર્ણ પરિચય અને અનુભવ વિના, આપણાથી અભિપ્રાયવચન કેમ ઉચ્ચારાય ? તેમાં ય નિંદાપેક્ષાસંબંધમાં તો અક્ષરે ય ઉચ્ચારવો એ પાપ છે."

"ત્યારે તેઓ બેઠાં બેઠાં કરે છે શું ? સમાનાં દર્શન કરવાં, રાજભોગ ધરવો અને પ્રસાદ ગ્રહણ કરવો; બીજું શું ?"

"આપણી પેઠે શાળા – સમાજની વ્યાસપીઠ ઉપર ઊભા નથી રહેતા, તેથી શું મહારાજની મહત્તામાં ન્યૂનતા હોવી ઘટે છે ? ગિરિગુહાના ગર્ભભાગમાં બેઠેલો તપસ્વી, જનકલ્યાણ માટે કાંઈ જ નથી કરતો એમ કેમ કહી શકાય ?"

"ભૂલ થઇ, ક્ષમા કરજો." શ્રી નૃસિંહાચાર્યજીમા અપૂર્વ શ્રદ્ધા સેવનારા શ્રી મહારાજના વિદ્વાન્ મિત્રે બે હાથ જોડી વિવેક કર્યો.

"ક્ષમા તો બાવાશ્રીએ આપવાની છે. અધિકાર વિનાના જે તે પાત્રો પ્રતિ નિરર્થક વાણી વ્યાપાર નહિ કરનારા મહારાજશ્રીએ નિરોધને કેળવ્યો છે, એ જ તેઓશ્રીના સૂક્ષ્મ સામર્થ્યનો સૂચક છે."

વાર્તાવિનોદ કરતાં સૌ સ્વસ્વગૃહે ગયાં.

શ્રી ગિરિધરલાલ મહારાજ સાથેના સમાગમ સંબંધી પૂર્વોક્ત હકીકત, જુદી જુદી રીતે શ્રવણ કરવા મળવાથી, આ લેખકને

યોગ્ય લાગ્યા પ્રમાણે અત્રે રજુ કરવામાં આવી છે. પણ ત્યાર પછીનો વૃત્તાન્ત, શ્રીસંઘવીજીના તથા શ્રીમાસ્તર સાહેબના લખાણ સિવાય, અન્યત્ર જાણવા – સાંભળવા મળ્યો નથી, જેથી તેઓના લખાણમાંથી યોગ્ય જરૂર જેટલાં જ અવતરણો આપીને આ પ્રકરણ પૂર્ણ કરીશું.

પુનઃ એક વખત ઉત્સવના પ્રસંગે દર્શનનિમિત્ત શ્રી નૃસિંહાચાર્યજીની મંડળી મંદિરમાં જઈ ચઢી. યોગ્ય વિવેકવિધિ પછી શ્રી ગિરિધરલાલજીએ પ્રથમ મેળાપ વખતે થયેલી 'ધર્મતત્ત્વ'ની ચર્ચા આગળ શ્રવણ કરવા ઉત્સુકતા દર્શાવી. એટલે શ્રી નૃસિંહાચાર્યજીએ કહ્યું:

" આ વિષય એવો તો સૂક્ષ્મ વિચારણાનો છે કે તે સમજવામાં શાસ્ત્રબુદ્ધિની ખાસ ઉચ્ચ કલા જેને મેધા એવું નામ આપેલું છે, તેની જરૂર પડે છે. એ મેધા વિના ધર્મનો એ ભાવાર્થ બુદ્ધિમાં સ્પષ્ટ રીતે આરૂઢ થાય તેમ નથી. "

અત્રેથી, શ્રી નૃસિંહાચાર્યજીએ વિસ્તારથી 'વાસ્તવધર્મ' વિષય ઉપર વિવેચન કરેલું છે, તેનો મૂળ શબ્દોમાં અક્ષરશઃ ઉતારો ન આપતાં મહત્ત્વનાં વાક્યોને અસલ શબ્દોમાં આપી, બાકીનાનો તાત્પર્યબોધ નીચે આપી, સંતોષ માનીશું.

જ્ઞાન – યોગ – ભક્તિઆદિ માર્ગોમાં દર્શાવેલ સાધન રૂપ ક્રિયા 'ધર્મ' શબ્દથી ઓળખાય છે. ને તે સાધનોના પુણ્યરૂપ 'ફળ'ને પૂર્વમીમાંસકો 'અપૂર્વ' તરીકે ઓળખાવે છે; આમ સાધન, સાધ્ય અને ક્રિયા 'સર્વ' મળીને 'ધર્મ' થાય છે. પણ આ ધર્મપ્રાપ્તિમાં આપણી કર્તવ્યબુદ્ધિ અને તેના ઉત્કર્ષરૂપ 'ટેક' દઢ સંકલ્પ – અનિવાર્ય છે. ધર્મની કસોટીમાં પણ ટકી રહેનાર ધર્મ ટેક સ્વરૂપ છે. માટે ધર્મના સ્વરૂપલક્ષણના

શુદ્ધ જ્ઞાનપૂર્વક તદ્વિષય, સર્વસમર્પણરૂપ તત્પરતા એ વાસ્તવ ધર્મતત્ત્વ છે. श्रद्धावान् लभते ज्ञानम् – વિગેરે વાક્યો પણ ધર્મવિષયક 'ટેક'ને ઉદ્દેશીને છે. પરંતુ પાછળ કહી ગયા તેમ આજે તો સ્નાન, દાન, જપ, તપ, કીર્તન, પૂજન, વિગેરે સાધનોને જ ધર્મ માનવાની સમજણ વ્યાપી ગઇ છે. ટેકની તલવારનો ઉપયોગ કરવાનો ય પ્રસંગ કોઇને રહ્યો નથી. એટલે એ ટેકની તલવાર તો કાટ ખાવા લાગી છે. અને જતે દહાડે કદાચ 'શાન્તિ'ની મ્યાનમાં સંતાઇ રહેશે. ખરો ધર્મ તો સર્વસ્વાર્પણ કરવાને રહે એવો ધર્મનો ટેક જ છે. ટેક એ ધર્મોનો પણ ધર્મ છે. ભક્તિમાર્ગમાં ટેકને 'અનન્યતા' રૂપે ઘણું મહત્ત્વ આપેલું છે.

આ સંબંધમાં આધાર ખોળતાં, હિન્દુઓનો લોકવ્યવહાર જ ધર્મ સાથે ઓતપ્રોત હોઇ, લોક પ્રચલિત સાધારણ વચનોમાં પણ શ્રુતિસ્મૃતિમૂલક વાતોનો જ પડઘો પડે છે. છતાં વેદતુલ્ય શ્રી મનુસ્મૃતિમાં જ એવાં વચનો મળી આવે છે કે **शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते**–તાત્પર્ય કે ધર્મસંબંધી ટેકરૂપ પરમ ધર્મ બજાવવાને આર્યોએ કોઇ પણ પ્રકારની કમી રાખવી નહિ. તે એટલે સુધી કે જો ધર્મનો અવરોધ થતો હોય તો 'ધર્મટેક'ના રક્ષણ માટે પ્રાણની પણ પરવા ન કરતાં, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ ( દ્વિજાતિ વર્ણોએ ) પણ શસ્ત્ર પકડવું... પ્રાચીન ગ્રન્થોના સિદ્ધાન્તો અને ધર્મનિષ્ઠ વ્યક્તિઓનાં ચરિત્રોમાંથી ધર્માચરણમાં ટેકને સેનાપતિસ્થાને સ્થાપિત કર્યાનો બોધ નીકળે છે છતાં આજે ટેકને સ્થાને 'ફાવટ' તરફ નજર રાખી શાસ્ત્રવચનો અને મહાચરિત્રોનો અર્થ – અન્વય પણ મનફાવતો કરવાની મનોવૃત્તિ જોરમાં ચાલે છે.'

પછી શ્રી ગોસ્વામીજીના પ્રશ્નની પ્રશંસા કરતા, શ્રી નૃસિંહાચાર્યજીએ સ્પષ્ટ જણાવ્યું કે આ યુગમાં કલિ, ધર્મગ્લાનિ દેવાનો પોતાનો પ્રભાવ અવશ્ય જણાવશે પણ પ્રજાના ધર્મકોપના સંરક્ષણ માટે જેઓનો જવાબદારી પરંપરાથી શ્રીઈશ્વરનિર્મિત છે તેવા ધર્મગુરુઓ અને ઉપદેશકોનો અનિવાર્ય ધર્મ છે કે, તેમણે એ ધર્મગ્લાનિના વંટોળમાંથી બચાવી શકાય તેટલાને બચાવીને શાસ્ત્રની આજ્ઞાઅનુસાર યત્ન કરવામાં કાંઇ પણ કચાશ રાખવી ન જોઇએ

શ્રી ગોસ્વામીજીએ આ સર્વહિતના વિષયમાં વિશેષ સાવધપણે ઊંડાણથી વિચારવા, તથા ધર્મરક્ષણ માટે તત્કાળ કરવા ઘટે તેવા ઉપાયોની યોજના સહ સનાદ – સૂચનાઓ શ્રી નૃસિંહાચાર્યજી જેવા મહાપુરુષ તરફથી મેળવવા, તીવ્ર જિજ્ઞાસા દર્શાવી. શ્રી નૃસિંહાચાર્યજીએ, આ મહત્ત્વના પ્રશ્નની ચોક્કસ વિચાર – ચર્ચા અને અમલ, – પ્રતિકૂલ પ્રવર્તતા યુગપ્રવાહમાં – કરવાનું કાર્ય અતિ કઠણ છે વગેરે કહી, તે સંબંધી તે સમયે વિસ્તારથી વિવરણ ન કરતા, સંક્ષેપમાં, સરળતાથી માત્ર એક જ મુદ્દામાં સૂચન કર્યું કે,

" સંક્ષેપમાં કહીએ તો મુદ્દાની વાત એ જ છે કે – પૂર્વ સમયના જેવો જ વર્ણાશ્રમધર્મનો પુનરુદ્ધાર કરવો. તેને માટે પ્રાચીન સમયમાં હતા તેવા ગુરુકુલો સ્થાપવા, અને હિન્દુ જાતિને વૃત્તિ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ વિષયક પોતપોતાના અધિકાર પ્રમાણે કેળવીને તૈયાર કરવી આ કાર્યની શરૂઆત અત્યારથી કરવી, એટલે ૨૫–૩૦ વર્ષમાં એક આદર્શ સંસ્થા પગભર થઇ – આદર્શ શિક્ષકસમુદાય અને શિષ્ટસમુદાય હિન્દુ પ્રજામાં તૈયાર થશે. તેમના દ્વારા ધર્મની ગ્લાનિ વધતી અટકશે, અને સુપ્રજાની પરંપરા જાળવી શકાશે. આ કાર્યમાં વિલંબ કરવા જેવું નથી ..વગેરે "

એટલામાં બે વૈશ્ણવો કોઇ વાદગ્રસ્ત પ્રશ્નને ચર્ચતા ઉગ્ર રૂ બનતા — મહારાજશ્રી સમક્ષ આવ્યા. અને ' ગોસ્વામી આચાર્યોએ બ્રાહ્મણોને નમસ્કાર કરવા એ વિહિત છે કે અવિહિત, ' તે સંબંધમાં અંગત ચર્ચાતા પ્રશ્નને છૂટો મૂકયો.

* " ત્યાં બેઠેલા વૈષ્ણવાદિએ ગોસ્વામી, આચાર્ય હોવાથ તથા પૂર્ણ પુરુષોત્તમનાં સ્વરૂપો હોવાથી તેઓએ બ્રાહ્મણોને નમસ્કા કરવા ઘટિત નથી, એવો પક્ષ લીધો. અને શ્રી ગોસ્વામીજીએ પણ તે પક્ષને અનુમોદન આપ્યું.

શ્રી નૃસિંહાચાર્યજીએ કહ્યું, ' શ્રીકૃષ્ણ, જેમની પ્રતિમા તમે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરો છો તે પણ બ્રાહ્મણોને નિરન્ વંદન કરતા હતા તથા તેમના ચરણોદકને મસ્તકે ધરતા હત એટલુંજ નહિ પણ યુધિષ્ઠિરના યજ્ઞમાં શ્રીકૃષ્ણે બ્રાહ્મણોનાં એ પત્રાળાં ઉઠાવવાનું હલકું કાર્ય સ્વીકાર્યું હતું. એમના અનુયાયીઓ અથવા એમનાં જ સ્વરૂપો કહેવડાવનારા તમે પૂર્ણ પુરુષોત્ત શ્રીકૃષ્ણ ભગવાનનાં બ્રાહ્મણોને વંદન કરવાનાં તથા શુશ્રૂષા કરવા આચરણોને અંગીકાર કરતા નથી તેથી તમે પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપ નથી એ તમારી કૃતિથી સિદ્ધ કરો છો. કારણ કે જો ( શ્રીકૃષ્ણનાં જ સ્વરૂપ હો તો તમારાં આચરણ પણ શ્રીકૃષ્ણ જેવાં જ હોવાં જોઇએ. શ્રીકૃષ્ણ બ્રાહ્મણોને પૂજ્ય માનતા હ અને તમે તેમને પૂજ્ય માનતા નથી, તેથી તમે શ્રીકૃષ્ણનાં સ્વ. નથી એટલું જ નહિ પણ શ્રીકૃષ્ણનાં આચરણથી વિરુદ્ધ તમ આચરણ હોવાથી તમે ઉલટા શ્રીકૃષ્ણના વિરોધી છો, એજ ર

* અત્રેથી, " તેમની ચમત્કારિક બુદ્ધિની સ્તુતિ કરી " વાક્ય સુધી, 'મહાકાલ'માંના શ્રી માસ્તર સાહેબના લખાણમાંથી ઉદ્ધ

ચાય છે. ' આ આદિ વચનો કહેતાં વૈષ્ણવોને ક્રોધ ચઢયો, અને અમે તેમ બોલવા જતા હતા, પરંતુ શ્રી ગોસ્વામીજીએ તેમને રોકયા, અને શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ કહ્યું કે,

' તે વખતના બ્રાહ્મણો મોટા તપસ્વી, જ્ઞાની, પ્રસન્ન થયે ઇચ્છાવર આપી શકતા તથા અપ્રસન્ન થયે શાપ આપી શકતા. તેથી આવી યોગ્યતાવાળા બ્રાહ્મણોને શ્રીકૃષ્ણ પરમાત્મા વંદન કરતા હતા, પણ આજના બ્રાહ્મણોમાં તેવું કશું દૈવત છે નહિ, તેઓ અનેક દુર્ગુણોથી ભરેલા છે, અને એમ હોવાથી અમે તેમને વંદન નથી કરતા. '

શ્રી નૃસિંહાચાર્યજીએ કહ્યું,

' હાલના બ્રાહ્મણો પૂર્વના સરખા નથી, એ સાચું છે; પણ એજ પ્રમાણે તમે પણ શ્રીકૃષ્ણ સરખા નથી. શ્રીકૃષ્ણ દાવાનળ પી ગયા હતા, ગોવર્ધનને આંગળી પર તોળી રાખ્યો હતો, કંસ વગેરે અનેક દુષ્ટ રાક્ષસોને માર્યા હતા, અને ધર્મનું સંસ્થાપન કર્યું હતું, તેમાંનું કશું કરવાનું તમારામાં સામર્થ્ય નથી. તેથી જેમ એક પક્ષથી બ્રાહ્મણો અયોગ્ય થઇ ગયા છે, તેમ બીજા પક્ષથી તમે પણ અયોગ્ય જ થઇ ગયા છો.-એક પક્ષ યોગ્ય હોઇને બીજા અયોગ્ય પક્ષને માન ન આપે તો ઘટિત જ છે, પણ તેવી યોગ્યતા વિના તમે બ્રાહ્મણો સાથે જે અભિમાન રાખો છો તે યોગ્ય નથી. દુર્ગુણથી ભરેલા અવિદ્વાન્ નામધારી બ્રાહ્મણોને તમે વંદન ન કરો તો તે કોઇ દોષરૂપ ગણાય એમ નથી, પણ આજના સમય પ્રમાણે યોગ્ય સરખા ગણાતા -વિદ્વાન્ બ્રાહ્મણોને પણ તમે નમસ્કાર ન કરો તો તે દોષયુક્ત જ છે...! આ આદિ ચર્ચા થતાં શ્રી ગોસ્વામીજી તો કાંઇ બોલ્યા નહિ, પણ વૈષ્ણવોને બહુ જ સંતાપ થયો, અને

તેઓ શ્રી નૃસિંહાચાર્યજીને અપમાનભરેલા શબ્દો કહેવા અર્થે કોઇ નિમિત્ત શોધવા લાગ્યા. અલ્પ સમય પછી મિત્રોએ ઉઠવાની ઇચ્છા જણાવતા શ્રી ગોસ્વામીજીએ શ્રી નૃસિંહાચાર્યજીને પ્રસાદ આપવા સમીપસ્થ નોકરને આજ્ઞા કરી. તદનુસાર તે નોકરે એક પડિયામાં પ્રસાદ લાવી આપ્યો. શ્રદ્ધાળુ વૈષ્ણવ જેવી સાવધાનતાથી પ્રસાદ લે તેવી સાવધાનતાથી પ્રસાદ લેવાનું પ્રયોજન ન હોવાથી, પ્રસાદ લેતા પડિયામાંથી થોડોક જ પ્રસાદ પૃથ્વી પર નીચે વેરાયો અને તેમ થતા જ કટુ શબ્દ બોલવાનું નિમિત્ત શોધતા વૈષ્ણવોનો નિરુદ્ધ ક્રોધાગ્નિ ગર્જના સહ પ્રકટ થયો. તેઓ બોલી ઉઠયા,

' શું માના ભાઇ ! ભાન નથી રાખતા ? જરા સમજ રાખો. ભગવાનના પ્રસાદને આમ ભોંય પર વેરવા દો છો, તે કોઇના પગ તળે આવશે તો કેટલું પાપ લાગશે ? સર્વાઇ બધી બ્હાર ગામની મારો છો, પણ આટલો વિવેક તો છે નહિ ! '

આ આદિ કઠોર શબ્દો શ્રવણ કરતા છતા, પણ જેમને માન અપમાનમાં સમાન વૃત્તિ હતી અને એમ થવાથી જેમને ક્રોધ પ્રકટ થવાનો સંભવ સરખો પણ ન હતો એવા શ્રી નૃસિંહાચાર્યજીએ મંદ મંદ હસતા વૈષ્ણવોને અધિક સંતાપ ઉપજે, એવી શાન્તિથી ઉત્તર આપ્યો કે,

" ભગવાન્ તો મહાકૃપાળુ છે, બાળકના સહજ દોષથી એમ ક્રોધાયમાન થતા નથી. અને પગ તળે પ્રસાદ આવવાથી જો પાપ છે, એમ ખરેખરું માનો છો, તો તમે વૈષ્ણવો તથા મોટા મોટા સમર્પણીઓ પણ ચામડાના જોડા પહેરી ભગવાનના પ્રસાદ ઉપર નિત્ય શા માટે ચાલો છો, તથા તેના ઉપર મળમૂત્ર શા મા નાખો છો ? "

વૈષ્ણવો આ વચન સાંભળી બહુ જ તપી ગયા. પરંતુ શ્રી ગોસ્વામીજીએ તેમને આકળા પડતા અટકાવી, શ્રી નૃસિંહાચાર્યજીને આ વચનનું સ્પષ્ટીકરણ કરવા કહ્યું. શ્રી નૃસિંહાચાર્યજીએ કહ્યું,

' આ મને હમણાં આપેલો પ્રસાદ તો ભગવાનના મુખને પણ અડયો નથી, માત્ર ભાવનાથી ભગવાનને અર્પાયો છે, અને તેથી સર્વાંશે તેનામાં પ્રસાદરૂપતા ઘટતી નથી. ભગવાનનો ખરો પ્રસાદ તો આ પૃથ્વી છે, જેના ઉપર સર્વ વૈષ્ણવો જોડા પહેરી હરે ફરે છે, તથા મળમૂત્ર કરે છે. કારણ કે એ પૃથ્વીને ભગવાનના મુખનો સંબંધ થવાથી એનામાં વાસ્તવિક પ્રસાદરૂપતા આવી છે. હિરણ્યાક્ષ અસુર જ્યારે એ પૃથ્વીને પાતાળમાં લેઇ ગયો હતો, ત્યારે શ્રી વિષ્ણુભગવાને વરાહાવતાર ધરી એ પૃથ્વીને પોતાની દાઢમાં રાખી પાતાળમાંથી બહાર આણી હતી અને તેથી ભગવાનની દાઢમાં રહેવાથી આ પૃથ્વી એ જ ભગવાનનો ખરો પ્રસાદ છે. આમ હોવાથી સાચા વૈષ્ણવોએ પૃથ્વી ઉપર ચાલવું પણ ના જોઇએ. ' આ પ્રકારનું યુક્તિવાળું સમયોચિત ઉત્તર સાંભળી, વૈષ્ણવો અંતરમાં પ્રજળતા અધિક કટુ વચનો બોલતા નિવૃત્ત થયા, અને શ્રી ગોસ્વામીજીએ પણ પ્રસન્નતા પ્રતીત કરાવતાં તેમની **ચમત્કારિક બુદ્ધિની** સ્તુતિ કરી " *

શ્રી નૃસિંહાચાર્યજીમાં પ્રકટ થયેલાં જ્ઞાની મહાત્માનાં લક્ષણોનો સાક્ષાત્કાર કરી પ્રસન્નતાને પામેલા શ્રી ગિરિધરલાલ મહારાજે,

" પુનઃ પધારી વિશેષ વાર્તાલાપનો સત્સંગલાભ આપજો " કહી, મંદિરના મોટા દ્વાર સુધી, શ્રી નૃસિંહાચાર્યને તેમની

* આ વાક્ય સુધી ' મહાકાદ 'માંથી ઉદ્ધૃત છે.

આનાકાની છતા, વળાવવા ગયા, અને બન્ને મહાપુરુષોએ સજલ નેત્રે એક બીજાની વિદાય લીધી.

મન્દિરમા પરત પધારીને, શ્રી ગોસ્વામીએ, મહાપુરુષ પ્રતિ યોગ્ય આદરવિનય દાખવવામા ન્યૂનભાવ રાખવા માટે વૈષ્ણવોને ઠપકો આપ્યા અને શ્રી છોટુભાઇ શાસ્ત્રી વિગેરે અધિકારી જનોને ઉદ્દેશીને કહ્યુ કે

" આ તરુણ કોઇ સામાન્ય જીવ નથી પણ સંસ્કારસંપન્ન દૈવી અંશ છે. તેમની વાર્તાલાપ કરવાની પદ્ધતિ, મેધાપ્રેરિત વાણીપ્રવાહ અને તે સમયના ભાવમુદ્રાઆદિ નિહાળતા, આ માધુર્યમૂર્તિ પુરુષ, તેમનામા રહેલા અલૌકિક સામર્થ્યને સૂચવે છે ઇશ્વરની કેવળ વાતો કરનાર, અને ઇશ્વર સંબંધી સાક્ષાત્કાર પામેલા પુરુષો તરત ઓળખાઇ આવે તેમ છે. શું તેમની વાકૃછટા, અને તે સમયનો તેજભર્યો ચહેરો ! આ મહાન્ થવા સર્જાયેલ પુરુષ, જરુર કોઈ રાજસ્થાને કે આચાર્યસ્થાને રહેવા યોગ્ય છે. મને તો તેમનામા કોઈ આચાર્ય જ દશ્યમાન થાય છે ! "

શાસ્ત્રીજીએ શ્રી નૃસિંહાચાર્યસબંધમા વિશેષ વાતચીત કરતા, અને પૂછતા, આચાર્યશ્રીએ નીચેની મતલબનો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો કે,

" સનાતન હિન્દુ ધર્મની પડતી જતી દશા પ્રતિ, —તથા યોગ્ય જાગૃતિ અને સદ્ઉપાયના અભાવે ભવિષ્યમા ઉપસ્થિત થનાર પામર અને તદ્દન પાયમાલ દશા પ્રતિ, એમણે યોગ્ય સમયે આંગળી ચીંધી છે. એ વિદ્વાન પુરુષે મિતાક્ષરીમા ઘણુંઘણુ સૂચન કર્યુ છે, જેના અમલની જ માત્ર જરૂર છે. જોસભેર ધસમસતા

વહતા ધર્મગ્લાનિના પ્રવાહને આગળ વધતો અટકાવી, આર્ય પ્રજા, ધર્મ અને સંસ્કૃતિના સંરક્ષણાર્થે, વર્ણાશ્રમધર્મને પુનરુત્થાન આપનારી પ્રવૃત્તિનો પ્રારંભ કરવા તેમણે જે હાકલ કરી છે તે આદરણીય છે. ધન્ય છે એ પુરુષની દીર્ઘદર્શિતા અને ધર્માનુયાયી શુભ વૃત્તિને...”

ત્યાર પછી, શ્રી નૃસિંહાચાર્યજીનો પુનઃમેળાપ થયો હશે તો તે સંબંધી જાણવામાં નથી. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજીએ શ્રી ગિરિધરલાલના ચિત્તમાં જાગ્રત્ કરેલા અનુદ્‌ભૂત્ શુભ સંસ્કારના બીજના પરિણામે, – કહે છે કે – તત્પશ્ચાત્ તેઓ શ્રી નૃસિંહાચાર્યજીએ સૂચવેલી સત્ધર્મોત્થાન કરવાના ઉદ્દેશવાળી સંસ્થા સ્થાપવાનો કાર્યક્રમ યોજવામાં નિમગ્ન રહેતા હતા, અને તેને અંગે તેઓ કેટલીક તૈયારીઓ પણ કરી ચૂક્યા હતા.

પછીથી, તેમના અથાગ પરિશ્રમના ફળ રૂપે એ સંસ્થાઓ પ્રાદુર્ભાવ પામી કે નહિ, તે ખબર નથી. અથવા તો, સનાતની હિન્દુઓના હિતને ચિંતવનારી પાછળની નાની મોટી અનેકવિધ પ્રવૃત્તિઓ થઇ; તથા સંઘ, પરિષદ વિગેરે સનાતની સંસ્થાઓ અસ્તિત્વમાં આવી, એ પરિણામ પ્રકટાવવામાં શ્રી ગિરિધરલાલજીએ નિષ્કામ ખંતપૂર્વક કરેલા યત્કિંચિત પ્રયાસો મૂળહેતુભૂત હતા, એ નિર્ણય થઇ શકયો નથી. બન્ને સત્યો કે અર્ધસત્યો પૈકી એકેયનો સ્વીકાર કરવામાં શ્રીનૃસિંહાચાર્યજીનો મોટા મંદિરમાં થયેલો સમાગમ જ, ઊંડાણથી વિચારનારને, કારણરૂપ સમજાયા વિના રહેશે નહિ.

ઉપર્યુક્ત નિરૂપણમાં, શ્રી નૃસિંહાચાર્યજીની કિશોરાવસ્થાની વાગ્વ્યવહારની રીતિ તથા તેમની જ્ઞાનારૂઢ સ્થિતિ, સિદ્ધાન્તવિચારો

અને ઇતર સદ્‌ગુણોસંબંધમાં પુષ્કળ પ્રતીતિ થાય છે, જેનું વિવેચન કરવાની જરૂર નથી. ગૂર્જરાત કે ભારતના કમભાગ્યે, તેઓશ્રીએ તરુણ વયમાં સૂચવેલી કે શરૂ કરવા પ્રેરેલી કોઇ શિક્ષણસંસ્થા કે સમાજસંસ્થા કે કેવળ ધર્મસંસ્થા, સારા સેવાભાવી નિઃસ્વાર્થી ધર્મધગશવાળા કાર્યકર્તાઓના અભાવે, કાળબળ કે અન્ય કોઇ કારણથી, સ્થિતિ કરી શકી નહિ, તેના મૂળ સ્વરૂપમાં રહી શકી નહિ, કે મૂળભૂત શુદ્ધ વિચારસિદ્ધાન્ત વિગેરેનો પ્રચાર – વિસ્તાર પણ કરી શકી નહિ, એ ઓછી શોકની વાત છે ?



## શ્રી મોહનસ્વરૂપજી

હવે આપણે, શ્રી નૃસિંહાચાર્યજીનો જેમની સાથેનો સ્વલ્પ સમયનો સમાગમ, અત્યંત મહત્ત્વનો અને ચિરસ્થાયી સ્વરૂપનો હોય તેમ ખૂબ ચર્ચાને પાત્ર બન્યો છે, તે મોહનસ્વરૂપજી સંબંધી સંક્ષિપ્તમાં વિચારીશું.

નાંદોદના વતની, ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણના કુલીન કુટુંબમાં જન્મેલા હોઇ, બાલ્ય વયથી જ બ્રહ્મચારીજી તરીકે ઓળખાતા શ્રી મોહનસ્વરૂપમાં શુદ્ધ ધર્માચારના સંસ્કારો દૃઢ બન્યા હતા. વિદ્વત્તા તેમને વરેલી ન હતી, પણ કુટુંબમાં થતી કથાવાર્તાના પ્રસંગો અને પ્રવાસના વિવિધ વિશાળ અનુભવોમાંથી તેઓ બહુશ્રુતત્વરૂપ જ્ઞાનને પ્રાપ્ત હતા. ઓછા પાતળા શાસ્ત્રના અધ્યયનથી તેમની વૃત્તિ નિઃસંગ એકાંતસેવન તરફ ઢળેલી હતી. સંસારવ્યવહારની ઉપાધિમાં ઉદ્વિગ્ન રહેતું મન, ગાયત્રીઅનુષ્ઠાન વિગેરે કરી, બ્રહ્મચર્ય સેવી, ભક્તિમગ્ન રહેવા લાગ્યું. તત્પશ્ચાત્ તેમના આયુષ્યનો મોટો ભાગ તીર્થાટનમાં વ્યતીત થયો હતો. ભારતવર્ષના ચારે ખૂણાઓની ભેટ દ્વારા તેમણે પોતાના જીવનને ધન્ય ધન્ય માન્યું હતું. કાશ્મીર અને નેપાળની ભૂમિ પાદાક્રાન્ત કરવા ઉપરાંત, તરુણ વયમાં તો તેમણે, ગંગાજળની ભરી ગાગરોની કાવડ સ્કંધે ધરી, સેતુબંધ રામેશ્વરને અભિષેક કરવાનો તથા પુનઃ રામેશ્વરનું પવિત્ર ઉદક શ્રીકાશીવિશ્વેશ્વર મહાદેવના મસ્તક પર ચઢાવવાના કઠણ વ્રતસંકલ્પને ચારેક વખત સિદ્ધ કર્યો હતા. ૧૬–૧૭ વર્ષની વયે રેવાતટે મળેલા

એક દંડી સંન્યાસીને સેવાથી પ્રસન્ન કરી, સંન્યસ્ત આપવાની આજ્ઞા માગી. પણ શ્રી બ્રહ્મચારીજીની પ્રકૃતિ અને અવસ્થા – ભૂમિકા જોઇ, દંડી સંન્યાસીએ તેમને શ્રી શંકરાચાર્યના આમ્નાયની પદ્ધતિ પ્રમાણે બ્રહ્મચર્યની દીક્ષા આપી; પંચકેશ અને કાષાય વસ્ત્ર ધારણ કરાવ્યાં, તથા મનનનિદિધ્યાસન અને વેદાન્તપરિશીલનમાં પ્રવૃત્ત થવા આજ્ઞા કરી. તેમની સૂચના પ્રમાણે શ્રી બ્રહ્મચારીજીએ સંન્યસ્ત ન લેતાં, ભક્તિભાવને સ્વીકાર્યો.

પર્યટનમાં, સમાગમોમાં, તેમને વિવિધ પરિસ્થિતિ અને પ્રકૃતિને પ્રાપ્ત સામાન્ય અને અસાધારણ અંતઃકરણની અવસ્થાવાળા સ્ત્રી પુરુષો, સંત સાધુમહાત્માઓ વિગેરેનો અભ્યાસ કરવાનો, તથા તે દ્વારા સનાતનધર્મના સિદ્ધાન્તોનું રહસ્ય પૂર્ણપણે સમજવા સમર્થ બનવાનો અમૂલ્ય અવસર મળ્યો હતો. વિવિધ સંપ્રદાય અને પંથના પુરુષોના સમાગમદ્વારા, તેઓ જુદાજુદા વર્ગીય મતોમાં પ્રવેશેલી વિકૃતિથી વાકેફ થઇ, વેદાન્તમતમાં તેમણે પોતાની મતિને સ્થાપિત કરી.

આરામ – એકાન્તનો સમય તેમણે કિરતાલને સમર્પણ કર્યો હતો. તેમની કીર્તનભક્તિ સત્કીર્તિને પામી ચૂકી હતી. શ્રી બ્રહ્મચારીજીને અષ્ટસાત્ત્વિક ભાવો પૈકી કોઇ પણ ભાવ, કે ભાવોથી ભીંજાયેલા કીર્તનમસ્તી માણતા અવલોકવા એ દર્શન કરનાર ભાવિક નયનોનો મહોત્સવ હતો, એમ શ્રી નૃસિંહાચાર્યજી પોતે પાછળથી અનેક સાધકો પ્રતિ કહેતા; અને એથી ય અધિક પરાકાષ્ઠાએ પહોંચેલી કીર્તનકલાની તન્મયતા શ્રી નૃસિંહાચાર્યજીને સ્વભાવસિદ્ધ હતી, એમ અનુભવી સાધકભક્તો વર્ણવે છે તેમાં ઉમેરવાની જરૂર છે કે શ્રી બ્રહ્મચારીજીની સઘળી ખૂબીઓ શ્રી નૃસિંહાચાર્યમાં

આપોઆપ સ્ફુરેલી હોવાનું સર્વને પ્રતીત થતું હતું. તેમના 'નામકરણ' સાથે આ કીર્તનભક્તિનો સીધો સંબંધ હોવાનું જણાવવામાં આવે છે કે વૃદ્ધાવસ્થામાં પણ, તીર્થનાં સ્થળે સ્થળે, ઉત્સાહભંગ અને શ્રમથી અલિપ્ત રહી, પ્રભુભેટની તીવ્ર ઉત્કટતાથી, તેઓ સર્વોત્કૃષ્ટ કીર્તન કરતા. તેનાથી મોહ પામેલા, એક સંન્યાસીઓના સમૂહ તરફથી તેમને '**મોહનસ્વરૂપ**' નામ મળ્યું. અને તે નામથી ત્યાર પછીથી તેઓ ઓળખાતા હતા. ઉત્તરાવસ્થામાં આવતાં, શરીરનું બળ ક્ષીણ થતાં તેમણે સુરતમાં કોટસફિલ ઉપર નવસારી ભાગળ આગળ હિંગળાજના મઠ પાસે, એક આશ્રમ સ્થાપી તેમાં નિવાસ કર્યો હતો, અને શરીરના અંતપર્યંત તેઓ પછી ત્યાંજ રહ્યા હતા.

૬૪ – ૬૫ વર્ષના શ્રી મોહનસ્વરૂપજી, કથા કીર્તન, બ્રહ્મચર્ય, અને તપપ્રધાન ચારિત્ર્યના પ્રભાવે કરીને, સુરતના સમાજમાં ગૌરવભર્યું – ગુરુપદને છાજે તેવું – સ્થાન પામ્યા હતા. બહુસંખ્ય સ્ત્રીપુરુષોનું તેમની પાસે નિત્ય આવવું થતું. અનેક ભાવિકો વડે પ્રસંગોપાત્ત તેમની પૂજા – પ્રશસ્તિ થતી. તેમનામાં આચાર્યમતિ સેવનાર શ્રદ્ધાવાન્ સેવકો પણ થયા હતા. તેમનો આશ્રમ પણ એવા પ્રકારના વાતાવરણનો ઉત્તેજક અને પોષક હતો કે જેની છાપ, નવીન આગંતુક તથા નિત્ય સહવાસમાં રહેનારાં સ્ત્રીપુરુષોની સ્વામીશ્રી ઉપરની સન્નિષ્ઠામાં નિઃસંદેહપણે વધારો કર્યા વિના રહેતી નહિ.

સૌ કોઈ પ્રત્યે સ્વામીજીનું વર્તન પક્ષપાતરહિત નિઃસ્વાર્થ સ્નેહયુક્ત રહેતું. તેઓ લૌકિક ઝઘડાઓની ઝાઝી માથાકૂટમાં પડતા નહિ કે વિશેષ જ્ઞાનપ્રતિષ્ઠાની પ્રસિદ્ધિના મિથ્યા મોહ માટે પણ પ્રકટ પ્રયાસો કરતા નહિ. ઋતુઅનુસાર ગીતા, ભાગવત, યોગવાશિષ્ઠ, આત્મપુરાણ આદિ સદ્ગ્રન્થોનું, સામાન્ય

કથાકારોની જેમ, કથાવાચન કરતા. કથા—ઉપદેશ કરવાની પદ્ધતિમાં પણ કાંઇ ખાસ ધ્યાનપાત્ર વિલક્ષણતા ન હતી. આ બહુશ્રુત પંડિતની સામાન્ય જનસમાજને દુરાગ્રહરહિત ધર્મસિદ્ધાન્તો સમજાવવાની સરળ રીતિમાં, સર્વને ગમ પડે એવું કોઈ આકર્ષણનું મુખ્ય કારણ હોય તો તે માત્ર એમના નિષ્પાપ હૃદયનું આર્જવ હતું, એમ ઉપલબ્ધ સાહિત્ય અને માહિતી ઉપરથી સ્પષ્ટ થાય છે.

તેમની કથામાં સામાન્ય વ્યવહારલુબ્ધ મનુષ્યોનો મેળો ભરાતો, તેમ, તે વખતના સારી પદવી, પરિસ્થિતિ કે સમાજ—સરકારમાં માનભર્યું સ્થાન ભોગવતા પુરુષોને માટે પણ તેમનો આશ્રમ શાંતિધામ બનતો......આ આશ્રમમાં, સુરતના સોની ફળિયામાં રહેતા, મામલતદાર કચેરીમાં સારા હોદ્દાની નોકરી કરતા શ્રીયુત માણેકલાલ મલ્હારજી જઇ ચડયા શ્રી માણેકલાલ મલ્હારજી વિદ્યાભ્યાસરાગી જિજ્ઞાસુ પુરુષ હોઇ, આધ્યાત્મિક અધિકારમાં આગળ વધવામાં, સંતકૃપા અને સેવા સત્વર હેતુરૂપ થાય એ ઉદ્દેશથી, સિદ્ધ તેમજ મહાત્મા પુરુષોનો સમાગમ સેવવા પ્રત્યે ખૂબ આગ્રહ રાખતા. પરિણામે તેઓ અતિશ્રુત અને અભ્યાસી પણ હતા. તેમની જ્ઞાનસંસિદ્ધિ પરિમિત હોઇ, તેઓ અનુભવ તથા પ્રાપ્ત જ્ઞાનના દૃઢીકરણ અર્થે, કથાપ્રસંગનો લાભ લેવાનું ચૂકતા નહિ. અનેક પુસ્તકપ્રાપ્ત જ્ઞાનની દસક રાખતા પુરુષોની પેઠે, તેમને પણ વાદવિવાદ દ્વારા વિદ્વત્તાને પ્રકટ કરવાનો નાદ અલ્પાંશે લાગેલો હતો. જેથી તેમની પાસે આવનારા, પોતાનાથી ઓછા જ્ઞાન—અનુભવ અને તર્કશક્તિવાળા મનુષ્યોની સમક્ષ, તેઓ કદિ કદિ તેમનો જ્ઞાનભંડાર ઠાલવી, અન્યને અભિભૂત કર્યાનો નિર્ગ્નંદ માણ્યાનું અભિમાન સેવતા !

એક પ્રસંગે, વીસ – એકવીસ વર્ષોને છટાથી છૂપાવતી દિવ્ય દેહધારી પ્રભાવશાળી વ્યક્તિને ભાળતા, શ્રી માણેકલાલનું મસ્તક નમવા મથ્યું. આંતરિક સામર્થ્યયુક્ત હૃદયની સાત્ત્વિકતાની સૂચક તથા પ્રતિભાયુક્ત ગૌરવની દ્યોતક તે તરૂણની વસ્ત્રપરિધાનપદ્ધતિ, વિશિષ્ટ સરળતાવાળી હતી. જોનારને તેમના પ્રતિ આકર્ષવાની – તેમના પ્રતાપને પેખવાનું કુતૂહલ ઉપજાવવાની, તેમાં નિર્હેતુક છટા હતી. સાદાં શ્વેત વસ્ત્રો, ધોતિયું, મોટું – લાંબું અંગરખું, (કદિ પહેરણ પણ પહેરતા) મસ્તક પર સફેદ, ફેંટો – પણ મનોહર ઢબે બાંધેલો પટકો, પગમાં પાદુકા, હાથમાં સાદી લાકડી, – આ સાદાં પરિવેષ્ટનોમાં દીપી ઊઠતી દિવ્ય – ભવ્ય આકૃતિ, જ્યાં જતી ત્યાં સૌમ્યતા ને સાદાઇથી સિક્ત થયેલી બીની ભવ્યતાનું સૌને ભાન કરાવતી. તેમાં વિશાળ તપના તેજથી ચમકતા ભવ્ય ભાલ ઉપરની ભસ્મરેખાઓ, તત્ત્વદર્શી મહાત્માની ચિંતનમગ્ન પણ પ્રસન્ન મુખમુદ્રાઓ સાથે ભળી જઇ, વિરાટ્ વિભૂતિના મહા ઓજસ્‌ને સ્પષ્ટપણે સૂચવતી હતી.

સમૂહમાં ચાલતા પણ સર્વથી જૂદા તરી આવતા ચરણોને પૃથ્વી પર મૂકતા, અલૌકિક છટા અને દિવ્ય પ્રભા વડે લસલસતા લમણાથી સોહામણા, કોઇ તાજી તરુણાવસ્થાવાળા, અજબ ખુમારીને ખેરવતા આ ગૌરાંગ વિભૂતિ સાથે, કોઇ આકસ્મિક કારણસર, રા. માણેકલાલને સંબંધ થયો. એ સંબંધ પણ, જેમ સંબંધ વધતાં વધતો ગયો, તેમ તેમ રા. માણેકલાલ, તેમની સ્વાભાવિક વૃત્તિ અનુસાર, આ નવીન તરુણને સહજમાં સામાન્ય વાતચીતમાં પણ, પોતાની વેદાન્તવિષયક જ્ઞાનસંપત્તિથી આંજી નાખવાના પ્રયાસો કરતા ગયા. પરંતુ, આ યુવકની કાંતિપ્રભા, મૌનપ્રધાન-

સ્વાભાવિક અર્થદ્યોતક – પણ રા. માણેકલાલની દલીલપરંપરાને મ્હાત કરે તેવાં – સૂચક અસરકારક વાક્યોનો પ્રયોગ, તેમજ તેમનાં મુખ ઉપરની પ્રસન્નગંભીર આર્જવ પ્રકટ કરતી તેજસ્વી મુદ્રાઓ વિગેરે જોઈને, રા. માણેકલાલ તો વગર વાદવિવાદે પોતાને પરાભૂત થયેલા માનવા લાગ્યા. પણ આ જ્ઞાની જણાતા યુવકની વેદાન્તવિષયક વાતોમાં વાક્પટુતા, ચોકસાઈ, તેમજ પ્રસંગોપાત્ત પ્રકટ થતી જણાતી સરહસ્ય અનુભૂતિની દ્યુતિકલાના અંશો વિગેરે જ્ઞાનસમૃદ્ધિ અને તેની પાછળ, ભસ્માચ્છાદિત અગ્નિની પેઠે રહેલી, અનુભવશ્રેણિની કલ્પનાથી, તેઓ મુગ્ધભાવે તેમના સામે મીટ માંડી રહેલા છતાં, શરૂઆતમાં પોતે પોતાનો પૂર્ણ પરાભવ થયાનો સ્વીકાર ન કર્યો અને કહ્યું,

" આ પ્રશ્નની બાબતમાં આપણને તીવ્ર મતભેદ જણાય છે. બ્રહ્મચારીજી મહારાજ પાસે આનું સમાધાન મેળવી, હું પછીથી તમને મારો નિર્ણય જાહેર કરીશ. "

" બ્રહ્મચારી મહારાજ કોણ ? "

" એક સંતપુરુષ છે. અનેકના ગુરુમહારાજ છે. તમારા જેવા અનેક સૂક્ષ્મ વિચારશીલ મનુષ્યો પણ તેમની કથામાં આવે છે અગર તેમના સમાગમનો લાભ લે છે. પ્રભુરામ ભટ્ટ જેવા શાસ્ત્રજ્ઞ પુરુષો પણ તેઓશ્રીના ચરણ પાસે બેસે છે. "

" મને તે મહાપુરુષના દર્શનનો લાભ મળી શકે ? " તરુણમાં રહેલા મહાનુભાવ પુરુષો પ્રત્યેના પૂજ્યભાવને વાચા સ્ફુરી.

" જરૂર. આપણે સાથે જ તેમના આશ્રમે જઈશું અને આપણા પ્રશ્નનું સમાધાન પામીશું. "

" પ્રશ્નના સમાધાનની વાત તો તમે જાણો ? મને ઇચ્છા નથી મારે માત્ર દર્શન – સમાગમનો લાભ લેવો છે. "

બીજા દિવસે રાત્રિએ નવ વાગે કથાના અન્ત પછી, શ્રીનૃસિંહાચાર્યજીને લઇ ગ. માણેકનાન આશ્રમમાં ગયા સા માણેકનાથ નવીન તરુણનો સર્વને પરિચય કરાવે તે પહેલા જ, બ્રહ્મચારીજીએ પોતાના આસન ઉપરથી ઉઠી, દ્વાર પર શ્રી નૃસિંહાચાર્યજીને અત્યંત પ્રેમપૂર્વક ભેટીને, આવકાર આપી, પોતાની સાથે જ આસન ઉપર તેમને બેસાડયા. એકાદ પ્રહરના પ્રાથમિક પ્રસંગમાં જ, શ્રી બ્રહ્મચારીજી અને શ્રી નૃસિંહાચાર્યજીને જન્માંતરની અન્યોન્ય ઓળખાણ હોય એવા ભાવની સર્વને પ્રતીતિ થઇ ..પછી તો શ્રી બ્રહ્મચારીજીના અને અન્ય સદ્‌ગૃહસ્થોના અતિ આગ્રહથી, શ્રી નૃસિંહાચાર્યજી આશ્રમમાં વારંવાર આવવા લાગ્યા ' ઉચ્ચ જ્ઞાતિના કોઇ વિદ્વાન્ વિવેકી તરુણ સાથે સ્વામીજી સારો સમય ગાળે છે. ' એ પ્રકારની વાતો વારંવાર રસપૂર્વક ચર્ચાવા લાગી. એટલું જ નહિ પણ કથામાં નિત્ય આવનાર લોકો કથા પછી, નવીન તરુણના વાર્તાલાપનો લાભ લેવાની લોભવૃત્તિથી મોડી રાત પર્યંત રોકાવા લાગ્યા કથામાં નહિ આવનાર ઇતર સદ્‌ગૃહસ્થો સ્વામીજીએ ગસવૃત્તિ આરોપેલી વ્યક્તિના દર્શન – સમાગમને સેવવાની ઇચ્છાથી, કથાના સમય પછી બે ઘડી આશ્રમમાં આવી બેસતા. મોહક – સાત્ત્વિક પ્રસન્નતાની પ્રેરક મુખાકૃતિ અને સુમધુર વિવેકવાણીથી મુગ્ધ બનેલા સૌ કોઇના હૃદય, તે તરુણ વિષે વિશેષ વૃત્તાન્ત જાણવાની અભિલાષા સેવતાં. કેટલાક કુતૂહલભાવે અને કેટલાક સાચા સાધકભાવથી પ્રશ્ન – શંકાઓ ધરતા. શ્રી બ્રહ્મચારીજી તેમના નિત્યના ક્રમસ્વભાવ અને યથેચ્છાનુસાર ઉત્તરો આપતા,

કદિ મૌન રહેતા, અને મુખ્યત્વે તો પ્રશ્નોને ઉત્તરથી ન દાટતા ચર્ચાને યોગ્ય સ્વરૂપ આપી, વાર્તાલાપમા નવીન તરુણને સંડોવના પ્રયત્નશીલ રહેતા

આવા પ્રસંગોમા, તત્ત્વજ્ઞાનના રહસ્યરૂપ વિવિધ વાક્યચર્ચામા અપ્રતિમ પ્રતિભા તથા જ્ઞાનપ્રભાવ છતા, કોઇ પટ્ટશિષ્યને છાજે તેવો મિતભાષણયુક્ત તે તરુણનો વિનયભાવ નિહાળતા, શ્રી માણુકનાન, શ્રી પ્રભુરામ ભટ્ટ આદિ અન્ય મુખ્ય શ્રોતાઓ તથા તે દ્વારા અનેક આગંતુક ભાવિકોની સ્વાભાવિક પ્રીતિવૃત્તિ અને શ્રદ્ધા શ્રી બ્રહ્મચારીમાથી જાણે નવીન તરુણમા સંક્રાંત થઇ દૃઢપણે સ્થાપિત થવા લાગી વિદ્વાન્ શાસ્ત્રીઓના ચિત્તપ્રદેશમા ક્ષોભપ્રેરિત તુમુલ તાંડવ રચાયા તેઓના ચિત્તની શંકાઓ કદિ કદિ વૈખરીને વાહન બનાવવા લાગી ..અને તુલનાત્મક વાક્યપ્રયોગો પણ સ્પષ્ટપણે થવા માંડયા

' સ્વામીજી કરતા આ તરુણ અધિક જ્ઞાનયુક્ત તથ પૂર્વજન્મથી અધિકારસંપન્ન જણાય છે " . " બ્રહ્મચારીજીની લાંબી લાંબી કથાઓથી જે સંતોષ નથી થતો તે આ તરુણન સહજ ઉચિત ઉત્તરમા સમાધાન થઇ વૃત્તિ એક પ્રકારની શાંતિ પામે છે . વિગેરે "

બ્રહ્મચારીજીના નિત્ય સમાગમમા રહેનાર કેટલાક 'સેવકો'એ પણ આ તરુણ વિદ્વાનની પ્રતિભાના આશ્ચર્યકારક સામર્થ્યમ ખેચાઈ, તેમની પાસે પોતાના ' અભ્યુદય ' માટે અભ્યર્થના કરવ માંડી કેટલીક વખત તો શ્રી બ્રહ્મચારીજી સમક્ષ પણ તેઓ તેમને મનોભાવ સ્પષ્ટપણે પ્રકટ કરી, નિમ્ન ભાવના વચનો ઉચ્ચારત હોવાનુ જણાય છે..

" આપના સહવાસમાં લાંબો કાળ નિવાસ કરવા છતાં, અદ્યાપિ પર્યંત અમારું કાંઇ કલ્યાણ સધાયું નથી. "

કહે છે કે, બ્રહ્મચારીજીની નિત્ય – નિકટની પરિચર્યા કરવાનો અમૂલ્ય લાભ લૂંટનાર ' રૂખીબા ' નામની ' ભાગ્યશાળી ' મનાતી એક વૃદ્ધ સ્ત્રી, અનેક પ્રસંગે રડતા હૃદયે દીનભાવે નિવેદન કરતી:

" મારી મહેનત નિષ્ફળ નીવડશે, શું ! સ્વામીજીથી હજુ સુધી મારું કાંઇ હિત થયું નથી. "

સ્વામીજી આવા પ્રસંગોએ માત્ર મુખ મલકાવતા અને પોતાના પરમ પ્રીતિપાત્ર તરુણ પ્રતિ ઉદ્દેશીને કહેતા:

" નરસિંહરામ ! આ લોકો પર તમારે જ કૃપા કરવાની છે હોં ! "

આમ પ્રત્યેક પ્રસંગે – જ્ઞાનચર્ચા અને પ્રત્યક્ષ ક્રિયાનુભવાત્મક પ્રસંગોમાં પણ – શ્રી બ્રહ્મચારીજી, પોતાનો શ્રી નૃસિંહાચાર્યજી તરફનો અપરિમિત પ્રેમભાવ પ્રકટ કરી, તેમનું ગૌરવ કરતા. બલ્કે, પોતે કરવાનું અનુપમ શિષ્યાનુગ્રહનું કાર્ય, શ્રી નૃસિંહાચાર્યજીના શિર પર ઢોળી, શ્રી નૃસિંહાચાર્યમાં રહેલી અદ્દ્ભુત દૈવી સંસ્કારસંપત્તિનું અને ઐશ્વર્યવિભૂતિનું સર્વ સમક્ષ સૂચન કરતા.

શ્રી નૃસિંહાચાર્યજી પોતે સ્વભાવથી જ નિરભિમાની તથા વિવેકઆર્જવયુક્ત હોઇને, આ સંબંધમાં માત્ર મૌન સેવતા અને શ્રી બ્રહ્મચારીજીએ તેમના પ્રત્યે વહાવેલા પવિત્ર – ગાઢ પ્રેમપ્રવાહને અવિરત રાખવા સાવધાન રહેતા. તેથી સ્વામીજીએ નિર્દિષ્ટ કરેલું કાર્ય કરતાં – વયોવૃદ્ધ, જ્ઞાનપૂજ્ય તથા અનેક શિષ્યસમૂહના સ્નેહભાવથી સંમાનિત એવા શ્રી બ્રહ્મચારીજી પ્રતિ, સજ્જનને

છાજે તેવું, પૂજ્યભાવયુક્ત વિનીત, વર્તન દાખવવામાં, શ્રીમન્નૃસિંહાચાર્યજી નીતિમર્યાદાનું પાલન કરવાનું કદિ પણ ચૂકતા નહિ.

અન્ય પક્ષે, શ્રી બ્રહ્મચારીજી પોતે સ્નેહયોગી હતા. શુદ્ધ હૃદયમાંથી સ્ફુરિત થયેલા નિઃસ્વાર્થ સ્નેહના સ્ફુલિંગને સત્કારવા તેઓ સર્વકાળ તત્પર રહેતા. શ્રી નૃસિંહાચાર્યજીમાં તેમને પ્રેમની પૂર્ણતારૂપ પાત્રતાના દર્શન થયાં. પરિણામે બે હૃદયો જોડાયાં. દિલનાં—સાચાં દિલનાં પરસ્પર દાન દેવાયાં. અમર્યાદ પ્રેમના વ્યવહારમાં—જો કે શ્રી નૃસિંહાચાર્ય તરફથી, આદર્શ શિષ્ય સમાન, વિવેકવર્તનમાં વૈકલ્ય ન પ્રવેશે તે માટેની સાવધાનતા માટે પૂરતો સંયમ સચવાતો હતો તો પણ શ્રી બ્રહ્મચારી તરફથી, મર્યાદાની સીમાઓનું વારંવાર ઉલ્લંઘન થતું હતું. સામાન્ય વાર્તા—વ્યાખ્યાન—ચર્ચા વિગેરેમાં, વસ્તુપદાર્થોની આપસના વિનિમયમાં કે નમનસ્તુતિ આદિ શિષ્ટ વ્યવહારમાં પણ, શ્રી બ્રહ્મચારીજી સામાન્યપણે શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ અતિ સ્નેહયુક્ત વર્તન દાખવતા, કદિ કદિ સમાન વયસ્કવત્ ભાવ ભજવતા, પરંતુ પ્રસંગોપાત્ત તેઓ અન્ય ' સેવકો 'ના ગુરુપદને અયુક્ત એવું ગૌણ પ્રકારનું વર્તન પણ કરતા.

આ સર્વના પરિણામ રૂપે, આશ્રમમાં રહેલા સેવકોને તથા નિત્ય આવતાં ઇતર સૌ કોઇને, શ્રી નૃસિંહાચાર્યજીએ શ્રી બ્રહ્મચારીજીમાં ગુરુભાવ સ્થાપિત કર્યાની, તથા શ્રી નૃસિંહાચાર્યમાં તેમણે પટ્ટશિષ્ય પ્રતિનો સ્નેહભાવ આરોપિત કર્યાની પ્રતીતિ થઇ. અને એ પ્રતીતિને પોષક એવા અનેક પ્રસંગો પણ તેઓને પછીથી દૃષ્ટિગોચર થવા લાગ્યા !

શ્રી બ્રહ્મચારીજીનો શ્રી નૃસિંહાચાર્ય પ્રતિનો પ્રેમ પૂર્ણ કક્ષાએ પહોંચેલો હોવાથી, તથા પરસ્પરનો સ્ફુટ સંબંધ સ્થપાયાથી, અનેકવાર તેમણે શ્રી નૃસિંહાચાર્ય સમક્ષ, તેમજ પત્રોમાં પણ, ઊર્મિલાડના શબ્દોમાં, કહે છે કે, નિવેદન કરેલું કે,

"બાપુ ! આજસુધી હું અભ્યાગતને નીભાવતા આવ્યા, તેમ હવે થોડાં વધારે વર્ષ નિભાવ્યા કરજો."

આ પ્રકારના વાકયોનો સાચો મર્મ ગમે તે હશે. પરંતુ શ્રી બ્રહ્મચારીજીના સેવકોમાં તેમનું શ્રી નૃસિંહાચાર્ય પ્રતિનું ગુરુપદ પ્રસિદ્ધિને પામ્યું હતું, (અને તે બ્રહ્મચારીજીની અભિલાષાનો વિષય હોવાનું જણાતું હતું) તે તંતુ સંદેહવશાત્ તૂટવા ન પામે – તે ભાવના આશયના મનાતાં ઉપરનાં વાકયોને, શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના વિનીત ચરિત્રદ્વારા સાર્થ કરી બતાવ્યાં હતાં. પોતે જાહેરમાં પણ પ્રસંગ પડે બ્રહ્મચારીજીને પરમ સંત હોવાનું જણાવવામાં કે તે જ ભાવે તેમનું સન્માન કરવામાં, લેશ પણ સંકોચ દાખવતા ન હતા.

× × ×

પાછળથી શ્રી નૃસિંહાચાર્યજીની જ્યારે વડોદરામાં સ્થિતિ થઇ, ત્યારે તેમના સાધકો પૈકી (સ્વ. શ્રી નગીનદાસ સંઘવી, સ્વ. શ્રી જટાશંકર વ્યાસ વિગેરે) કેટલાક વિદ્વાન્ સદ્‌ગૃહસ્થો, કેવળ કુતૂહલથી પ્રેરાઇને, શ્રી નૃસિંહાચાર્યજીનો પરિચયપત્ર લઇ, શ્રી બ્રહ્મચારીજી પાસે સુરત જવા ઉપડયા હતા. શ્રી નૃસિંહાચાર્યજીએ જતાં પહેલાં, તેઓને ખાસ ચેતાવ્યા હતા કે,

"સાવધાન રહેજો: શ્રી બ્રહ્મચારી મહારાજ કોઇ કોઇ વાર શાસ્ત્રથી ઉલટી જણાય એવી અવળી વાતો પણ કરે છે; તેથી

તમો ભડકીને તેમના વિષે તથા તેમના શાસ્ત્રજ્ઞાન વિષે અશ્રદ્ધા કરી બેસશો નહીં."

અને જ્યારે વડોદરાથી સુરત જઇ, સાધકોએ પોતાના ગુરુનો પત્ર શ્રી મોહનસ્વરૂપજીને આપ્યો, ત્યારે શ્રી બ્રહ્મચારીજી એકધ્યાનથી રસમસ્તીમાં લીન હોય એમ પત્ર વાંચી બોલ્યા,

" અહો ! આ તો **મારા** નરસીભાઇનો પત્ર ! ભાઇ ! તમે તો મારા પેટનાં પેટ ! " સાધકોએ શ્રી બ્રહ્મચારીજીના હૃદયનો શ્રી નૃસિંહાચાર્ય માટેનો અસાધારણ તીવ્ર આવેગવાળો વાત્સલ્યપ્રેમ તેમની આંખોમાં ઊછળતો નિહાળ્યો.

× × ×

આ તો માત્ર એક જ ઉદાહરણ ટાંક્યું છે. એવા અનેક પ્રસંગોમાં, શ્રી નૃસિંહાચાર્યજી તરફની શ્રી બ્રહ્મચારીજીની પ્રીતિ ઉચ્ચ કોટિની હોવાનું, તથા અન્યોન્યનો સ્નેહસંબંધ પણ અતિ સૂક્ષ્મ અને અનન્યભાવનો સૂચક હોવાનું નિશ્ચત થાય છે. વિશેષમાં, આદ્યગુરુ શ્રી શંકરાચાર્યજીએ સ્થાપિત કરેલા ગુરૂ-પૂજા-ગૌરવના આષાઢી પૂર્ણિમાના દિવસે, આચાર્ય શ્રી નૃસિંહાચાર્ય જ્યારે સુરતમાં હોય ત્યારે, શ્રીફળ અને પૂજનસામગ્રી સહ પ્રભાતમાં પ્રથમ આશ્રમમાં જઇ, શ્રી બ્રહ્મચારીજીનું પોતે પ્રેમપૂર્વક પૂજન કરી આવતા, બાદ પોતાના ' વર્ગ 'ના ગુરુપૂર્ણિમાના ઉત્સવનો કાર્યક્રમ શરૂ કરતા, એમ અનુભવી સાધકો આજે પણ જણાવે છે. આ સર્વથી જનતામાં એક જ વાતનો નિઃસંદેહ નિર્ણય થતો કે શ્રી નૃસિંહાચાર્યજી, શ્રી બ્રહ્મચારીજી પ્રતિ, સર્વદા સંપૂર્ણ શિષ્યભાવે વર્તતા હતા !

પણ બ્રહ્મચારીજી પોતે, શ્રી નૃસિંહાચાર્ય પ્રતિના પોતાના અત્યંત આદરભાવને લીધે, અઘટિત લાગે એવો ઊર્મિવશ ભાવ પ્રદર્શિત કરતા હતા, અને સહજ જેવી બાબતોમાં, શ્રી નૃસિંહાચાર્યમાં ગુપ્ત રહેવા પામેલા અલૌકિક જ્ઞાનૈશ્વર્યને પ્રકટ થવાને પૂરતી તક આપવા ઇચ્છતા હતા, એટલું જ નહિ પણ મુક્તકંઠે તેની પ્રશંસા પણ કરતા હતા. આથી ઘણી વખતે, શ્રી નૃસિંહાચાર્યજીની જ્વલંત પ્રતિભાના જાજ્વલ્યમાન આવિષ્કાર આગળ તેઓ ઝાંખા જેવા પણ જણાઇ આવતા. તેમાં તેમનું પોતાનું ઐચ્છિક પ્રાકૃત બાલક જેવું વર્તન, અન્યનાં – ખાસ કરીને શ્રી નૃસિંહાચાર્યના પછીથી થનારા શિષ્યો પૈકીના આશ્રમવાસીઓનાં – અંતઃકરણમાં, તેમના ( બ્રહ્મચારીજી ) માટે ઘટતા જતા ગુરુભાવને અધિકપણે શિથિલ કરતું હતું. *

ઉપર વર્ણવી ગયા તેમ, આવનાર ભાવિકોના શંકાના સમાધાનમાં કે, શ્રવણેચ્છાની પ્રેરણાથી શ્રી પ્રભુરામ, શ્રી માણેકલાલ કે કદિ શ્રી બ્રહ્મચારીજીએ પોતે જ ઉભા કરેલા પ્રશ્નોના ઉત્તરમાં, ચર્ચા – વ્યાખ્યાન ચાલતાં. ત્યારે શ્રી બ્રહ્મચારીજી સહિત સૌ કોઇ, શ્રી નૃસિંહાચાર્યજીને તેમનો અભિપ્રાય આપવા આગ્રહભરી વિનંતિ કરતા. કોઇ દિવસ, વાર્તાનો કાંઇ પ્રસંગ ન હોય ત્યારે, શ્રી બ્રહ્મચારીજી પોતે શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ વાદ માટે આહ્વાન કરતા.

* શ્રી બ્રહ્મચારીની નિખાલસતાભરી નિર્વ્યાજ હૃદયની શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિની પ્રીતિભાવનાની પ્રતીતિ કરાવનાર અનેક પ્રસંગો સાંભળવામાં આવ્યા છે પરંતુ સ્થળસંકોચ અને હકીકતની સત્યતા સંબંધી મારાસાર વિચારની દૃષ્ટિથી, તે સર્વનો અત્રે ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

" તમે વાદી ને હું પ્રતિવાદી, આવી જાવો, કોણ જીતી જાય છે ! "

" મારાથી આપના સમક્ષ વાદી પણ ન થવાય અને પ્રતિવાદી તો થવાય જ કેમ ! " શ્રી નૃસિંહાચાર્યજી નિમ્ન મુખે ઉત્તર આપતા

" કેમ એમ ! આ તો કલ્પિત વાદ છે ને. "

" ક્યાં આપ, અને ક્યાં હું. વિવેક વિનાનો વાદ શો

શ્રી નૃસિંહાચાર્યના વિનયયુક્ત ભાષણથી ખુશ થઈ, શ્રી બ્રહ્મચારીજી આગ્રહપૂર્વક કહેતા,

" હું કહું છું પછી તમને શી હરકત છે ! માટે ચાલો, હું કહું છું કે ધર્મ ધતિંગ છે ધર્માચાર્યો એ ઢોંગ છે. પ્રભુ અને તેના નામે થતી પૂજા વિગેરે પાખંડ છે. તમે તેનું ખંડન કરી સત્ય હકીકત સિદ્ધ કરી બતાવો "

" મારાથી આપની સાથે વાદ કરી પાપપ્રવૃત્તિ થાય નહિ. પરંતુ આપની આજ્ઞાનો અનુરોધ નહિ કરવામાં જ આપની પ્રસન્નતા અર્થે, હું યથામતિ, આપશ્રી પ્રેરશો તેમ વાણીવ્યાપાર કરીશ " એમ કહી, તેઓશ્રી ચર્ચા ચલાવતા અને એ ચર્ચાનું સમગ્ર સ્વરૂપ એવા પ્રકારનો આકાર ધારણ કરતું કે આશ્રમમાં હાજર રહેનાર તમામ લોકોના અંતઃકરણમાં, શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ મહાન આચાર્યભાવ દૃઢીભૂત થતો અને શ્રી બ્રહ્મચારીજી તથા તેમની વાક્પ્રવૃત્તિ પ્રતિ અલ્પ આકર્ષણ અવશેષ રૂપે રહેવા પામતું

શ્રી માસ્તર સાહેબ આ સંબંધમાં લખે છે કે

" કોઈ કોઈ પ્રસંગે બ્રહ્મચારીજી કહેતા કે

' બાપુ ! હવે તમો પરમેશ્વર ગપ છે, એવો પક્ષ લો અને હું તેથી સામો પક્ષ લઉં, અને આવી જાવ. ' શ્રી નૃસિંહાચાર્યજી કહેતા કે,

' પરમેશ્વર ગપ છે, એવો પક્ષ વિનાસને ખાતર પણ લેવો એ યોગ્ય નથી અને એ પક્ષ દુર્બળ જ હોવાથી એનું સમર્થન થઇ શકે એમ છે જ નહિ, – આ પ્રકારની વિવિધ ચર્ચાઓ અનેક પ્રસંગે થતી, અને તે સર્વમા શ્રી પ્રભુરામ, શ્રી માણેકલાલ, આદિ શ્રોતૃવર્ગને ગ્રહણ ધારણ કરવાનું બહુ બહુ આવતુ, અને તેઓ બુદ્ધિમાન હોવાથી તેઓની નિષ્ઠા શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ અધિક અધિક વધતી જતી હતી ''

આશ્રમમા થતી વિવિધ વાદચર્ચાઓમા, પ્રયોગદશાની સંયમની શરૂઆતથી માંડીને છેક સાક્ષાત્કાર સુધીના ગહનમાં ગહન વિષયો સબંધના શ્રીમન્નૃસિંહાચાર્યના ચોક્કસ પ્રમાણભૂત જ્ઞાન વિષે સર્વને સાબિતી થઇ ચૂકી હતી; એટલુ જ નહિ પણ અનેક પ્રસંગોમા, વાચિક જ્ઞાનના વિવિધ વિષયોના – સાક્ષાત્કાર અને સમાધિ સુધીનાં – અનુભવાત્મક દૃષ્ટાંતોમા પણ, શ્રી નૃસિંહાચાર્યનો આત્મા કોઇ મહાન્, દૈવી કોટિનો હોના બાબતની પૂર્ણ પ્રતીતિ થઇ ચૂકી હતી. આલેખિત અનેક અનુભવોનાના એકનુ અત્રે ટુંકાણમા નિદર્શન કરીએ.

આસનસ્થ સ્થિતિમાં, સોઽહમ્ નાદની શ્વાસોશ્વાસની સાથે સંવાદિતા સાધી, નભપ્રદેશે સુરતા સ્થાપતા યોગીની, જ્યોતિર્દર્શનાત્મક અનુભૂતિના સંબધમા, આશ્રમમા એક દિવસ વહેલી સવારે વિષય નિકળતાં, શ્રી બ્રહ્મચારીજીએ રા. પ્રભુરામને તથા તેમના 'નરસિરામ'ને પદ્માસન વાળી, ' સોહ – સોહ 'નો મંત્રોચ્ચાર કરી, ત્રિકુટીમાં દૃષ્ટિ સ્થાપવા સૂચવ્યુ. રા પ્રભુરામ તો આસનમાત્રના અભ્યાસી

ન હોવાથી, તે ત્રણ ક્ષણ પણ આસનસ્થ રહી શકયા નહિ. શ્રી નૃસિંહાચાર્ય તો નિત્યના સંયમસિદ્ધ હોવાથી શ્રી બ્રહ્મચારીજીના કથનાનુસાર તેમણે દૃષ્ટિને સ્થિર કરી, એટલું જ નહિ પણ ધ્યેયમાં વૃત્તિને સત્વર એકાગ્ર કરી, એવી સમાધિસ્થ સ્થિતિમાં ઉતરી પડયા કે, શ્રી માસ્તર સાકેરામ લખે છે કે,

" શ્રી નૃસિંહાચાર્યનું અચલ આસન, તથા મુખમુદ્રા ઉપરથી વૃત્તિનો પ્રશાન્ત ભાવ વિચારી, આઠ દશ ક્ષણો વહી ન હતી એટલામાં તો શ્રી બ્રહ્મચારીજીએ તેમને ૨ક ધ્રેથી પકડી, ગાઢ નિદ્રામાં પડેલા કોઇ મનુષ્યને જાગ્રત્ કરે તેમ એકદમ હલાવી મોટી બૂમ મારી કહ્યું

" બાપુ, બાપુ, સમાધિ લાગી જાય આવી બાબતોમાં ઝાઝો નાદ સારો નહિ "

આવા પ્રસંગો પરથી નિશ્ચિત થાય છે કે ભવિષ્યમાં અસંખ્ય શ્રેયસ્સાધકો અને ઇતર જિજ્ઞાસુઓને સમગ્ર તથા યોગના સૂક્ષ્મ રહસ્યોમાં પ્રબુદ્ધ કરનાર શ્રી નૃસિંહાચાર્યજી માત્ર ૨૧ વર્ષની તરુણ વયમાં પણ જ્ઞાન, કર્મ તથા ઉપાસનાની ત્રિપુટીમાં તેમજ શિષ્ટ વિવેક–વ્યવહારમાં સંપૂર્ણ સિદ્ધિને પ્રાપ્ત હતા, તથા સામાન્ય વ્યવહારમાં પણ દુષ્પ્રાપ્ય એવા યોગશાસ્ત્રમાં અનુભવાત્મક પરાકાષ્ટાએ પહોંચેલા હતા. વળી ઉપર્યુક્ત મહત્ત્વના પ્રસંગોના નિરૂપણ – કથન પરથી વાચકને એ પણ સ્પષ્ટ નિર્ણય થશે કે, અનેક ન્યૂનાધિક તથા વિશિષ્ટ અધિકાર – સંપન્ન સત્પુરુષોના સમાગમી શ્રી નૃસિંહાચાર્યજીએ સુરતના બ્રહ્મચારીજી શ્રી મોહનસ્વરૂપજી પ્રત્યે પરમ પવિત્ર સંત સમાન સદ્ભાવ કેળવ્યો હતો.

શ્રી મોહનસ્વરૂપ અને શ્રી નૃસિંહાચાર્યજીના સમાગમ તથા સંબંધ વિષેની વિવિધ પ્રકારની વિગતો, અપૂર્ણ સ્વરૂપમાં મળી

આવની હોવાથી, તે સંબંધમાં ભિન્ન ભિન્ન અભિપ્રાયો અને એકાંક સરખો ગણાતો દીર્ઘતા ભર્યો ઉહાપોહ આપણને પ્રાપ્ત થાય છે. તે સર્વનો ઉલ્લેખ અત્રે કરવો એ બીનજરૂરી વિસ્તાર કરવા જેવું લાગે એમ છે. તેમજ હકીકતની ચોકસતાના અભાવે, શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવન ઉપર જરાય પ્રકાશ નહીં ફેંકનારી માત્ર શ્રી મોહનસ્વરૂપના જીવન સંબંધી જ વાતોથી, પ્રસ્તુત પુસ્તકની જગા રોકવી ઠીક ન લાગવાથી, તે સર્વ પક્ષો અને અભિપ્રાયોને અત્રે નિરૂપણ કરવાનું છોડી દીધું છે. માત્ર મુખ્ય મતની સારભૂત હકીકત – મુદ્દાના સંક્ષિપ્ત સ્વરૂપમાં, – વિશેષ વિચારણા માટે રજુ કરી છે.

વિદ્વતા અને વિવેકથી વિભૂષિત અને 'શ્રેયસાધક' નામથી ઓળખાતો શ્રીમન્નૃસિંહાચાર્યજીનો શિષ્યસમૂહ, સમગ્ર રીતે તેમના આચાર્યશ્રીને અનેક હેતુથી સાંકેતિક લીલાવતારી પુરુષ તરીકે સ્વીકારતો આવ્યો છે એ સ્વાભાવિક છે. તેઓનો એકત્રિત અભિપ્રાય, તેઓમાંની વિચારશીલ વ્યક્તિઓના – ખાસ કરીને અગ્રણી સાધકશિરોમણિ શ્રી છોટાલાલ માસ્તર સાહેબના – વૈયક્તિક મતમા સમાવિષ્ટ થઇ જાય છે. શ્રી નૃસિંહાચાર્યજીના શિષ્યવર્ગમા શ્રી માસ્તર સાહેબ જેવી યોગ્યતા કોઇની જ ન હતી. એટલે તેમના અવાજને અનુસરવામાં, સર્વ સાધકો, પોતાના સદ્દગુરૂના આદેશનો અમલ કરવા તુલ્ય માનતા હતા. તાત્પર્ય કે શ્રી મોહનસ્વરૂપ અને શ્રી નૃસિંહાચાર્યના સંબંધ પરત્વે સર્વનો અભિપ્રાય શ્રી માસ્તર સાહેબના વિચારને અનુસરતો હતો. માત્ર પૃથક્ પૃથક્ કેટલીક વ્યક્તિઓનો પક્ષ બીજી બધી રીતે, મળતો અભિપ્રાય ધરાવતો હોવા છતાં, એક જ બાબતમાં જે જુદો પડતો તે ટૂંકમાં નીચે પ્રમાણે છેઃ

શ્રી નૃસિંહાચાર્યજી અને શ્રી મોહનસ્વરૂપજી વચ્ચેનો પરસ્પરનો, પ્રેમ પ્રગાઢ હતો. શ્રી મોહનસ્વરૂપજી આશ્રમવાસી અનેક સેવકોના ગુરુ હતા. શ્રી નૃસિંહાચાર્યજી શ્રી બ્રહ્મચારીજી પ્રત્યેનો બાહ્ય વ્યવહાર એટલો બધો વિનમ્રભાવ અને શિષ્ટ પદ્ધતિથી કરતા, કે આગંતુક સજ્જનો તથા આશ્રમના સેવકોના મનમાં નિ:સંદેહપણે અને સહજ રીતે એ વિચાર સ્થાપિત અને દૃઢિભૂત થયો કે, – શ્રી બ્રહ્મચારીજીએ 'નરસિંહરામ'ને ય દીક્ષિત શિષ્ય તરીકે સ્વીકાર્યા છે એટલું જ નહિ પણ 'નરસિંહરામ' પોતે પણ શ્રી બ્રહ્મચારીજી વિષે ગુરુભાવનું પ્રખ્યાપન કરવાની વૃત્તિ અને પ્રવૃત્તિ ધરાવે છે. – આ અર્ધસત્ય અથવા ગેરસમજુતભરી હકીકતની બીજી બાજુ વિચારવાનો કોઈને ય અવસર મળ્યો નહિ ..અને તદનુકૂળ પ્રસંગોમાંથી પુષ્ટિ મેળવતા, શ્રી મોહનસ્વરૂપ અને શ્રી નૃસિંહાચાર્યનો ગુરુશિષ્ય સંબંધ વ્યાપકપણે પ્રચાર પામ્યો.

ઉપરોક્ત મતમાં જો કે, શ્રી બ્રહ્મચારીજીને શ્રી નૃસિંહાચાર્યજીના ગુરુ તરીકે માન સ્વીકાર્યાનું કહેવામાં આવ્યું છે. ગુરુ તરફથી શિષ્ય તરફ કોઈ પણ આગમમાં જ્ઞાનદાન કે ઇતર રીતનું અનુગ્રહવર્ષણ કર્યાનો તેમાં સહજ પણ ઉલ્લેખ કે એકરાર કરવામાં આવ્યો નથી. તેથી વિપરીત, અનેક જિજ્ઞાસુઓના ચિત્તનું અને શંકાઓનું સમાધાન કરવાનું ગુરુકાર્ય, શ્રી બ્રહ્મચારીજી પોતાના પ્રિયજન 'નરસિંહરામ' પાસે કરાવતા, એવું સ્પષ્ટ સૂચન તેમાં પણ કરવામાં આવ્યું છે. સમગ્ર પરિસ્થિતિ તથા પુરાવાનો વિચાર કરતા, અને અન્ય આનુષંગિક ગૌણ વિગતો પર વધુ વજન ન આપતા, શ્રી મોહનસ્વરૂપને શ્રી નૃસિંહાચાર્યજીના ગુરુ રૂપે માનનાર પક્ષ સબળ જણાતો નથી.

'લીલામૃત'મા શ્રી માસ્તર સાહેબના વિસ્તૃત લખાણની ચોટ નીચેના ચાર મુદ્દા ઉપર છે

(૧) શ્રી બ્રહ્મચારીજી શ્રી નૃસિંહાચાર્યજીના ગુરૂ નહોતા.

(૨) શ્રી નૃસિંહાચાર્યજીએ અન્ય કોઇને પણ ગુરૂ તરીકે સ્વીકાર કર્યો ન હતો, અથવા તેઓશ્રીના ગુરૂ સંબંધી હકીકત પ્રકાશમા નથી.

(૩) શ્રી નૃસિંહાચાર્યજી શ્રી બ્રહ્મચારીજીને ગુરૂભાવે – ગુરૂવત્ પૂજતા હતા, પણ તેમનો ગુરૂ તરીકે સ્વીકાર કર્યો ન હતો. અને

(૪) શ્રી બ્રહ્મચારીજી બહુ મહત્ત્વની ગૌરવશાળી વ્યકિત ન હતા તેમના સહવાસમા કે શરણમા રહેનાર શિષ્યો તેમજ તેમના સમાગમીઓ પૈકી કોઇની પણ કલ્યાણસાધક ઉન્નતિ કે અધિકારાભિવૃદ્ધિ થયાનુ જાણમા ન હોવાથી, શ્રી મોહનસ્વરૂપ બ્રહ્મચારીજી એક સામાન્ય સન્યાસી હતા તેમનુ અવલબન લઇને બેઠેલા જ, પાછળથી શ્રી નૃસિહાચાર્ય પ્રતિ મીટ માડી રહ્યા હતા. ખુદ શ્રી બ્રહ્મચારીજી પોતે જ તે ભાનના વચનો વારવાર શ્રી નૃસિહાચાર્યજી પ્રતિ ઉચ્ચારતા. વળી શ્રી બ્રહ્મચારીજીમા ખાસ ધ્યાનપાત્ર પ્રતિભા કે જ્ઞાન, અગર ચમત્કારબુદ્ધિ ઉત્પન્ન કરે એવો યોગપ્રભાવ ન હતો આ તર્કશ્રેણિ અને ઇતર અન્વયયુક્ત બાબતો વડે શ્રી છોટાલાલ માસ્તર સાહેબ એમ પ્રતિપાદન કરવા માગતા હોવાનુ જણાય છે કે આવી અત્યંત ન્યૂન જ્ઞાન – અધિકાર ઇત્યાદિની સપત્તિવાળા, સાધારણ અને તે પણ જુની પુરાણી રીતને પસદ કરનારા શ્રી બ્રહ્મચારીજીને શ્રી નૃસિંહાચાર્યજી જેવા સમર્થ તત્ત્વવિદ્ વિલક્ષણ સદ્ગુણસપન્ન યોગી પુરૂષ, ગુરૂ તરીકે સ્વીકારે એ બિલકુલ બેહુદુ છે'

વળી, શ્રી બ્રહ્મચારીજી સાથે શ્રી નૃસિંહાચાર્યજીનો સંબંધ ગુરૂશિષ્યસંબંધ ન હતો, કેવળ શિષ્યસંબંધ હતો, અને તે આદર્શ હતો. તે સંબંધ, અતિ ઉચ્ચતમ કક્ષા અને કોટિનો હોવા છતા તે શ્રી નૃસિંહાચાર્યમાં અસાધારણ જ્ઞાનસંપત્તિનો પ્રેરક કે તેઓશ્રીના અંતઃકરણની ઉચ્ચ સ્થિતિને ઘડવામાં લવલેશ પણ હેતુભૂત ન હતો. શ્રી નૃસિંહાચાર્યજી શ્રી બ્રહ્મચારીજીને પૂજ્યભાવે સ્વીકારતા અને શિષ્ટવિવેકાનુસાર પરંપરા પ્રાપ્ત નીતિમર્યાદાના પરિપાલનાર્થે, તેમના પ્રતિ અનાદરયુક્ત વર્તન દાખવી, જાહેરમાં **આરોપિત જેમ જણાતા** ગુરૂશિષ્યના સંબંધનું નિર્વહણ કરતા. તે સંબંધમાં ગ. માણેકલાલ મલ્હારજીના પત્રમાંથી પુરાવા રૂપે કેટલીક પંક્તિઓ અત્રે અવતીર્ણ કરવામાં આવે છે.

" એમનું ( શ્રી નૃસિંહાચાર્યનું ) જ્ઞાન મૂળથી જ અપૂર્વ હતું. પરમાત્માશ્રીએ જ એ શરીર ધારણ કરેલું, એમ હું તો સમજ્યો છું એઓશ્રીના ચરણકમળમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, આદિ સર્વ ચિન્હો હતાં, તે પણ એ જ સિદ્ધ કરે છે...હર કોઈનું કલ્યાણ કરવામાં જ તેમની અત્યંત અત્યંત પ્રીતિ હતી. એમની પ્રકૃતિ અતિશય સત્વગુણવાળી હતી. પૃથ્વીથી પણ ક્ષમાની વિશેષતા... એ વિગેરે અંકુરો તો પ્રથમથી જ હતા, જે પછીથી બહુ સુંદર વિસ્તારથી ફેલાઈને વિશ્વને સુખપ્રદ થયા હતા......**બ્રહ્મચારીને ગુરૂરૂપે સ્થાપેલા એમ મારૂં સમજવું** નથી...અમુક અંશે સંતરૂપે – ગુરૂરૂપે – તેમને પૂજ્ય માનતા. તેમની સાથેનું વર્તન બહારથી અત્રે બ્રહ્મચારીજીના ભક્તોને તો એમ જ સમજાય તેમ હતું. ( ગુરૂત્વે ) પણ ખાસ અમુક ઉપદેશ લીધેલો કે તદ્વત્ સ્થાપેલું, એવું મારા જાણવામાં નથી..."

શ્રી માસ્તર સાહેબના મતે, વિશેષમાં, ૧૫ થી ૨૧ વર્ષની અલ્પ અવસ્થામાં, શ્રી નૃસિંહાચાર્યજીને પ્રાપ્ત સ્વરૂપાનુભવ, તથા અલૌકિક જ્ઞાનસામર્થ્ય, કોઇ મહાત્મા – ગુરૂ કે સમર્થ પુરૂષના (ખાસ કરીને શ્રી બ્રહ્મચારીજીના) ઉપદેશ કે અનુગ્રહ દ્વારા પ્રાપ્ત થયેલ ન હતાં, તેમ જ શાસ્ત્રગ્રંથોના અધ્યયન કે વિચારક્રિયાદિ સંયમસાધનાદિ પ્રવૃત્તિઓના અભ્યાસરૂપ પ્રબલ પુરૂષાર્થથી પ્રાપ્ત પણ ન હતાં. કારણ કે, તેઓશ્રી સ્વયંબુદ્ધ શુદ્ધ લીલાતનુ હોઇ વિદિતવેદ્ય અને સ્વભાવસિદ્ધ પુરૂષ હતા. આથી તેઓશ્રીએ શ્રી બ્રહ્મચારીજીને કે અન્ય કોઇને ગુરૂ તરીકે સ્વીકાર્યા ન હતા.

શ્રી નૃસિંહાચાર્યજી પોતે લીલાવતારી હતા કે નહી, એ સંબંધમાં સંદેહ – તર્ક, કરી સાચા નિર્ણય પર આવી શકાય નહિ. એ પ્રશ્ન અંગત અનુભવનો વિષય હોઇ, તેને ચર્ચા બહાર રાખતાં, આ લેખક પરમ વિશ્વાસથી શ્રી નૃસિંહાચાર્યજીની લીલાતનુની મહત્તા અને મહાનુભાવિતાનો નિઃસંશયપણે સ્વીકાર કરે છે. મેડમ બ્લેવટ્સ્કી, એની બેસન્ટ, સર એન્ડ્રુઝ, કર્નલ આલ્કોટ, તથા અન્ય વિદેશના સંત મહંત અવતારી શ્રી પુરૂષોને સ્વીકારવામાં, જિજ્ઞાસુ અનુભવી કે અભ્યાસી સાધકો જે દૃષ્ટિ અને આંતરિક સાધનોથી એકરાર કરી શકે છે, તે જ દૃષ્ટિસાધનો પણ, હિંદમાં દેહ લઇ કલિકાળમાં અવતરેલા મહાપુરૂષોનો – તેમના સત્ય આત્મિક સ્વરૂપમાં – સાક્ષાત્કાર કરવામાં, સહાયભૂત થઇ પડશે '

લીલાવતારી અગર અંશાવતારી પુરુષોના જીવનમાં આશ્ચર્યકારક વિશિષ્ટતા જણાય છે, એ તો શાસ્ત્રદૃષ્ટિ પણ સમજાવે છે. પરંતુ તેમાં વિરોધાભાસ ઉપજાવનારી વિચિત્રતા પણ ભાસતી હોય છે. એ વિચિત્રતાયુક્ત વિશિષ્ટતાનો પરિચયિતા – અભ્યાસી કે અનુભવી-

ઇ વિરલ જ હોય છે. તેથી જ શ્રી નૃસિંહાચાર્યજી તેમના ગ્રંથોમા લખે છે,

"કૃતિ જુએ સંતની, ગતિ કોઇ ન જાણે"
તથા "કોઇક રે શુદ્ધ ઝવેરી પરખે મેરી, હિરલા કેરી."
તથા "અકળ ગતિ છે રે સંતની, કોઇ વિરલા રે જાણે" વિગેરે.

માટે તેમના ગુણચારિત્ર્ય વિગેરેના પૃથક્કરણાત્મક કાર્યકારણ, અને ક્રમ – હેતુ વિગેરેનો નિર્ણય કરવામાં અતિ સૂક્ષ્મપણે સાવધાનતાપૂર્વક પ્રવૃત્તિ કરવાની જરૂર છે. નહીં તો, કેટલીક વખત સત્ય વેગળું રહી જાય છે, અને ભ્રમણાત્મક – કદિ કદિ તો કેવળ કાલ્પનિક – બાબતો, અગર તો એક બાજુ, અત્યુક્તિવાળી હકીકતો, ચમત્કારના નામે ચાલતી કથાઓ, અને બીજી બાજુ, ચારિત્ર્યવાન પુરુષના મહત્વને અન્યાય કરનારી વસ્તુસ્થિતિ, સત્યનું સ્થાન પચાવી પડે છે !

લીલાનવ ગણાતા પુરુષોમાં સ્વરૂપાવબોધ તથા નિજાનુભૂતિ કાળનિરપેક્ષ હોય એ એક દૃષ્ટિએ સાચું છે; પરંતુ વ્યવહારલક્ષ્ય દૃષ્ટિએ જોતાં, તેઓને જગતમાં આવીને જગતના જનોને પદાર્થપાઠ આપવાનો હોય છે, તે પણ સત્ય હકીકત છે. તેથી તેમને, પોતે અકામ કે પૂર્ણકામ હોવાના કારણથી નિષ્ક્રિય રહેવાનું પાલવી શકે તેમ નથી. આથી વિશ્વવ્યવહારના સામાન્ય કાયદાઓનું નિર્હેતુક ઉતાવળું ઉલ્લંઘન કે પૂર્ણ અતિક્રમણ કરવાનો તેઓનો હેતુ હોઇ શકે નહી.

સામાન્ય જગતની સાધારણતામાંથી તેઓ અસાધારણભાવને વેગભરી શીઘ્રતાથી પામતા, અગર તો ક્રમિક વિકાસનાં કેટલાંક

એક અભ્યાસક્રમ પૂર્ણ કરવાને કે પ્રયોગાનુભવ સિદ્ધ કરવાને, સામાન્ય મનુષ્યોને અમુક – ૫ થી ૧૦ – વર્ષ લાગે, અને સામાન્ય સપાટીથી ય નીચી કક્ષાના અધિકારમા ઉતરેલા કે ઉતરતા જીવોને તે કાર્ય માટે, નિષ્ફળતાની પરંપરામાથી પસાર થતા, વધારે (વિસેક) વર્ષ પણ વીતાવવા પડે જ્યારે પ્રથમ કક્ષાની પ્રતિભા, પરિવેષ્ટનાદિ તત્કાર્યને અનુકૂળ પરિસ્થિતિને પાત્ર ઉત્તમ શ્રેણિના પુરુષને, તે ક્રમ એકાદ વર્ષમા પણ સિદ્ધ થયેલો જાહેર થાય (આજે વિશ્વવિદ્યાલયની વિદ્યાપીઠની પદવીઓ મેળવવાના અભ્યાસક્રમોમા એમ થતુ આપણે સૌ અવલોકી અને અનુભવી ગયા છીએ પણ ખરા)–તો તેમા આશ્ચર્ય જેવુ કાઇ નથી !

૬૪ કળાઓમા કોવિદ થતા, શ્રીકૃષ્ણબળરામ જેવાને અતિ અલ્પ સમય લાગેલો તે જ પ્રમાણે અસખ્ય ઋષિમુનિઓ અને આચાર્યો પાસે અધ્યયન કરવામા કે ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરવામા, પૂર્વે અનેક રાજાઓએ, રાજકુમારોએ તથા બ્રાહ્મણ બાળકોએ વિલક્ષણ શીઘ્રતા દાખવી હતી પરંતુ કોઇ નિમિત્ત અગર કાર્યકારણનો બિલકુલ અભાવ, – લીલાતનુ પુરુષોમા, – હોય છે એમ મનવા પામ્યુ નથી હા, સામાન્ય જનતાની બુદ્ધિમા અતિ સરળતાથી યથાવત્ સમજાઇ જવા પૂરતુ તે અકળ અને ગહન લાગે ! તાત્પર્ય કે અવતારી પુરુષોનો વિદિતવેદ્યભાવ જગતની નજરે ક્રમિક વિકાસ પામતો અને નિયતિના નિયમોને વશ વર્તતો હોય છે.

•

શ્રી રામકૃષ્ણ, શકરાચાર્ય, બુદ્ધ, વશિષ્ઠ, શુકદેવ, વામદેવ, દત્તાત્રય, સનત્કુમાર, ધ્રુવ પ્રહ્‌લાદ, નચિકેતા, હસ્તામલક, ઇત્યાદિ અસખ્ય દશ કોટિના લીલાતનુઓ, વિભૂતિ તથા કલાવતારી અદમ્યવિશેષજન્ય વિગ્રહો, યોગી મહાત્માઓ સિદ્ધો અને યોગભ્રષ્ટ

પણ ઉચ્ચ અધિકારારૂઢ સાધકો, નાની વયમા, – કોઇ કોઇ તો ગર્ભાવસ્થામા જ, અને કેટલીક વાર તો અમુક સાહજિક નિમિત્તોનો યોગ થતા જ, – જ્ઞાનની સર્વોચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયા હોવાનું શાસ્ત્રગ્રન્થોમા વર્ણન છે આ દૈવી પ્રતિભાવાળા મહાપુરુષોની એક પક્ષે અવદ્ય અપ્રતિહત સ્વભાવસિદ્ધ જ્ઞાનયુક્ત બ્રાહ્મી સ્થિતિ સર્વને સ્વીકાર્ય છે છતા, ભૂતલોકમા તેમની મર્યાદિત લીલાપ્રતીતિ થવાના કારણે, જૂદા જૂદા નિમિત્ત – હેતુઓ કે સકેતો ઉપસ્થિત થઇ, તેઓના દૈવી જ્ઞાનને, પ્રતીતિમા લાવે છે, અલૌકિક પ્રતિભા – પ્રભાને પ્રકાશમા આણે છે, તથા તેઓના વિસ્તીર્ણ અનવદ્ય અનત જીવનને પણ કેટલેક અશે ક્રમબદ્ધ રૂપ–રેખા અને આકાર – પરિમાણ અર્પે છે.

કુતરો, બગડી, પિગલા ગણિકા વિગે ૨૪ પદાર્થો અને પ્રસગો, નિરપેક્ષપણે જ્ઞાનના કેવળ સાધનરૂપે ન ગણાવી શકાય, તો પણ, શ્રી દત્તાત્રય ગુરૂના જીવનનું પૃથક્કરણ કરતી વખતે, અભ્યાસી જગત, જગતના પદાર્થપાઠ માટે, શ્રી દત્તના જ્ઞાનમય જીવનની સ્થૂલ સાધનામા તે પદાર્થ – પ્રસગોને માર્ગસૂચક પગથિયા રૂપે જરૂર આલેખી શકે વ્યાધિગ્રસ્ત જર્જરિત અને જરાપીડિત દેહ, તથા મૃત્યુને આધીન શબના દર્શન, નિરપેક્ષપણે ભલે શા જ્ઞાનવિરાગના દ્યોતક નથી હોતા તથાપિ શ્રી ગૌતમને તેનો સનિકર્ષ થતા, તેની સૂક્ષ્મ ભૂમિકામા જ્ઞાનપોષક પરિણામ પ્રગટાવવામા હેતુભૂત નીવડયા. તે જ પ્રમાણે મહાન્ પુરુષોના સત્સમાગમ અસખ્ય નિમિત્ત રૂપ બની, તે પુરુષોના આભ્યન્તરમા જાગો આપનાના કારણરૂપ બની જાય છે. શ્રીકૃષ્ણ અને શ્રી સાદીપનીનો સમાગમ, શ્રી રામ લક્ષ્મણ અને શ્રી વિશ્વામિત્ર વિગેરેનો સયોગ, — એવા

અનેક ઉદાહરણો ઉપરોક્ત કથનના સમર્થનમાં આપી શકાય તેમ છે.

શ્રી નૃસિંહાચાર્યમાં પ્રતીત થયેલું અસાધારણ કોટિનું જ્ઞાન અને તેઓશ્રીની બ્રહ્મીભૂત સ્થિતિ, જે

" નૃસિંહ ખુમારી ના ટરે રે, અજર નિશા રે હમાર "

માં પોતે વર્ણવી છે તે ગીતોક્ત **या निशा सर्व भूतानाम्** – ની જગદ્‌જાગૃતિની નિરંતર નિશામાં અદ્‌ભુત મસ્તી માણનાર કવિશ્રીની નિત્યાનંદવ્યવસ્થિતિને, શ્રેયસ્સાધકો અને અન્ય સજ્જનો સ્વભાવસિદ્ધ જ સ્વીકારે; તથા કિશોર વયનાં અલ્પકાળના એકાંતસેવનથી શરૂ કરી આગળ વર્ણવેલા સત્સમાગમ – ગુરુગમ આદિ સ્વયંસ્ફુરિત સંયમના સાહજિક અભ્યાસસિદ્ધિ વિગેરેને, ' સાંકેતિક ' અને ' લોકસંગ્રહાર્થ આદરેલો શિષ્ટાચાર ' હોવા' માને અને મનાવે; તેની ના નથી. પરંતુ તેથી શ્રી નૃસિંહાચાર્યજીના શિશુઅવસ્થાથી પુખ્ત તરુણાવસ્થા સુધી વધતા જતા જ્ઞાન, ઐશ્વર્ય, પ્રતિભા, વ્યક્તિત્વ પ્રભાવ અને વર્ચસ્વ વિગેરેના સ્વીકારમાં કોઇનો પણ મતભેદ થવા સંભવ હોઇ શકતો નથી.

માતાપિતાના પૂર્વજન્મના યોગજન્ય પુનિત સંસ્કારબળથી પ્રેરાઇને કે ગમે તે કારણે, પણ વિશ્વવ્યવહારોચિત શાળાઓમાં લૌકિક જ્ઞાન સંપાદન કરવા પરત્વે બિલકુલ અપ્રીતિ – અનાસક્તિભાવ ઉપજવાથી, શ્રી નૃસિંહાચાર્યજીનો શિશુવયથી કિશોરવય સુધીનો કુમારાવસ્થાનો ઘણોખરો સમય, એકાન્તસેવન, સંતસમાગમ, તત્ત્વચિંતન, બ્રહ્મવિચાર, યોગસાધન વિગેરે આંતરિક અભિમુખતા કેળવવામાં જ પસાર થયો હતો...તે આગળ કહેવાઇ ગયું છે. લગભગ તેરમા વર્ષે તો તેઓશ્રીએ નિશાળનો રીતસરનો ત્યા

કર્યા પછી, તેમની સ્વાભાવિક પણ વિલક્ષણ અપ્રાકૃત માર્ગની મનોવૃત્તિને તેની સાચી દિશામા વિશેષ વેગ આપનાને, શાળામાથી ગેરહાજર રહેવાની સાત્ત્વિક ચોરી છૂપી પણ તેમને કરવી પડી નહિ. શાળાના સમયમા, શાળા બહાર, તથા ઘરથી દૂર દૂર, કાઈ અલૌકિક તત્ત્વની ઉપાસનાના બીજ – અંકુરના પરિપાલનનાર્થે, તેઓ એકાતવાસ કે સાધુસેવન કરતા તે સત્કાર્યને આગળ ધપાવના પછી તેમણે ખુલ્લો માર્ગ લીધેલો પોતાના મકાનની સમીપમા જ સ્વતંત્ર રાખેલી ઓરડીમા તેઓ ઘણો સમય ઐકાન્તિક સદ્‌વિચાર ચિંતનાદિ સંયમસાધક આત્મબળપોષક ક્રિયામા તથા ધ્યાનાભ્યાસમા ગાળતા આમ શિશુઅવસ્થામા બીજરૂપે નખાયેલા મહત્તા અને મહાનુભાવિતાના તથા આદર્શ જ્ઞાનસાક્ષાત્કારની દુષ્પ્રાપ્ય અવસ્થાને યોગ્ય સત્સંસ્કારોના અંકુરોનું, ભવિષ્યના – તરૂણ અને તરૂણોત્તર વયના પૂર્ણ પરિપાક રૂપે સિદ્ધાવસ્થાના અશેષ પરિસ્ફોટનના પરિણામની પૂર્વભૂમિકારૂપ, – શ્રી નૃસિંહાચાર્યની કિશોરાવસ્થા **યોગ્ય પુરુષાર્થ** સાધવામા નિમિત્તરૂપ ગણવામા આવે તો તેમા લીલાતનુના અમાનુષી ગૌરવને લેશ પણ હાની પહોચે એવુ કશુ જ હોઇ શકે નહિ !

શ્રી રામચંદ્ર જેવા પુરુષોત્તમ શરીરે પણ પોતાના ચરિતમા, આદિ અને અંતનો નિદર્શક ક્રમિક વિકાસ સિદ્ધ કરી બતાવ્યો, છતા પોતાના અખંડિત સ્વયપૂર્ણ સ્વરૂપને અબાધિત હોવાનુ સાબિત કર્યું. મનુષ્યદેહ ધારણ કરી, ઉત્તમ મનુષ્યોનો સર્વોત્તમ રીતે પાઠ ભજવી બતાવનાર પુરુષોત્તમ અવતારી મનુષ્યોના જીવનમાથી આ જ પ્રકારનો સંકેત, સહૃદયીને સાવધ રીતે અવલોકતા મળી આવે છે. અને તેમા જ અવતારકૃત્યની ઉપયોગિતા તથા મહત્તા સચવાઇ રહે છે

શ્રી નૃસિંહાચાર્યના સંબંધમાં, નિર્ણય પર આવવા માટે, વિવિધ પ્રકારના તમામ વિચારસરણીઓનો અત્રે વિચાર ન કરતા, અત્રે માત્ર બે જ – શાસ્ત્રના અને સામાન્ય વ્યવહારના – દૃષ્ટિબિંદુથી આપણે જોઈશું. વ્યવહાર દૃષ્ટિથી વિચારતા, એક વિચાર ઉપર દૃઢ થવાય છે કે શ્રી નૃસિંહાચાર્યજીની તત્ત્વજ્ઞાન સંબંધી વિશિષ્ટ પ્રકારની સ્વાભાવિક અસાધારણ પ્રતિભા અને જ્ઞાન સંપત્તિની, બાહ્ય દૃષ્ટિએ પ્રત્યક્ષ પ્રતીતિ, શ્રી બ્રહ્મચારીજીના આશ્રમમાં જ પ્રથમ બરાબર રીતે જનતા સમક્ષ થઈ હોવાનું જણાય છે જો કે, શાળામાં પાદરી તથા ઉપદેશક પંડિતો સાથે તેમનો કુશળ વાર્તાલાપ, તથા શાસ્ત્ર સભા વગેરેની સ્થાપના અને સ્થિતિમાં તેમનું પાંડિત્ય સર્વને અસરકારક રીતે આકર્ષક નીવડ્યું હતું પરંતુ શ્રી નાણિકનાથ મલ્હારજીના સમાગમની ક્ષણ સુધી વ્યવસ્થિત થયેલા તે આત્મ–આવિષ્કાર, અપૂર્ણ હોવાથી તેમજ વ્યવસ્થિત ન હોવાથી, તેઓશ્રીની આંતરિક અને આધ્યાત્મિક જ્ઞાન – અનુભવના અધિકારની પરિપૂર્ણ પક્વ સ્થિતિનો પ્રકાશ નીવડે તેમ ન હતો. તેમાંથી તો માત્ર સૂચના જ મળી શકે તેમ હતું. વિશેષમાં, બ્રહ્મચારીજીની અલૌકિક કે ઉચ્ચ પ્રકારની શક્તિ સાધનમાં જનતામાં – તેમની અનિર્વચનીય એકત્ર થતા સમુદાયમાં – કોઈ ખાસ પ્રકટ નિર્ણય સ્થાપિત થઈ ચૂક્યો ન હતો. શ્રી નૃસિંહાચાર્યજીને શ્રી મલ્હારજીના પૂર્વોક્ત પ્રસંગ દ્વારા આશ્રમની શુભ શરૂઆત થઈ અને પછી પ્રસંગ – પરિચય વર્દ્ધિંગત થતા તેમાંથી પ્રેમ પરિણમ્યો. શ્રી બ્રહ્મચારીજી અને શ્રી નૃસિંહાચાર્યજી બન્નેની સ્નેહની સાંકળ દૃઢ સંધાણ થયું અને આપણે જોઈ ગયા તેમ, આશ્રમમાં આવતા અનેક વિદ્વાન અને વિદ્યાભ્યાસની મનુષ્યોની જિજ્ઞાસાના હેતુથી, તથા શ્રી બ્રહ્મચારીજીના નિખાલસ હૃદયમાંથી વહેતી કરુણામયી નેહધારાના

કારણે, શ્રી નૃસિંહાચાર્યજીને પોતાને પ્રાપ્ત જ્ઞાન – અનુભવનો નિધિ, – જે ગૂઢ અને સૂક્ષ્મ હતો તે – અંશતઃ પણ વિશેષ સ્ફૂટ સ્વરૂપમાં પ્રકટ કરવાના અનિવાર્ય અવસરો, નિજેચ્છયા કે કુદરતી યોજનાથી પણ, તેમના આશ્રમમાં પ્રાપ્ત થયા. આથી, આશ્રમમાં આવતાં અગાઉની અને આવ્યા પછીની, શ્રી નૃસિંહાચાર્યજીની અંતરાત્માની ઉચ્ચ સ્થિતિ સંબંધમાં કોઇ ભેદ હોવાના સંશયને બિલકુલ અવકાશ નથી; પરંતુ શ્રી બ્રહ્મચારીજીના સમાગમ પહેલાં **બહાર આવિષ્કાર** પામેલી શ્રી નૃસિંહાચાર્યજીની આંતર – આકૃતિ, આશ્રમમાં પ્રકટ પામતી વિરાટ વિભૂતિની અપેક્ષાએ અલ્પ હતી, એ અનુમાન સત્યથી દૂર તો ન જ કહી શકાય ! આશ્રમના વિવિધ અવસરોમાં વહી રહેલી શ્રી નૃસિંહાચાર્યજીની તરૂણ અવસ્થા પર્યંતની સાધનાનુભવશ્રેણિ, અદૃષ્ટ ઝડપી વિકાસક્રમનું પ્રકટ ફળ પણ કેમ ન હોય ?

આ વિધિથી નિર્ણિત થતી વિચારસરણી, વિશ્વના **વિકાસક્રમની ઇશ્વરી યોજનાને** પણ, વફાદારીથી વળગી રહે છે. અને એ રીતે કરેલો નિર્ણય, તથા સાંકેતિક રીતે સંત જીવનને આલેખવાનો માનદંડ, માત્ર ભારતની જ નહી પણ આર્યાવર્ત અને સમસ્ત વિશ્વની સઘળી વંદ્ય વિભૂતિઓને યોગ્ય ન્યાય આપવાની શકયતા ધરાવે છે.

વળી, શ્રી બ્રહ્મચારીજીમાં જ્ઞાન, યોગ કે અધિકારના ઉચ્ચ પ્રભાવનું સૂચક સામર્થ્ય કેટલા દરજ્જાનું હતું તે પુરવાર કરવાને પ્રમાણ પ્રાપ્ત નથી ! શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ શ્રી બ્રહ્મચારીજીના સેવકો આકર્ષાયા, અગર શ્રી નૃસિંહાચાર્યજીની શક્તિને, શ્રી બ્રહ્મચારીજીની શક્તિના બાહ્ય – આવિષ્કાર કરતાં વિશેષ પ્રમાણમાં પ્રકટીકરણ

પામવાને પૂરતો અવકાશ મળ્યો; – અને તે પણ શ્રી બ્રહ્મચારીજીના આશ્રમની પાર્શ્વભૂમિકા ઉપર, – આ હકીકત શ્રી બ્રહ્મચારીજીના આશ્રમનું ગૌરવ વધારનાર છે. શ્રી બ્રહ્મચારીજીના જીવનના ગૂઢ રહસ્યને જાણનાર અધિકારીના અભાવે, કે તેવા અનુભવી અધિકારીના વિસ્તૃત પ્રસાગના અભાવે, શ્રી બ્રહ્મચારીજી અજ્ઞાત જેવા રહ્યા, અગર તો વિશેષપણે ગૌરવાન્વિત ન ગણાયા એવું કથન પણ સંશયરહિત તદ્દન શુદ્ધ કે અન્વયયુક્ત નથી લાગતું. તેથી આ વિષયમાં મર્યાદિત મૌન સેવી, શ્રી નૃસિંહાચાર્યજીમાં, શ્રી બ્રહ્મચારીજીએ પોતાના આત્માને – સમાન આત્માની સંપત્તિને ઓળખનાર અધિકારી સહૃદયી સજ્જન જોયા, અને તેથી તેમના હૃદયમાં શુદ્ધ ભાવથી છલકાતો સ્નેહધોધ, શ્રી નૃસિંહાચાર્યજી જેવા યોગ્ય પાત્ર ઉપર સ્વાભાવિકપણે ઢોળાવા દીધો – એમ કહેવામાં બન્ને મહાપુરુષોના અલૌકિક – અમાનુષી આલેખવા યોગ્ય, ગૌરવને વિશેષ ઓપ મળે તેમ છે. અને લેખનની દૃષ્ટિએ પણ તેવું આલેખન અધિક શિષ્ટ અને યોગ્ય દીસે છે.

તદુપરાંત, પોતાના વિવિધ ગ્રન્થોમાં (જુઓ, 'નૃસિંદકિરણાવલિ') ' આર્જવ 'ના સ્વરૂપને મહત્વ આપી વર્ણવનાર, આર્જવના યથાર્થ ઉપદેશક શ્રી નૃસિંહાચાર્ય, અંતઃકરણથી શ્રી બ્રહ્મચારીજીને ગુરૂ તરીકે ન સ્વીકારે, ન સન્માને, અને બીજી બાજુથી બાહ્ય વ્યવહારમાં માત્ર ગુરૂ પ્રત્યે રાખવા જેવો – જેટલો ' આરોપિત ' વિનીતભાવ જાહેરમાં દાખવે...એવું આર્જવવિરોધી ( કોઇ કુટિલ કહેવા પ્રેરાય તેવું ) દ્વિમુખી વર્તન તેમના જેવા મહાપુરૂષને રાખવાનું શું પ્રયોજન ! Hypocricy – દાંભિકતાનું ખૂણેખૂણેથી દહન કરવાને આજીવન તત્પર, સરળ હૃદયના સંત, એવા પાખંડને પોતે થઇને

શું કરવા પોષણ આપે !...શ્રી નૃસિંહાચાર્યજી, સમાજના માનસને તથા સમાજે તેમનામાં આરોપેલા નેતૃત્વભાવને લીધે પોતાને પ્રાપ્ત થતી ભારે જવાબદારીના જોખમને, સારી પેઠે સમજતા હતા. નાની મોટી દરેક બાબતમાં, શ્રી નૃસિંહાચાર્યને પૂછનાર તથા અનુસરનાર, અને જોખમને પ્રસંગે ઉપસ્થિત થતા પ્રશ્નોના ઉકેલ માટે તેમના જીવનમાં સૂક્ષ્મપણે ડોકિયાં કરનાર, શ્રદ્ધાળુ સમુદાય વ્યાપ્તિ પામતો જતો હતો. પોતાના અનુયાયી ચાહકોની સંખ્યા વધતી જતી હતી, એ સત્ય નિરાભિમાની, શ્રી નૃસિંહાચાર્યજીના ધ્યાન બહાર નહોતું રહેવા પામ્યું. * જનતા જે વ્યક્તિમાં વિશ્વાસ ધરાવતી થાય છે, જેની વાણીથી ડોલી ઊઠે છે, તે વ્યક્તિની રીતિનીતિ અણીશુદ્ધ અને આદર્શ હોય તો જ તે અનુકરણીય બની સમાજના ઉત્કર્ષની સાધક થઈ શકે છે. એવી મહાનુભાવ વ્યક્તિઓ પોતે સર્વદા અંતરથી અકાળ અને અલિપ્ત રહી શકતી હોય તો પણ, માનવમર્યાદાના પાલન માટે, તથા ( અંધપણે કે બુદ્ધિથી ) પોતાને અનુસરનાર સમાજની શુદ્ધ વ્યવસ્થા માટે, દોષયુક્ત કૃતિને નિર્દોષ ઠરાવવાની યુક્તિ આચરતી નથી,...વળી શ્રી નૃસિંહાચાર્યજી તો વંચકવૃત્તિના કટ્ટા વિરોધી હતા. પાખંડનો પૂર્ણ પ્રતિકાર કરી શકવાને અશક્ત, પણ તે પ્રકારની સક્રિય પ્રવૃત્તિ નહિ કરવામાં અભિરૂચિ ધરનારા સત્ પુરૂષોએ **તટસ્થ** રહીને ય પ્રવર્ત્તમાન પાખંડને કોઇ પણ પ્રકારે પોતાનાથી પોષણ ન મળે તે માટે ખૂબ સાવચેત રહેવાનું છે. જનકલ્યાણ ઇચ્છનારા જનસેવકોએ, જગતના ઉદ્ધારની દિશાનું આ સૂક્ષ્મ રહસ્ય સમજવા પૂરતા સાવધ રહેવાની અત્યંત જરૂર છે. આ માટેની મુખ્ય જવાબદારી નેતાઓના શિર છે, ×

---

* × શ્રી નૃસિંહાચાર્યજીના મહત્વના તત્ત્વસિદ્ધાન્તોમાંનો આ એક મુખ્ય મુદ્દો હતો.

તે નેતાઓ પછી સામાજિક – ધાર્મિક – રાજકિય કે ગમે તે ક્ષેત્રમાં સેવક – ગુરૂ – આચાર્ય – વક્તા – કાર્યકર્ત્તા વિગેરે કોઇ પણ સ્વાંગમા પોતાનો ભાગ ભજવતા હોય !

ઉપરોક્ત વિવેચનોમાંથી શ્રી નૃસિંહાચાર્યજીના શ્રી બ્રહ્મચારીજી પ્રતિના ગુરૂભાવનો અભાવ ફલિત થતા, એમ કહેવું ઉચિત છે કે શ્રી નૃસિંહાચાર્યજી સ્વસંવેદ્ય – વિદ્વિતવેદ્ય – લીલાપુરૂષ હતા. તેમના સંબંધી કુટિલતાની કલુષિત અસંગત કલ્પનાઓ કરતાં, વિશદ બુદ્ધિના વિચારકે વિચારવું જોઇએ ભવિષ્યમાં જે અસંખ્ય સાધકોના ગુરૂ થવાના છે એવાં સૂચનો, જેમના વાણીવર્તનના અંશેઅંશમાં, સમીપસ્થજનોને જણાતા હતાં, તે મહાપુરૂષ તે વખતે જો શ્રી બ્રહ્મચારીજીને ગુરૂ – સદ્‌ગુરૂ તરીકે ખરેખર માનતા હોત, તો માત્ર વંદનાદિ વિવિધ બાહ્ય વિનીત વિધિઓથી જ તે પોતાનો શિષ્યભાવ વ્યક્ત કરી, અંતરથી અળગા શા માટે અને કેવી રીતે રહી શકે ? હૃદયનો સત્ય શરણભાવ, તેમના જેવા મહાપુરૂષને પ્રચ્છન્ન રાખવાનું શું પ્રયોજન હોઇ શકે ? તાત્પર્ય કે સરળ શુદ્ધ હૃદયના શ્રી નૃસિંહાચાર્યજીએ શ્રી બ્રહ્મચારીજીની શિષ્ય તરીકે શરણાગતિ સ્વીકારી જ ન હતી. માત્ર પોતાના સ્નેહસંબંધની મર્યાદામા રહીને, તેઓ શ્રી બ્રહ્મચારીજીને નિભાવવામા અવર્ણનીય નમ્રતાનું નિદર્શન કરતા હતા, એ વાત નિઃશંક છે. ગુરૂપરંપરામા અંધશ્રદ્ધા ન રાખતા, સદ્‌ગુરૂતત્ત્વમાં સાચી શ્રદ્ધાનો ભાવ કેળવવાનો આગ્રહ સેવનાર, શ્રી નૃસિંહાચાર્યજી તેમના ગદ્યપદ્ય – ગ્રન્થોમાં સ્થળે સ્થળે ગુરૂગૌરવનું વર્ણન કરે છે " શ્રી નૃસિંહકિરણાવલિ "માં તેઓશ્રી લખે છે,

"બ્રહ્મજ્ઞાન શી રીતે થાય છે. આનન્દસ્વરૂપ આત્માનું અથવા બ્રહ્મનું જ્ઞાન અધિકારી પુરૂષોને **બ્રહ્મવેત્તા ગુરૂના અનુગ્રહ વિના** કેવલ વેદોના અધ્યાપનથી પ્રાપ્ત થતું નથી, તથા તે વેદોના અધ્યયનથી પણ પ્રાપ્ત થતું નથી, તેમજ તીક્ષ્ણ બુદ્ધિ વડે પણ પ્રાપ્ત થતું નથી, પરંતુ કેવલ બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશ વડે જ પ્રાપ્ત થાય છે."

આમ અનેક સ્થળે 'ગુરૂગમ' – બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશનો આગ્રહ કરનાર પુરૂષ, જે કોઇ અધિકારયુક્ત જણાતા સંતને પ્રમાણિકપણે પૂજે અને જાહેરમાં જેનો સંતજન તરીકે સત્કાર કરે તે સંત (શ્રી મોહનસ્વરૂપજી) કોઇ સાધારણ પુરૂષ કે સામાન્ય અધિકારી નહોતાં, પૂર્વજન્મની કોઇ મહાન તપભક્તિયુક્ત પુણ્યવાન વ્યક્તિ હોવી જોઇએ; એમ અવશ્ય અનુમાન થવું ઘટે છે. કારણ, તેમનો શ્રી નૃસિંહાચાર્યજીમાં આવા પ્રકારનો, – બીજાંઓને ગુરૂશિષ્યસંબંધનો ભાસ કરાવે તેવો – પ્રેમભાવ પ્રકટ પામવો, એ તેમના તરફે ઓછા ભાગ્યની વાત ન હતી.

પરંતુ શ્રી બ્રહ્મચારીજી 'બ્રહ્મવેત્તા' હતા, અથવા પોતાને શિષ્યત્વના પદે સ્થાપી, જ્ઞાનવિતરણ દ્વારા અનુગ્રહ કરનારા સદ્‌ગુરૂ હતા, – એવા પ્રકારનો સુર શ્રીમન્નૃસિંહાચાર્યજીએ, પોતાની ઉપસ્થિતિમાં, શ્રી બ્રહ્મચારીજીના સમય દરમ્યાન અને ત્યાર પછીથી શ્રેયઃસાધક વર્ગ સમક્ષ, કે પ્રવચન – પ્રબોધ – સાહિત્ય વિગેરેમાંય, પરોક્ષ રીતે પણ સૂચવ્યો નથી,...એ, સ્પષ્ટ સૂચવે છે કે શ્રી મોહનસ્વરૂપજીને શ્રી નૃસિંહાચાર્યજીના ગુરૂ રૂપે માનનાર અલ્પ વ્યક્તિઓનો અભિપ્રાય, પુષ્ટિકારક પુરાવાના અભાવે દુર્લક્ષ્ય કરવા જેવો ગણાય છે. એક વાત ચોક્કસ છે કે, સંસ્કારસિદ્ધ, શાસ્ત્રસંપન્ન

કે વિદિતવેદ્ય ગણાતા સર્વજ્ઞ મહાપુરુષો પણ, લોકકલ્યાણાર્થે પોતાની પ્રવૃત્તિ આદરતા હોવાથી, પોતાના જ્ઞાન, પ્રભાવ વિગેરેના પ્રયોજનને વિના કારણ, અપ્રચ્છન્ન ન કરતાં, શાસ્ત્ર તથા શિષ્ટ પુરુષોથી પ્રમાણિત પુણ્ય પ્રણાલિકાભાવને પુષ્ટ કરે છે; એ ન્યાયે તેઓ કોઇ સદ્ભાગી સંત પુરુષમા પોતાની પૂજ્યબુદ્ધિ સ્થાપે છે, એટલું જ નહિ પણ પ્રતિકૂળ પ્રસંગોથી માંડીને છેક પ્રર્યવસાન પર્યંત, શાસ્ત્રમર્યાદા પ્રમાણે સ્થાપિત પૂજ્યભાવને દૃઢપણે નિભાવી રાખવારૂપ ' ધર્મ 'ને ધારણ કરે છે. તેઓ તેમાં સહજ પણ સંદેહ થવા દેતા નથી. શ્રી નૃસિંહાચાર્યજીએ પણ પોતાનો પૂજ્યભાવ શ્રી બ્રહ્મચારીજીમાં સ્થાપીને, અંત સુધી તે ભાવને ધારણ કરી રાખવામાં, દ્રઢીભૂત કરવામાં – અળપાવા નહી દેવામાં – જે ધર્મ બજાવ્યો, તેમાં તેઓશ્રીની નિરભિમાન નમ્રતા, શાસ્ત્રનીતિપાલન અને ઉદારતાના દર્શન થાય છે.

સર્વમાન્ય અને સૂર્યકિરણની જેમ સાબિત થઈ ચૂકેલો શ્રી નૃસિંહાચાર્યજીનો અકુટિલ સરળ સ્વભાવ, પણ આપણને એમ જ સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે, કે પોતે શ્રી બ્રહ્મચારીજી પ્રત્યે બાહ્ય પ્રકટ રીતે જેમ સંતો પ્રતિ આચરવા યોગ્ય વિનાત વર્તન રાખતા હતા, તેમ તેઓશ્રી તેમના અંતરમાં પણ તેજ પ્રકારના વિચારને સેવી રહેલા હતા. દીક્ષા, આદેશ ગ્રહણ વિગેરે દ્વારા બાહ્ય કોઇ રીતે તમણે ગુરૂભાવને સ્વીકાર્યો કે આવિષ્કાર આપ્યો ન હતો; એટલે ખરેખર રીતે પોતાના વાસ્તવજીવનમાં (હૃદયમાં) પણ તેમણે ગુરૂભાવ જન્માવ્યો હોવાનું કલ્પી શકાય તેમ નથી. તેમનું અનુપમ આર્જવ આ બાબતમાં સર્વોપરી પુરાવા રૂપ છે.

શ્રી નૃસિંહાચાર્યજીનાં પ્રવચનો, લેખો, વિગેરેમાંથી તો એક–

મુખ્ય મુદ્દો સ્પષ્ટ તરી આવે છે કે ગુરૂ – ઉપદિષ્ટ જ્ઞાન જ સત્ય અને મહત્ત્વનું છે. સર્વજ્ઞ કોટિના સર્વ મહાપુરૂષોને પણ – બાહ્યદૃષ્ટિએ – ગુરૂ કરવા જ પડયા છે. ગુરૂહીન પુસ્તકિયા અભ્યાસથી, ગુરૂભાવ વિનાના મનુષ્યો દ્રઢ અનુભવિક સત્ય જ્ઞાન મેળવતા નથી, પરંતુ અપૂર્ણ અસ્થિર બીનઅનુભવિક જ્ઞાનનું મિથ્યાભિમાન ધારણ કરે છે, જે જતે દિવસે અવનતિના હેતુ રૂપ થઇ પડે છે. શ્રી નૃસિંહાચાર્યજી એક પદમાં પ્રશ્ન પૂછી, ઉત્તરને દ્રઢ કરે છે,

" બિન સદ્‌ગુરૂ જય કિનકો ભયો હૈ ! "

તેમજ,

" બિન સદ્‌ગુરૂ કોઉ પાર ન પાવે. " વિગેરે.

પરંતુ તેથી શ્રી મોહનસ્વરૂપજી તેમના ગુરૂ હતા, એ ફલિત થતું નથી.

કેટલાક ધાર્મિક સંતકવિઓની સ્વાનુભવ કે તત્ત્વબોધ વર્ણવતી કવિતાઓમાં, ગુરૂતત્ત્વ સંબંધી વિચાર કરતી વખતે અગર તો અન્યથા પણ, પોતાના ગુરૂના નામવિશેષનો સ્પષ્ટ નિર્દેશ યા અસ્પષ્ટ સૂચન મળી આવે છે. અખાકવિની કવિતામાં સ્થળે સ્થળે આવતો ' બ્રહ્મ ' શબ્દ પરમતત્ત્વ ઇશ્વરવાચક તેમજ અખાજીના ' બ્રહ્માનંદ ' ગુરૂના અર્થનો પણ પ્રતિપાદક ગણવામાં આવ્યો છે. તે પ્રમાણે ' શ્રીનૃસિંહવાણીવિલાસ ' ભાગ ૧–૨માનાં સંખ્યાબંધ પદ્યોમાં, જ્ઞાન ભક્તિ – શરણાગતિ – ગુરૂસ્તુતિ વિગેરેના પરલક્ષી કાવ્યોમાં, તથા સ્વાનુભવ વર્ણવતા આત્મલક્ષી કાવ્યોમાં પણ, સ્થળે સ્થળે, શ્રી બ્રહ્મચારીજી મોહનસ્વરૂપના નામનો ઉલ્લેખ આવે છે. ઘણીખરી જગ્યાએ આ ઉલ્લેખો ' મોહન ' ' બ્રહ્મચારી ' ' મોહનસ્વરૂપ ' એવા પૂર્ણનામસૂચક શબ્દોના ઉપયોગથી અત્યંત

સ્પષ્ટ હોય છે. જ્યારે કેટલાક સ્થળે આ ઉલ્લેખો આડકતરા અગર અર્ધસ્ફુટ રીતે તે અર્થના વ્યંજક હોય તેમ ભાસ કરાવે છે.

આ ઉપરથી કેટલાક સજ્જનો સમર્થન મેળવે છે કે આવા શબ્દપ્રયોગોમાં શ્રી નૃસિંહાચાર્યજી ' મોહન ' શબ્દને ' પોતાના ' ગુરૂ તરીકે સ્પષ્ટ વિશેષણભાવ અર્પે છે.

(૧) " શ્રીમાન્ મોહનસ્વરૂપ પ્રભુ નમામિ. "

(૨) સદ્‌ગુરૂવંદનની એક હરિગીત ચાલમાં,

" વંદનીક મોહનસ્વરૂપ, શ્રી પ્રતિચિત્તાકર્ષકમ્ "

પ્રત્યેક ચોથી પંક્તિ તરીકે આવે છે. આવાં સ્તુત્યાત્મક પદ્યોમાં ' મોહનસ્વરૂપ ' શબ્દ કેવળ ' સગુણ ઇશ્વર ' કે ' સદ્‌ગુરૂ 'ના ભાવનો જ સૂચક નહિ પણ ' બ્રહ્મ 'નો પણ સૂચક થાય છે, એ સ્પષ્ટ સમજાય તેમ છે. વળી,

(૩) " મોહનસ્વરૂપ નિજ ગુરૂસન્નિધ, સ્તુતિ ભણી,
ભ્રમકૂપથી મન ગાળિયે,
નરસિંહ છો ગુરૂ આપ, મુજ માબાપ, જપું હું જાપ,
સઉ સંતાપ પાપ પ્રજાળિયે. "

(૪) " પુરૂષોત્તમે પૂર્ણાનંદ પામી,
વંદુ મુજ મનમોહન સ્વામી. "

(૫) " નરસિંહ મનમોહનસોં મીલ્યો તબ,
સંયોગસુખ પ્રહોરી,
દુઃખ સબ મેરો દહોરી. "

(૬) "નરસિંહ મનમોહનસોં મીલ્યો તબ,
અખંડ પદ દર્શાવ્યો,
હર્ષ મેં હરિજશ ગાયો."

તેમજ, "ગળ્યું મન મોહનને ભેટી", "નરસિંહ મનમોહન ગમીયા", "નરસિંહ મોહનનું મળવું" વિગેરે પદાંત પંક્તિઓમાં પણ ઉપર્યુક્ત શ્રી બ્રહ્મચારીજીનો શ્રી નૃસિંહાચાર્યજીએ સદ્ગુરૂ રૂપે કરેલો સ્વીકાર પ્રતીત થાય છે એમ કેટલાકનું કહેવું છે. પરંતુ આ યુક્તિ બધા કાવ્યોમાં બધે જ સરખી રીતે સફળ થતી જણાતી નથી. અને બે ભાગના પદ્યોમા, થોડાક જ કાવ્યોમાં, ગણ્યાગાઠ્યા સ્થળોએ, આવો અપૂર્ણ નામનિર્દેશ આવે છે, તે પણ કેટલેક સ્થળે તો શ્લેષ દ્વાર, પ્રયત્ન કરીને અર્થાન્વય કરવો પડે છે; — અને 'નૃસિંહવાણીવિલાસ'ના ત્રીજા મહત્વના કાવ્યસંગ્રહમા તો એક પણ વખત, ઉપર કહ્યા પ્રમાણેનો શ્રી બ્રહ્મચારીજીના નામનો આડકતરો ઉલ્લેખ પણ આવતો નથી, — વિગેરે વિચારતા શ્રી નૃસિંહાચાર્યજીના ગુરૂ તરીકે શ્રી બ્રહ્મચારીજીને સ્થાપનામા, કાવ્યોમા નામ વિગેરેના ઉલ્લેખનો મુદ્દો પ્રહસનીય અને અપ્રસ્તુત લાગે છે, તથા સમર્થનની દૃષ્ટિથી તો તે અત્યંત ગૌણ લાગે છે.

વળી, 'શ્રી નૃસિંહાચાર્ય જેવા સમર્થ પુરૂષ મને સન્માને છે અને મારા પ્રત્યે અનહદ પ્રીતિ દાખવે છે, તેથી મંડળમા મારા માટે બહુ ઉચ્ચ ખ્યાલ સ્થાપિત થઇ ચૂક્યો છે. તે ગૌરવ કોઇ દિવસ ક્ષીણ થઇ જશે અને હું મારૂં માનપદ ગુમાવી બેસીશ.' – વિગેરે પ્રકારના વિચારોથી શ્રી બ્રહ્મચારીજીના ચિત્તમાં શોક વ્યાપી રહ્યો હતો; તે ચિન્તાગ્રસ્ત ચિત્તને શાન્ત અને નિર્ભય કરવાના શુભ હેતુથી, શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના પદમાં 'મોહન'

વિગેરે નામવિશેષ શબ્દો આપ્યા હતા અને સેવકોમાં દૈવાયન તેમ ।। ગુરુશિષ્યભાવને પોષણ આપ્યું હતું વિગેરે હકીકત વૃત્તાન્ત રૂપે ઉપલબ્ધ થાય છે,* તેની સાથે આ સઘળું અસંબદ્ધ અને અસંગત લાગ્યા વિના રહેતું નથી તેમજ અન્ય પક્ષે શ્રી નૃસિંહાચાર્ય જેવા સત્પુરુષ એવા બાહ્યાડંબર વડે, આર્જવવિરોધી અધર્મસાધનથી, ચિત્તોદ્વેગથી બળતા (ગ્લાનિ પામતા) પોતાના ઝેર હૃદયને શાન્ત્વન કરવા કટિબદ્ધ થયા હોય એમ માનવું – મનાવવું, પણ ઉચિત લાગતું નથી

× × ×

હવે સાધન – પુરુષાર્થ સંબંધી સહજ વિચારીએ શાસ્ત્રગ્રન્થોના અધ્યયનની તથા સંયમાદિ ક્રિયાભ્યાસની આવશ્યકતા ઉપર પણ શ્રી નૃસિંહાચાર્યજીએ ગુરુ – અનુગ્રહીત જ્ઞાનસંપાદન જેટલો જ ભાર મૂક્યો છે શ્રી રામચંદ્ર ભગવાને પોતાની દૈવી યોગશક્તિના કે લીનાતતુંત્વના પ્રભાવ માત્રથી પળવારમાં જ રાવણનો નાશ કર્યાની ચમત્કારિક કથા, જો આજે આપણી વચ્ચે હોત તો તે પણ આવકાર પામત અને શ્રી રામચંદ્રના અવતારિત્વને, વિશેષ શ્રદ્ધા સંપાદન કરાવત પરંતુ તેમાં આદર્શ પુરુષની પ્રતિષ્ઠાનું ગૌરવ ક્યારનુંય અળપાઇ ગયું હોત, અને શ્રી રામચંદ્રજીએ કરેલી સત્કૃતિઓની મહત્તા તથા અનુકરણીયતા ઓસરી ગયા હોત તે દૃષ્ટિએ વિચારતા, ગૂજરાતી શાળામાં ચૌદ માસ અને અંગ્રેજી શાળામાં અઢી વર્ષ માન લોકોમાં કહેવાતી કેળવણી લીધા ઉપરાંત, શ્રીમન્નૃસિંહાચાર્યજીએ શ્રી ગંગાદત્ત શુકલ, શ્રી ભૂમાનંદ, શ્રી મધુસૂદન, શ્રી મોહનસ્વરૂપજી વિગેરે સ્વામી – સંતો તથા

*અને તે સર્વનું વર્ણન કરેલું નથી

અન્ય શાસ્ત્રજ્ઞ પુરૂષોના સમાગમમા, વેદાધ્યયન વિગેરેમા ન્યૂનાધિ પ્રમાણમા પ્રવૃત્તિ કરેલી હતી, તથા સામાન્ય પ્રાથમિક આસનથી માંડીને યોગસમાધિની ધ્યાનૈકાગ્રતાની શત્યરત્ પ્રક્રિયાગો સુધીમ અનુભવાત્મક પ્રયોગો આચર્યો હતા, – આ મર્મ વસ્તુસ્થિતિના સ્વીકારમા શ્રી નૃસિંહાચાર્યજીની લીનાવિગ્રહાવસ્થાની જ્ઞાન – ધ્યાન – યોગ – વિષયક સપત્તિ વિશેષ શોભા પામે છે, એમ મારૂ માનવુ છે નૈસર્ગિક જ્ઞાનભક્તિયોગનું પ્રતિભાબીજ, સત્સગના અનુગ્રહથી સીંચાઇ પોષાય છે તેમ, વ્યુત્પત્તિ, અભ્યાસ, પરિશીલનાદિ પ્રવૃત્તિથી તે સત્સંસ્કારસપત્તિ સુદૃઢ થઇ અધિક ને અધિક સમૃદ્ધ તથા સશુદ્ધ થાય છે આ તો સામાન્ય મનુષ્યજગતના વ્યવહારનો નિયમ છે એ નિયમનુ સુંદર, દૃઢ અને યથાર્થ રીતનું પાલન, વિદિતવેદ્ય ગણાતા ' સ્વાભાવિકી જ્ઞાનબલક્રિયા 'યુક્ત શ્રીમન્નૃસિંહાચાર્યજીએ કર્યું હોય, તો તેમા આશ્ચર્ય અને સક્ષોભને સહજ પણ અવકાશ નથી

વળી, તત્ત્વાનુભવમા આવશ્યક ચિત્તનિરોધરૂપ નિદિધ્યાસનની, સ્વરૂપસાક્ષાત્કારમા ઉપયોગી, – અભ્યાસત ક્રિયાઓમા, અને તદનુકૂળ ચિંતનાદિમા શ્રી નૃસિંહાચાર્યજીનો કિશોરાવસ્થાનો સમય વ્યતીત થતો હતો, તે સંબધમા તો પરમ મહાનુભાવ શ્રી માસ્તર સાહેબના નીચેના ભાવના વાક્યોમાથી પુષ્ટિ મળે છે

" . શ્રી નૃસિંહાચાર્યજી પોતાનો અવકાશનો ઘણો સમય સર્વ સાધનોનુ શિરોમણી સાધન જે **બ્રહ્મવિચાર** તેમા વ્યતીત કરતા હતા, કિશોરવયમા તેઓશ્રી **વિવિધ યોગસાધનોના અભ્યાસવડે** તે બ્રહ્મવિચારમા વૃદ્ધિગત થયા હોય એમ પ્રતીત થાય છે . . . અને તેઓના સ્વતત્ર સ્થાનમા દ્વાર બધ કરીને જ તેઓ **ક્રિયામગ્ન** રહેતા . " વિગેરે

આ અવતરણવાકયમાં, કાળા છાપેલા શબ્દપ્રયોગો ઉપરથી, સ્વસંવેદ્ય શ્રી નૃસિંહાચાર્યજીની વિકાસક્રમની પ્રયત્નશીલ પદ્ધતિનું સ્પષ્ટપણે સૂચન થાય છે.

શ્રી નૃસિંહાચાર્યજીએ ૨૦ – ૨૨ મે વર્ષે રચેલા વાણીવિલાસનાં ઘણાં પદ્યોમાં, તથા ' અનુભવપ્રદીપ ' * નામના અપૂર્ણ અને પોતાની સ્થિતિ સમયમાં ' મહાકાલ ' માસિકમાં પણ અપ્રકટ રહેવા પામેલા દીર્ઘકાવ્ય સંબંધમાં, તેઓશ્રીએ કિશોરાવસ્થામાં કરેલા વિવિધ પ્રકારના સાધનાભ્યાસ સંબંધી ઇશારા કરેલા છે.

× × ×

આ સઘળા વિવેચનનુ તાત્પર્ય એ નીકળે છે કે, શ્રી નૃસિંહાચાર્યજીએ – વિદિતવેદ્ય શ્રી નૃસિંહાચાર્યજીએ – અનેક સંતોનો સમાગમ કર્યો હતો અને શ્રી મોહનસ્વરૂપજી બ્રહ્મચારીજીને ઉચ્ચ કોટિના પરમ પવિત્ર પુરૂષ તરીકે સ્વીકારી સવિશેષપણે સેવ્યા હતા; એટલું જ નહિ પણ પોતાની કિશોરાવસ્થામા સાધનાદિનો શકય તે સહજ પુરૂષાર્થ પણ કર્યો હતો. માત્ર

" રજસ્ તમસ્‌ના સ્થૂળ પડવાળી બુદ્ધિને પ્રબુદ્ધ થતાં પ્રથમ પુરૂષાર્થની અપેક્ષા રહે છે, કાંઇ રજસ્ તમસ્‌ના અભેદ્ય આવરણથી રહિત, સરકારી મતિને તેવા ભારે અભ્યાસની અગત્ય રહેતી નથી "

* જેમ શ્રી નૃસિંહાચાર્યજીના અપૂર્ણ લેખો વિગેરેને શ્રેયઃસાધકવર્ગ તરફથી, અન્યાન્ય સ્વરૂપ અપાયું છે, તેમ આ ' અનુભવપ્રદીપ ' કાવ્યનું પણ સંશોધન કરીને સ્વતંત્ર પુસ્તિકારૂપે પ્રકાશન સત્વરે માં આવે, એવી મારી વિનતિ છે.

એ મહાનુભાવ શ્રી માસ્તર સાહેબના નિર્ણય પ્રમાણે સત્ત્વશીલ સંસ્કારમૂર્તિ શ્રી નૃસિંહાચાર્યજીને તત્ત્વાનુભૂતિ **સહજમાં, શીઘ્રતાથી અને સરળતાથી** સિદ્ધ થઇ હશે, એમાં સંદેહ નથી. પરંતુ તેથી તેઓશ્રી સાધનાભ્યાસસિદ્ધિના બાહ્ય વ્યાવહારિક નિદર્શનાર્થે, પૂર્વવયમાં સ્થૂળ રીતે તદ્દન નિષ્ક્રિય રહ્યા હોવાનું દેખાઇ આવતું નથી. વિરાગના પૂર્વરંગરૂપ ( સાધનના ) અભ્યાસના સેવનની અગત્ય ઉપર, શ્રી માસ્તર સાહેબે જે ભાર મૂક્યો છે તે યથાર્થ છે. કારણ, દરેક મહાપુરૂષના જીવનમાંથી પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે એ જ માર્ગદર્શન મળ્યા વિના રહેતું નથી.

પૂર્વોક્ત પ્રકરણમાં, શ્રી બ્રહ્મચારીજી અને શ્રી નૃસિંહાચાર્યજીના આદર્શ સુંદર સંબંધ વિષે વિસ્તાર કરવામાં, આ લેખકનો એ જ આશય છે કે શ્રી મોહનસ્વરૂપજી જેવી આદર્શ મહાવિભૂતિ, કે જેમના પ્રતિ શ્રી નૃસિંહાચાર્ય જેવા આચાર્યવરે સવિશેષપણે સ્નેહપ્રવૃત્તિ કરી હતી, તેમના સંબંધમાં કાંઇ પણ અનુચિત અનુમાનો કરવા ઇષ્ટ નથી.

શ્રી બ્રહ્મચારીજી શ્રી નૃસિંહાચાર્યજી સાથે જે સ્નેહયુક્ત સંમાન અને સમભાવથી વર્ત્તાવ રાખતા હતા તે અકલ્પ્ય અને અનુપમ હતો. પ્રેમતત્ત્વની ચઢિયાતી પરિસ્થિતિમાં પ્રવર્તતા નિર્ગ્રન્ધતાના નિયમને અનુસરીને બાહ્ય બન્ધનોની મર્યાદાઓનું અતિક્રમણ થઇ, ભાવાવેશમાં, " મારા વહાલા, વત્સ, પિતા, બાપુ ! " એવા વિરોધી સંબંધના સૂચક ઉદ્ગારોથી શરૂ કરી, આલિંગન, ચુંબનાદિના પ્રદાન પર્યંત, તેઓમાં પ્રેમે પરસ્પર પ્રવૃત્તિ કરી હોવાનું પ્રતીત થાય છે, તે નિઃસંદેહ છે. તેથી અન્યોન્યના આવા સુંદર સ્નેહસંબંધ પરત્વે, કોઇ પણ પ્રકારનો કુટિલ વિચાર —થવો અયુક્ત લાગે છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજીના સંપૂર્ણ શુદ્ધ સ્થિતપ્રજ્ઞ સ્વરૂપનો પુરસ્કાર શ્રી બ્રહ્મચારીજીના હૃદયની નિર્વ્યાજ નિખાલસતા માટે ઊંચી આશા આપે છે.

શ્રી બ્રહ્મચારીજીનો આત્મા શ્રી નૃસિંહાચાર્યજીની પૂર્ણ કોટિ

સુધી કદાચ નહી પહોંચ્યો હોય, એ સંભવિત છે; અથવા તો શ્રી નૃસિંહાચાર્યજીની સ્વયંસિદ્ધ, જ્ઞાનયુક્ત ઉચ્ચ આત્મસ્થિતિને સ્પર્શવાને ઝંખતો શ્રી બ્રહ્મચારીજીનો પ્રગતિશીલ આત્મા, લગભગ તેમના સમીપ પહોંચવાની ભૂમિકા તથા અધિકાર પામવાને આતુર થઇ રહેલો પ્રતીત થયો હતો; સાધકોમાં તે આત્મા શિરોમણિ હતો, એમ કદાચ કબૂલી શકાય. પરંતુ તે પ્રમાણે ન વિચારી, શ્રી બ્રહ્મચારીજીને તદ્દન અન્યાય થાય એવો ઐકાન્તિક મત સ્થાપવામાં કે શ્રી બ્રહ્મચારીજીને શ્રી નૃસિંહાચાર્યજીના ગુરૂપદે સ્થાપવામાં, શ્રી નૃસિંહાચાર્યજીના પોતાના ગૌરવને પણ યોગ્ય સ્વરૂપે ઝળહળાવવામાં સંકોચ નડે તેમ છે કારણ, શ્રી નૃસિંહાચાર્યજી પોતે શ્રી બ્રહ્મચારીજીની કહેવાતી કુટિલ (!) પ્રવૃત્તિ જાણતા હોવા છતાં, તેને આગળ ધપવા દેવામાં વેગ આપે તો તેઓશ્રીની ગણના દુન્યવી માયાવશ સામાન્ય મનુષ્યોમાં જ થઇ શકે ! પરંતુ સત્યસ્થિતિ તેમ ન હોવાથી જ, અત્યુક્તિભર્યા વિધાનથી વેગળા રહી શકાય અને શ્રી નૃસિંહાચાર્યજીના સત્ય સ્વભાવને સારી પેઠે સમજી શકાય, તે માટે જ, આટલું વિવેચન કર્યું છે વળી, શ્રી નૃસિંહાચાર્યનું જ્ઞાનૈશ્વર્ય સ્વયંસ્ફુરિત અને સ્વસંવેદ્ય હોવા છતાં બાહ્ય આવિષ્કારની દૃષ્ટિએ સંત મહંત મહાપુરુષોના સત્સંગ કે અનુગ્રહ, અને શ્રી નૃસિંહાચાર્યના પોતાના પ્રબલ પુરૂષાર્થના સંસ્કારોથી પ્રેરિત હતું, એવો નિશ્ચય કરવામાં શાસ્ત્ર સિદ્ધાન્તનો કે આચાર્યશ્રી અને અન્ય સંતોનો નિરાદર થવાનો સહેજ પણ સંભવ રહેતો નથી. તાત્પર્ય કે, શ્રી બ્રહ્મચારીજી સાથેના અમર્યાદિત પ્રીતિવ્યવહારને વિશેષ રીતે સમજવા માટે શ્રી નૃસિંહાચાર્યજીને શ્રી બ્રહ્મચારીજીના શરણાગત સ્વીકારવાની, કે શ્રી બ્રહ્મચારીજીમાં લઘુતા જોવાની કાંઇ જરૂર જણાતી નથી. શ્રી નૃસિંહાચાર્યજીનો સ્વભાવ સંતો પ્રત્યે

અતીવ નમ્રતાનો ગ્હેતો – એ હકીકતમાં આ સર્વ આંટીઘુંટીનો ઉકેલ મળી રહે તેમ છે.

પરમ પૂજ્ય શ્રી માસ્તર સાહેબ જેવા ચારિત્ર્યવાન પુરૂષોના વલણ કે મન્તવ્યો માટે આપણને મતભેદ કે મનોભેદ ન હોઇ શકે. પરંતુ એક બાબતનું આશ્ચર્ય સામાન્ય માણસને જરૂર થાય છે કે, શ્રી મોહનસ્વરૂપજી કદાચ, અતિ ઉચ્ચ વીતરાગ કોટિના આત્મારામ પુરુષ ન હોય, છતા શ્રી નૃસિંહાચાર્યજી જેવા સિદ્ધ પુરૂષે તેમનું બહુમાન કર્યું હોય તો તેમા વાધાભર્યું, અમર્યાદ કે અનુચિત જેવું શુ હોઇ શકે ? આજ પણ અનુભવમા, ઘણા ગુરૂઓના તથા નેતાઓના શિષ્યો અને અનુયાયીઓ તેમના કરતા સવાયા ઉચ્ચ અધિકારયુક્ત જણાય છે. એ તો પૂર્વજન્મના તેમના સંસ્કારની વાત છે.

મને અનેક દૃષ્ટાન્તો જોવા – સાંભળવા મળ્યા છે, – જેમાં સામાન્ય શક્તિના પુરૂષને સંત રૂપે – પ્રશ્વરતુલ્યભાવથી – પૂજનારા શિષ્યો સાધકો પરમહંસ કોટિની મસ્તી માણે છે. ઉભયના માત્ર આતરિક સબંધો જ સમાન સપાટી કે કક્ષા પરના હોય છે. બાહ્ય સ્થૂળ દૃષ્ટિથી દેખનારને તો તેમાં સંશય – તર્ક થવા માંડે. આત્માના અપરોક્ષ સ્વરૂપજ્ઞાનાનુભવ પછી, જેણે બહિરંતર સમતાને સાધી ચૂકેલી સમગ્ર વૃત્તિઓમાં ' દસ્યને વીલાવી દીધું છે ' – દ્દશ્યના ભાવમાત્રનુ પણ જેને ભાન થતું નથી – તેના નિર્દ્વંદ્વ અવધૂત સિદ્ધ દશામા (મસ્ત) નિરંતર સ્થિતિ કરનારા સત્પુરૂષોની બાહ્ય પ્રવૃત્તિઓ, – વાણી વર્ત્તનમા જણાતા ભાવો પણ – સામાન્ય સાધકોને તેમજ પ્રાથમિક પ્રયોગદશાના જિજ્ઞાસુઓને પણ વિચિત્ર વિતર્કો કરવા પ્રેરે તે સ્વાભાવિક છે.

એક મહાત્મા કોટિના પુરૂષનો એક સજ્જન ઉપર પુષ્કળ પ્રેમાનુગ્રહ છે. તે સજ્જન તેના પરિવારસહિત તે અવધૂત પુરૂષને ઇશ્વરાભિન્ન સદ્‌ગુરૂ તરીકે સ્વીકારે છે, પૂજે છે. તેમના સ્નેહસંબંધમાં મને એ જાણવા જોવા મળ્યું કે, હિમાલય વિગેરેથી લખાતા પત્રોમાં, તથા પ્રત્યક્ષ વાણીવ્યવહારમાં પ્રત્યેક પ્રસંગે, તે સ્વામીજી પોતાના એ શિષ્યને ' પિતાજી ' કહીને જ સંબોધે છે. તેમની પહાડી ભાષામાં ' પિતાજી ' વત્સલતાનો શબ્દ હશે, એવું મારૂં અનુમાન, પૂછતાં, ખોટું ઠર્યું. પણ, સ્વામીજી પોતાને, તે શિષ્યનો પુત્ર માને છે, કહેવડાવે છે. *

આવાં ઉદાહરણોથી કહેવાનું તાત્પર્ય એ છે કે, શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ શ્રી બ્રહ્મચારીજીના વિશિષ્ટ પ્રકારના વર્ણન, વાણી–વ્યવહાર, સંબોધન વિગેરે ઉપરથી, કે શ્રી બ્રહ્મચારીજીની સામાન્ય કોટિ સાબિત થવાથી, શ્રી નૃસિંહાચાર્યજી સાથેના તેમના સ્નેહસંબંધમાં સ્ખલન, અન્યભાવ કે અન્યથા કલ્પના કરવામાં ઔચિત્ય જણાય તેમ નથી. ફરીથી આ પ્રશ્નના અંતમાં એ જ મત ઉપર આવીને સ્થિર થવાનું ઠીક જણાય છે કે, શ્રી નૃસિંહાચાર્ય, શ્રી બ્રહ્મચારીજીને મહાનુભાવ સંત તરીકે પૂજ્ય ગણી બહુમાન આપતા, અને અન્યોન્યનો પ્રેમસંબંધ અપૂર્વ અને વિલક્ષણ હતો. પરંતુ તેઓના વચ્ચે અન્ય સેવકોની જેમ ગુરૂશિષ્યસંબંધ સ્થપાયો ન હતો. અસ્તુ

એક પ્રસંગે દક્ષિણ હિન્દુસ્તાનના બે વિદ્વાન પુરૂષો, પર્યટન કરતાં શ્રી બ્રહ્મચારીજીના આશ્રમમાં આવી પહોંચ્યા હતા.

* આ લખાતી વખતે – એટલે કે સં. ૧૯૯૮ માં બન્ને વ્યક્તિઓ હયાત હતી: પરંતુ આજે મુદ્રણના સમયે, ' પિતાજી ' ગુરૂભાવમાં રાચ્યા છે.

કથા-સમાગમ વિગેરે માટે જનતા એકઠી થતી જાણી, તેઓ પણ શ્રી બ્રહ્મચારીજી પાસે ગયા. પરિચય – પ્રસ્તાવ અને સ્વલ્પ સમાગમ પછી, પેલા બે પૈકી એક વિદ્વાને પૂછયું.

"અમારા દેશમા તમારા જેવા પ્રવચન અને કથા કરનારાઓ બહુ મળી આવે છે પરંતુ એ સર્વમા સાચા સદ્ગુરૂ કયા તે અમને જાણવા નથી મળતું. જીવનના ચરમ ધ્યેય પરત્વે એકેયનો અભિપ્રાય સરખો આવતો નથી. બધા જ વક્તાઓ પોતાને સિદ્ધ હોવાનું મનાવે છે. તો ઉચ્ચ સ્થિતિમા સ્પષ્ટ ભેદ શી રીતે સમજાય ?"

"ભગવાનનુ ભજન કરતા કરતા દિલ ચોકખું થતું જાય એટલે સાધકનો અધિકાર આગળ વધતો જાય ટોચે પહોચેલાઓમા કેવો ભેદ પ્રવર્તે છે, તે તો મારા જેવા ટોચે નહિ ગયેલાઓને શી ગમ પડે ! વધારે ઊંડુ સમજવુ હોય તો આ અમારા 'નરસિંહરામ'ને પૂછો" શ્રી બ્રહ્મચારીજીએ શ્રી નૃસિંહાચાર્યજીની સિદ્ધ દશા તરફ જાણે સૂચન કરતા હોય એમ જણાવ્યું. અને તેમની આજ્ઞાથી શ્રી નૃસિંહાચાર્યજીએ અત્યંત ટુંકમા ઉત્તર આપી, દક્ષિણી જિજ્ઞાસુના મનનુ સમાધાન કર્યું કે,

"પરમ સિદ્ધિની છેલ્લી ક્ષણે સાવધાન રહેવું ઘટે છે. કર્મના કાયદા પ્રમાણે મુક્તદશા પ્રત્યક્ષ થતા, તેને સહર્ષ સ્વીકારનારાઓનો અવતારક્રમ પરિપૂર્ણ થાય છે પરંતુ, ઘણા મહાનુભાવ સંતો પરમ લક્ષ્યને પ્રાપ્ત કરવા છતા, તેમા ભળી જવાનું પસંદ કરતા નથી. વિરાટ માનવતાની સેવાના અગમ્ય પ્રયોજનથી પ્રેરાઇને, પોતે પરમ ત્યાગ દ્વારા પ્રાપ્ત કરેલી મુક્ત દશાનો પણ આત્યંતિક ત્યાગ, તેઓ સ્વેચ્છાથી સ્વીકારે છે બ્રહ્મચારીજી મહારાજ કહે છે તેમ, એવી જીવનમુક્ત વ્યક્તિઓ વિરલ હોય છે, અને એવી વિભૂતિઓ, જેઓને

સદ્ગુરૂ – સ્વામી રૂપે મળી જાય છે, તેઓનું કલ્યાણ સત્વરતાથી સધાવામાં સહજ પણ સંદેહ રહેતો નથી...વિગેરે. "

આ પ્રસંગ ઉપરથી પણ બન્ને સંતોના સંબંધ, સ્થિતિ અને એક બીજાની ભૂમિકા માટેના ભાવદર્શન, વાચકને સ્પષ્ટ થયા વિના રહેશે નહિ.

× × ×

શ્રી બ્રહ્મચારીજીના આશ્રમમાં એકઠી થયેલી શિષ્યમંડળીમાંથી કેટલાક તો કુટુંબ અને સમાજના કલેશત્રાસથી કંટાળીને, કાયરવૃત્તિથી આશ્રમના આશ્રયે આવ્યા હતા. શ્રી બ્રહ્મચારીજીમાં સાચો ગુરુભાવ સ્થાપી, તેમની સેવા – સમાગમ વડે જ્ઞાનતૃપ્ત થવાની તૃષ્ણાથી તેમની સાથે સંબંધ બાંધનારા થોડા જ હતા. કેટલાક તો માત્ર ' મફતિયા ખાવાપીવાની મોજ કરવાની ' વૃત્તિથી, કોઇ કુતૂહલબુદ્ધિથી તો કોઇને કોઇ સ્વાર્થ બાંધવાના વિચારથી, ' અખાડા 'ની જેમ એકઠા થયા હતા. શ્રી બ્રહ્મચારીજીની સૂચના કે ઉપદેશનો અમલ કરવા તરફ તેઓનું ખાસ ધ્યાન ન હતું. પરંતુ ગુરુજીના દર્શનાર્થે આવનારી વિવિધ વ્યક્તિઓ તરફ તથા તેઓની વાતચીત વિગેરેમાં તેમનું લક્ષ્ય સાવધાનપણે રહેતું. બે ચાર કુટિલ મતિના સેવકોએ તો, – શ્રી બ્રહ્મચારીજીની જાણ બહાર – તેઓશ્રીના સામર્થ્ય ચમત્કાર વિગેરેની પ્રશંસાપ્રચાર દ્વારા, ભાવિક ભોળા પુરુષોને ભોળવી ગુરુ સમક્ષ ભારે ભેટ વિગેરે મૂકાવવાના કાર્યમાં તત્પર કરવા સુધીની અધર્મી આડતિયા પ્રવૃત્તિ પણ આદરી હતી. શ્રી બ્રહ્મચારીજીને ખબર પડતાં, તેમણે તે શિષ્યોને ભારે સંયમદંડ કર્યો હતો. તો પણ ખલ પુરુષોની કુત્સિત ટેવ જતી નથી, એ ન્યાયે, જ્યારે એક ભોળી નવારસી વિધવાએ પોતાની મિલ્કતને ગુરુજીને સમર્પણ કરવાનો

સંકલ્પ જાહેર કર્યો, ત્યારે શ્રી બ્રહ્મચારીજી ઘણા ગુસ્સે થયા અને પેલા દુષ્ટ શિષ્યોને આશ્રમમાંથી કાઢી મૂક્યા આ પ્રસંગે બહારગામ ગયેલા શ્રી નૃસિંહાચાર્યજી આશ્રમમાં પાછા આવતા, તેમણે સઘળી હકીકત જાણી લીધી આશ્રમથી દૂર નીકળી ગયેલા પેલા શોકમગ્ન શિષ્યોને પરિશ્રમપૂર્વક પકડી પાડયા અને આશ્રમમાં પાછા ફરવા જણાવ્યું શ્રી નૃસિંહાચાર્યજી ઉપર શ્રી બ્રહ્મચારીજીનો અસાધારણ પ્રેમભાવ છે, તેની સર્વને ખાત્રી હોવાથી, તેઓએ પૂર્ણ વિશ્વાસ ધારણ કર્યો કે, શ્રી બ્રહ્મચારી મહારાજ તેમનો પુનઃ સ્વીકાર કરશે, શ્રી નૃસિંહાચાર્યજીના માન ખાતર પણ ક્ષમા કરશે

સર્વે આશ્રમમાં પાછા આવ્યા શ્રી બ્રહ્મચારીજી અને શ્રી નૃસિંહાચાર્યજી વચ્ચે આ પ્રસંગ પરત્વે અત્યંત ચર્ચા થઇ જો કે ચર્ચામાં મહાન્ મતભેદ પ્રતીત થતો હતો, પરંતુ બન્નેના અંતર અન્યોન્યમાં એટલા બધા એકમેક થઇ ગયેલા જણાતા હતા કે ચર્ચાનું સ્વરૂપ શ્રવણ કરનારને, બે વિરુદ્ધ બાજુઓના મતભેદો રજુ કરનાર બન્ને વચ્ચે બિલકુલ મનોભેદ કે વૈમનસ્યનો અંશ સરખો ભાસતો ન હતો અર્થની ઉપયોગિતા સંબંધમાં શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના મન્તવ્યો રજૂ કરી નિર્ણય પ્રકટ કર્યો,

"વિહિત ધર્મમાર્ગથી પ્રાપ્ત અર્થને સ્વીકારવામાં જેમ સંકોચને અવકાશ નથી, તેમ તે જ અર્થનો ધર્મયુક્ત માર્ગે વિનિયોગ કરવામાં પણ સંકોચ ધારણ કરવો જોઇએ નહિ"

"તો પછી, ગુરુજી શા માટે આનાકાની કરે છે! આ બ્હેન નિરાશ થાય છે અને નિમિત્ત તેના અમે નાહકની ઉગ્ર શિક્ષા સહન કરીએ છીએ!" ધર્માધર્મના વિચાર વિના જ, શ્રી નૃસિંહાચાર્યજીના

નિર્ણયને અનુકૂળ અન્વય કરી, પ્રસ્તુત પ્રસંગની તરફેણ કરતા શિષ્યો બોલી ઊઠયા.

" તે જોવાનું કાર્ય આપણું નથી. ગુરુજીને યોગ્ય લાગ્યું તે ખરું, પણ ' અર્થ ' અને ' કામ ' બન્ને પુરુષાર્થોનો ' ધર્મ ' અને ' પરમાર્થ ' એ બે પુરુષાર્થને પ્રાપ્ત કરવાનાં સાધન તરીકે ઉપયોગ કરવામાં આવે તો તે અનર્થકારી અને અનિષ્ટ બનતાં અટકી જાય છે.

" તે શી રીતે ? " કોઈ જિજ્ઞાસુએ સ્પષ્ટતા માગી.

" અર્થ ત્યારે જ ( સ–અર્થ ) સાર્થ બને છે, જ્યારે તે ધર્મથી પ્રાપ્ત થઇ, ધર્મકાર્ય માટે ખર્ચાય છે. આત્મકલ્યાણ એટલે, સ્વાર્થ નહિ પણ પરમાર્થ માટે વપરાયલા અર્થને જ પરમાર્થ કહે છે. પરમાર્થનું પુણ્ય પરમાર્થ ( પરમ અર્થ )થી સધાય છે. "

શ્રી નૃસિંહાચાર્યજીની દરમ્યાનગીરીથી પેલા શિષ્યોને માફી મળતાં, આશ્રમમાં ફરી સ્થાન મળ્યું. પેલી વિધવાબાઇની નિખાલસ હૃદયની સમર્પણ – સ્વીકાર માટેની વિજ્ઞપ્તિ સપ્રમાણ નીવડી. પણ આવા અનેક પ્રસંગોમાં શ્રી નૃસિંહાચાર્યજીનું, શ્રી બ્રહ્મચારીજીના માનસ ઉપરનું નિર્હેતુક વર્ચસ્વ, સ્વાર્થી શિષ્યગણમાં અસૂયાના હેતુરૂપ થઇ પડયું. કારણ, આશ્રમ અને આશ્રમના નામે વધતી જતી થોડી ઘણી મિલ્કત ઉપર શિષ્યોએ મીટ માંડી હતી. તેઓ અંદર અંદર વાટાઘાટ પણ કરતા.

" ગુરુજીની હવે વય વધતી જાય છે તેમ તેમનામાં નબળાઇ આવતી જાય છે. "

" ગુરુજી કહે છે તેમ, મરણ તો દરેકને છે જ. પણ અલ્યા, એમની પાસે શું શું છે તેની તપાસ કરી ? "

" કરી તપાસ ! આપણે આશા છોડી દેવાની સમજો ને. "

" નરસિંહરામ છે ત્યાં સુધી આપણે કોઈ ફાવી શકીએ તેમ નથી. "

" ના, ના, એમ તે હોય ? આખું કોળું શાકમાં જાય કે ! "

" આપણે એમ કાર્ય કાવવા દઈશું ? બચપણથી આપણે પગચંપી કરતા આવ્યા છીએ, અને નરસિંહરામ તો આજકાલના છે !"

" અને આપણે તો આશ્રમમાં જ રહીએ છીએ. પણ આપણું સાંભળે છે કોણ ? "

" હા, ગુરુજી તો નટની પેઠે એ ' આચાર્ય 'ની મોરલીએ નાચે છે ! ! "

" ના, એવું કેમ કહેવાય ! એ નરસિંહરામ તો ગુરુજીને કે કોઈને ય નચાવતા નથી. એ તો બધાં એની મેળે એમની પાછળ ઘેલાં થાય છે તેમાં નરસિંહરામ શું કરે ? " એક સાત્ત્વિક બુદ્ધિના પણ કુસંગમાં ફસાતા શિષ્યે નરસિંહરામને નિર્દોષ ઠેરવ્યા

" એ તો ઠીક. પણ દિગંબાજીના મકાન સિવાય બીજું કાંઈ માલમ પડ્યું ? " એક જણે મુદ્દાની વાત પર સૌનું ધ્યાન ખેંચ્યું.

" કેમ, સ્વામીજી પોતે જ કહેતા હતા ને કે મારા નરસિંહરામને માટે હું આ રકમ ભેગી કરું છું. તે રકમ કેટલી હશે ? "

" સાત – સાડા સાત હજાર કહેવાય છે; તે શું નરસિંહરામ લઈ જશે ! " એક જણે ચિંતા વ્યક્ત કરી.

' અને સાડા ત્રણ હજારનો મઠ પણ જોયા કરો શુ થાય છે તે ? "

" આપણે ગુરુજીને વિનવીએ તો ?" એક જણે સૂચના કરી.

" ગુરુજીને શુ કહીશુ, કે ગુરુજી, તમારી દશ બાર હજારની મિલ્કતના વારસ અમને ઠરાવી આપો, એમ ? " પ્રથમ સૂચનારે કટાક્ષમા કહ્યુ,

" બોલ્યા વિના બોરે ય નહિ વેચાય. શુ અત્યાર સુધી તમે બધા ઊંઘમા છો ? ગુરુજીએ તો કયારની ય નરસિંહરામને, મિલ્કત સ્વીકારવા આજ્ઞા કરી હતી. આજ્ઞાનો અમલ કરવા અનીચ્છા દર્શાવાઇ એટલે ગુરૂજીએ સૂચના અને વિનતિ સુદ્ધા કરી. "

" સૂચના ' વિનતિ ' શુ કહો છો ? " મફતની મિલ્કત લેવા કોઇને વિનતિ કરવી પડે એ સાભળતા જ અર્થલોલુપ આત્માઓને આશ્ચર્ય થયુ.

" હા, નિર્લોભ વૃત્તિના વિરાગી આત્માને મિલ્કતની શી પડી છે ? એ તો કોઇ અવતારી પુરુષ છે "

" તો આપણે આ બાબતમા સદાને માટે નિશ્ચિત રહી શકીએ, તે માટે નરસિંહરામને જ નિવેદન કરીએ તો કેમ ? તે મહાત્મા પુરુષ પોતે પોતાની મેળે જ એવો બદોબસ્ત કરશે કે જેથી બ્રહ્મચારી મહારાજ, તેમને મિલ્કત સમર્પણ કરી દેવા સબધમા પુન પ્રવૃત્તિ કરશે જ નહિ અને આપણને પણ આ વિષયમા દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થવાથી, ચિંતા કરવા કારણ જ નહિ રહે " એક ચતુર પણ શ્રી નૃસિંહાચાર્યમા શ્રદ્ધા ધરાવનાર શિષ્યે સમાપ્તિ સુધીની યોજના કહી નાખી

પરંતુ મતલબી સેવકોને ક્યાં ખબર હતી કે, પરોપકાર અર્થે જ જેણે જન્મ લીધો હતો એવા શ્રી નૃસિંહાચાર્યજીના આત્માને આ તમામ હકીકતની ખબર પડી ચૂકી હતી. તેઓશ્રી તો તે સેવકોના હૃદયનો ચિંતાયુક્ત ભાવ સારી પેઠે સમજી ગયા હતા. સાચી સેવા કરવાની ધગશવાળા સંતોનાં હૃદયો ઇતર જનોને શેની અપેક્ષા છે, તે કળી જવામાં કુશળ હોય છે, અને વિવેકબુદ્ધિથી વાકેફ થઇ, તેઓ તેમની ચિંતા શમાવવામાં સત્વર પ્રવૃત્ત થતા હોય છે, અને તેમ કરવામાં પછી તેઓ પોતાના સ્વાર્થસુખની પરવા કદિ પણ કરતા નથી.

એકાંતવાસમાં, શિષ્યમંડળ – સંકોચાતા દિલે – તેમની પાસે આવ્યું; પણ તેમાંનું કોઇ પણ શ્રી નૃસિંહાચાર્યજીના પ્રતિભાશાળી પ્રસન્ન મુખ સમક્ષ, અંતરના દૂષિત ભાવને ઉચ્ચારી શક્યું નહિ. શ્રી નૃસિંહાચાર્યજીએ તેમના ધૈર્યની કસોટી ન કરતાં, પોતે જ વાર્તાનો પ્રસ્તાવ કર્યો અને કહ્યું,

" દશ્ય પ્રપંચના તમામ પદાર્થો અસ્થિર છે, નાશવંત છે. તેમાં, ખાસ કરીને ધન, માયા, મિલ્કતમાં, મિથ્યા આસક્તિ રાખવાથી દરેકને અતિશય દુઃખ સહન કરવું પડે છે. તેમાં જીવાત્માની ઉન્નતિ નથી..." વિગેરે સૂચક ઉપદેશવચનોથી ઉપક્રમ કરી, તેઓ કરુણામય સાત્ત્વિક પ્રીતિયુક્ત વચન બોલ્યા,

" શ્રી બ્રહ્મચારી મહારાજની મિલ્કતમાંથી કાંઇ પણ મેળવવાની મને આશા કે ઇચ્છા નથી. મારા મનમાં તો મોટો ખજાનો, તેમની કૃપાથી, ભરાઇ ચૂક્યો છે. સંત પુરૂષનું સૂક્ષ્મ ધન એ જ આપણું મન સાચી સંપત્તિ છે. " શ્રી નૃસિંહાચાર્યના વદન ઉપર નિર્મોહતાની રેખા ફરી વળી.

" પરંતુ ગુરુજી તો જીદ લઇને બેઠા છે તે આપને આપ્યા વિના છોડવાના છે ? આપે અમારા મઠ તરફ પણ દયાદષ્ટિ રાખવી ઘટે છે, આચાર્યજી ! " શિષ્યોના મુખ ઉપર કૃત્રિમ દીનતાનો ભાવ પ્રસરી રહ્યો.

બડવીર ભીષ્મના પિતા સમક્ષ, સત્યવતીના માછીમાર પિતાએ ભવિષ્યમાં ભીષ્મનાં સંતાનો તરફથી રાજગાદી માટે ડખલગીરી થવાનો સંદેહ રજુ કરતાં, જેમ ભીષ્મે આજીવન બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી હતી, તેમ આશ્રમના સેવકજનોના આંતર – સંતાપને હરણ કરવાના મંગલ હેતુથી, શ્રી નૃસિંહાચાર્યજીના હમદર્દીથી હાલી ઊઠેલા હૃદયે પોકાર કર્યો,

" સ્વામીજીના કૃપાપ્રસાદ સિવાય, તેઓશ્રીની કોઇ પણ ચીજ મને અસ્પૃશ્ય છે " એ ભાવનાં ખાત્રી ભર્યાં વાક્યો વદી સૌના સળગતા દિલમાં સાન્ત્વન રેડયું.

આટલી વ્યવસ્થા થયા પછી પણ સ્વાર્થી સેવકગણના અંતરો તો અંદરથી પ્રજળતા રહેવાનું જણાઇ આવ્યું. ક્લેશનું કારણ શોધી કાઢવાને શ્રી નૃસિંહાચાર્યજીએ પ્રયાસો કર્યા; અને જાણી લીધું કે શ્રી બ્રહ્મચારીજીનો શ્રી નૃસિંહાચાર્યજી સાથેનો અતિ ગાઢ સંબંધ હોઇ, ઉભયનો અધિકાધિક સંપર્ક તે શિષ્યોને ભવિષ્ય માટે સશંક બનાવતો હતો, કે રખેને નરસિંહરામ બ્રહ્મચારીજીના પ્રેમપ્રવાહમાં તણાઇ, આપેલું વચન વિસરી જાય !

વિશેષમાં, શ્રી બ્રહ્મચારીજીના આશ્રમમાં, ગુરુજી શ્રી નૃસિંહાચાર્યજીને ' શિષ્ય ' નહિ પણ ' સત્‌શિષ્ય ' કહી સંબોધતા; અને કદિ પ્રેમોર્મિથી ઉભરાતું હૃદય એવાં ભાવનાં વચન પણ ઉચ્ચારતું કે .

'આ સત્‌શિષ્ય મારું નામ રાખશે – એ જ મારો ખરો ઉત્તરાધિકારી છે.'

ઉત્તરાધિકારી, વારસ, હક્કદાર વિગેરે વિશિષ્ઠ શબ્દોના નિર્દોષ પ્રયોગયુક્ત પ્રેમવર્ત્તનથી, સેવકમંડળ ફફડી ઊઠતું અને પ્રતિજ્ઞાબદ્ધ શ્રી નૃસિંહાચાર્યજીના સમક્ષ વારંવાર હૈયાવરાળ કાઢી, તેઓશ્રીને તેમની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવવા સૂચન કરતું !

અને એક વખત શિષ્યોની શંકાને દૃઢ કરે એવો પ્રસંગ પણ બન્યો. વયોવૃદ્ધ શ્રી બ્રહ્મચારીજીએ, માંદગીના બિછાનેથી, તેમના પ્રીતિપાત્ર 'નરસિંહરામ'ને સજળ નયને આછીજીયુક્ત સ્વરે એવા ભાવનું કહી દીધું કે,

"મારું દિલ હવે શું કરવા દુઃખાવો છો, બાપુ ! આખરી વખત તો 'હા' પાડીને મારા જીવને શાંતિ કરો..." વિગેરે

શ્રી નૃસિંહાચાર્યજી સસ્મિત ગમ ખાઇ ગયા અને વિલંબ કરી, વખતમાં વાતને વિલીન કરી દીધી. મૃત્યુપાશમાંથી મુક્ત થયેલા અંતઃકરણમાંથી એક વાસના છૂટી થતી ન હતી કે 'મારો નરસિંહ મારી મિલ્કતનો ક્યારે સ્વીકાર કરે ?' તેમના તીવ્ર વેદનાયુક્ત હૃદયના ઉચ્ચભાવને શ્રી નૃસિંહાચાર્યજી ઓળખી ગયા હતા. તેમને પણ લાગવા માંડયું હતું કે હવે વિશેષ બહાનાં ચાલે તેમ નથી. સ્વપક્ષે, પોતે તો અતૃષ્ણ હતા. પોતાના શુદ્ધ અંતઃકરણમાં મકાનની, રોકડ રકમની કે કશાની કામનાનો અંશ માત્ર પણ સ્ફુરે તેમ ન હતું. અન્ય પક્ષે, આશ્રમના આકાંક્ષી સેવકસમુદાયનાં હૈયામાં નિત્ય પ્રજળતી ચિંતાહોળીની જ્વાળાઓ જોઇને, તેમનું દિલ દુઃખાતું હતું. શ્રી બ્રહ્મચારીજીસાથેના સંબંધને નિભાવવાની સાચા દિલની ભાવનાને

વશ થતાં, તેમના દ્રવીભૂત હૃદયે, સ્થૂળ બાહ્ય સંબંધને વિશેષ મહત્ત્વ નહિ આપવાનો નિશ્ચય કર્યો. સૂક્ષ્મ સંબંધને દિવ્ય ભાનનું આરોપણ કરતો, આશ્રમવિયોગનો નિર્ણય, તેઓશ્રીની આત્મસ્વરૂપા વિવેકબુદ્ધિએ પળવારમાં કરી નાંખ્યો. તેમના આત્મનિર્ણય પ્રતિ મીટ માંડી રહેલા શ્રી બ્રહ્મચારીજીના સેવકોનાં ચિત્તને સદાકાળ શાંતિસમાધાનમાં સ્થાપવા, શ્રી નૃસિંહાચાર્યજીએ શ્રી બ્રહ્મચારીજી સાથેનો બાહ્ય પ્રકટ થવા પામનો સંબંધ ઓછો કરવા માંડ્યો. પરંતુ તેમ કરવામાં, કોઈ દુર્મતિને, ખારાશ કે કડવાશ ઊભી થયાની મિથ્યા કલ્પના ન થાય, – એટલી સાવધાનતાપૂર્વક નેમશે સહેતુક પણ પરમાર્થે પ્રવૃત્તિ કરવા માંડી. સુરતમાં રહીને, પોતે તેમ કરી શકે તેમ ન હોવાથી, સુરત છોડવાની પ્રસંગભૂમિકા રચવા – રચાવા માંડી.

આ બાજુ, કૌટુંબિક ફરજો તેમને વ્યવહાર તરફ ખેંચી રહી હતી. આપણે આગળ જોઇ ગયા હતા કે પોતાના પિતાના આગ્રહને વશ થઇને, શરૂ કરેલી નોકરી લાંબો વખત નહિ ટકવામાં, શ્રી નૃસિંહાચાર્યજીનું પરોપકારી ચારિત્ર્ય અને ઉદાર સમભાવયુક્ત સ્વભાવ જ હેતુ રૂપ હતાં. શાળાસમાજની સ્થાપના અને વિરામ પછી પણ, તેઓશ્રીએ કમાણી માટેનો કોઇ ખાસ વ્યવસાય હાથમાં લીધો ન હતો. ભરણપોષણ નિમિત્ત કાંઇ ઉદ્યમ – પરિશ્રમ કે કુટુંબના ભાવિની મિથ્યા ચિંતાના પરિત્યાગપૂર્વક, તેઓશ્રી આવશ્યક ફરજ અને નિત્ય ધર્મકાર્ય કરતા હોવા ઉપરાંત, સહચારીઓ મિત્રો વિગેરે સાથે જ્ઞાનચર્ચામાં અનુપમ નિશ્ચિંતતાભર્યા સર્વોત્કૃષ્ટ માનસનું દરેકને ભાન કરાવતા હતા.

શ્રી નૃસિંહાચાર્યના પ્રભાવશાળી વ્યક્તિત્વની અને ગણિત વિગેરે વ્યવહારવિષયોમાં દક્ષતા સંબંધી સુરતની સઘળી સંસ્થાઓ

અને સરકારી કચેરીઓમાં જાણ થઇ ગઇ હતી. શ્રી બ્રહ્મચારીના આશ્રમમાં, શ્રી નૃસિંહાચાર્યજીનો સમાગમ સેવવાની ઇચ્છાથી, કદિ નહિ આવનારા ' મોટા ' ગણાતા માણસો પણ આવવા લાગ્યા. નિઃસંગતાને નિત્ય અનુભવનાર શ્રી નૃસિંહાચાર્યજીની આસપાસ સંગ – સંધનો સંગ – સમુચ્ચય પામતો ગયો. સર્વને સહુસહુના ભાવ અને અધિકાર પ્રમાણે સંતોષ આપતાં, શ્રી નૃસિંહાચાર્યજી સમક્ષ ' સ્વાર્થ સાથે પરમાર્થ ' જેવો એક પ્રસંગ ઉપસ્થિત થયો.

ઇજનેર ખાતાની સરકારી નોકરીમાં પાછલાં કેટલાંક વર્ષોથી, હિસાબી કામમાં અવ્યવસ્થા અને ગુંચવણ ચાલ્યાં આવતાં હતાં. તપાસનીસો તથા નિરીક્ષકોની એક પછી એક સમિતિઓ અને ખાસ Specialist હિસાબનિષ્ણાત પુરુષો પણ વારંવાર તપાસણી કરીને હિસાબી ગોટાળાની ગુંચ ઉકેલી નહી શકવાથી કંટાળી ગયા હતા. ખાતાના મુખ્ય અધિકારીને પણ આ બાબતમાં ઉપરની કેન્દ્ર કચેરી તરફથી ઠપકો મળવાની ચિંતાથી, પ્રતિષ્ઠાભંગની ભારે મુંઝવણ થતી હતી. કચેરીના નાના નાના કારકુનો તથા વચલા વર્ગના નોકરો આ સંબંધમાં જ્યારે ત્યારે દંડાઇ જશે, એ શંકા સર્વના હૃદયમાં સ્થાન કરી બેઠેલી હતી. આ સંબંધમાં, કોઇ સત્સંગી – સંસ્કારી કારકુનદ્વારા, ખાતાના વડા અધિકારીના અંતઃકરણમાં, શ્રી નૃસિંહાચાર્યજીને બોલાવવાની પ્રેરણા થઇ. તેમને અને શ્રી નૃસિંહાચાર્યને જે દિવસે આ સંબંધી વાતચીત થઇ તેને આગલે દિવસે સાંજે જ પેલા કારકુને આશ્રમમાં આવીને, શ્રી નૃસિંહાચાર્યજી સમક્ષ ભાવભરી વિનંતિ કરી હતી કે

' મારા એકલાના ખાતર નહિ, આપના સ્વાર્થ માટે નહિ,

પણ સર્વના ભલાને માટે પણ આપશ્રી સાહેબનું આમંત્રણ આવે તે સ્વીકારજો અને અમારો ભય દૂર કરજો '

અને બીજે જ દિવસે, વાતચીત થયા પ્રમાણે, શ્રી નૃસિંહાચાર્યથી કચેરીમા આવી તપાસણી અને વ્યવસ્થાનુ કાર્ય સારી પેઠે ઝડપથી થઇ શકે તે માટે, અધિકારી સાહેબે સઘળી ગોઠવણ કરી દીધી જાણે Special Duty Officer હોય તે પ્રકારના શ્રી નૃસિંહાચાર્યજીની હંગામી નિમણૂક, ઉપરની સરકારી હિસાબાધિકારી કચેરીથી (Account Office) મંજુર થઇ આવી.

શ્રી નૃસિંહાચાર્યજી નોકરી ઉપર તદ્દન સાદા પહેરવેશમા આવતા સફેદ ફેંટો, ધોતી, લાબુ પહેરણ અને પગમા ' ખટક ખટક ' અવાજ કરતી પાદુકાઓ પહેરેલી સામાન્ય સાદાઈમા ભવ્યતાના અંશોને ઝળકાવતી, અલૌકિક ભાવનુ સૂચન કરતી, ભારેખમ ભાસતી આ વ્યક્તિ, સાતેક દિવસમા તો સર્વના સ્નેહસન્માનનુ પાત્ર થઇ પડી તેઓ સર્વની સાથે સમાનભાવયુક્ત વર્તન રાખતા. કોઇને ય અઘટિત માન કે અનાદર દાખવી, મિથ્યા રાગદ્વેષ વધારનારી પ્રવૃત્તિ કરતા નહિ પ્રત્યક્ષમા ' સાહેબ ' અને એવા ખુશામતિયા સંબોધનોથી કે વિશેષ પડતા અનુચિત વર્તન – વ્યવહારથી, અમલદાર આદિ કોઇને ય રાજી રાખવા રૂપ વૃત્તિ – પ્રવૃત્તિથી અળગ રહેનાર શ્રી નૃસિંહાચાર્યજી, ઇજનેર ઓફિસમા, યોગ્ય વિનય અને કર્ત્તવ્યનિષ્ઠાથી પણ સ્વતંત્ર ચિત્ત – આદર્શને અનુરૂપ નોકરી કરતા અને એ નોકરી પણ ઉપર કહ્યુ તેમ, દયાથી પ્રેરિત હૃદયે સ્વીકારેલી નોકરી હતી પ્રભાવશાળી સૌજન્યમૂર્તિ નવીન નીમાયના ખાસ ' નોકર 'ને સૌ કોઇ પ્રેમભાવથી જોતા, અને તેમનુ સૌહાર્દ સૌ કોઇ ઇચ્છતા. જેમના

તાબામાં રહીને કારકુનોને કામ કરવાનું હોય છે, તેવા નજીક – વચલા – અમલદારોએ પણ, શ્રી નૃસિંહાચાર્યજીને તેમનું હિસા કાર્ય કરવા માટે, યોગ્ય અનુકૂળતાઓ કરી આપી હતી. પ તેઓશ્રી, પોતાને મળેલી સમય – સ્થળની અનુકૂળતાઓ યથેચ્છ વર્તનની સ્વતંત્રતાનો, અને પોતાનામાં ખાતાએ મૂ પ્રતીતિ અને પ્રીતિનો દુરુપયોગ કે અંગત ઉપભોગ કરવાનો પ્ર સરખો પણ કર્યો ન હતો.

એકાદ પખવાડિયું તેમનું કામ ચાલ્યું. તે દરમ્યાન અ પ્રકારની વિચિત્ર વાતો શ્રી નૃસિંહાચાર્યજીના કાને આવી ચ હતી. જેવી કે;

' આ અગવડ ભરેલા અટપટા હિસાબ તપાસવાનું ત ગોટાળે ચઢેલું કામ વ્યવસ્થિત ચાલુ સ્થિતિ પર લાવી આપવ કામ અત્યંત કઠણ છે, એટલું જ નહિ પણ તે અશક્ય છે. '

' કારણ કે જેના આધારે હિસાબની મેળવણી થઈ શકે, હિસાબી દસ્તોની ફાઇલો અને ફેરિસ્તોનાં જ કયાં ઠેકાણાં છે !'

' કેટલાંક દસ્તો ( વૌચરો )નું તો અસ્તિત્વ જ નથી ને !

' અને તે બે ચાર પાંચ વૌચરો ખોળી કાઢવાનું હોય, ર તે પણ સાલતિથિનો ઉલ્લેખ હોય તો તો સમજ્યા કે થે દિવસોના પરિશ્રમે કાંઈક પત્તો પાડી શકાય. અને પછી નિ તપાસણીનું કામ હાથ પર લઈ શકાય ! '

' આ તો પાછળનાં ૨૫–૩૦ વર્ષોનું રેકાર્ડ ફેંદવાનું. સાલનું કયું વૌચર જોવાથી, અમુક અમુક બાબતનો હિસાબ ર

તેનો સંબંધ સમજાશે, – તેના અનુમાન માટે પણ સાધન નથી. અને વૌચરો જ કયાં વ્યવસ્થિત રીતે મૂકેલાં છે તે ?'

'ત્યારે આ નવીન નીમાયેલા મિસ્ટર શી રીતે કામ કરશે ?'

'એમની આબરૂની કપરી કસોટી થનાર છે. જાણીજોઇને એમનું નામ સૂચવીને, કોઇ તેમના હિતશત્રુએ તેમના સામે આ દાવ રચ્યો લાગે છે.'

'હિતશત્રુ કોણ હશે! સગો હોય, જ્ઞાતિનો હોય કે સંબધી પૈકીનો હોય...' એક જણે પોતાના મનના તર્કનો અર્ધસ્ફોટ કર્યો.

ઉપરોક્ત પ્રકારની વિવિધ વાતો સાંભળીને, શ્રી નૃસિંહાચાર્યજી નિરાશ કે ભયગ્રસ્ત થયા નહોતા. તેમના દિલમાં તો પેલા કારકુને તેમના સમક્ષ કરેલી સહાનુભૂતિપ્રેરક વિનંતિથી હાલી ઉઠેલી દયાભાવની લાગણી રમી રહી હતી. ઈશ્વરેચ્છાનુસાર જો પોતાનાથી હિસાબના મેળનું દુષ્કર કાર્ય સાંગોપાંગ સધાશે તો દંડ, બરતરફી, બદલી આદિ શિક્ષાની ચિંતામાં દગ્ધ બની રહેલા કચેરીના નોકરોને નુકસાન થતું અટકવાથી પરમ સંતોષ પ્રાપ્ત થશે; એવા પરોપકારી ભાવથી પોતે કચેરીનું કપરું અને અશકયવત્‌ મનાતું કાર્ય કરવા પ્રેરાયા હતા.

અને સૌ કોઇના આશ્ચર્યને પડકાર આપતું મહાભારત કામ, જ્યારે શ્રી નૃસિંહાચાર્યજીની કાબેલિયત તથા કાર્યદક્ષતાથી એક જ માસમાં પૂર્ણ થયું, ત્યારે તો શ્રી નૃસિંહાચાર્યજી દરેકના દિલમાં કુતૂહલ અને કોયડાની પ્રતિમારૂપે વસી રહ્યા. વડા અમલદારને પણ અજાયબી લાગી કે હોંશિયારમાં હોંશિયાર કુનેહબાજ કોઠાબંધ હિસાબી નિષ્ણાતોને જો આ કાર્ય પાછળ એકાદ વર્ષ લગાડી

દેવામાં આવે તો પણ તેઓ આ કાર્યની ગેરવ્યવસ્થાનો ઉકેલ કે અંત આણી શકે તેમ નથી, છતાં શ્રી નૃસિંહાચાર્યજી તો કોઇની પણ સહાય – સૂચના વિના જ એકલે હાથે જ કામ પૂર્ણ કરી શક્યા, તમામ હિસાબી કામને વ્યવસ્થિત શુદ્ધ સ્વરૂપમાં લાવવામાં સફળ થયા ! અને તે પણ માત્ર એક જ માસની ટૂંક મુદતમાં ! આથી તેમને તેમના કાર્યમાં કદાચ શંકા સ્ફુરી હશે – તેથી વિક્ષેભરી વાણીમાં શ્રી નૃસિંહાચાર્યને જણાવ્યું,

" આ કાર્યનું સ્વરૂપ જ એટલું જટિલ છે કે ભલભલા તેમા અત્યંત કાળજીપૂર્વક કામ કરતા હોવાં છતાં, ભૂલ ખાઇ બેસવાનો સંભવ છે. તમે તો આ કાર્ય પૂરૂં કરવામાં પુષ્કળ ઉતાવળ કરી છે. અને તેના ઉપર કોઈનું તાંત્રિક નિરીક્ષણ સરખું પણ થયુ નથી ! "

" કામની ચોક્કસાઇ માટે બેફિકર રહેશો. છતાં સંદેહ હોય તો કુશળ તપાસનીસો પાસે મારા કાર્યની ચુસ્ત તપાસણી કરાવી શકો છો. મનુષ્યથી ભૂલ થાય એ સ્વાભાવિક છે. " શ્રી નૃસિંહાચાર્યજીએ નિરભિમાનતાપૂર્વક માનવસલભ વેણ ઉચ્ચાર્યું. જો કે તેમના કાર્યમાં એક પણ ભૂલ નહિ હોવાની તેમને તો ખાત્રી જ હતી.

ખાતાધિકારીની આજ્ઞાનુસાર, શ્રી નૃસિંહાચાર્યજીના હિસાબી કામોની, સરકારી કોષાધિકારી કચેરીની (એકાઉન્ટ ઑફીસની) મુખ્ય શાખાના સ્પેશિયલ – ખાસ – અધ્યવેક્ષકો દ્વારા, અત્યંત ઝીણવટ અને બારીકાઇથી તપાસણી થઈ. ફેરતપાસણી અંતે, તમામ કામ નિર્દોષ જાહેર થયું. સર્વે અમલદારોને શ્રી નૃસિંહાચાર્યજીની કાર્યશક્તિ, બુદ્ધિકૌશલ્ય અને સૌજન્ય માટે મહદ્ આશ્ચર્ય ઉપજ્યું.

સૌ કોઇ તેમની ખુલ્લા દિલથી પ્રશંસા કરવા લાગ્યા. આવું સુંદર કાર્ય આટલી બધી ત્વરાથી કરવા માટે, એક જ માસનું વેતન આપી કામ કરનાર મનુષ્યને નોકરીમાંથી મુક્ત કરવો – એ કદરદાન દિલના સુજન અધિકારીને યોગ્ય લાગ્યું નહિ. પરંતુ પોતે પણ મુખ્ય કચેરીના તાબાનો એક આજ્ઞાંકિત નોકર જ હતો. તેથી શ્રી નૃસિંહાચાર્યજીમાં સ્પષ્ટપણે દેખાયેલા સદ્‌ગુણોની – મર્યાદિત પણ – કદર કરવાનો સંતોષ મેળવવા તેણે, શ્રી નૃસિંહાચાર્યજીની ખાસ ઇચ્છા ન હોવા છતાં, પોતાને પ્રાપ્ત અધિકાર અને સત્તાનો સદુપયોગ કર્યો:

" કામનો પ્રકાર જોઇને અમે ધાર્યું હતું કે સહેજ દશ બાર માસ સુધી તો તમારો લાભ સરકારી નોકરીને મળશે. પરંતુ તે મુદત ઉપર તમે પોતે જ મર્યાદા મૂકી, કાર્યનો ત્વરાથી સરસ રીતે અંત આણ્યો છે. પરંતુ અમે મતલબી લોકો એમ તમારો લાભ જતો કરીએ તેમ નથી તમારી યોગ્યતા અને આશાસ્પદ ભાવિનો વિચાર કરતાં, તમને આ કચેરીમાંથી છૂટા કરવાને બદલે, કાયમની જગ્યા આપવામાં આવે છે. ( નોકરીમાં ) તમારો ઉત્તરોત્તર ઉત્કર્ષ જોવા હું ઘણો આતુર હોઇ, તેમાં મારાથી બનતી સઘળી સહાય તમને કરતો રહીશ. "

" પણ, બીજા કોઇને......" બીજાને નોકરી મળતી હોય તો તે સ્થાન પોતે નહિ લેવાની પરોપકારી વૃત્તિ દાખવતા શ્રી નૃસિંહાચાર્યને દલીલ કરતા વચમાંથી જ રોકીને, અધિકારી સજ્જન બોલ્યા કે,

" પણ બણ કાંઇ નહિ. તમને કોઇ પણ પ્રકારની અત્રે અગવડ વેઠવાની નહિ હોય, તે ચોક્કસ જાણશો. આખું ખાતું તમારામાં

પુષ્કળ વિશ્વાસ ધરાવે છે. મરજીમાં આવે ત્યારે તમે આવજો, જજો-પણ......મારા તરફ ધ્યાન રાખતા રહેજો ! "

શ્રી નૃસિંહાચાર્યજીએ થોડો વખત ઇજનેર ખાતામાં નોકરી ચાલુ રાખી. ઉપરિ અધિકારીએ તેમનામા કોઇ અલૌકિક સંત પુરુષનાં દર્શન કર્યાં હતાં કે તેમને શ્રી નૃસિંહાચાર્ય વિષે કોઇ દિવ્ય સંકેત મળ્યો હતો ! તેમણે શ્રી નૃસિંહાચાર્યમાં પોતાના કલ્યાણ માટે આશા સેવી, અને નોકરી સિવાયના સમયમાં અંગત રીતે તેઓ અધિકૃત અમલદાર મટી, માત્ર માનવરૂપે શ્રી નૃસિંહાચાર્યજી સમક્ષ આવવા લાગ્યા. તેથી તો તેમણે, તેમને નોકરીમાં ચાલુ રાખવા આગ્રહ કરેલો અને ' મારા તરફ ધ્યાન આપતા રહેશો ' એના ભાવનાં વચનો વારંવાર ઉચ્ચારેલા.

શ્રી નૃસિંહાચાર્યજીની નોકરી કરવાની પદ્ધતિ, તથા નાના મોટા સહુની સાથે વાતચીત અને વર્તન વિગેરે પ્રસંગ પાડવાની રીતભાત સભ્ય સજ્જનને છાજે તેવી શિષ્ટ, વિવેકી અને સર્વને રુચિકર લાગે તેવી હતી. સૌ કોઇ તેમનો વ્યવહાર કળી શકતું કે તેઓશ્રી સિપાઇ, કારકુનબંધુઓ અને ઉપરિ અમલદારો સાથે સાચા હૃદયથી સમભાવયુક્ત વર્તન રાખતા. તે છતાં પણ તેઓશ્રી વ્યવહારમા શુદ્ધતા સાચવતા. સૌના અધિકાર, પદ અને વયને ઘટે એટલું જ સન્માન, તેઓ યોગ્ય સ્વરૂપમાં દર્શાવતા. તેથી ન્યૂનાધિકભાવનુ આરોપણ તેઓ કદિ પણ થવા દેતા નહિ. હૃદયમાં તો તેઓ સર્વ પ્રત્યે રાગદ્વેષરહિતપણે સમસર્વત્ર નિષ્પક્ષ સ્નેહદૃષ્ટિથી જોતા. માનાપમાનવાળી ભેદબુદ્ધિનો વિલય કરી બેઠેલા શ્રી નૃસિંહાચાર્યજી નોકરી વિગેરે વ્યવહારવ્યવસાયમાં, સ્વમાનનું રક્ષણ કરવા ચૂકતા નહિ. '

નોકરીના સમયમા, તેઓશ્રીના બુદ્ધિવૈભવ અને પ્રતિભાસૌજન્યથી આકર્ષાઇ, ઘણા કારકુનો તેઓશ્રીની સાથે ધર્મ અને તત્ત્વજ્ઞાનની વાર્તા છેડતા, ત્યારે તે વખતે પોતે અલ્પજ્ઞ કે તે વિષયમા અજ્ઞ હોય એવો ભાવ સૂચવી, વાતનો વિસ્તાર કરવાની તક આપતા નહિ. પણ ટૂકા ઉચિત ઉત્તરથી, સર્વના ચિત્તનુ તાત્કાલિક સમાધાન કરી, તેઓનું લક્ષ પોતપોતાના વિહિત કાર્ય તરફ ખેચતા. આમ તેમણે, નોકરીમા થતો નિરર્થક નીતિભગ, નોકરીમા પોતાની પરિસ્થિતિ દરમ્યાન, યુક્તિપ્રયુક્તિ અને પ્રભાવશાળી વ્યક્તિત્વથી વિસ્તાર પામતો અટકાવ્યો

નોકરી દરમ્યાનના અનેક પ્રસગોમાથી અત્રે માત્ર એક રાગનો, બીજો દ્વેષનો – એવા બે વિરોધી ભાવના પ્રસગોની ટૂકી રૂપરેખા આપીશુ.

એક સામાન્ય હોદ્દાના અમનદારને* પોતાના તાબાના કારકુન શ્રી નૃસિંહાચાર્યજીમા અગત રીતે અત્યત અભિરુચિ અને આસક્તિ ઉત્પન્ન થઇ હતી કોઇ દિવસ કોઇ કારણસર તેઓ શ્રી નૃસિંહાચાર્યજીને ન જોતા, તે દિવસે તેઓ બ્હાવરા અને બેચેન બની જતા, ઘેના અને આકુળવ્યાકુળ અતકરણથી, કચેરીનુ ફરજિયાત કામ યત્રવત્ કરતા એ દશામા જો કોઇ ચિકિત્સક પાસે તેમનુ નિદાન કરવામા આવે તો તો એવો જ અભિપ્રાય મળે કે તેટલો વખત તેઓ જાણે નિશ્ચેતન જીવન જીવતા હત તેમને તે દિવસની કામગીરીની હકીકત પૂછવામા આવે તો તેઓ

* આ અમલદારનુ નામ મળ્યુ નથી પરતુ પ્રસ્તુત પ્રસગનુ એક કરતા અધિક મુખથી શ્રવણ થવાથી, તેને માન્ય કરવો ઘટિત લાગે છે તેથી અત્રે તેનો નિર્દેશ કરે છે

સાનભાન વિનાના મૂઢની જેમ એવો જવાબ આપતા કે તેમા અસત્યની કે દૂરાન્વયની સૌને શંકા આવ્યા વિના ન રહે. તેમના બદલે જો કોઈ સામાન્ય સિપાઈ કે કારકુનની એવી અર્ધપાગલ જેવી પ્રવૃત્તિ એકાદ દિવસ પણ અનુભવવામાં આવી હોય તો તેને બિચારાને, વૈદકીય સમિતિથી નાલાયક ઠરાવી, કાયમને માટે નોકરીમાથી બરતરફ કરવામા આવ્યો હોય ! પરંતુ આ અમલદારને નિભાવી લેવામા તેમનુ 'અમલદારપણુ' કારણરૂપ ન હતુ, પણ તેમની આ પ્રકારની પરિસ્થિતિની પાછળ 'નરસિંહરામ'નુ નામ જોડાતું હતુ, તે હતું. સૌ કોઈને 'નરસિંહરામ' માટે આદરભાવ હતો તેમના નામનુ અપમાન પણ સાખી લેવા કચેરીમા કોઈ તૈયાર ન હતુ.

આ અમલદાર સબંધી સઘળી હકીકતથી શ્રી નૃસિંહાચાર્યજી વાકેફ થઈ ચૂકયા હતા તેમના હૃદયમા તે ભોળા દિલ માટે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ મનમા વિચાર કરતા તેમને સમજાયુ કે—

'આ પ્રકારનો લાગણીનો ભાવ શુદ્ધ અને સ્થિર પ્રેમભાવ નથી એ તેમનુ કલ્યાણ કરવાને બદલે – કદાચ – જતે દિવસે તેને દુ:ખદાયી થઈ પડશે. હુ સુરત છોડી જવાના વિચારમા છું; એમ થશે ત્યારે વિરહનો વહ્નિ તેના દિલને અંગે અંગે દાહ દેશે. આ સ્નેહ કેવળ સાત્ત્વિક નથી તે મિશ્ર અને મોહપ્રધાન છે.'

તે પુરુષ હમેશા કોઈ ચારિત્ર્યવાન્, કલાકાર કે સદ્ગુણસપન્ન સ્ત્રી, પુરુષ કે બાળકને જોઈ એકદમ મોહ પામી જતો. એ જ મોહ, પરિસ્થિતિ પલટાતા કે તેના મનને પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થતાં, તેને દુ:ખના દરિયામા ડૂબાડી દેતો. આમ હોવાથી શ્રી નૃસિંહાચાર્યજીએ વિચાર્યું કે,

'આ પ્રકારની આસક્તિ આ રીતે આગળ વધવા દેવામાં જો હું પોષણ આપીશ, તો મારી ઉપસ્થિતિના અભાવે એ ઉગ્ર બનશે, અતિ દુઃખી થશે અને કદાચ તેની વિકલતાના પરિણામે, દુર્દૈવવશાત્, નોકરી આદિ વ્યવહારમાં પ્રાપ્ત સારી સ્થિતિને નુકસાન પહોંચાડી, તેના આશ્રિત સ્વજનોને પણ વિના કારણ ક્લેશના સહભાગી બનાવશે. પરિણામે, બિચારાની 'ઉન્નતિ – જેનું તેના દિલમાં અહર્નિશ ધ્યાન છે તે – તો કલ્પનામાંથી ય દૂર ચાલી જશે...'

આ પ્રકારના કલ્યાણકારી વિચારથી, શ્રી નૃસિંહાચાર્યજીએ તેનું અજ્ઞાનતિમિર હણવાનો અને તેના મનના વલણને, અતિશય વિકૃત સ્વરૂપ પકડે તે પહેલાં જ, અનુકૂળ દિશામાં વાળી દેવાનો સન્નિશ્ચય કર્યો.

નોકરી સિવાયના સમયમા ઘણા મનુષ્યો શ્રી નૃસિંહાચાર્યજી પાસે સત્સમાગમનિમિત્ત એકત્ર થતા. પેલા અમલદાર પણ ત્યાં આવતા. તે વખતે વિવિધ ચર્ચા – વાર્તા દરમ્યાન, તેઓશ્રી સામાન્ય તત્ત્વબોધ એવી રીતનો ગુંથી દેતા કે જે પરોક્ષ રીતે – તે પોતે અગર કોઇ પણ જાણે 'નહિ તેવી રીતે – પેલા અમલદારના અંતઃકરણમાં એકધારી અસર ઉપજાવતો. નિર્માલ્યતા ઉપર, મન, બુદ્ધિ, સ્વભાવની પામરતા ઉપર તેઓશ્રી માર્મિક ટોક લગાવતા. આસક્તિ, – સદ્‌વસ્તુ માટેની પણ અત્યંત આસક્તિ – ઉન્નતિમાં કેવી અવરોધકારક છે, તે વાર્તા વિવિધ ઉદાહરણોથી, તેઓશ્રી સચોટ રીતે સ્પષ્ટ કરતા. અને બીજી બાજુથી, વડા અધિકારીની સંમતિથી સ્પેશિયલ કામગીરી જેવું મહત્ત્વનું કામ ઉપસ્થિત કરી પેલા અમલદારને થોડાક દિવસ ફરજિયાતપણે સુરત બહાર રહી,

શ્રી નૃસિંહાચાર્યના દર્શન – સમાગમના યોગથી વંચિત રહેવું પડે, એવા પ્રસંગો શોભા કરતા. આ રીતે પોતાનામાં અસંત રાગવૃત્તિ સેવનારા અમલદારના અંતઃકરણને યુક્તિપ્રયુક્તિ, પ્રયોગ અને બોધ – અનુભવદ્વારા, શુદ્ધતા તથા સમતુલામાં સ્થાપવામાં, શ્રી નૃસિંહાચાર્યજીએ અથાગ પરિશ્રમ સેવ્યો હતો. પછી તો દૈવી સંકેતાનુસાર, પેલા અમલદારને વિશેષ વખત સુરત બહાર રહેવાનું લખાયું, અને તે દરમ્યાનમા, શ્રી નૃસિંહાચાર્યજીએ પરોપકારાર્થે સુગન છોડવાની કેવી તક સાધી તે આપણે આગળ જોઇશું.

ઉપરોક્ત પ્રસંગ જેવો રાગનો છે તેવો અન્ય પ્રસંગ તેમના પ્રતિના દ્વેષનો છે. જો કે તેઓશ્રી પ્રતિ કોઇને ય દ્વેષ કરવાનું કારણ ન હતું; છતાં જીવની ભિન્ન ભિન્ન પ્રકૃતિઅનુસાર મનુષ્યોમાં ભિન્ન ભિન્ન અંશોથી રાગદ્વેષાદિ વિકારો, બાહ્ય બળો અને સંજોગોની મર્યાદામાં રહી, કાર્ય કરે છે; એ ન્યાયે, શ્રી નૃસિંહાચાર્યજીના એક ઉપરી અમલદાર નાગર ગૃહસ્થે મનમાં શ્રી નૃસિંહાચાર્ય માટે અલ્પ પ્રમાણમાં દ્વેષભાવ સેવ્યો હતો. પ્રતિષ્ઠા અને સ્તુતિ પ્રત્યે તેને અતિશય પ્રેમ હતો. પોતાને સૌ શ્રેષ્ઠ કહે અને સન્માને, એ મતલબી વિચાર, જ્યારે મર્યાદા મૂકે છે ત્યારે, પોતાનાથી અધિક આદર અને પ્રતિષ્ઠા – પ્રશંસાને પાત્ર અન્ય કોઇ બનવા ન પામે, – એવા સંકુચિત, કુત્સિત વિકારને જાગ્રત પ્રેર્યા વિના રહેતો નથી. અસૂયા એ મત્સરની બ્હેન છે. માનબુદ્ધિ પોતાનામા જ સમસ્ત માનને સમાવવા ઇચ્છે ત્યારે અન્યનો ઉત્કર્ષ સહી ન શકનારી અસૂયા આપોઆપ જન્મ પામે છે, અને એમાંથી, – યોગ્ય સમયમાં અટકાવના ઉપાય આચરવામાં ન આવે તો, – ધૃણા, નિંદા વિગેરે વિકારપરંપરા જામત્ થાય છે.

કચેરીમા સારી પેઠે, નિયમિતપણે અને સતોષકારક રીતે સમયસર કામ કરનાર એ બાહોશ સર્જ્જન પુરુષમા, પોતાને પ્રાપ્ત અધિકાર ( તે પણ શરૂઆતનો નહિવત્ અધિકાર )નુ અભિમાન જાગ્યુ હતુ. કચેરીના કારકુનોની સમયસરની હાજરી, કાર્યની યોગ્ય વ્યવસ્થા વિગેરે ઉપર નિરીક્ષણ અને અકુશ રાખવાની પોતાની ફરજ બજાવવામા તે વિશેષ પડતી આગ્રહયુક્ત જવાબદારી વ્હોરી લેતા હતા તાબાના નોકરોએ ઉપરી હોદ્દેદારો તરફ અમુક રીતે જ વર્ત્તાવ રાખવો જોઇએ. તથા અમુક ચોક્કસ પ્રકારની પદ્ધતિથી તેઓએ તેમના પ્રતિનો સન્માનભાવના પ્રકટ કરવી જોઇએ, – એવા એવા કડક અમલનો ભાસ કરાવતા વિચિત્ર મન્તવ્યોના પાનન પ્રતિ તેઓ દુરાગ્રહ રાખતા હતા આ તેમના માની સ્વભાવ આગળ, શ્રી નૃસિહાચાર્યજીની સર્વમાન્ય સર્વશ્લાધ્ય અને સ્વલ્પ સમયમા જ કીર્ત્તિને વરી ચૂકેની કારકોર્દી તરવરી રહી

શ્રી નૃસિહાચાર્યને નોકરીમા નિમત્રણ મળ્યુ હોવાનુ જ્યારથી તેમણે જાણ્યુ હતુ ત્યારથી તેઓ ચિત્તની શાતિ ગુમાવી બેઠા હતા પ્રાર્થનાસમાજમા અને ઇતર સ્થળોએ જોરદાર વક્તવ્ય કરનાર સદ્ગૃહસ્થ તરીકે પ્રખ્યાતિ પામેના પુરુષે કચેરીમા માનપૂર્વક પગ મૂકયો ત્યારે તેઓ આખો ચોળવા લાગ્યા કચેરીના વહીવટી નિયમો અને સમય તથા કામની ચોક્કસ યત્તા વિગેરેના તમામ પ્રકારના નિયત્રણોની ફરજિયાત મર્યાદામાથી શ્રી નૃસિહાચાર્યજીને ઉપરિ અધિકારી તરફથી મુક્તિ મળી હતી એ વિગેરે નિરકુશતાયુક્ત તેમની નોકરી નિહાળી, પેના નાગર સર્જ્જનને તેમના સ્વભાવાનુસાર ઇર્ષ્યા થવા લાગી. પોતે પરતત્ર અને અલ્પમાનયુક્ત તથા પોતાના જ હાથ તીચેનો અજમાયશી કારકુન સ્વતત્રતા અને

સન્માનપૂર્વક નોકરી કરે, એ તેમના અંતઃકરણને રુચ્યું નહિ. વિશેષમાં, આવા સામાન્ય – કોઇ ખાસ ઉપાધિ ( degree ) વિનાના – પુરુષને અતિશય મહત્ત્વ અપાવા લાગ્યું. વર્ષોથી અસ્પષ્ટ અને મેળ વિનાના થઇ ગયેલા હિસાબી કામોને જલદીથી સુવ્યવસ્થિત રીતે તૈયાર કરી આપનાર કુશળ હિસાબનીસ તરીકે તેમની નિમણુક કરી – તે તારીખથી, નાના મોટા સૌ કોઇની આંખોનો અને વાતોનો એ વિષય થઇ પડયા. કોઇની કલ્પનામાં પણ ન આવી શકે તેવી ટૂંકી માત્ર અજમાયસની મુદતમાં, ( probationary period ) દુર્ઘટ અસંભવિત મનાતું કાર્ય તેમણે પરિપૂર્ણ કર્યું, જેથી શ્રી નૃસિંહાચાર્યજીની પ્રતિષ્ઠા દઢપણે પ્રબળ બની. પરિણામે, હંગામી વખત માટે નિમાયેલા નોકરને કાયમની જગ્યા મળી. તેની કદર કિંમત થઇ !

આ બધી પરિસ્થિતિ અને પ્રસંગોની હારમાળાએ, તેજોદ્વેષી અમલદારના દિલમાં દાવાનળ સળગાવ્યો. તેથી તેઓની રીતભાતમાં તે કવચિત્ દોષદૃષ્ટિ દેખવા લાગ્યા; દોષ ન હોય ત્યાં પણ દોષારોપણ કરવા લાગ્યા. સરકારી નોકરી કરનારા ઘણાખરા મનુષ્યો, સર્વસામાન્ય રીતે જે પ્રકારનો પહેરવેશ ધારણ કરતા અને અમલદારો સાથે જે રીતે વ્યવહારસંબંધ નિભાવતા, તેથી વિચિત્ર અને કેટલેક અંશે વિપરીત પણ વિશિષ્ટ પ્રકારનું વલણ શ્રી નૃસિંહાચાર્યજી દાખવતા. આવી નાની મોટી સર્વ બાબતોમાં, ન્યૂનાધિક અંશે પ્રતિકૂળ ભાવનું આરોપણ કરીને તેઓ, શ્રી નૃસિંહાચાર્યજીની કુશળતા, પ્રામાણિકતા અને ઉત્તરોત્તર ઉજ્જ્વળ બનતી જતી પ્રતિષ્ઠાને એબ લગાડવાનું બહાનું શોધતા હતા. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજીની ઉદારચરિત પ્રતિભા, કચેરીમાં

અને બહાર જામતી જતી પ્રતિષ્ઠા અને ખાતાધિકારી સાહેબ સુધીના સર્વના હૈયામાં અતિશય વિશ્વાસભર્યું સ્થાન લીધું હોવાથી, તેમનાથી તેઓશ્રીના વિરુદ્ધ મૌખિક કે લેખી કોઇપણ પ્રવૃત્તિ થઇ શકતી ન હતી. છતા પણ પ્રસંગોપાત્ત તેઓશ્રીની ગેરહાજરી દરમ્યાન, તેઓ પોતાના દિલની વરાળ, – વમનક્રિયાથી કફથી ઉદરપર્યંત જેમ તાત્કાલિક ફળ વળે તેમ, – સ્વસંતોષાર્થે કાઢતા હતા. આ ઉપરિ અમલદારના દ્વેષમૂલક અસંતોષ સંબંધી ઘણી વાતો કેટલાક કારકુનોદ્વારા શ્રી નૃસિંહાચાર્યજીના કાન ઉપર અથડાવા માંડી હતી પરંતુ લોકવાર્તા પર અતિ વિશ્વાસ મૂકી પ્રવૃત્તિ નહિ આદરવાની નીતિને અનુસરનારા શ્રી નૃસિંહાચાર્યજીએ તે વાતો ઉપર ખૂબ વજન મૂક્યું નહિ. સાંજે શ્રી નૃસિંહાચાર્યજીના પાસે એકત્ર થતી મંડળી ભેગાં, પેલા તેજોદ્વેષી અમલદારને પણ, કોઇ કોઇ વખત સમાગમ – ભજન વિગેરેનો લાભ લેવા આવવાનું, કુદરતી મન થઇ જતું. પણ તેમનો માની સ્વભાવ, અમલદારી અભિમાન અને શ્રી નૃસિંહાચાર્યજી પ્રતિ ઘટ્ટ બનતો જતો કનેરાકારક દ્વેષ પોતાને સંધ્યા સમયના સમાગમનો આનંદ લૂંટતા અટકાવતો હતો. પરંતુ તેનું કલ્યાણ થવાનું હશે તેથી કે કેમ પણ, કુદરતી કારણોથી તેનું મન, જે કચેરીમા શ્રી નૃસિંહાચાર્યથી વિરુદ્ધ દિશામા વર્ત્તતુ હતુ તે, કચેરીના સમય બહાર, તેઓશ્રીના નિવાસસ્થાન પ્રતિ આકર્ષાયા કરતું હતું. અને એક વખત કાંઇક નૈસર્ગિક સંકેતાનુસાર આકસ્મિક યોગ પણ એવો જ આવ્યો, કે જેથી તેમને તેમના મન સહિત તેમના ચરણો શ્રી નૃસિંહાચાર્યના નિવાસસ્થાન પ્રતિ ત્વરિત ગતિથી ખેંચી લાવ્યા શ્રી નૃસિંહાચાર્યજીના પ્રથમ પરિચય પછી, આ પ્રસંગ પૂર્વે તેમના પ્રતિ કદિ નહિ દાખવેલી વિનતિ અને નમ્રતાપૂર્વક તેમણે, કૃપાળુ આત્મા પ્રતિ પ્રેમનાં આદોલનોની આકાંક્ષા કરી.

" હું બળી રહ્યો છું, મારી રક્ષા કરો. "

" કેમ શું થયું ? આવો, પધારો .." શ્રી નૃસિંહાચાર્યજીએ તેમને તેમના હોદ્દા અને સ્વભાવ પ્રમાણે ઉચ્ચ આસને બેસાડી, પ્રથમ દર્શને જ સંમાનથી સંતોષ આપ્યો.

" કાં તો હું બરતરફ થઇશ, બદલી પામીશ કે શિક્ષા પામીશ. પણ ગમે તે રીતે મારી પ્રતિષ્ઠા જવાની " આંખ અને અશ્રુને પણ આબરૂ પ્રિય હોવાથી, અશ્રુઓ આંખની અંદર રોકાયેલા રહે રહે ચળકતાં હતાં, પરંતુ બહાર આવી શકયાં ન હતાં.

" પરંતુ હકીકત તો કહેશો, કે જેથી યોગ્ય ઉપાયની સમજ પડે ? "

" મારું સર્વસ્વ જવા બેઠું છે. " એમ કહી રડતા હૃદયે, કંપિત સ્વરે તેમણે નોકરીમાં કાંઇક કારણોસર ઊભી થવા પામેલી પ્રતિકૂળ પરિસ્થિતિ અને પ્રાપ્ત મુશ્કેલીનું શ્રી નૃસિંહાચાર્યજી સમક્ષ વર્ણન કર્યું, વર્ણનના અંતમાં, પોતાના દિલમાં ચાલી રહેલા મંથનનો, શ્રી નૃસિંહાચાર્ય માટે અત્યાર સુધી પોતે સેવેલા કુભાવોનો પણ તેમણે નિખાલસ દિલથી એકરાર કર્યો. સ્વલ્પમાં, પોતાના અભિમાન સહિત સર્વસ્વ શ્રી નૃસિંહાચાર્યજીના ચરણમાં સમર્પણ કરવા તેઓ તૈયાર થઇ ગયા, અને શ્રી નૃસિંહાચાર્યજી, પોતાનો નોકરીમાં આવી પડેલી વિટંબણામાંથી તથા અધોગતિમાં ગગ્તા જતા જીવનપતનમાંથી કૃપા કરી બચાવ કરશે, એવી તેઓશ્રીના પ્રતિ દૃઢ નિષ્ઠા તેમણે પ્રદર્શિત કરી.

શ્રી નૃસિંહાચાર્યજી એક પળવારમાં તેમની મનોદશા સમજી

ગયા, અને વિહિત વાણીથી યોગ્ય રીતે તેને સાંત્વન આપતાં જણાવ્યું.

" પણ હું હવે કચેરીમાં કયાં છું ? "

" કેમ ? " પેલા પુરુષને આશ્ચર્ય સહ મન સાથે વીજળીના ચમકારાની પેઠે ધ્રાસકો પડયો.

" મેં તો ચાર દિવસ થયાં રાજીનામું આપ્યું છે. " સહેજ ગંભીર મુખમુદ્રા કરી શ્રી નૃસિંહાચાર્યજીએ આ વાક્ય ઉચ્ચાર્યું.

" ના, ના; અશક્ય. કાંઇ કારણ ? અને આપનું રાજીનામું કોણ સ્વીકારે ! "

" હું કદિ અસત્ય બોલતો નથી. મારી નિરંકુશ વૃત્તિને નિસ્પૃહ રીતે નિભાવવાની મારી સ્વતંત્ર રીતિને વિચારીને, મને નોકરી ચાલુ રાખવી એ ઠીક લાગ્યું નહિ. હવે તમે નિર્ભય છો. "

પરંતુ પેલા અમલદારના હૃદયમાં એ વાત ન ઊતરી. તેમણે રાજીનામાનું ખરું કારણ જાણવા બહુ પ્રેમપૂર્વક ઇચ્છા દર્શાવતાં, શ્રી નૃસિંહાચાર્યજીએ તો માત્ર એટલું જ સૂચન કર્યું કે ' બહુ વખતથી તેમનો વિચાર, સુરત છોડી બહાર જવાનો છે. પરંતુ બંધનો વધતાં જતાં હોવાથી ઇચ્છાનો અમલ થતો નથી. વળી બીજા અનેક અંગત હેતુઓ હોઇ, નોકરી ત્યજવી એ પોતાને માટે અનિવાર્ય છે. ' વિગેરે ભાવનાં વચનોથી તેઓશ્રીએ તે અમલદાર સજ્જનના મનનું સમાધાન કરવા યત્ન કરેલો. પરંતુ પાછળથી શ્રી નૃસિંહાચાર્યજીના સ્નેહી મિત્રો તરફથી તેમને જાણવા મળેલું

કે નોકરી ત્યજી સુરત છોડી જવામાં, શ્રી નૃસિંહાચાર્યજીનો અંગત લાભ તો કાંઈ જ ન હતો. પરંતુ તેમાં તેઓ પરમ ત્યાગ અને પરોપકારને આચરી રહ્યા હતા દ્વેષી નાગર ગૃહસ્થના ચિત્તની ક્ષુબ્ધ અવદશા, તેની અશાંતિ અને અસંતોષનું નિવારણ, પોતાને અત્યંત રાગથી ચાહીને વિષણ્ણ પરિવેદના અનુભવતા પૂર્વોક્ત અધિકારીના કલ્યાણની વિચારણા, ડિંગરાજના મંડમાં અનેક અર્થલોલુપ 'મેવડો'ના આકુળવ્યાકુળ ચિત્તનું સ્થિર સમાગાધન કરવાની ઇચ્છા, વિગેરે અનેક પરોપકારી કારણોથી, શ્રી નૃસિંહાચાર્યજી સુરત છોડવાનો વિચાર અમલમાં લાવવાની તક શોધી રહ્યા હતા

શ્રી નૃસિંહાચાર્યજી પોતાના ઐશ્વર્યને છૂપાવતા હતા એ ભાવ પેલા અમલદાર ઠનારના કળી ગયા હતા શ્રી નૃસિંહાચાર્યે હિસાબી કામો ટૂંક સમયમાં ચોકખા કરીને આપ્યા ત્યારથી તો તેમનામાં રહેલા ઐશ્વર્યમાં તેઓ ચમત્કૃતિનો ભાવ પણ ભાળતા હતા. માત્ર તેમનો માની સ્વભાવ, તેમનું સ્નેહસમાન કરતા તેમને રોકી રહ્યો હતો શ્રી નૃસિંહાચાર્યજીએ રાજીનામું આપ્યું તેના આગળના અઠવાડિયામાં તો તે નાગર સજ્જનના અંતઃકરણમાં, પોતે એક નિરભિમાની મહાપુરુષ પ્રતિ સેવેલી અસૂયા માટે પશ્ચાત્તાપ પણ વહેતો હતો તેજ અરસામાં તેમના આંતરિક જીવનમાં મોટી ખળભળાટ મચી રહ્યો હતો ઝંઝાવાતોથી ઝીંટાયેલી જીવનનૌકા ડગમગતી ડગમગતી, આમતેમ ઊંચીનીચી આથડતી, કોઇ પણ સમય કિનારાનો આશ્રય સેવી રહી હતી. પરંતુ ભય, સંકોચ અને મિથ્યા અહમ્ તેમ થવા દેવામાં વિનભના હેતુરૂપ હતા

શ્રી નૃસિંહાચાર્યજીએ તેમને યોગ્ય સાન્ત્વન આપ્યું, હિંમત આપી નોકરીમાં આવેલી મુસ્કેલીમાંથી ઉગારી લેવામાં પોતાથી

બનતી ધર્મ્ય તજવીજ કરી રોજ સાંજે સમાગમમાં અપાતા ઉચિત બોધ અને સાક્ષાત્ કર્તવ્યના નિર્દેશથી, ધીમે ધીમે તેમના જીવનમાં અજબ પરિવર્તન પ્રકટાવ્યું જેટના અંશથી તે પ્રથમ શ્રી નૃસિંહાચાર્યજીની ઇર્ષ્યા કરતા હતા, તેથી ય અધિક પ્રબળ વેગથી તે શ્રી નૃસિંહાચાર્યજી વિષે પૂજ્યભાવ ધરાવતા થઇ ગયા વયમાં બાપ દિકરા જેટલું અંતર છતા, કહે છે કે એક વખતના ઉપરિ અમલદારે, પોતાના તાબાના નોકરમાં – શ્રી નૃસિંહાચાર્યમાં – પોતે પેન્શનર તરીકે જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી, પોતાના કુટુંબસહ પરમાત્મભાવ પ્રકટ કરી, અંતઃકરણ ગુરુતત્ત્વમાં પરોવી જીવન સાર્થક કર્યું.

સુરતમાં શ્રી નૃસિંહાચાર્યની સ્થિતિ હતી તે વખતે રા માણેકલાલ મલ્હારજી, રા. પ્રભુલાલ ભટ્ટ, રા. સા મોતીશંકર લાલશંકર વિગેરે અનેક મિત્રો – સજ્જનો વિગેરે તેમના સમાગમમાં આવી જીવન – પરિવર્તન તથા અભ્યુદયને પામ્યા હતા તેઓમાંના ઘણાના પત્રોમાં, શ્રી નૃસિંહાચાર્યજીની અંતઃકરણની અલૌકિક પ્રશાંત સ્થિતિ, જ્ઞાનમય વૃત્તિ, વ્યવહારદક્ષતા, કાવ્યશક્તિ વિગેરે સંબંધી ઉલ્લેખો થયેલા જ પરંતુ સ્થળસંકોચને લીધે અત્રે અવતરણ કરવાની ઈચ્છાને હું જતી કરું છું. માન ખંભાતના પોલીસ સુપરિન્ટેન્ડન્ટ રા સા શ્રી મોતીશંકરના પત્રમાંથી કાંઇક વાચીએ —

"...તે વખતે અમારા જોવામાં આવેલું કે પોતાને ધર્મનીતિરીતિ ઉપર ઘણો લક્ષ હતો. તેમ કાવ્ય ઉપર પણ સારો ચાહ હતો તે વખતમાં એઓની વૃત્તિ એટલી શાંત અને દીર્ઘદૃષ્ટિવાળી હતી કે પોતાની હાકીસના મોટા કારકુનો તથા પોતાના અમલદારો

વખતોવખત તેઓની કામકાજના સંબંધે સલાહ લેતા, ને તેઓની સાથે માન ભરેલી રીતથી વર્તતા...તેઓની વ્યાખ્યાન આપવાની શક્તિ ઘણી ઉંચી હતી, ને તે આપતી વખતે તેઓની મુખમુદ્રા ઉપર ગંભીરપણાની અને શાંત પ્રકૃતિની એવી છાપ પડી રહેતી હતી કે પોતાના આચાર્યપદને શોભાવતી હતી. અને તેઓ સંસ્કારી મહાપુરુષ હોય એમ ભાસતું હતું......તેઓનો ચહેરો હમેશ વિચારશીલ અને બ્રહ્મજ્ઞાનમાં તલ્લીન રહેતો એમ લાગતું ..."



## ત્યાગ-સંન્યાસ

સંન્યાસ, ત્યાગ અને ગૃહસ્થાશ્રમ, સંન્યાસી અને સમાજનો સંબંધ: – આ વિષયો સંબંધમાં શ્રી નૃસિંહાચાર્યજીના નિર્ણયો બહુ ચોક્કસ, સ્પષ્ટ અને રહસ્યગંભીર હતા. પોતાની દૃષ્ટિ સમક્ષ તરવરતી ભારતની પ્રજાની વિકૃતિ અને પામર પરિસ્થિતિ વિષે, તેઓશ્રીએ કરેલા ઐતિહાસિક અવલોકનમાં, તથા પ્રસ્તુત વિષયમાં યથાર્થતા નહિ જળવાવાના કારણે ભવિષ્યમા ઉપસ્થિત થનાર વિઘાતક અધઃપાતની ઝાંખી કરવામાં, શ્રી નૃસિંહાચાર્યજીની આર્ષ અને દીર્ઘ દષ્ટિ વિશદતાથી કાર્ય કરી રહી હતી. તેઓશ્રીના સંબંધમાં આવતા નવા, નાના તેમ જ પ્રતિષ્ઠિત સાધુ સંન્યાસીઓને, સર્વના અધિકાર પ્રમાણે તેઓશ્રી કોઇ પણ પ્રકારના ડર – શરમ કે સંકોચ વિના, સ્વાશ્રમધર્મના આચરણમાં દઢ થવા અર્થે સૂચના બોધ ઉપદેશ વિગેરે કરતા. બ્રહ્મચર્ય કે ગૃહસ્થ આશ્રમોમાંથી સંન્યસ્તમાં સરકી જવાને ઉત્સુક કે તત્પર બનેલા કેટલાય તરુણોને તેમણે તેમ કરતાં રોકયા હતા અને આદર્શ નિજાશ્રમનો બોધ કર્યો હતો. તેઓ સંન્યાસની સાવ વિરુદ્ધ ન હતા, પરંતુ કલિકાળના પરિવેષ્ટનો અને શાસ્ત્રની આજ્ઞા વિગેરેનો વિચાર કરી, તેઓ તે આશ્રમના કઠોર વ્રતનિયમાદિના પાલનના આગ્રહની અશકયતા જોતા હતા, અને વ્રતવૈકલ્યના દોષથી તે વ્યક્તિઓને થતા નુકસાન ઉપરાંત, સમાજના સંપૂર્ણ વિનાશનું સૂચક ભયંકર અહિત તેમની નજરમાં વિશેષ હતું. તેઓ દઢપણે માનતા કે, સંન્યાસઆશ્રમના

સેવનની આવશ્યકતા ન હોવા છતાં, સન્યાસસેવનના સ્વીકારથી જે કાંઈ હિત સન્યાસીને કે સમાજને યા બન્નેને થવું શક્ય હોય, તેના કરતાં અનેકગણું નુકસાન, ઇતર આશ્રમોના અનુચિત ત્યાગપૂર્વક, સન્યાસના અપૂર્ણ ખંડિત સેવનથી પોતાને, સમાજને અને ભાવિ પ્રજાને ચોક્કસ થાય છે. વળી મુક્તિ કે પરમ પદની પ્રાપ્તિ માટે ગૃહસ્થાશ્રમ હેય છે, અને વનવાસ કે સન્યાસજીવન અનિવાર્ય ઉપાદેય છે – એ ભ્રામક ભાવના ભુક્કા કરી નાખી, ગૃહસ્થાશ્રમના જ ધર્મોનુ યથાર્થ – સાંગોપાંગ – પાલન કરવાથી, જીવાત્માને મોક્ષ મળે છે, એ સત્યભાવ સિદ્ધ કરવા, તેઓશ્રી શાસ્ત્રીય રીતે સદૃષ્ટાંત ચર્ચોપદેશ કરતા, અને 'સિદ્ધાન્તસિન્ધુ' વિગેરે તેમની સાહિત્યકૃતિઓમાં પણ આ મહત્ત્વના મુદ્દાને જ વિવિધ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યો છે *

સુરતથી વડોદરા પ્રયાણ કરતાં અગાઉ, મિત્રમંડળી સાથે નદીકિનારે શ્રી નૃસિંહાચાર્યજી ફરવા જતા, ત્યારે સાથીદારો અગર કોઈ સાધુસન્યાસીઓ સાથે તેમને વિવિધ વિષયો સબંધી – ખાસ કરીને 'સન્યાસ' સબંધી – ખૂબ ચર્ચા થતી. નોકરીમાંથી રાજીનામુ આપ્યા પછી એક સાંજે, શ્રી માણેકલાલ વિગેરેને સાથે લઈ, તેઓશ્રી ફરતા ફરતા, શ્રી જાનકીદાસના અખાડાવાળા મંદિરમાં પધાર્યા સાધુ – સન્તજનોના સત્કારના એ ધામમાં, એક ઉદાસી સંપ્રદાયના વિદ્વાન ગણાતા મહંત સાધુનો મુકામ થયેલો હતો તેમની પાસે શાસ્ત્રચર્ચા અને બોધ શ્રવણ કરવા નિમિત્ત ઘણા લોકો આવતા હતા નિત્ય આવતા સરલ સ્વભાવના એક કાછિયાના મન ઉપર મહંતજીના જ્ઞાનપ્રભાવની ઘણી અસર થઈ ગઈ હતી.

* આચાર્યશ્રીના મહત્ત્વના સિદ્ધાન્તો પૈકીનો આ એક મુદ્દો છે.

મહાત્માએ તેને ત્યાગનો ઉપદેશ કર્યો હોવાથી, તે કાછિયો ગૃહત્યાગના નિર્ણય પર આવી ગયો હતો. પરંતુ પોતાના ઉપર અવલંબીને રહેલી સુશીલ સ્ત્રી સંબંધના માયાવી ભાવોએ તેના વિચારના અમલને મુલ્તવી રાખ્યો હતો. શ્રી નૃસિંહાચાર્યજી મિત્રો સહ મંદિરમાં પધાર્યાં, તે વખતે પેલા ઉદાસી સાધુ, કાછિયાના વિરાગને (!) દૃઢ કરવા પ્રબોધી, સત્વર સંન્યાસ લેવા પ્રવૃત્તિ કરવા પ્રેરતા હતા.

" આખરે સુતા સુતા તો સઉને પણ ઘર છોડવું પડે છે, પણ જેનાં પૂર્વ જન્મનાં પુણ્ય પ્રબળ હોય છે, તે જ ઉભા ઉભા ઘર છોડીને નિકળે છે, " આ બાબતનું ઉદ્બોધન કરી તે સાધુએ પોતાના વચનને અનુમોદન મેળવવા શ્રી નૃસિંહાચાર્યજી વગેરે તરફ જોઇ કહ્યું,

" કયોં ભાઇ ! મેરા કહેના ખોટા હૈ ? ( શ્રી નૃસિંહાચાર્ય પ્રતિ ) આપકી કયા રાય હૈ ? સંસાર તો જલતા મકાન સમાન હૈ. ઉસે છોડેઈ છુટકારા હૈ. " મિત્રો વિગેરેએ પોતાનો અભિપ્રાય દર્શાવવા પુષ્કળ વિનંતિ કરવાથી શ્રી નૃસિંહાચાર્યજીએ જણાવ્યું,

" આ યુગમાં લોકો પોતાને ફાવે તેમ વર્તે છે. તેમાં અમારા મતને કે શાસ્ત્રના અભિપ્રાયને કોણ જુવે કે – ગણકારે છે ? "

" આ સંબંધમાં શાસ્ત્રનો શો મત છે ? " બધાએ જિજ્ઞાસા દર્શાવી.

" શાસ્ત્રનો અને શિષ્ટ સમુદાયનો અભિપ્રાય ચાલુ પ્રવાહથી તદ્દન વિપરીત છે. " એમ જણાવી તેઓશ્રીએ શરૂઆત મીઠી શીતલતાથી કરી. પણ પ્રશ્નોત્તરી વધતાં, એ ચર્ચા ઘણા દિવસો સુધી ચાલી. તેમાં મહંતજી અને તમામ સંન્યાસીઓના સંપ્રદાયોની તેમણે

ઝાટકણી કાઢી નાંખી. આ આખા ય સંવાદમાં શ્રી નૃસિંહાચાર્યજીના સંન્યાસ સંબંધી જે વિચારો વ્યક્ત થયેલા છે, તેનું જો અસલ સ્વરૂપમાં અત્રે અવતરણ આપવામાં આવે તો, આ પુસ્તકના લગભગ ૩૫-૪૦ પૃષ્ઠ રોકાય. તેથી વિસ્તારભીતિના કારણથી, અત્રે તેના સારનો ય સંદર્ભસાર – તે પણ અતિસંક્ષેપમાં – કથન કરી સ્વલ્પ સંતોષ માનીશું.*

શિષ્ટાચાર, સદાચાર, ગતાનુગતિક રિવાજો, શિષ્ટકોપ, શાસ્ત્રકોપ – વિગેરેનું રહસ્ય શાસ્ત્રોનાં પ્રમાણવાક્યોથી સમજાવી તેમણે જણાવ્યું કે **अयमज्ञानामयं धर्मो**...કેવળ બ્રાહ્મણ વર્ણને જ શાસ્ત્રસંમતિ પ્રમાણે સંન્યાસગ્રહણનો અધિકાર છે. તેઓશ્રીએ અખાડાના મહંતજીને નીડરતાથી પોતાનો મત જણાવી પ્રતિપાદન કર્યું કે આજે વિદ્યમાન સંખ્યાબંધ ત્યાગીઓના સંપ્રદાયો શાસ્ત્રવિરુદ્ધ અને દેખાદેખીથી ચાલતા પ્રવાહરૂપ છે. મહંતજીના જેવા અનેક સાધુઓનો ભેદ પણ સાંપ્રદાયિક ગણાય, શાસ્ત્રસંમત નહિ. વર્તમાન સાધુ બાવાઓની સંખ્યાબંધ ત્યાગની સંસ્થાઓ માટે ધર્મશાસ્ત્રનો કોઇ આધાર નથી. સંન્યાસાશ્રમ સિવાય શ્રુતિસ્મૃતિમાં કોઇ પ્રકારનું ત્યાગનું કથન કરેલું નથી, અને આ લોકોએ કરેલા ત્યાગ, શાસ્ત્રવિધિ અને અધિકાર અનુસાર ન હોવાથી, તેઓ ત્યાગી કહેડાવતા છતાં સાચા સંન્યાસી નથી... બાકી રહેલા દંડ – કમંડળ અને કષાયધારી સંન્યાસીઓ બાબતમાં

* શ્રી નૃસિંહાચાર્યજીના સખાશિષ્ય શ્રી માણેકલાલની-(જેઓ આ સંવાદ સમયે હાજર હતા તેમની)-પાસેથી જ, આ સંન્યસ્ત – સંવાદની નોંધ ઉતારવામાં આવી હતી, એમ સ્વ. શ્રી નગીનદાસ સંઘવી જણાવે છે. એ નોંધમાંથી અત્રે સાર તારવવામાં આવ્યો છે.

...कलौ पंच विवर्जयेत् । कलौ नास्ति कमण्डलुः ।
વગેરે અનેક સ્મૃતિ – આધારોથી તેમણે સ્પષ્ટ દર્શાવ્યું કે, કલિમાં પરોપકારી ધર્મશાસ્ત્રે તો, અગ્નિહોત્ર તથા ત્યાગ, સંન્યાસ જેવા પવિત્ર કાર્યો માટે પણ, નિષેધ ( અને તે વર્ણથી અધિકારી એવા બ્રાહ્મણો માટે પણ નિષેધ ) કરેલા છે. તેવા નિષેધમાં રહેલા હેતુઓનું તેઓશ્રીએ શાસ્ત્રીય સ્પષ્ટીકરણ આપ્યું.

શાસ્ત્રનિષેધ છતાં, સંન્યાસીઓની સંખ્યા કેમ વધતી જાય છે, તથા શ્રી શંકરાચાર્યે સ્થાપેલી સંસ્થાના વિવિદિષાદંડીઓ વિગેરે શાસ્ત્રસંમત હોવાનું શાથી, અને ક્યાં સુધી હોઇ શકે, એ પ્રશ્નના સંપૂર્ણ સ્વરૂપની વિવેચના કરી તેઓશ્રીએ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો કે, સર્વ સંપ્રદાયોના ધર્મપ્રવર્ત્તકોએ પોતપોતાના મતની ત્યાગસંસ્થાને શાસ્ત્રસંમત ઠરાવવા વ્યવસ્થા કરી છે અને તે પ્રમાણે બધું અબાધિતપણે ચાલ્યા કરે છે; છતાં પણ સિદ્ધાન્તની દૃષ્ટિએ તો, ' આ કલિકાળમાં દેહાધ્યાસ સંપૂર્ણપણે ટળી ગયો ન હોય ત્યાં લગી કદી પણ સંન્યાસ અથવા ત્યાગ કરવો નહિ. '

બીજા સંપ્રદાયો કરતાં શ્રી શંકરાચાર્યજીએ સ્થાપેલા આમ્નાયના સંન્યાસીઓ શાસ્ત્રસંમત ગણાય છે તેના કારણોમાં મુખ્ય તો એ છે કે, તેમાં સંન્યાસ સંબંધી ધર્મશાસ્ત્રના કર્માચાર વિગેરેનાં બધાં જ નિયંત્રણો કાયમ રાખ્યાં છે; માત્ર, ભિક્ષા, નિવાસ અને અપરિગ્રહની બાબતમાં જ, કેટલોક ફેરફાર, તે પણ કલિકાલની સ્થિતિને વિચારીને અને મૂળ ( વર્ણાશ્રમ ) ધર્મના સિદ્ધાન્તની મર્યાદા સાચવીને, કરેલો છે. બીજા પંથોના ભેખ – ત્યાગ વિગેરેના સ્વરૂપમાં વર્ણાશ્રમધર્મના ઉદ્દેશને મહાન્ ધક્કો – હાનિ લગાડયાં છે.

પછી વર્ણાશ્રમધર્મ સંબંધી તેઓશ્રીએ વિસ્તાર કર્યો અને તેમાં

'પ્રજાની સુવ્યવસ્થાના હેતુ'ની સ્પષ્ટતા કરી છે. વર્ણાશ્રમધર્મમાં રહીને જ શાસ્ત્રોક્ત વિવિધ સાધનો સાધી શકાય છે. તે સિવાયના તમામ પ્રચલિત પ્રવાહો જ્યાં લગી સનાતન – વર્ણાશ્રમ – ધર્મરૂપ મહાસાગરની સાથે નહિ મળે ત્યાં લગી એ બધાય પ્રવાહો રેતીના રણમાં સમાતા વહેળાઓની માફક ગન્તવ્યસ્થાનને પ્રાપ્ત ન કરતાં અધવચ સુકાઇ જવાના. સનાતનધર્મનો મુદ્રાલેખ સમજાવતાં તેઓ કહે છે કે,

'જે વ્યક્તિ અથવા જાતિ ધર્મમાર્ગે પોતાનો વ્યવહાર સિદ્ધ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે, તે વ્યક્તિ અથવા જાતિ પોતાનો પરમાર્થ પણ સિદ્ધ કરી કૃતકૃત્ય થાય છે. તેથી તો,

યતોઽભ્યુદયનિઃશ્રેયસસિદ્ધિઃ સ ધર્મઃ ।

એવી 'ધર્મ'ની વ્યાખ્યા કરેલી છે. આવા **ધર્મરિમાઓથી** જ વ્યક્તિનો અને જાતિપ્રજાઓનો અભ્યુદય સિદ્ધ કરવાનો, વર્ણાશ્રમધર્મનો ઉદ્દેશ છે. માટે જ શાસ્ત્રોએ વર્ણાશ્રમીઓના પૃથક્ પૃથક્ અધિકાર દર્શાવેલા છે, જેનું સંમાન અતિ આવશ્યક છે. આ અધિકારાનુસાર પોતપોતાના વર્ણાશ્રમનાં કર્તવ્યકર્મોના પરિપાલનની વ્યવસ્થા સાંગોપાંગ યથાયોગ્ય રીતે ચાલ્યા કરે તો જ પ્રજાના વૈયક્તિક અને સામુદાયિક વ્યવહાર અને પરમાર્થની સિદ્ધિ થઇ શકે. નહિ તો આખી હિન્દુ પ્રજાની અનવસ્થા અને દુરવસ્થા થઇ જાય...' વગેરે વિસ્તારથી કહી, તેઓશ્રીએ, પ્રત્યેક વર્ણ માટે અમુક જ પ્રકારનો કર્તવ્ય અધિકાર હોવામાં શું હિતપ્રયોજન છે, તે પણ ઊંડાણથી સમજાવતા, એક મુખ્ય વાત તરફ ધ્યાન ખેંચ્યું કે, વર્ણાશ્રમધર્મની વ્યવસ્થા પ્રમાણે પ્રજાની પ્રવૃત્તિમાં બ્રાહ્મણ એ મુખ્યત્વે કરીને જ્ઞાનવિભાગનો નિર્વાહક અને ચાલક છે. ક્રિયાપ્રધાન વ્યવસાય

બ્રાહ્મણને નહિ, પણ ઇતર ત્રિજાતિને કરવો પડે છે. આ વિષયને તેઓશ્રી ધાર્મિક, તાત્ત્વિક ઉપરાંત સામાજિક, આર્થિક, ઔદ્યોગિક અને ઇતર દૃષ્ટિબિન્દુથી સ્પર્શ્યાં છે. છેવટે સંન્યાસસંસ્થાની ઐતિહાસિક સમીક્ષા કરતાં તેમણે સ્પષ્ટ કર્યું કે શ્રી શંકરે સ્થાપેલાં ચાર પીઠમાંથી પ્રસરેલા દશવિધ સંન્યાસીઓની સંસ્થાઓનાં પરિણામ પણ એવાં જ અનર્થકારી આવ્યાં છે કે જેમાંથી સર્વશાસ્ત્રોનો સંન્યાસનિષેધનો જ બોધ મળે છે. એકલાં ઇતર વર્ણો માટે જ નહિ પણ બ્રાહ્મણોના ય (યુક્ત અધિકાર સિવાય) માટે, કલિકાલમાં સંન્યાસનિષેધ માટે ખૂબ ભાર મૂકી તેમણે તેનાં કારણો ચર્ચી જણાવ્યું કે, કેટલાક અપવાદ સિવાય, ઘણાખરા સંન્યાસીઓ *નામના સંન્યાસીઓ રહી સંન્યાસધર્મનું પાલન નહિ કરી શકતાં,* પાપાચરણમાં ડૂબેલા છે ને તેઓ વેષના ઓઠે જગત્વંચના અને અનેક પ્રકારનાં પાખંડો તથા અનર્થો કરવામાં ફાવી શકે છે

વળી સંન્યાસી થવાની અતિશય છૂટ થવાથી, પ્રજાને ભયંકર પરિણામ ભોગવવાં પડયાં છે, તથા મહા ભારે નૈતિક તથા માનસ નુકસાન થયું છે, અને થશે, – તેનો શ્રીમન્નૃસિંહાચાર્યજીએ એવો તાદૃશ ચિતાર આપ્યો છે કે જે આજની આપણી પરિસ્થિતિ જોતાં, ભવિષ્યવાણી સમાન લાગે છે. આ સઘળું, તેઓશ્રીએ શાસ્ત્ર – પુરાણોના આધાર અને દૃષ્ટાંત સહ, અધ્યાત્મ, વિજ્ઞાન અને માનસશાસ્ત્રની દૃષ્ટિથી સમજાવ્યું છે. તેમાં, તેઓશ્રીની સ્મૃતિકારોના સમ દીર્ઘદૃષ્ટિ અને અદૃષ્ટજ્ઞાન સ્પષ્ટપણે પ્રતીત થાય છે. આખીય તત્ત્વચર્ચાની પાછળ, કેટલું અગાધ સત્ય જ્ઞાન, પરિસ્થિતિના ગર્ભનો પરિચય પ્રાપ્ત કરવાની અને તે દ્વારા ભાવિ સૂચન કરવાની સૂક્ષ્મ દૃષ્ટિ, તથા તે સર્વની પાછળ રહેલો સમદૃષ્ટિયુક્ત

સંત સ્વભાવ સમાવિષ્ટ રહેલાં છે ! કેળવણીવિષયક વાતચીતના પ્રસંગમાં, શાળાસમાજની સ્થાપના સમયે – તથા ધર્મના પુનરુદ્ધાર માટેના કર્ત્તવ્યસંબંધમાં શ્રી ગિરિધરલાલજી મહારાજના સમાગમ સમયે, તેઓશ્રીએ જે ગંભીર ઘોષણા કરી હતી, તે, તથા સંન્યસ્ત સંબંધી સંવાદમાં જે મર્મવચનો ઉચ્ચાર્યાં હતા, તે સર્વ સાથે, આજે આપણે જે શોચનીય પરિસ્થિતિનું અવલોકન અને અનુભવ કરી રહ્યા છે તેની તુલના કરતાં બુદ્ધિમાનને સ્પષ્ટ જણાય છે કે, અર્ધશતાબ્દી પહેલાં, આર્ષદ્રષ્ટા આચાર્યે પરોક્ષ રીતે ભવિતવ્યતાની ઝાંખી કરી – કરાવી હતી. આર્યસંસ્કૃતિના સ્તંભરૂપ હિન્દુધર્મની જે સ્થિતિ આજે અનુભવાય છે તે પ્રતિ, – જ્યારે તે પરિસ્થિતિનાં સ્પષ્ટ પ્રકટ ચિહ્નો પણ પ્રકટ થવા પામ્યાં ન હતાં, તે સમયે, – શ્રી નૃસિંહાચાર્યજીએ પડકાર કર્યો હતો; પ્રાચીન પદ્ધતિના અભ્યાસક્રમ પ્રમાણે કાર્ય કરનારી સંસ્કૃતિના પ્રાણ પોષે એવી સંસ્કાર – સંસ્થાઓની અનિવાર્યતા હોવાનો અસંત આગ્રહ સેવ્યો હતો; તે દિશામાં કાંઇક પ્રેરક પ્રવૃત્તિઓનો પ્રારંભ થાય તે માટે, ધર્મજાગૃતિનાં આંદોલનો બને તેટલા જોરશોરથી પ્રવર્ત્તાવવા તેઓશ્રીએ સ્પષ્ટ ઘોષણા કરી હતી, કે એવી સંસ્થાઓનું સત્વર સ્થાપન કરી, પ્રજાના પ્રાણતત્ત્વની સાથે ઓતપ્રોત થઇ ઉત્થાન પામનારી ધર્મસંસ્કૃતિના સંરક્ષણનો સવાલ તત્કાળ હાથમાં લેવામાં નહિ આવે, અને સર્વ રીતે સત્ત્વને ચૂસી લઇ અસ્તિત્વને પણ ભરખી જનારી ભ્રામક અંગ્રેજી વિદ્યાકળાની મોહિનીમાં મુગ્ધ બની વિનિપાતમાં ઘસડાતી પ્રજાને જલદી બચાવી લેવાની યોજના કરવામાં નહિ આવે તો, હિન્દુ પ્રજાની કેવી કંગાલ સ્થિતિ હશે ! તેનું વર્ણન શ્રી નૃસિંહાચાર્યજીએ સ્પષ્ટ શબ્દોમાં નીડરતાપૂર્વક કરાવ્યું છે. અને તે કેટલે દરજ્જે સત્ય નીવડયું છે તે આજે સાબિત

કરવાની જરૂર છે ? તેઓશ્રીની આગાહી, આજે એક યા બીજા સ્વરૂપમાં સાચી પડી છે. અંગ્રેજી શિક્ષણનાં સ્વરૂપો અને તેણે સમર્પેલી કેટલીક જીવનપદ્ધતિ અને સંસ્કારવિધિઓમાં એક પ્રકારની માયામોહિની હોય, તેને આજે નવમતવાદી વિદ્વાન પદવીધરો પણ, – જુનવાણીની જેમ – વખોડવા તત્પર થયાં છે. પચાસ વર્ષ પહેલાં, જે વાતનો ખુલ્લા દિલથી સ્વીકાર નહોતો થતો, તેને આજે અમલી બનાવવાનું વલણ દાખવવામાં આવે છે !

સંન્યસ્તવિમર્શ સંબંધી હકીકતમાં પણ શ્રી નૃસિંહાચાર્યજીના ગુણગૌરવ ઉપરાંત, માનવસ્વભાવની સ્પષ્ટ સમજણની ચાવી રહેલી છે, જેનો વેળાસર વિચાર નહિ કરવાથી, આજે પ્રજાનો મોટો ભાગ, દેશદાઝ સમાજસેવા વિગેરે કારણોસર બલિ અર્પણ થવાનાં ઉદાહરણો મળતાં હોવાં છતાંય, પામર અને નિષ્ક્રિય-બનતો રહ્યો છે આ સંબંધમાં, શ્રી નૃસિંહાચાર્યજીએ મહંત સાથેની વાતચીતના અંતમાં માત્ર એટલું જ સૂચન કરી જણાવેલું કે:

" આ વાતનો મર્મ આપણા લોકો સમજી શકતા નથી. અને તેથી આપણા લોકોની પરિસ્થિતિ અને હાલત દિવસે દિવસે તંગ થતી જાય છે..."

આજની પરિસ્થિતિનું ઊંડું પરિશીલન કરવામાં ન આવે તો પણ, આધુનિક ભારતીય પ્રજાનો સામાન્ય પ્રતિનિધિ માત્ર પોતાની આસપાસના પરિવેષ્ટનોની પોતાના ઉપર થતી અસરોને સમજવા પ્રયત્ન કરે, તથા પોતાના જ આત્મીય પૃથક્કરણના પરિણામનો નિર્ણય કરે, તો તેને ચોક્કસ ખાતરી થશે કે શ્રી નૃસિંહાચાર્યજીએ વર્ષો પહેલાં વર્ણવેલી – સૂચવેલી ભાવિ સ્થિતિની મધ્યમાં જ પોતે શ્વાસ લઇ રહ્યો છે !

અને તે સંતના શબ્દોને સમજનારી કેટલીક વ્યક્તિઓએ

સનાતન ધર્મ અને સંસ્કૃતિના અર્ધલુપ્ત થતા સત્ત્વોનું સંરક્ષણ કરવાના ઉદ્દેશથી કેટલી ય સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ શરૂ કરી હતી પરંતુ સાચી ધગશ, દીર્ઘદ્રષ્ટિ અને નિઃસ્વાર્થવૃત્તિથી કાર્ય કરનારા ચારિત્ર્યશીલ સંપ્યાગમ નેતા અને અનુયાયીઓના અભાવે, એ સર્વ પ્રવૃત્તિઓ – કેટલાક નામમાત્ર અવશેષો રહેવા દઈને – સમયની કૂચ સાથે સંકેલાઈ ગઈ

× × ×

ગયા પ્રકરણમાં આપણે જણાવી ગયા હતા કે નોકરીમાંથી રાજીનામું આપ્યા પછી, સુરતમાં સ્થિતિ દરમ્યાન, શ્રી નૃસિંહાચાર્યજીની પ્રતિષ્ઠા પુષ્કળ પ્રમાણમાં વધતી જતી હતી શ્રી બ્રહ્મચારીજી પણ તેમનું વારંવાર સ્મરણ કરતા હતા આથી આશ્રમના સેવકો – શિષ્યો મહારાજની મિલ્કત શ્રી નૃસિંહાચાર્યની અનિચ્છા હોય તો પણ તેમનાથી છૂટી પોતાને પ્રાપ્ત થાય, એવી આશાનો લગભગ ત્યાગ કરીને ચિંતાતુર મને કલેશયુક્ત દિનસો વ્યતીત કરતા હતા

• તે સિવાય, અન્ય કારણોના પરિણામે, શ્રી નૃસિંહાચાર્યજી એકદમ સુરત છોડી, વડોદરામાં કાપ પાસેના નિઝામપુરા નામના એક નાનકડા ગામમાં આવી રહ્યા થોડા જ સમયમાં, અત્રે પણ રેઝિડેન્સી (Residency) કચેરીની હિસાબી શાખામાં તેઓશ્રીને નોકરી કરવાનો અવસર આવ્યો આ નોકરીમાં પણ તેઓશ્રીનું મહા ઓજસ ભર્યું વ્યક્તિત્વ, – પરોપકારી જીવનની શીતળ માધુરીના આશ્રય નીચે – ઝગઝગી ઊઠયું. પુનરુક્તિ કરવાની જરૂર નથી કે, અહિં પણ અંગ્રેજ અમલદારથી માંડી સીપાઈ સુધીના નાના મોટા દરેક જણ તેઓશ્રીની દુરંદેશી કાબેલિયત, કાર્યમાં શીઘ્રતા, ચોકસાઈ અને આકર્ષક વ્યક્તિત્વ વિગેરેથી તેમના પ્રતિ અનાયાસે આકર્ષાયા, અને તેમનો કરુણાભાવ અંતરમાં ઇચ્છવા લાગ્યા કેટલાક તો તેમના

સંમુખ પણ, સહાનુભૂતિનો ભાવ પ્રદર્શિત કરતા. સમય જતાં પ્રસંગો પડતાં, મૌનભર્યાં વાણી અને જીવન, તદ્દન શાંત અને અપ્રકટ ન રહી શકયાં. ધીમે ધીમે શ્રી નૃસિંહાચાર્યજીના સૂચક મૌનમાં પણ તેઓશ્રીના ભક્તિજ્ઞાનભર્યા આત્મભંડારની અનેકને પ્રતીતિ થવા લાગી. સર્વના હૃદયમાં તેમના માટે અનહદ આદરભાવ ઉત્પન્ન થયો. કેટલાકે તેમની સાથે સખ્યભાવ સેવવા પણ વૃત્તિ – પ્રવૃત્તિ કરી.

તે મનોહારી મૂર્તિનું સ્થૂળ દશ્ય સ્વરૂપ જ અત્યંત આકર્ષક હોઇ, **आकृतिः गुणान् कथयति** એ રીતિએ, અનેક ગુણગ્રાહક સજ્જનો, પોતાના વર્ણ પંથ કે પદાધિકારની પરવા ન કરતાં, એ આકૃતિની આસપાસ એકઠા થતા. તેમના પ્રસન્ન મુખ ઉપરની તેજસ્વી ભાવમુદ્રાઓ તથા વિનયભરી દૈવી પ્રાસાદિક વાણી, આવનારના હૃદયના કુતર્કભાવોને દૂર કરી, તેમાં વિશુદ્ધ ભાવવિચારોનાં આંદોલનો પ્રકટાવતી, અને પરિણામે તેમના પ્રથમ દેહદર્શનમાં જ અંતરપ્રભાવપરત્વે ઉચ્ચ ખ્યાલ બંધાયા વિના રહેતો નહિ.

કૅંપ કચેરીની નોકરીમાં પણ, તેમની વફાદારી, કુનેહ, કાર્યદક્ષતા અને કારકુન અધિકારી સર્વને જે તે કાર્યમાં સલાહ – સહાય આપવાની પરોપકારવૃત્તિ, પ્રધાનપણે હતાં તેઓ, પ્રસન્નતાપૂર્વક, નિરભિમાનપણે, કોઇને ય ઉપકારદર્શક વચન કે વર્તન વડે શરમાવ્યા વિના, સર્વનું કાર્ય સમયસર કરી આપીને કે માર્ગ બતાવીને, સર્વના મનને સંતોષ પમાડતા. સ્વમાનભંગનો અવસર તો કદિ આવ્યો જ ન હતો...અને આ નોકરીમાં તેમને સર્વ પ્રકારની અનુકૂળતા હતી, છતાં પણ તેઓશ્રીએ તે નોકરી કોઇ અસ્પષ્ટ કારણસર છોડી દીધી, અને ટૂંક સમયમાં જ તેઓશ્રીએ વડોદરા શહેરમાં ભૂતડીઝાંપે કડીઆખડકીમાં નિવાસ કર્યો–

કેટલોક કાળ, કોઇ પણ પ્રકારની અર્થનિમિત પ્રવૃત્તિ નહિ કરવામાં ગાળ્યા પછી, એક સજ્જનના સંગમાં કૉન્ટ્રૅક્ટનો વ્યવસાય કર્યો. કૉન્ટ્રૅક્ટના જડ જેવા ધંધામાં પણ, તેઓશ્રીએ ચૈતન્યને સ્ફુરવાને અધિક અવકાશ આપ્યો. જ્યાં સર્વદા સર્વત્ર ચૈતન્યનો જ પ્રવાહ વહી રહ્યાની દૃઢ પ્રતીતિ અને અનુભૂતિ છે ત્યાં ધંધા નોકરી આદિ બાહ્ય ઉપાધિની જડતા, મંદતા કે શિથિલતાના અંશો જીવનને વ્યાપ્ત શી રીતે કરી શકે ?...

શ્રી નૃસિંહાચાર્યજીએ જે નીચલા થરના જીવો સાથે તથા જડ અધમ જેવી આલેખાતી જે જે પ્રવૃત્તિઓ સાથે, થોડોઘણો સંપર્ક સાધ્યો, તે સર્વમાં, સ્થિતિપાત્ર પ્રમાણે, તેઓશ્રીએ પોતાના ઉચ્ચ અધિકારયુક્ત ચૈતન્યનો અંશ રેડ્યો છે. કૉન્ટ્રૅક્ટના કુત્સિત ગણાતા ધંધાને અપનાવીને તેમણે દીપાવ્યો છે. ગમે તેવા ધંધા – વ્યાપારમાં આર્થિક અને નૈતિક શુદ્ધતા કેટલે અંશે કેવી રીતે સાચવી શકાય છે તે તેમણે પ્રત્યક્ષ કૉન્ટ્રૅક્ટવ્યવહાર કરીને ઉદાહરણ આપ્યું છે. નીચલા થરના ‘ સેવક ’ ગણાતા કિસાનમજુરો સાથે તથા ઉપલા વર્ગના ‘ પોષક ’ કહેવાતા અધિકૃત ધનિક વર્ગ સાથે, સમાનદૃષ્ટિથી વ્યવહાર કરી, જનસમાજની ભેદબુદ્ધિને સુધારી, કૉન્ટ્રાક્ટર કેવી અનુપમ સેવા બજાવી શકે, એ તેમણે દર્શાવી આપ્યું. પિંડપોષણ માટે આવશ્યક પરિશ્રમ કર્યા વિના જ, પારકાના પરસેવા પર તાગડધિન્ના કરનારા પૈસાપાત્ર પુરુષોની તેમણે આંખો ઉઘાડી. શ્રી મોહનસ્વરૂપજીની મિલકત બાબતમાં, એન્જિનીયર ખાતાની નોકરી સંબંધમાં, તેવી જ રીતે કૉન્ટ્રાક્ટના ધંધામાં પણ, તેઓશ્રીએ, શાંત રીતની ત્યાગપ્રધાન પ્રવૃત્તિ સેવી હતી.

સત્ય જોખમાય નહિ, અને પોતાના સ્વાર્થત્યાગ તથા પરોપકારી વર્તનનું આગળ પડતું મહત્ત્વ કે કદરગૌરવ સ્થપાય નહિ, તેવી મૌનભરી રીતે તેઓ વ્યવહારમાં પગલું ભરતા.

બીજા કૉન્ટ્રેક્ટરોને અધિક આર્થિક લાભ થવા દેવાની તેઓશ્રી ખુશીથી અનુકૂળતા કરી આપતા. પરંતુ એક ખાસ પ્રસંગમાં, તાપ – શ્રમ વેઠીને આખો દિવસ મજુરી કરનારા શ્રમજીવીઓના રક્તશોષણમાંથી મળનાર તમામ નફો નહિ લેવા તથા તેમાંથી મોટો ભાગ કારીગરોમાં પુરસ્કાર પેઠે વહેંચી આપવા, તેઓશ્રીએ કૉન્ટ્રાક્ટરોને વિનંતિ કરી. નૈતિક અને શિષ્ટ ઇતર બાબતોમાં પ્રતિષ્ઠિત પુરુષના વચનને ઉથાપવાની ઉત્સુકતા નહિ દાખવતા કેટલાક કૉન્ટ્રાક્ટરોએ, આ ગુરુના ગુરુરૂપ ‘ કાંચન ’ની બાબતમાં તેઓશ્રીની સૂચના પર લક્ષ્ય આપવાનો ઇન્કાર કર્યો. આથી, તે કૉન્ટ્રૅક્ટનું કાર્ય પોતાના શિર લઈ લેવા તેમણે ઘટિત પણ ન્યાય્ય વ્યવસ્થા કરી. ચોક્કસ મુદતમાં કાર્ય પુરું ન થવા દેવા દ્વેષીઓએ આડકતરી રીતે ઉપસ્થિત કરેલી મુશ્કેલીઓનો સામનો શાન્તતાથી કરીને પણ, શ્રી નૃસિંહાચાર્યજીએ પરિશ્રમપૂર્વક કામ સંતોષકારક રીતે નિશ્ચિત મુદતમાં જ પૂર્ણ કર્યું. મજુરોમાં તેઓના હિતનું સ્પષ્ટ ભાન તેમણે જાગ્રત્ કર્યું. અંતે, ખર્ચ વિગેરેના હિસાબ કરી, નફાસહિત તમામ રકમ, તેમણે મજુરોને મદદ કરવામાં વાપરી નાંખી. તેઓશ્રી પ્રત્યેક મજુર – કારીગરોની કૌટુંબિક પરિસ્થિતિની પૂછપરછ કરતા, યોગ્ય રીતે સહાય કરતા, અને તેઓની ઉન્નતિને માટે ઘટિત વ્યવસ્થાક્રમનો પણ તેઓને બોધ કરતા. પાછળથી દ્વેષી કૉન્ટ્રાક્ટરો પણ તેમનો સમાગમ સેવી, તેમનામાં શ્રદ્ધા ધરાવતા થયા હતા. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજીએ પછી કૉન્ટ્રૅક્ટના વ્યવસાયમાંથી પણ

કાયમને માટે વિદાય લીધી. અર્થોપાર્જન માટે, કોઇ પણ પ્રકારનો નોકરી – ધંધો નહિ કરવાનો, તથા આદર્શ બ્રાહ્મણધર્મનું ચુસ્ત પાલન કરવાની ટેકને ધારણ કરી, ઉપદેશકના ક્ષેત્રને પવિત્ર બનાવવાનો તેઓશ્રીએ નિર્ણય કર્યો હતો.

તેઓ સુરતમાં હતા ત્યારથી જ તેમની પાસેથી, સૌ કોઇ, પ્રસંગોપાત્ત ફરજિયાત કે મરજિયાત ઉપદેશપ્રવૃત્તિ કરાવતા હતા. પ્રાર્થનાસમાજના મંચ ઉપરથી તો પોતે સંખ્યાબંધ પ્રવચનો કરી ચૂકયા હતા. વડોદરામાં પણ તેમને ચાહનારું પ્રેમીજનોનું પ્રશંસક મંડળ વધી પડયું હતું. શહેરમાંથી અને એક કાંપ – નિજામપુરામાંથી લોકોનાં ટોળેટાળાં તેમના દર્શન – સમાગમ નિમિત્તે આવતાં. આમ, જુના સંબંધીઓ, શિષ્યભાવ રાખનારા ભાવિકો, નવીન આવનારાઓ, નિજામપુરાના નિવાસ અને કૉન્ટ્રૅક્ટવ્યવસાય દરમ્યાનના સંબંધમાં આવેલા સંખ્યાબંધ આમજનો, કારીગરો વિગેરે, તદુપરાંત, મોટા મનાતા લોકો પણ, શ્રી નૃસિંહાચાર્ય પાસે નિત્ય નિયમિત રીતે એકઠા થવા લાગ્યા; અને પ્રશ્નોત્તરી, જ્ઞાન – વિનોદ, ચર્ચા વિગેરેના આશ્રય નીચે અમૂલ્ય લ્હાવો માણવા લાગ્યા.

અનેક ભાવિકો કોઇના કોઇ બહાના હેઠે કોઇ પણ રીતે તેઓશ્રીની સેવા ઊઠાવવાનો આશ્રય સેવી, પ્રસંગ શોધતા. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજી જાણીબુઝીને કોઇને પણ પોતાની અંગત પરિચર્યા કરવા – કરાવવાની પ્રવૃત્તિને ઉત્તેજન – તક આપતા નહિ ' આચાર્ય 'નું બિરદ તો તેમને જનતા તરફથી પ્રાપ્ત હતું જ હવે તેઓશ્રીની ધર્મવિષયક પ્રવૃત્તિઓ ખૂબ જાહેર થવાથી, તથ તેમના સામર્થ્યનો સ્વીકાર પણ પ્રકટ રીતે, અભણથી માંડી

સુશિક્ષિત વિદ્વાનો વડે સારી પેઠે થયેલો હોવાથી, એક સમર્થ ' ધર્માચાર્ય ' તરીકે તેમની સત્કીર્તિની સુવાસ પ્રસરવા લાગી. બહારગામથી પણ લોકો સમાગમાર્થે આવવા લાગ્યા.

પિતાની સંગીતપ્રિયતા વિષે તો આપણે પ્રથમ પ્રકરણમાં જ જણાવી ગયા છીએ. પિતાની પેઠે, શ્રી નૃસિંહાચાર્યમાં પણ સંગીત કીર્ત્તન વિગેરેનો શોખ સારા પ્રમાણમાં હતો. એક તંબુરો, કદિ કિરતાલ કે મંજીરાની જોડ સહ, તેઓશ્રી મધ્યમાં આસનસ્થ હોય, અને ભાવિક ભક્તોની ધૂનમાં કે કીર્ત્તનની રમઝટમાં તેઓ એકરસ થઇને પોતાની આત્મસિતારીના સૂરોનો પણ અદ્ભુત સંવાદ સાધી રહ્યા હોય, – તેવાં અનુપમ દૃશ્યો અત્યંત સુભગ હોવાનું, આજે અનુભવી વૃદ્ધ સાધકો ઘણીવાર વર્ણવે છે. કદિ ભજનમંડળી સાથે તેઓ આખી રાત અને દિવસ ગાળતા, તોપણ પછીથી તેઓ શ્રમિત થયેલા ન જણાતાં, ધ્યાનચિંતનાર્થે વિશેષ ઉત્સાહી, ઉત્સુક અને તેજપ્રસન્ન માલમ પડતા. નવીન કીર્તનો રચવા ઉપરાંત, પદોને સારી રીતે ગાવાનો તથા ગવાતા સાંભળવાનો તેમને ખૂબ ઉત્સાહ હતો.

શરૂઆતમાં, કીર્તન શ્રવણની આતુરતાવાળા ભોળા, ભાવિક, શુદ્ધ અંતઃકરણના, અક્ષરજ્ઞાનની દૃષ્ટિએ પછાત – પણ સંસ્કારી શ્રદ્ધાળુ – મનુષ્યો આવતા. તેઓના આનંદ અને ઉપદેશ – ઉપકાર માટે, શ્રી નૃસિંહાચાર્યજી જુદાજુદા પ્રસંગે, જુદાજુદા અધિકારવાળા જનો પાસે, વિવિધ જ્ઞાનબોધની સામગ્રીયુક્ત સાદી, સરળ પણ મોહક ભાષામાં, સર્વની રુચિ – અનુસાર પદો રચતા, ગાતા અને ગવડાવતા. આ પ્રકારનાં પદો મુખ્યત્વે, 'શ્રી નૃસિંહવાણીવિલાસ'ના પ્રથમ ભાગમાં સંગૃહીત છે. વખત વહેતાં, અધિક અધિકાર – સંસ્કારથી

સંપન્ન વિવેકમતિયુક્ત સુશિક્ષિત જનોનો સમૂહ તેમના સમીપ વધતો ગયો, તેમ તેમ તેઓના અધિકાર, સમજ અને ભાવને અનુરૂપ, પ્રથમ કરતાં વિશેષ ઉચ્ચ કોટિનાં જ્ઞાનનાં પદો રચાવા લાગ્યાં. પ્રથમનાં પદોની અપેક્ષાએ, આ પાછળનાં પદોમાં, ભાષા તથા ઉપદેશના અર્થનું ગાંભીર્ય અને અસરની ચોટતા, રહસ્યમય, આલંકારિક અને સાંકેતિક થવા લાગ્યાં. એ પદોનો મોટો ભાગ, 'શ્રી નૃસિંહવાણીવિલાસ 'ના બીજા ભાગમાં પ્રસિદ્ધ છે.

શ્રી નૃસિંહાચાર્યજીના સાહિત્ય સંબંધી અત્રે જ એક સ્પષ્ટતા કરી લેઇએ કે, તેઓશ્રીના ગ્રન્થોમાં, પદોમાં તથા તેમાં વિવિધ સ્થળ – પ્રસંગોએ આવતા વિચારો અને ભાવોમાં, ક્રમ – કોટિની વિવિધતા હોવાનું કારણ, ઉપદેશના સ્થળ, સમય અને વ્યક્તિની સંયોગાનુરૂપ યોગ્યાયોગ્યતા છે. * જે તે પ્રસંગ, વ્યક્તિની વૃત્તિ – જિજ્ઞાસાનું સ્વરૂપ, મનની પરિસ્થિતિ અને અધિકાર વિગેરેનો વિહિત વિચાર કરીને જ, તેઓશ્રીની પ્રબોધપ્રવૃત્તિ થતી હોવાથી, ઉપયોગિતા – પરોપકારી ઉપયોગિતાના દષ્ટિબિંદુથી દેખાતી વિવિધતા સુંદર, સાર્થક અને આત્માની દૃષ્ટિથી સાચી કલાત્મક છે.

આ પદોમાં, તેઓશ્રીના પ્રીતિપ્રાપ્ત, અગર તો પોતે જેના અપરિમિત પ્રેમપ્રવાહને ઝીલી રહ્યા હતા તે, શ્રી મોહનસ્વરૂપ બ્રહ્મચારીજીના નામનો સીધી કે આડકતરી રીતે વારંવાર ઉલ્લેખ કરવામાં આવેલો છે કે કેમ તે આપણે આગળના પ્રકરણમાં જણાવી ગયા છીએ. તે ભજનો – પદો જ્યાં ને ત્યાં જનતાની જીભે

* આ મુદ્દો પણ, શ્રી નૃસિંહાચાર્યજીના તત્ત્વસિદ્ધાન્તમાં અગત્યનો છે, તેની અત્રે વાચક નોંધ લેશે.

સંભળાવા લાગ્યાં. છેક સુરત સુધી પણ શ્રી નૃસિંહાચાર્યજીના પ્રેમભક્તિપૂર્ણ પદો, – તેમાં સમાવિષ્ટ કરેલા ગણાતા શ્રી બ્રહ્મચારીજીના અને શ્રી નૃસિંહાચાર્યજીના નામો સહિત, – વિના પ્રચારે, પ્રસારણ પામી ચૂકયાં હતાં. શ્રી નૃસિંહાચાર્યજી નિસ્તૃષ્ણ મહાત્મા છે એવી ચોક્કસ ખાતરી હોવા છતાં શ્રી બ્રહ્મચારીજીના સ્વાર્થી શિષ્યોના હૃદયમાં, શ્રી નૃસિંહાચાર્યજીએ આપેલા વચનથી, જીર્ણ થનો ગયેલો જુનો સંદેહ સદેહ સજીવન થયો. ચંચળ ચિત્તમાં ખળભળાટ મચી રહ્યો કે,

'નરસિભાઇ તો આપણા બ્રહ્મચારીજીના ખાસ પ્રીતિપાત્ર તરીકે જાણીતા છે. તે તો નિર્મોહ છે, પરંતુ બ્રહ્મચારીજીની તેમના પ્રત્યેની પ્રીતિ સહેતુક હોઇ, તેઓમાં વિશ્વાસ મૂકી શકાય તેમ નથી. વળી વડોદરા જઇને તો તેમણે નામ કર્યું છે. બ્રહ્મચારીજી કરતાં ય તેમના શિષ્યોની સંખ્યા મોટી છે, અને તે બધા અંગ્રેજી ભણેલા, જેવા તેવા નથી. વિશેષમાં, તેમનાં સરસ મીઠા ભજનોની સૌને લગની લાગે છે, અને તે ભજનોમાં આવતા નામ સંબંધી પૂછપરછ કરવા માંડે છે. આથી, નરસિંહરામનો બ્રહ્મચારીજી સાથેનો સંબંધ ગુપ્ત રાખી શકાવાનો નથી......અને,...એટલે આપણું શું થવાનું !...' વિગેરે.

વડોદરાથી શ્રી નૃસિંહાચાર્યજી સુરત પત્ર લખતા, તેનો શ્રી બ્રહ્મચારીજી પ્રત્યુત્તર આપતા. આ પત્રોની ભાષા વિવેક વિગેરે જોતાં, તે બન્ને વચ્ચે અપૂર્વ સ્નેહસંબંધ હોવાનું અનુમાન થાય એમ હતું. આ સઘળી પરિસ્થિતિ પરથી શ્રી બ્રહ્મચારીજીના શિષ્યો સશંક ડર ધરાવતા હતા કે,

'શ્રી બ્રહ્મચારીજીની ગમે તેટલી આગ્રહભરી વિનંતિ

હશે તો પણ નરસિરામ ભટ્ટ – મિલકતનો સ્વીકાર કરશી નહિ એ ચોક્કસ છે. કારણ તે સત્યપ્રેમી સજ્જન આપેલું વચન કદાપિ ઉથાપે નહિ. પરંતુ ઉપરોક્ત સ્નેહસંબંધ, પદકીર્તનો અને પત્રવ્યવહારની પદ્ધતિ, વિદ્વત્તાભર્યું અનુયાયીઓનું મંડળ વિગેરેનો લાભ લઇને, નરસિંહરામનો કોઈ પણ શિષ્ય કે સંતાન ભવિષ્યમાં બ્રહ્મચારીજીની મિલકતની આશા છોડી દે એ સંભવિત નથી.'

આવી મિથ્યા વિચારણા વડે, તે લોકો નિત્ય અશાંત ઉદ્વેગમય સ્થિતિમાં પ્રજળતા હતા. આ હકીકત, શ્રી નૃસિંહાચાર્યના કાને આવી તેમનું દયાળુ હૃદય દ્રવી ઊઠ્યું. કારણ, તેઓને સંપૂર્ણ રીતે નિશ્ચિંત કરવાના આશયથી તો, તેઓશ્રીએ સુરત, નોકરી વિગેરે ત્યજી દીધું અને શ્રી બ્રહ્મચારીજી સાથેનો બાહ્ય રીતનો ગાઢપણે પ્રકટ ભાસતો સંબંધ સંકેલીને, માત્ર સૂક્ષ્મ સંબંધથી જ સંતોષ માન્યો. વિશેષમાં, શ્રી બ્રહ્મચારીજીની જીંદગી પર્યંત, શ્રી નૃસિંહાચાર્યજીએ સર્વ પ્રવૃત્તિઓ એવા પ્રકારની કરી કે જેથી શ્રી બ્રહ્મચારીજીના સેવકમંડળના મનમાં પુન ક્લેશ ઉદ્ભવ પામે નહિ. જ્યારે જ્યારે પ્રસંગવશાત્ તેઓ સુરત ગયા અને રહ્યા ત્યારે ત્યારે, – બે ત્રણ માસના લાગલગટ મુકામ દરમ્યાન પણ, – તેઓશ્રીએ પ્રથમની પેઠે, પોતાના પ્રેમપ્રતિક શ્રી બ્રહ્મચારીજીને બાહ્ય રીતે પુનઃપુનઃ મળવાનો મોહમમતાભર્યો આગ્રહ ધર્યો ન હતો. કેવળ વિદાય અને આગમનના એક બે વખત જ તેમને મળી, પ્રેમસંતોષ માનતા. આટલું છતાં આમ કેમ ? સેવકોના ક્લેશનું ખરું કારણ ખોળવાનો ખૂબ પરિશ્રમ કરતાં તેમને, પદોમાં આવતા શ્રી બ્રહ્મચારીજીના નામ – નું કારણ મળી આવ્યું. પોતાનાં પદો સબંધમાં આ પ્રકારનો દૂરાન્વય કરેલો જાણી, પ્રથમ તો તેમને, સેવકોના અજ્ઞાન માટે હસવું આવ્યું.

પરંતુ તત્કાળ તો તેમણે સહાનુભૂતિની શીતળ સરિતા, તેમના પ્રતિ વહેવડાવવા માંડી. તે દિવસ પછી તેમણે જે જે પદો લખ્યાં તે તમામમાં, કહે છે કે, સ્વાભાવિક રીતે પણ ' બ્રહ્મચારીજી મોહનસ્વરૂપ 'ના અર્થનો સૂચક શબ્દ ન યોજાય, તે માટે પદ્યરચનામાં ( કેવળ પરોપકારવૃત્તિથી ) પૂર્ણ સાવધાનતા સેવી. ભજનોમાં શ્રી બ્રહ્મચારીજીનું નામ આવવા માત્રથી ભવિષ્યમાં મિલકત જતી રહેશે એવો સેવકોના હૃદયમાંનો મહાભય નિર્મૂળ કર્યો અને તેમની અશાંતિનું શોષણ કર્યું.

પરકાજે સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર બનેલા મહાત્માએ એટલેથી જ બસ કર્યું નહિ, પરંતુ શ્રી બ્રહ્મચારીજી તરફથી ઉપરાછાપરી પત્રો આવતા હતા તેમાં – ' તેમની વય – અશક્તિ વધતી જવાથી દેહનો ભરોસો નથી, મિલકતનો કબજો નરસિંરામ જલદીથી સ્વીકારે ' – એ પ્રકારની પ્રેમભરી વિનંતિઓ, કદી મીઠાશયુક્ત ધમકીઓ પણ, લખાણમાં આવતી હતી. એ સર્વના ઉત્તરમાં શ્રી નૃસિંહાચાર્યજી શિષ્યો સંબંધી સાચું કારણ નહિ જણાવતાં, અન્ય સ્વાભાવિક લાગે એવાં કારણો દર્શાવી, વિલંબને વધાર્યા કરતા હતા. છેવટે એક પત્રમાં શ્રી નૃસિંહાચાર્યજીએ શ્રી બ્રહ્મચારીને પોતાનાં મંતવ્યોનું બારીકાઇથી ધ્યાન આપી, શાસ્ત્રાર્થ કરી સ્પષ્ટ સમજાવ્યું કે,

' બ્રહ્મચારી મહારાજનો તેમના માટે પૂર્ણ પ્રેમભાવ હોઇ, શ્રી નૃસિંહાચાર્યનો દરેક રીતે ઉત્કર્ષ ઇચ્છે અને તેમ થવામાં સક્રિય પ્રવૃત્તિ પણ કરે, એ સ્વાભાવિક છે. પરંતુ સ્મૃતિશાસ્ત્રનો આદેશ છે કે, ' ગૃહસ્થ મનુષ્યથી કોઇ પણ બ્રહ્મચારી કે સંન્યાસીની

વસ્તુ કે મિલકતનો ઉપભોગ થઇ શકે નહિ, અને જો તે પ્રમાણે તે ગૃહસ્થ થઇ ભોગવે તો તેને, જેનું પ્રાયશ્ચિત્ત જ અસંભવવત્ છે એવું, પુષ્કળ મહાપાપ લાગે છે.' માટે શ્રી નૃસિંહાચાર્યજીના શ્રેયસ્નો વિચાર કરીને પણ, શ્રી બ્રહ્મચારીજીએ મિલકતનો સ્વીકાર કરવા સંબંધમાં ફરીથી પ્રાર્થના – પ્રસ્તાવ કરવો નહિ...'

ઉપરની મતલબના વિવેકપૂર્ણ લખેલા પત્રે, શ્રી બ્રહ્મચારીના સેવકોને સદાને માટે નિશ્ચિંત કરી દીધા. કારણ કે, તે પત્ર આવ્યા પછી, થોડા જ વખતમાં, શ્રી બ્રહ્મચારીજી મહારાજનું શરીર શાન્ત થયું હતું. અને તે પહેલાં તેમણે સઘળા શિષ્યોને ઉપરોક્ત હકીકતથી વાકેફ કર્યાં હતા.

આ પ્રમાણે સાચા સંન્યાસનાં તત્ત્વોને, ગૃહસ્થ સંન્યાસી શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના જીવનમાં વણી લીધાં હતાં. શ્રી નૃસિંહાચાર્યજીનાં તત્ત્વસિદ્ધાન્તનો એક મુખ્ય ભાગ એ હતો કે, **અપરિગ્રહ અને તૃષ્ણાનો ત્યાગ** – આ બે પ્રધાન લક્ષણો પ્રત્યેક ત્યાગી, સંન્યાસી તથા આચાર્યમાં હોવાં ઘટે છે, કલિપ્રભાવના સામાન્ય કારણથી કે વૈયક્તિક દોષથી કહો, આજે આપણે એક વસ્તુ જોવા દુર્ભાગી બન્યા છીએ કે, ધર્માચાર્યો, મઠાધિપતિઓ અને કેટલાય સંન્યાસીઓ, – કે જેઓએ સમાજને નિસ્પૃહતા અને નિર્મળતા – અનાસક્તિનો આદર્શ પૂરો પાડવાનો હોય છે, તથા જેઓની સમક્ષ અનુયાયી જનતા ન્યાયનીતિની અપેક્ષા રાખી શકે છે – તેઓમાંના ઘણાખરા આજે દશ્ય જગતના માયાવી મિલકત, પદાર્થ, પદ અધિકાર ઇત્યાદિ માટે સ્થાપિત સત્તા પાસે ન્યાયની દાદ માગતા દીનતાનું દર્શન કરાવી રહ્યા હોય છે: ભારતની આવી

દુર્દશા થવાનાં અનેક કારણોમાં, મુખ્ય કારણો, શ્રી નૃસિંહાચાર્યજી તેમના ગ્રન્થોમાં બતાવે છે. *

(૧) ધર્મગુરુઓ, સંન્યાસીઓ વિગેરે પોતાનો સ્વધર્મ વિસર્યા તે, તથા

(૨) સમાજનું તેઓના પ્રત્યેનું વલણ. ( સમાજ સાવધાનપણે ધારત તો તેઓને આ દિશામાં પોષણ મળતું અટકી જાત ).

ગમે તેમ પણ, 'આચાર્ય' તરીકે ઓળખાતા શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના જીવનમાં પ્રાપ્ત પ્રસંગ અને પરિસ્થિતિને અનુરૂપ સાચ **ત્યાગ – ધર્મનું** પરિપાલન કર્યું હતું, એ તેઓશ્રીના જીવનચરિત્રમ **સુવર્ણાક્ષરોથી** સદા અંકિત રહેશે. આ બાબતમાં તેઓશ્રી ગૃહસ્થાશ્રમી ગુરૂઓના આદર્શરૂપ છે.



* આ વિષયમાં આચાર્યશ્રીના સર્વ ગ્રન્થોમાં છૂટક છૂટક વાનગી વેરાયલી છે છતાં તેના સવિશેષ નિસ્તારપૂર્ણ વિવરણ માટે, વાંચકે 'સિદ્ધાન્તસિન્ધુ' ગ્રન્થનું સૂક્ષ્મતાપૂર્વક અધ્યયન કરવું. તથા આજ ચરિત્રપુસ્તકનું 'સાહિત્ય અને તત્ત્વજ્ઞાન'નું ૧૫મું પ્રકરણ પણ અલ્પ પ્રકાશ આપી શકશે.

શ્રી નૃસિંહાચાર્યજી વડોદરામાં ભૂતડીનાં ઝાંપે રહેત ત્યાં તેમના દર્શન – સમાગમાર્થે મોટી સંખ્યામાં આણસો આવ હતા. તેઓશ્રી, જુદી જુદી પ્રકૃતિના જીવોને તેમના અધિક અનુસાર, કરુણાર્દ્ર હૃદયથી વહાલભરી વાણીથી સંબોધતા, ર ઉન્નતિબોધથી ઉત્સાહિત કરતા. તેમની વિનયભરી વાણીની અસર આંદોલિત થયેલા કેટલાં ય સ્ત્રીપુરુષોએ હૃદયથી તેમની દીક્ષા લી હતી, કારણ કે શ્રી નૃસિંહાચાર્યજી કંઠી બાંધી માત્ર નામના ચેલા કરવાની વૃત્તિના ન હતા, એવું અનેક પ્રસંગોદ્વારા તેમના જાણવ આવ્યું હતું. તેમાંનો એક પ્રસંગ તો એક પરદેશ જઇ આવે પણ ભારતીય સંસ્કૃતિ પ્રત્યેની હૃદયમાંની ભાવનાને પરદેશ મૂકી આવેલા, સજ્જનના સંબંધનો હતો.

દર રવિવારે થતી દેવળની પ્રાર્થનાઓ, અને પાદરીએ પ્રવચનો વિગેરેમાં નિયમિત હાજરીથી, તેઓ તત્ત્વજ્ઞાનની ચચ ઠીક ઠીક વાકેફ હતા. Occultism, Baptism, Mystic વગેરે ' ઇઝમ્સ 'વાળા રહસ્યપૂર્ણ શબ્દો તેમના મુખેથી વારં નીકળતા હોવાથી, અંગ્રેજી ભણેલી પ્રજા તેમને ' આગળ વધેલ સજ્જન તરીકે આવકારતી હતી. ભૂતાત્મા, જીવાત્મા, મહા પરમાત્મા વગેરે શબ્દોની ઝીણવટભરી ભેદસૂચક, સાહિત્યકીય વૈજ્ઞાનિક સમજુતી આપતી તેમની વ્યાખ્યાનશ્રેણિમાં 'ભણેલા' સારો રસ પડતો. અતિપ્રતિષ્ઠિત અને દર્શનીય મહ

શ્રી નૃસિંહાચાર્યજીનાં ગુણગાન તેમના કાન ઉપર પડયાં. તેઓશ્રીને નિહાળવાની તેમને કુતૂહલબુદ્ધિ થઇ.

ભારતીય ગુરુસંસ્થા સંબંધી પૂર્વગ્રહનો વિરોધી તેમના અભિપ્રાય – અવાજનો આકાર, સુધારકો અને આંગ્લ બની જતા આંધળા વર્ગ વચ્ચેની સાંકળસમો હતો. પોતાનામાં ઉભરાતા યુવાનીના ઉત્સાહના તરવરતા તનમનાટને, તેમની બુદ્ધિનો કયો અંશ, અમુક જ દિશામાં દોરી જવામાં સફળ થતો હતો, તેની તેમને પણ સમજ પડતી ન હતી. એમની સાથે ચર્ચામાં ભાગ લેનાર એમના જ સહાધ્યાયીઓ થિયોસોફી સાહિત્ય તથા જગતના બીજા ધર્મોનું તાત્ત્વિક અધ્યયન કરનારા મિત્રો હતા. તેમાં એક જૈન વણિક્, કુશાગ્ર બુદ્ધિશાળી હોઇ મુખ્યત્વે ઓછું બોલતા; પણ સ્વલ્પ ભાષણથી જ તેમને ચૂપ કરી દેતા. તે સર્જન કોઇ વખતે હિન્દુલગ્નસંસ્થા તથા વિધવાઓની પરિસ્થિતિ પર આવેશભરી રીતે ઉકળતા. તેમની સાથે ઉગ્ર વાદવિવાદ કરી, તેમના ચિત્તનું સાન્ત્વન કરી ઘેર આવી પેલા જૈન યુવક એકાંતમાં વિચારવિહીન શૂન્ય દશામાં બેસીને સ્વચિત્તને શાંતિમાં સ્થાપવા પ્રયત્નશીલ રહેતા. આ બન્ને વિદ્વાન્ સમવયસ્ક હોવા છતાં, એકબીજાથી ઘણે દૂર અને સમીપ જેમ હતાં. જૈન બંધુના હૃદયમાં, જૈન અને ઇતર ધાર્મિક સંસ્થાઓનાં તથા તેના કર્યચારી આગેવાનોનાં અંગત જીવનમાં જે સડો પેઠેલો જણાતો હતો તે માટે ઊર્મિઓ હાલી ઊઠતી હતી. સડો સાફ કરી તે ક્ષેત્રને સાફ કરવાની તેમના દિલમાં ધગશ હતી. પરંતુ તેમ કરવામાં અનેક પ્રકારની સામાજિક મુશ્કેલીઓ નડતી હતી. પેલા વિલાયતી (!) વિદ્વાન્ સાથેના વારંવારના વાદવિવાદની અસરને લીધે, તેઓ સુધારાવાદીઓની

શ્રી નૃસિંહાચાર્યજી વડોદરામાં ભૂતડીનાં ઝાંપે રહેતા, ત્યાં તેમના દર્શન – સમાગમાર્થે મોટી સંખ્યામાં માણસો આવતા હતા. તેઓશ્રી, જુદી જુદી પ્રકૃતિના જીવોને તેમના અધિકાર અનુસાર, કરુણાર્દ્ર હૃદયથી વહાલભરી વાણીથી સંબોધતા, અને ઉન્નતિબોધથી ઉત્સાહિત કરતા. તેમની વિનયભરી વાણીની અસરથી આંદોલિત થયેલા કેટલા ય સ્ત્રીપુરુષોએ હૃદયથી તેમની દીક્ષા લીધી હતી, કારણ કે શ્રી નૃસિંહાચાર્યજી કંઠી બાંધી માત્ર નામના ચેલાઓ કરવાની વૃત્તિના ન હતા, એવું અનેક પ્રસંગોદ્વારા તેમના જાણવામાં આવ્યું હતું. તેમાંનો એક પ્રસંગ તો એક પરદેશ જઇ આવેલા પણ ભારતીય સંસ્કૃતિ પ્રત્યેની હૃદયમાંની ભાવનાને પરદેશ નહિ મૂકી આવેલા, સજ્જનના સંબંધનો હતો.

દર રવિવારે થતી દેવળની પ્રાર્થનાઓ, અને પાદરીઓના પ્રવચનો વિગેરેમાં નિયમિત હાજરીથી, તેઓ તત્ત્વજ્ઞાનની ચર્ચાથી ઠીક ઠીક વાકેફ હતા. Occultism, Baptism, Mysticism વગેરે ' ઇઝમ્સ 'વાળા રહસ્યપૂર્ણ શબ્દો તેમના મુખેથી વારંવાર નીકળતા હોવાથી, અંગ્રેજી ભણતી પ્રજા તેમને ' આગળ વધેલા ' સજ્જન તરીકે આવકારતી હતી. ભૂતાત્મા, જીવાત્મા, મહાત્મા, પરમાત્મા વગેરે શબ્દોની ઝીણવટભરી ભેદસૂચક, સાહિત્યકીય અને વૈજ્ઞાનિક સમજુતી આપતી તેમની વ્યાખ્યાનશ્રેણિમાં 'ભણેલા'ઓને સારો રસ પડતો. અતિપ્રતિષ્ઠિત અને દર્શનીય મહાત્મા

શ્રી નૃસિંહાચાર્યજીનાં ગુણગાન તેમના કાન ઉપર પડયાં. તેઓશ્રીને નિહાળવાની તેમને કુતૂહલબુદ્ધિ થઇ.

ભારતીય ગુરુસંસ્થા સંબંધી પૂર્વગ્રહનો વિરોધી તેમના અભિપ્રાય – અવાજનો આકાર, સુધારકો અને આંગ્લ બની જતા આંધળા વર્ગ વચ્ચેની સાંકળસમો હતો. પોતાનામાં ઉભરાતા યુવાનીના ઉત્સાહના તરવરતા તનમનાટને, તેમની બુદ્ધિનો કયો અંશ, અમુક જ દિશામાં દોરી જવામાં સફળ થતો હતો, તેની તેમને પણ સમજ પડતી ન હતી. એમની સાથે ચર્ચામાં ભાગ લેનાર એમના જ સહાધ્યાયીઓ થિયોસોફી સાહિત્ય તથા જગત્‌ના બીજા ધર્મોનું તાત્ત્વિક અધ્યયન કરનારા મિત્રો હતા. તેમાં એક જૈન વણિક્, કુશાગ્ર બુદ્ધિશાળી હોઇ મુખ્યત્વે ઓછું બોલતા; પણ સ્વલ્પ ભાષણથી જ તેમને ચૂપ કરી દેતા. તે સર્જન કોઇ વખતે હિન્દુલગ્નસંસ્થા તથા વિધવાઓની પરિસ્થિતિ પર આવેશભરી રીતે ઉકળતા. તેમની સાથે ઉગ્ર વાદવિવાદ કરી, તેમના ચિત્તનું સાન્ત્વન કરી. ઘેર આવી પેલા જૈન યુવક એકાંતમાં વિચારવિહીન શૂન્ય દશામાં બેસીને સ્વચિત્તને શાંતિમાં સ્થાપવા પ્રયત્નશીલ રહેતા. આ બન્ને વિદ્વાન્ સમવયસ્ક હોવા છતાં, એકબીજાથી ઘણે દૂર અને સમીપ જેમ હતાં. જૈન બંધુના હૃદયમાં, જૈન અને ઇતર ધાર્મિક સંસ્થાઓનાં તથા તેના કર્તાચારી આગેવાનોનાં અંગત જીવનમાં જે સડો પેઠેલો જણાતો હતો તે માટે ઊર્મિઓ હાલી ઊઠતી હતી. સડો સાફ કરી તે ક્ષેત્રને સાફ કરવાની તેમના દિલમાં ધગશ હતી. પરંતુ તેમ કરવામાં અનેક પ્રકારની સામાજિક મુશ્કેલીઓ નડતી હતી. પેલા વિલાયતી (!) વિદ્વાન્ સાથેના વારંવારના વાદવિવાદની અસરને લીધે, તેઓ સુધારાવાદીઓની

પદ્ધત પસંદ કરી રહ્યા હતા. પરંતુ સુધારાવાદીઓની સંસ્થા જ્યારે સામાજિક ઉત્થાનના આશ્રય નીચે, વ્યક્તિગત વિનિપાત સામે આંખ આડા કાન કરવા લાગી, સુધારાની બીજી બાજુને સાવ વિસારવા લાગી, અને તે સુધારણાને યોગ્ય સંસ્થા – વિધિઓના જ અસ્તિત્વને સાવ નિર્મૂળ કરવા સુધી પહોંચી ગઇ, ત્યારે તેમનો જૈન જીવાત્મા કકળી ઊઠયો; અને પેલા મિત્ર આગળ તેમણે પોતાનો સ્પષ્ટ નિર્ણય સંભળાવી દીધો કે,

" આત્મસુધારણા સિવાય, સમષ્ટિની કે સૃષ્ટિની સુધારણા વ્યર્થ છે, પોકળ છે. " બીજાઓને સુધારવા નીકળેલા ગુરુ – નેતા વગેરે ઢોંગી પ્રપંચીઓનાં તૂત છે, (એમ આગળ કહેવામાં આવશે,) એવી કલ્પના કરીને, પેલા વિદ્વાન્ સજ્જને, લાંબો વાદ કર્યો અને પોતાનો અનુભવ કહી બતાવ્યો કે,

" હું પણ પહેલાં ગુરુસંસ્થાનો કટ્ટો વિરોધી હતો, પરંતુ એક આચાર્ય, કે જેમના દર્શને અસંખ્ય લોકો વડોદરા જાય છે, તેમના સંપર્કથી, મારા દિલને શાંતિ થઇ હતી." વળી તેમણે જણાવ્યું કે,

"આચાર્ય બાબતમાં શિથિલ ભાવ સહ હું તે મહાપુરુષને જોવા ગયો હતો. પ્રથમ દર્શને જ સાદાઇમાં શોભી ઊઠતી ભવ્યતા અને દિવ્યતાનું વાતાવરણ પ્રસારતું વ્યક્તિત્વ જોઇ મારાં મનમતિ મુગ્ધ બન્યાં હતાં. ક્ષણો માટે ગયેલા મને ત્યાં તેમના સમીપ કલાકો સુધી બેસી રહેવાનું મન થવા લાગ્યું. જગતમાં જન્મ પામવાનું કારણ, અજ્ઞાનવશ જીવોને થતા દુઃખમાંથી મુક્ત થવાના સરળ ઉપાય શા અને તે શી રીતે સધાય !...વગેરે તત્ત્વજ્ઞાનના ખાસ ગણાતા વિષયો સંબંધમાં, લોકોએ પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપવાની તેમની પદ્ધતિ જ વિલક્ષણ છે. ' જ્ઞાનપ્રાપ્તિમાં ગુરુની ગુલામીની શી

જરૂર ' એ મારા પ્રશ્નના ઉત્તરમાં, તેઓશ્રીએ વિસ્તારપૂર્વક અને, મારો ખ્યાલ કરીને વૈજ્ઞાનિક પરિભાષાથી, સુંદર રીતે સ્પષ્ટ સમજાવ્યું કે,

'અંતરાત્મા જ જ્ઞાનનો નિધિ છે; તે જ્ઞાનનું સ્ફુરણ – સ્ફોટન થવા માટે યોગ્ય અધિકારની જરૂર છે; અને યોગ્ય અધિકાર માટે વિશેષ સાધન સેવવા યોગ્ય અધિકારૂઢ સદ્ગુરુની જરૂર છે, વારંવારના તેઓશ્રી સાથેના સહવાસમાં, મારો તો નિર્ણય થયો કે સર્વ વિદ્યાઓની સર્વોપરી બ્રહ્મવિદ્યા – ની સાથે સંબંધ ( બ્રહ્મસંબંધ ) કરાવનાર આચાર્ય સદ્ગુરુ વિષે અલૌકિક આદરયુક્ત પૂજ્યભાવ સેવવાની ખાસ અગત્ય છે. શાબ્દિક ઉપદેશ કે ગ્રન્થાભ્યાસથી વાચક જ્ઞાન થવાનો સંભવ છે પરંતુ અર્થોપદેશના પરિણામરૂપ અનુભવજ્ઞાન વિના, તે સર્વ અંક વિનાના અસંખ્ય મીંડાંઓ પ્રાપ્ત કરવા સમાન છે. તે માટે સદ્ગુરુસંગની ખાસ જરૂર છે. આ પ્રકારના ધર્મના પાલનમાં જે સદ્ગુરુની શરણાગતિ રહેલી છે તેમાં યથાર્થ રીતે વિચારતાં ગુરુ – ગુલામી જેવું કશું જ નથી. પણ આત્મોદ્ધારના રહસ્યરૂપ સ્વતંત્રતાનો સત્કાર છે. ' વગેરે શ્રી નૃસિંહાચાર્ય પાસેથી સાંભળેલાં વચનો અને અનુભવેલી અસરનો સંદર્ભ તેમણે જૈન મિત્રને કહી બતાવ્યો.

અને ખરેખર ! શ્રી નૃસિંહાચાર્યજીની કાર્યપદ્ધતિ વિલક્ષણ હતી. સર્વની સમજણશક્તિની પદ્ધતિ અને મર્યાદાને અનુસરીને જ, તેઓશ્રી તાર્કિક તથા તાત્ત્વિક વૃત્તિના અનુગામીઓ સાથે તે સંજ્ઞાઓનો ઉપયોગ કરવામાં સાવધાનતા કેળવી, સંભાષણ કરતા. શ્રદ્ધાયુક્ત માનસ ધરાવનાર મનુષ્યોની પાસે તેઓ કદિ તાર્કિક પૃથક્કરણ પદ્ધતિનો પ્રયોગ કરતા નહિ. તેમને તો સીધો ઉપદેશ કે

-આદેશ જ આપતા, જે તેઓનું સત્વર કલ્યાણ સાધવામાં સફળ નીવડતો. પેલા પાશ્ચાત્ય જ્ઞાને પંડિત થયેલા સજ્જનના હૃદયમાં સંતમહંતગુરુઓ પ્રતિના ભાવ માટે મહાન્ પરિણામ જાગ્યો. શ્રી નૃસિંહાચાર્યને તેણે પોતાના મનથી સદ્‌ગુરુ તરીકે સ્વીકાર્યા. તેની અભ્યાસપદ્ધતિ પ્રમાણે, તેમના Occultist Circleમાંના એક Master મહા – આચાર્ય તરીકે તેમણે શ્રી નૃસિંહાચાર્યજીને સ્થાન આપ્યું. અને ધીમે ધીમે તેમણે પૂર્વકાલીન આર્યશાસ્ત્રોક્ત બ્રહ્મગુરુસંસ્થાની પ્રાચીન પવિત્ર પ્રથામાં, દૃઢ નિષ્ઠા પ્રાપ્ત કરી.

તેમણે પોતાના જૈન મિત્રને, ઘણી વખત શ્રી નૃસિંહાચાર્યના દર્શને આવવા, સૂચના કરેલી. પણ તે તો ગુરુઓ સંબંધી વિચારથી જ દૂર રહેવાના નિર્ણય પર આવી ગયા હતા. અને નવીન સ્થપાતા આકર્ષક 'સમાજો'ના અવનવા રંગોથી રંગાવા તૈયાર થઇ રહ્યા હતા.

પોતાના મિત્રના મનનું આમ એકાએક મંગલ પરિવર્તન થયેલું જોઇને, જૈન યુવકના દિલમાં શ્રી નૃસિંહાચાર્ય સંબંધમાં ન નિવારી શકાય એવી જિજ્ઞાસા જાગી હતી. એટલામાં તે મિત્રનું અવસાન થયું. પ્રસન્નતાથી પ્રાણત્યાગ કરતી વખતે, તેમણે જૈન બંધુને યાદ કર્યા હતા, અને એવા ભાવનું વચન, કહે છે કે, બોલ્યા હતા,

" માસ્તરને કહેજો કે તમે જેની શોધમાં છો તે ભૂતડીને ઝાંપે એક નાની કોટડીમાં રહે છે. "

× × ×

અભણ કે ઓછું શિક્ષણ પામેલા લોકોએ જેમ શ્રી નૃસિંહાચાર્યને

તેમના અદ્‌ભુત ચારિત્ર્યબલથી આકર્ષાઇ, પ્રથમથી જ આચાર્ય તરીકે સ્વીકારવામાં સંકોચ કર્યો ન હતો; તેમ પદવીપ્રાપ્ત વિદ્વાન્ પંડિતો તથા પ્રાચીન શાસ્ત્રોના પ્રખર અભ્યાસીઓ પણ, પ્રથમ પરીક્ષાબુદ્ધિથી કસી જોઇ, તેઓશ્રીના સત્યપ્રકાશથી આશ્ચર્યમુગ્ધ થઇ, પાછળથી પશ્ચાત્તાપને પામતા તેમના શરણે આવ્યા. આમ ચિકિત્સા, જિજ્ઞાસા, પરીક્ષા, દર્શન, સમાગમ વિગેરે વિવિધ હેતુઓથી આવતી જનતાના ચિત્તનું સમારાધન કરતા શ્રી નૃસિંહાચાર્યજીના પ્રસન્ન મુખથી સ્રવતા અમૂલ્ય ગિરામૃતનો સહુ કોઇ લાભ લેતું અને ભ્રમભંજન થતાં, હૃદયો તૃપ્ત થતાં. આ શુભ જનકલ્યાણકારી કાર્યને વ્યાપક સ્વરૂપ પ્રાપ્ત થાય એવા ઉદાર હેતુથી, શ્રી નૃસિંહાચાર્યજીની આસપાસ મૈત્રીભાવે મળતી, તથા પ્રેમ – જ્ઞાન – બોધ અર્થે પણ એકઠી થતી ભિન્ન ભિન્ન રુચિ, પદ, અધિકારવાળી વ્યક્તિઓની વિપુલ મંડળીને, 'વર્ગ' એવું શોભાયુક્ત અભિધાન પ્રાપ્ત થયું. 'વર્ગ' નામકરણ આપોઆપ જ થયું. જેમ 'નરસીરામ'ને 'આચાર્ય' પદ પ્રાપ્ત થયું હતું તેમ, કોઇ પણ પ્રકારના પૂર્વપ્રસ્તાવ કે યોજનાબદ્ધ પ્રયાસ વિના, – આધુનિક શિષ્ય કે સદસ્યરીતિના ધારાધોરણ – કે નિયમબંધનવિધિની મર્યાદા વિના જ, – આ 'વર્ગ', તેના આદ્ય સંસ્થાપક આચાર્ય શ્રી નૃસિંહાચાર્યજીના આશ્રય નીચે સ્વયં સ્થપાયો, એમ કહીએ તો તેમાં કાંઇ ખોટું નથી.

હજુ તો આ વર્ગ 'મંડળ' તરીકે ઓળખાતો હતો; તેમાં ખાસ કોઇ વિશિષ્ટ પ્રકારની વ્યવસ્થા સ્થાપિત થઇ ન હતી, તેટલામાં તો તેના આચાર્ય પુરુષની ગૂજરાતભરમાં પામેલી પ્રતિષ્ઠાથી તથા અનુપમ વ્યક્તિત્વપ્રભાથી, સંખ્યાબંધ લોકો વર્ગ પ્રતિ

આકર્ષાયા. કલિકાળનો પ્રભાવ હોવાથી, અનેક દંભી, શયતાન ઢોંગી ધૂતારાઓથી યુગ છેતરાતો હતો. તેથી 'આ' પણ તેવા જ પાખંડીઓ પૈકી કોઇ હશે એવા કોઇના સંદેહસૂચનથી કે પોતાના જ ખલ હૃદયમાં સ્ફુરેલા કુત્સિત સંસ્કારથી પ્રેરાઇને કસોટીના હેતુથી પણ કેટલીય વ્યકિતઓ શ્રી નૃસિંહાચાર્ય પાસે સમાગમ સેવવા લાગી. પણ પરીક્ષાના પરિણામમાં પોતાની જ પરીક્ષા થઇ જતી. સ્વલ્પ સમયમાં જ તેઓને આચાર્યશ્રીના અલૌકિક આત્મજ્ઞાનની, બ્રહ્મીભૂત સ્થિતિની અનુભૂતિમાં દૃઢ નિષ્ઠા ઉપજવાથી, પ્રથમના મૂર્ખ મંતવ્ય માટે અત્યંત પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવતો. કેટલાકને તો પોતાની જીવાત્મભાવમૂલક પ્રાથમિક કલ્પના અને પ્રત્યક્ષ પરિચયાનુભવથી થયેલા દૃઢ નિશ્ચય વચ્ચે એટલું મોટું અંતર જોઇ આશ્ચર્ય થતું કે તેઓ અંતે શોકવિકલ થઇ, અશ્રુભીનાં હૃદયથી દેહપાતથી પ્રાયશ્ચિત્ત કરવાની તૈયારી સુધી પહોંચી ગયા હતા. પરંતુ ભૂતદયાના અધિપતિ શ્રી નૃસિંહાચાર્યજીએ તેમના ભાવી વિકાસની સુંદર તક સાધવા માટે જીવન ટકાવી રાખવા પરત્વેનું બોધપ્રદાન કરી, તેઓના પર મહાન્ અનુગ્રહ કર્યો હતો. આવા પુરુષો પાછળથી આચાર્યશ્રીના કૃપાપાત્ર બની, જીવનમાં ઉન્નતિની ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યા હતા. વિવિધ વિદ્યાના વિશારદ એવા સેંકડો વિદ્વાનો અને પંડિતોની સામે, શ્રી નૃસિંહાચાર્યને જ્યારે અનિચ્છાએ પણ વાદ કરવાના પ્રસંગો આવતા, ત્યારે તેઓની સાથેના ચર્ચાપ્રસંગો, તે લોકોને અને અન્ય તટસ્થ જનતાને અત્યંત આહ્લાદજનક અને શિક્ષાપ્રદ નીવડતા, તથા આચાર્યશ્રીની અગાધ વિદ્વત્તા, તેમજ પ્રતિપક્ષને શાંતિથી સમજાવી મ્હાત કરવાની અદ્ભુત શક્તિ માટે અત્યંત આશ્ચર્ય અને માન ઉપજાવનારા નીવડતા. એવા લોકો પણ, અંતે

ચાતુસામર્થ્યને ગર્વ ત્યજીને, કાયમ માટે આચાર્યને નમી તેમના વર્ગમાં જોડાઇ ગયા.

આજે વર્ગમાં નહિ રહેલા પણ જાહેર જીવનમાં યશસ્વી કારકીર્દીને પ્રાપ્ત અનેક આગેવાનો પોતાના જીવનની શરૂઆતમાં, પ્રેરણા અને પ્રોત્સાહનનું બીજ તો તેઓએ, શ્રી નૃસિંહાચાર્યજી અને તેના વર્ગમાંથી મેળવ્યું હતું, એમ આનંદથી જણાવે છે. જૂનવાણીની ઘરેડમાં સ્થિતિચુસ્ત બની ગયેલા કેટલાક મનુષ્યોનાં, તથા પ્રાચીન વિચારપ્રવાહને અંધપણે અનુસરનારા મનુષ્યોનાં અંતરમાં; તેમજ પાશ્ચાત્ય નૂતન પદ્ધતિનું શિક્ષણ અને અનુભવ પામેલા સભ્ય અગર અર્ધસંસ્કૃત ગણાતા વિદ્વાનોનાં – સર્વનાં ચિત્તમાં, – શ્રી નૃસિંહાચાર્યની સમક્ષ એક સરખાં રસ અને આકર્ષણ રહેતાં. પ્રત્યેક બાબતમાં ઉભય પ્રકારનાં માનસનું તેઓશ્રી સંતોષકારક રીતે સ્થાયી રહેવા પામે એવું નિઃસંદેહાત્મક સમાધાન કરતા. આવા પ્રસંગોમાં હાજર હોવું એ તે વખતે લોકસમૂહમાં કોઇ અનુપમ આશ્ચર્યકારક વ્યતિકર મનાતો.

આમ થવામાં કારણભૂત સંત હૃદયની શુદ્ધ ભાવના હોય છે. કોઇ પણ સંકલ્પની સિદ્ધિ તેના મૂળમાં – હેતુમાં રહેલી વિમલતા પર નિર્ભર રહે છે. શુભ સંકલ્પોનો પ્રભાવ અને પરિણામ સત્વર પ્રકટે છે. શ્રી નૃસિંહાચાર્યજીના પવિત્ર સાંનિધ્યનો લાભ લૂંટનારાઓએ પોતાનાં જીવન પલટી નાખ્યાનાં અસંખ્ય દૃષ્ટાંતો છે. તેમાં શ્રી નૃસિંહાચાર્યજીની નિઃસ્વાર્થતા સર્વથી પ્રથમ હેતુભૂત છે. તેઓશ્રીએ જનસમુદાયના નેતા થવા કે અનેક અનુયાયી ભક્તોને અસ્વાભાવિક રીતે યુક્તિપ્રયુક્તિથી આકર્ષી, તેઓના ગુરુ થવાનો આગ્રહ સેવ્યો નથી, કે સમીપવર્તી સજ્જનો – સાધકો સમક્ષ તે

આશય દાખવ્યો નથી. મહાત્મા તરીકે પૂજા – પ્રતિષ્ઠા પામવાની જૂઠી ઇચ્છા કે આચાર્ય તરીકે આદર પામવાની ઝંખના એમના શુદ્ધ હૃદયમાં કયારે જન્મ પામી નથી. પરંતુ તેઓશ્રીની તત્ત્વનિષ્ઠા, કર્ત્તવ્યપરાયણતા, નિઃસ્વાર્થ સેવાભાવના અને જનસમાજનું સાચું હિત સાધવાની પરોપકારવૃત્તિથી અનુસિક્ત અનુકંપા, – નિર્મલ-જીવન અને ઉજ્જ્વલ ચારિત્ર્ય, – આ તત્ત્વોએ મળીને તેઓશ્રીને, અન્યને અધિકારદાન અર્પવાને યોગ્ય ઉચ્ચ આચાર્યનું આસન અપાવ્યું છે, તેમની ગુણપૂજા કરાવી છે, ચારિત્ર્યચર્યા કરાવી છે. સ્વયંસ્ફુરિત વર્ગનો વ્યવસ્થિત વિકાસ સાધવામાં પણ તેઓશ્રીનો અંસર્ગત આશય તો જનસમાજનો અભ્યુદય સાધવાનો હતો. તેથી વર્ગમાં ભળતા સભ્યોની સાર્વત્રિક ઉન્નતિ સધાવવામાં, જીંદગી પર્યંત અથાગ પરિશ્રમ વેઠવાની શુભ પ્રતિજ્ઞાવડે તેઓશ્રીએ વર્ગને વિશેષ વિભૂષિત થવા પ્રોત્સાહન અર્પ્યું હતું.

કેટલાક વિદ્યમાન સાધકો જણાવે છે કે, પ્રથમ તાંત્રિક પરીક્ષાના હેતુથી શ્રી નૃસિંહાચાર્ય પાસે આવેલા કેટલાક સજ્જનો (!) ઉપર તો આચાર્યશ્રીનો અનુગ્રહ અકલ્પ્ય હતો; કારણ તેઓને, પાછળથી વિશેષ સમાગમદ્વારા સંસ્કારાનુકૂળ પરિવર્તન પામી, શ્રી નૃસિંહાચાર્યમાં મહા સમર્થ પુરુષની તથા કેટલાકને તેમની શ્રદ્ધાનુસાર મહેશ્વરનાં પરમૈશ્વર્યની પ્રતીતિ થવા લાગી હતી...અસ્તુ.

× × ×

મરણ સમયના શબ્દોથી અનુપ્રાણિત થયેલા પેલા જૈન માસ્તરના હૃદયમાં તો અવનવું આંદોલન પ્રસરી રહ્યું. એ જે નિશાળમાં નોકરી કરતા હતા ત્યાં દામોદરભાઇ નામના એક-

સંસ્કારી શિક્ષક સાથે તેમને મૈત્રીભાવ હતો. દામોદર માસ્તર શ્રી નૃસિંહાચાર્ય પાસે નિયમિતપણે જતા, અને સત્સંગથી પોતાને કૃતકૃત્ય માનતા. મુખ્ય અધ્યાપકથી માંડીને તમામ ઉપશિક્ષકો અને વિદ્યાર્થીઓના પ્રીતિપાત્ર બનેલા જૈન શિક્ષકની સભ્યતા વગેરેથી આકર્ષાઇ, ઉચ્ચ કોમના હિન્દુ વિદ્યાર્થીઓ તેમનું સંમાન કરે એ સ્વાભાવિક હતું. પરંતુ સમાજમાં મધ્યમ અને પછાત કોમના ગણાતા – વિદ્યાર્થીઓના દિલમાં તો તે દેવતા તરીકે વસી ગયા હતા. હિંદુ મુસ્લીમ, ઉંચ નીચ વિગેરે સર્વ વિદ્યાર્થીઓ તરફ સમદષ્ટિથી જોનાર – વર્તનાર, આ આદર્શમૂર્તિ અધ્યાપકનું ચારિત્ર્ય ઉચ્ચતાના અંશોને સ્ફુટ કરતું હતું. એ વીર શિક્ષકનું યૌવન, કોઇ આદર્શમૂર્તિની ખોજ કરી રહ્યું હતું. ' જેની તમે શોધમાં છો તે ભૂતડીને ઝાંપે છે ' એ વચનો, મૃત્યુપળે સજ્જન આત્માએ ઉચ્ચારાયેલાં અંતિમ વચનો છે, એ સત્ય હકીકતે, તેમને સત્ય દર્શનની ચોક્સ દિશા દર્શાવી આપી. દામોદર માસ્તર, આરામના ગાળામાં, રવિવારે અને વારંવાર, તેમને આગ્રહપૂર્વક કહેતા કે—

" છોટાલાલભાઇ ! એક વખત તો તમે મારી સાથે પધારો. માત્ર દર્શન કરીને જ પાછા ફરજો. તમને યોગ્ય ન લાગે તો ફરી કોઇ વખત મારી સાથે ન આવશો. "

" પણ દામોદરભાઇ ! આજની ધર્મનીતિ પરત્વેની પરિસ્થિતિ જોઇને મારું અંતઃકરણ એવું અકળાઇ રહ્યું છે કે તેને માટે જવાબદાર ગણાતા કોઇ પણ કહેવાતા – મનાતા કે પૂજાતા નેતાઓના દર્શનની મને આકાંક્ષા રહી નથી. "

" પણ, બધા... "

આશય દાખવ્યો નથી. મહાત્મા તરીકે પૂજા – પ્રતિષ્ઠા પામવાની જૂઠી ઇચ્છા કે આચાર્ય તરીકે આદર પામવાની ઝંખના એમના શુદ્ધ હૃદયમાં ક્યારે જન્મ પામી નથી. પરંતુ તેઓશ્રીની તત્ત્વનિષ્ઠા, કર્ત્તવ્યપરાયણતા, નિઃસ્વાર્થ સેવાભાવના અને જનસમાજનું સાચું હિત સાધવાની પરોપકારવૃત્તિથી અનુસિક્ત અનુકંપા, – નિર્મલ જીવન અને ઉર્જ્વલ ચારિત્ર્ય, – આ તત્ત્વોએ મળીને તેઓશ્રીને, અન્યને અધિકારદાન અર્પવાને યોગ્ય ઉચ્ચ આચાર્યનું આસન અપાવ્યું છે, તેમની ગુણપૂજા કરાવી છે, ચારિત્ર્યચર્યા કરાવી છે. સ્વયંસ્ફુરિત વર્ગનો વ્યવસ્થિત વિકાસ સાધવામાં પણ તેઓશ્રીનો અંતર્ગત આશય તો જનસમાજનો અભ્યુદય સાધવાનો હતો. તેથી વર્ગમાં ભળતા સભ્યોની સાર્વત્રિક ઉન્નતિ સધાવવામાં, જીંદગી પર્યંત અથાગ પરિશ્રમ વેઠવાની શુભ પ્રતિજ્ઞાવડે તેઓશ્રીએ વર્ગને વિશેષ વિભૂષિત થવા પ્રોત્સાહન અર્પ્યું હતું.

કેટલાક વિદ્યમાન સાધકો જણાવે છે કે, પ્રથમ તાંત્રિક પરીક્ષાના હેતુથી શ્રી નૃસિંહાચાર્ય પાસે આવેલા કેટલાક સજ્જનો (!) ઉપર તો આચાર્યશ્રીનો અનુગ્રહ અકલ્પ્ય હતો; કારણ તેઓને, પાછળથી વિશેષ સમાગમદ્વારા સંસ્કારાનુકૂળ પરિવર્તન પામી, શ્રી નૃસિંહાચાર્યમાં મહા સમર્થ પુરુષની તથા કેટલાકને તેમની શ્રદ્ધાનુસાર મહેશ્વરનાં પરમૈશ્વર્યની પ્રતીતિ થવા લાગી હતી...અસ્તુ.

× × ×

મરણ સમયના શબ્દોથી અનુપ્રાણિત થયેલા પેલા જૈન માસ્તરના હૃદયમાં તો અવનવું આંદોલન પ્રસરી રહ્યું. એ જે નિશાળમાં નોકરી કરતા હતા ત્યાં દામોદરભાઇ નામના એક-

સંસ્કારી શિક્ષક સાથે તેમને મૈત્રીભાવ હતો. દામોદર માસ્તર શ્રી નૃસિંહાચાર્ય પાસે નિયમિતપણે જતા, અને સત્સંગથી પોતાને કૃતકૃત્ય માનતા. મુખ્ય અધ્યાપકથી માંડીને તમામ ઉપશિક્ષકો અને વિદ્યાર્થીઓના પ્રીતિપાત્ર બનેલા જૈન શિક્ષકની સભ્યતા વગેરેથી આકર્ષાઇ, ઉચ્ચ કોમના હિન્દુ વિદ્યાર્થીઓ તેમનું સંમાન કરે એ સ્વાભાવિક હતું. પરંતુ સમાજમાં મધ્યમ અને પછાત કોમના ગણાતા – વિદ્યાર્થીઓના દિલમાં તો તે દેવતા તરીકે વસી ગયા હતા. હિંદુ મુસ્લીમ, ઉંચ નીચ વિગેરે સર્વ વિદ્યાર્થીઓ તરફ સમદષ્ટિથી જોનાર – વર્તનાર, આ આદર્શમૂર્તિ અધ્યાપકનું ચારિત્ર્ય ઉચ્ચતાના અંશોને સ્ફુટ કરતું હતું. એ વીર શિક્ષકનું યૌવન, કોઇ આદર્શમૂર્તિની ખોજ કરી રહ્યું હતું. ' જેની તમે શોધમાં છો તે ભૂતડીને ઝાંપે છે ' એ વચનો, મૃત્યુપળે સજ્જન આત્માએ ઉચ્ચારાયેલાં અંતિમ વચનો છે, એ સત્ય હકીકતે, તેમને સત્ય દર્શનની ચોકસ દિશા દર્શાવી આપી. દામોદર માસ્તર, આરામના ગાળામાં, રવિવારે અને વારંવાર, તેમને આગ્રહપૂર્વક કહેતા કે—

" છોટાલાલભાઇ ! એક વખત તો તમે મારી સાથે પધારો. માત્ર દર્શન કરીને જ પાછા ફરજો. તમને યોગ્ય ન લાગે તો ફરી કોઇ વખત મારી સાથે ન આવશો. "

" પણ દામોદરભાઇ ! આજની ધર્મનીતિ પરત્વેની પરિસ્થિતિ જોઇને મારું અંતઃકરણ એવું અકળાઇ રહ્યું છે કે તેને માટે જવાબદાર ગણાતા કોઇ પણ કહેવાતા – મનાતા કે પૂજાતા નેતાઓના દર્શનની મને આકાંક્ષા રહી નથી. "

" પણ, બધા... "

" મેં અનેક ગુરુઓ જોયા છે, અને ઘણા વિષે સાંભળ્યું પણ છે. દામોદરભાઇ ! આજના વખતમાં સાચા ધર્માચાર્યની જ ખોટ છે ! "

" હું પણ તેજ કહું છું. તે ખોટ પૂરવા ઇશ્વરે કઇ વ્યક્તિને પસંદ કરી હશે તેની આપણને શી ખબર ! માટે બધાની ઉપેક્ષા કરવાથી, આપણે સાચાની શોધ પણ ન પામી શકીએ. "

" હું ઉપેક્ષા નથી કરતો તટસ્થ ભાવની વાત કરું છું. સાચા અને સારા સાધુ સંત માનીને 'બાપજી બાપજી' કહી ચરણમાં પડવું, અને વિશેષ અનુભવ પછી, પસ્તાવાનો પ્રસંગ આવે, એના કરતા એ દિશામાં ઉદાસીન રહેવું તે શું ખોટું ? " શ્રી છોટાનાતે હૃદયના ભાવનો અર્ધસ્ફોટ કર્યો. અને પછી, વર્તમાનકાળમાં ગુરુ – ધર્મ – દેવ – મંદિર વગેરેના નામે ચાલતી સ્વાર્થી લૂંટોનો વિસ્તારથી ચિતાર આપી, નમ્રતાથી જણાવ્યું કે,

" સાચા સંતોનો કેવળ અભાવ છે એવી મારા કથનની મતલબ નથી. તમે સુખસ્વાતંત્ર્યપૂર્વક જેને પૂજ્ય ગણી માનતા હોય, તે માટે પણ મને વાંધો નથી. "

" પણ માસ્તર સાહેબ ! પાંચે આંગળાઓ સરખી હોતી નથી. પ્રાર્થનાસમાજ આદિ સુધારક મંડળોમાં પ્રવેશીને તમે જે અવલોકન કર્યું અને અનુભવ મેળવ્યો છે તેથી આ સંબંધમાં તમને આવો અભિપ્રાય ઉચ્ચારવાની ફરજ પડી છે. પણ હું તમારા અંતઃકરણને સારી પેઠે ઓળખું છું કે જ્યાં સુધી કોઇ પણ વિષયમાં, સત્ય સ્થિતિની પ્રતીતિ તમારા હૃદયને થઇ નથી હોતી, ત્યાં સુધી તમે અસત્ય કે મિથ્યાભાસયુક્ત પરિસ્થિતિને ચલાવી

ચકતા નથી. પણ એક વખત તમારા હૃદયે સત્ય સ્થિતિનો સ્વીકાર કરી લીધો, તે પછી તમે જીવનપર્યંત તેનો ત્યાગ કરી શકો તેમ નથી. "

આમ અનેક પ્રસંગો, અનેક વિચારોએ શ્રી છોટાલાલ માસ્તર સાહેબના હૃદયને, શ્રી નૃસિંહાચાર્ય પાસે જવા હલમલાવી મૂકયું. તેમાં પ્રિય મિત્ર શ્રી દામોદરદાસે વારંવાર કરેલી વિજ્ઞપ્તિઓએ સફળ અને સબળ સૂર પૂર્યો. અખાકવિની પેઠે, વ્યવહારમાં પુષ્કળ અનુભવો પડવાના પરિણામે, ગુરુ – મહારાજ વિગેરે સંબંધમાં વિરુદ્ધ વિચારોને આવકાર આપવાને તૈયાર થઇ રહેલા શ્રી છોટાલાલના સત્યસંશોધનશીલ માનસે, કેવળ કુતૂહલબુદ્ધિથી અને કાંઇક અંશે શ્રી દામોદરદાસને સંતોષ થાય તે હેતુથી, કોઇ ધન્ય પળે 'નૃસિંહાશ્રમ' નામે ઓળખાતા શ્રીનૃસિંહાચાર્યજીના નિવાસ પ્રતિ પ્રયાણ કરવાનો સંકલ્પ કર્યો.

આશ્રમની સરળતા, સભ્યતા, તેમાં મઘમઘી ઊઠતું પવિત્ર વાતાવરણ તથા વિશેષપણે આશ્રમનિવાસી મહાત્મા પુરુષની રમ્ય મનોહર મૂર્ત્તિ – આ સર્વએ કોઇ અકલ્પ્ય અને અણદીઠી રીતે, શ્રી છોટાલાલના આંતર મન ઉપર અસર કરી. તે, પોતાના જીવનવિકાસના હેતુરૂપ આ પ્રથમ દર્શનની ધન્ય પળના સમયનું ચિત્ર જ, શ્રી માસ્તર સાહેબે તેમની * **"યોગિનીકુમારી"** નામની વાસ્તવ અનુભવ ભૂમિકા ઉપર રચાયેલી નવલકથાના પ્રથમ ભાગના

* અંગ્રેજીમાં જેને autobiographical અથવા biographical elements વાળી novels કહે છે – તે પૈકીની "યોગિનીકુમારી" નામની શ્રી છોટાલાલ માસ્તર સાહેબની નવલકથા છે. હરિહરરાય, મણિધરરાય વિગેરે પાત્રોનાં નામ છે.

' શ્રીમન્નૃસિંહાચાર્યજી ' નામના ૧૭ માં પ્રકરણમાં આલેખ્યું હોવાનું જણાય છે. સદ્‌ગુરુના આદર્શ શિષ્ય હરિહરરાયના પત્રથી, તેમના ડોકટર મિત્ર મણિધરરાયે તાર કર્યો કે પોતે વડોદરા તેમના ગુરુના દર્શન માટે આવે છે. અને તે પ્રમાણે રાત્રે મેલમાં નીકળી મણિધરરાયે વડોદરા આવી હરિહરરાયને ત્યાં મુકામ કર્યો. ત્યાર પછીનું વર્ણન, પ્રસ્તુત પરિસ્થિતિના પ્રતિબિંબાનુરૂપ હોઇ, નીચે અવતરણરૂપે આપવામાં આવે છેઃ—

" પ્રાતઃકાળે વહેલા ઉઠી સ્નાનાદિથી પરવારી આઠ વાગે અમે ઉભય શ્રીમન્નૃસિંહાચાર્યજીના આશ્રમ પ્રતિ જવા નીકળ્યા. આશ્રમ બહુ દૂર ન હતો; દશ મિનિટનો જ માર્ગ હતો, તેથી સ્વલ્પ સમયમાં અમે ત્યાં આવી પહોંચ્યા. આશ્રમનું મકાન બહુ જ સાદુ હતું. વૈભવનું ભાન થાય, એવું કશું જ આશ્રમ બહાર કે આશ્રમની અંદર હતું નહિ. ઉપરથી જોતાં ક્વચિત્ જ કોઇને ભાન થાય કે એવા સાદા ઘરમાં, સેંકડો મનુષ્યો જેમને ઇશ્વરરૂપે માને છે તથા પૂજે છે, એવા સમર્થ મહાત્મા રહેતા હશે. પરંતુ જેમ તુચ્છ માટીમાં અત્યંત મૂલ્યવાન્ હીરો ગુપ્ત રહે છે, અને ક્ષુદ્ર છીપમાં મહામૂલ્યવાન્ મૌક્તિક કોઇ ન જાણે તેમ ઢંકાયલું પડી રહે છે, તેમ આ સમર્થ મહાપુરુષ આ રંક આશ્રમમાં રહેતા હતા. અમે ગયા ત્યારે શ્રી નૃસિંહાચાર્યજી અંદરના ખંડમાં સંધ્યામાં હતા. મને મારા મિત્રે સર્વને બેસવાના મુખ્ય સ્થળમાં બેસાડયો. એ ખંડમાં એક વૃદ્ધ પુરુષ એક ખુણે બેઠો બેઠો કોઇ પુસ્તક વાચતો હતો, તથા એક બીજા ખુણામાં એક મનુષ્ય પદ્માસન બાંધી ધ્યાનમય સ્થિતિમાં બેઠો હતો,× તે વિના બીજું કોઈ

× વૃદ્ધ પુરુષની અભ્યાસમગ્ન તથા અન્યની ધ્યાનમય સ્થિતિ — આહિતા

મનુષ્ય ત્યાં હતું નહિ. પાએક કલાક અમે બેઠા નહિ હોઇએ, એટલામાં પાદુકાના ખડકારા થયા, અને મારા મિત્રે મને જણાવ્યું કે મહારાજ પધારે છે. અમે તત્કાળ ઉભા થયા, અને તેમને આવતા જોઇ હરિહરરાયે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. મેં કોઇને કોઇ દિવસ સાષ્ટાંગ પ્રણામ કર્યો ન હતા, અને તેથી મારા મિત્રની પેઠે કરતાં, મને સ્વાભાવિક રીતે સંકોચ થયો. તેથી મેં તો માત્ર પાસે જઇને નીચા નમી ચરણને સ્પર્શ જ કર્યો. એટલું કરવું તે પણ મારા મનને તો બહુ થઇ પડયું હતું. પરંતુ એટલા સ્પર્શમાત્રથી પણ મારામાં કોઇ વિલક્ષણ ફેરફાર થયો હોય એમ મને ભાન થયું. જેમ કોઇ ખૂબ નિશા કરેલા માણસને ઘી પાવામાં આવે છે, અને તે સમયે અત્યંત ઊંડાણમાં ઉતરી ગયેલા તેના જીવને બે ચાર પડદા ઉઘડી ગયા હોય, અને તે અંધકારમાંથી જાણે બહાર આવ્યો હોય તેવું ભાન થાય છે, તેમ મને થયું. મારા અંતઃકરણ ઉપરથી કેટલાક પડદા જાણે ફાટી જતા હોય એમ મને લાગ્યું, અને સ્વભાવથી જાણે તે મહાપુરુષ ઉપર મને ભક્તિ પ્રકટતી હોય એમ ભાસ્યું. મેં વિધિથી નમન ન કર્યું માટે મને સહજ ગ્લાનિ થઇ. પણ હવે પશ્ચાત્તાપ નિરર્થક હતો. અમારું નમન સ્વીકારીને તે મહાપુરુષ, તેમને માટે નાંખેલા એક સાદા આસન ઉપર બેઠા, અને અમને પણ સંમુખ નાંખેલા આસન ઉપર બેસવા કહ્યું. હવે મને તે મહાપુરુષને યથાર્થ રીતે નિરીક્ષણ કરવાનો સમય મળ્યો. તેમની મુખમુદ્રા અત્યંત પ્રતાપમય, પ્રૌઢ,

વર્ણનથી, શ્રી નૃસિંહાચાર્યજી પોતાના આશ્રમમા આવતા વિવિધ અધિકારીઓને અભ્યાસ, ધ્યાન, યોગ, ભક્તિ, કર્મ આદિ સાધનોમા પ્રવેશ કરાવતા તથા ક્રમપદ્ધતિથી તેમની પ્રગતિ સધાવતા – એ હકીકત પ્રતિ નિર્દેશ કરેલો છે.—લેખક.

તેજસ્વી તથા જોનારના હૃદયને હરણ કરે એવી મોહક હતી. તેમનું વય ત્રિશ વર્ષની અંદર લાગતું હતું, તથાપિ તેમના મુખ ઉપર જે ગાંભીર્યની છાયા વ્યાપી રહી હતી, તે તેમના અસાધારણ અનુભવને તથા જ્ઞાનને પ્રદર્શિત કરતી હતી. તેમનો વર્ણ ગૌર હતો, તથા તેમનું વર્ચસ્ એવું તો અદ્દ્ભુત પ્રકારે પ્રકાશતું હતું કે સમીપસ્થ મનુષ્યો તેના પ્રખર પ્રતાપમાં દબાઇ જતાં, અને એક અક્ષર પણ બોલવાની હિંમત કરી શકે એમ ન હતું. તેમનાં નેત્ર અસંત સૌમ્ય, અમૃતમય તથા જેના ઉપર દૃષ્ટિ પડે તેના તાપને શમાવે એવા સામર્થ્યવાળાં હતાં, અને તેમાંથી શુદ્ધ પ્રેમનો અભય આપનાર ઓજસ્પ્રવાહ ન વહેતો હોત તો તેમની સમીપતાથી મનુષ્યોને ભય ઉપજત, પરંતુ ઉક્ત હેતુથી તેમની પાસે બેસી રહેવાથી પણ નિર્ભયતા અને આનંદનું ભાન થતું હતું..."

( " યોગિનીકુમારી " પાન ૨૪૦–૨૪૧ )

ઉપરોક્ત પ્રથમ મિલનનો પ્રસંગ, રસવિદ્યાનું રહસ્યમય જ્ઞાન મેળવવા પ્રયત્નશીલ જિજ્ઞાસુનો, રસસિદ્ધમંડળના મહાત્મા * પ્રતિ અભિગમનનો છે. તથાપિ તે પ્રસ્તુત પ્રસંગને અનુરૂપ તથા શ્રી છોટાલાલ માસ્તર સાહેબના અંગત જીવનની મહત્ત્વની પળનો સાચો પડઘો પાડતો હોવાથી, અત્રે અવતરણ કરેલ છે. તેમાંથી, શ્રી નૃસિંહાચાર્યજીના સ્થૂળ અને સૂક્ષ્મ વ્યક્તિત્વનું, તથા આશ્રમની રીતિનીતિ, સાદાઈ, અને પવિત્રતાભરી પ્રવૃત્તિઓનું વર્ણન, વિચારકને મળી આવે તેમ છે.

પોને ડોઇ ઇશ્વરી ઉદ્યાનના શાંત રમ્ય પ્રદેશમાં વિહરતા

* શ્રીમન્નૃસિંહાચાર્યજી આવા અલૌકિક રસસિદ્ધમંડળના મહાત્મા હતા, એવું, 'યોગિનીકુમારી'ના પરિશીલન પરથી નિઃસંદેહપણે પ્રતીત થાય છે.

હોય, એવું ભાન શ્રી છોટાલાલભાઇને નૃસિંહાશ્રમના વિક્ષેપવિહીન વાતાવરણમાં થોડોક કાળ બેસવાથી થયું. ત્યાં રોજ આવવાનો, અને બની શકે તો તે પવિત્ર ભૂમિમાં જ નિરંતર નિવાસ કરવાનો સન્નિશ્ચય તત્કાળ તેમના અંતઃકરણમાં આપોઆપ સ્ફુર્યો. ઇષ્ટસંકેતાનુસાર, ત્યાં એકત્ર થયેલી વ્યક્તિઓ સાથેની શ્રી નૃસિંહાચાર્યજીની વાતચીતમાં તેમનું ધ્યાન ખુંપી ગયું. તેઓશ્રીએ તેમના પ્રતિ સ્મિતયુક્ત કૃપાદૃષ્ટિ નાંખી, પ્રકૃતિવૃત્તાન્ત પૂછ્યો. નમસ્કારવિવેક કરી ઘેર જવાની વિદાય માગતાં, શ્રી નૃસિંહાચાર્યજીએ ઊભા થઇ ભાવપૂર્વક પ્રતિવિવેક કર્યો, એટલું જ નહિ પણ શ્રી માસ્તર સાહેબના મસ્તકને સ્વાભાવિકપણે સુંઘતા હોય એવો સવિશેષ અભિનય કરી કહ્યું કે,

" આવતા રહેજો. આશ્રમ તમારા જેવાના આગમનથી ભર્યો ભર્યો લાગે છે. "

તે રાત્રિએ શ્રી છોટાલાલભાઇ ઊંડા વિચારવારિધિમાં ડૂબી ગયા. અર્ધજાગ્રત્ અને અર્ધસ્વપ્નવત્ અવસ્થામાં, કાંઇ અવનવા દૃશ્યો તેમની વિચારસૃષ્ટિ સમક્ષ ખડાં થયાં. મહાપુરુષના સ્પર્શ અને શ્વાસસંપર્કથી, પોતે જાણે સ્થૂળ શરીરને નિશ્ચેતનવત્ અનુભવી રહ્યા હતા. ચોમેર પ્રકાશમય વાતાવરણની અંદર, પોતે કયાં, કયા પ્રવાહમાં કેવી ગતિથી તણાઇ રહ્યા હતા, તેનું ભાન લગભગ જતું રહ્યા જેવું તેમને લાગ્યું. આંખો ચોળી, સત્ય સ્થિતિનું દર્શન કરવા પ્રયત્ન કરતાં, નૃસિંહાશ્રમમાં નિહાળેલી પ્રશાંતગંભીર સ્મિતયુક્ત મુખમુદ્રાવાળી સ્થિર તેજસ્વી નેત્રોથી વિલસતી – કોઇ સ્વર્ગીય સિદ્ધ પુરુષનું ભાન કરાવતી – ભવ્ય પ્રભાકૃતિ સામે તેઓ અનિમિષ નેત્રે યંત્રવત્ – અવલોકતાં – સ્તંભિત થઇ

ગયા. કેટલીક ક્ષણો પછી, તેઓ સ્વસ્થ ચિત્તથી સૂતા. સ્હવારે તેમણે દામોદરદાસનો, મહાપુરુષના દર્શનનો લાભ અપાવ્યો તે માટે, ભાવભીના હૃદયથી આભાર માન્યો, અને પોતાનો અગમ્ય અનુભવ – જેવી તેવી રીતે – સમજાવતાં જણાવ્યું કે,

'કોઇ અલૌકિક સામર્થ્યવાળા વિચારના આંદોલનનો પ્રવાહ તેમની રગેરગમાં અજબ વેગથી પરિવર્તન પ્રકટાવી રહ્યો છે, તથા તેના કારણરૂપ, નૃસિંહાશ્રમવાળા સિદ્ધ મહાત્મા જ હોવાનો, અંતરાત્મામાંથી સંકેત થાય છે.'

પછી તો શ્રી છોટાલાલભાઇ નૃસિંહાશ્રમમાં નિયમિતપણે આવવા લાગ્યા; ભિન્ન ભિન્ન પ્રકારના મનુષ્યોના મનને સરળતા અને શીઘ્રતાથી સમાધાન કરવાની, તથા અભિરુચિ અને અધિકાર પ્રમાણે શિક્ષાપ્રવૃત્તિ કરવાની, શ્રી નૃસિંહાચાર્યજીની રીતિનીતિનું શાંતપણે અવલોકન કરવા લાગ્યા. ગુજરાતભરમાં વિખ્યાત અને શાસ્ત્રપારંગત ગણાતા પંડિત પુગણી સંન્યાસી બુવાઓ વિગેરે વિદ્વાનો આશ્રમમાં આવતા, અને વિલક્ષણ સામર્થ્યને સૂચવતા શ્રી નૃસિંહાચાર્યના સાનિંદ, વાણી અને ચારિત્ર્યના પ્રોજ્જ્વલ પટથી સૌ કોઇની વિલક્ષણતા આચ્છાદિત થતી જણાતી. આ સર્વના મૂક દ્રષ્ટા શ્રી માસ્તર સાહેબના હૃદયમાં, એકધારું આગળ તરી આવતું લક્ષણ – આચાર્યશ્રીનું આશ્ચર્યકારક આર્જવ, રમી રહ્યું – સદને માટે સ્થાન કરી ગયું. આદર્શ આચાર્ય સંબંધમાં પોતે કલ્પેલા ગુણલક્ષણો, આ મહાપુરુષમાં સ્ફુટપણે અવલોકવાનો પોતાને અવસર પ્રાપ્ત થવાથી, શ્રીમાન્ માસ્તર પોતાને મહાભાગ્યશાળી માનવા લાગ્યા. અનેકના હૃદયની કુતર્ક – શંકાઓની શેષ ગ્રન્થિઓ તૂટતી જોવામાં જ, પોતાના દિલમાં ઘોળાતી

મુંઝવણોનો ઉકેલ પૂછવાની કદિ જાગ્રત્ થવા મથતી સ્ફુરણાઓ સ્વયં શમી જતી. યોગને જીવનમાં ઉતારવાના આશયવાળા કેટલાય જિજ્ઞાસુઓ, શ્રી નૃસિંહાચાર્ય પાસે શરૂઆત કરતા, તેમની આજ્ઞાનુસાર વર્તી, તેઓશ્રીની પ્રત્યક્ષ તાલીમ નીચે યોગ – પ્રયોગોમાં પ્રગતિ કરતા. યોગાચાર્ય પોતે, કોઇને શિક્ષણ આપવાના હેતુસર કોઇ વખત યોગપ્રક્રિયામાં પ્રવેશ કરતા, ત્યારે શ્રી માસ્તર સાહેબ વિગેરે વિવેકી સજ્જનો પણ મહાશ્ચર્યમાં ગરકાવ થઇ જતા. ટટાર બેસવાની જ ટેવ ન હોય એવા મનુષ્યોને પ્રાથમિક આસનોથી, આસનસિદ્ધ સાધકોને પ્રાણાયામથી, ધ્યાનધારણાદિમાં આગળ વધેલા અધિકારીઓને સમાધિ પ્રવેશથી શરૂ કરી, વિવિધ ક્રમો દ્વારા, શ્રી નૃસિંહાચાર્યજી યોગશાસ્ત્રનો પૂર્ણ પાઠ આપતા. બ્રાહ્મ મૂહૂર્તમાં એકાંતમાં એકાગ્ર – ધ્યાનસ્થ સ્થિતિમાં શ્રી નૃસિંહાચાર્યજીના દર્શન કરવાનો અતિ દુષ્પ્રાપ્ય લાભ શ્રી છોટાલાલભાઇને મળ્યો. અસંખ્ય અજ્ઞાની અને તર્કકુશળ નહિ એવા ભાવિકોને, શ્રી નૃસિંહાશ્રમમાં, યોગમાર્ગમાં પ્રવેશતા અને પ્રગતિ કરતા જોઇ, શ્રી માસ્તર સાહેબનો મનનો, શ્રી નૃસિંહાચાર્ય પ્રતિનો અત્યાર સુધી કેવળ પૂજ્ય મહદ્‌ભાવ હતો તે વધી ગયો, અને તેમણે પોતાના વૈયક્તિક अहम्‌ના અશેષપૂર્ણ ત્યાગ વડે તેઓશ્રીના ચરણનું શરણ સ્વીકાર્યું. શ્રી નૃસિંહાચાર્યમાં તેમણે મહાન્ આચાર્ય યોગીશ્વરનાં દર્શન કર્યાં.

શ્રી માસ્તર-સાહેબ, અને તેમના સહાધ્યાયી બંધુઓ જગતના જુદા જુદા ધર્મોનો અને અધ્યાત્મ વિષયોનો પૃથક્કરણ પદ્ધતિથી, અભ્યાસ કરતા હતા. તેમાં આર્યસંસ્કૃતિનાં રહસ્યો સમજવા પ્રતિ શ્રી માસ્તર સાહેબની જ અભ્યાસી આંખ ચોક્સપણે અવલોકન

કર્યા કરતી હતી. અભ્યાસનું પરિણામ સહાધ્યાયીઓમાં આવ્યું ન હતું. વાસ્તવદર્શનના વિચારક અધિકારી પણ તેઓ થઇ શક્યા ન હતા. અનુભવ અને અધિકાર વિનાની પોકળ વાતોમાં જ સમાઇ જતું તેઓનું અધ્યયન તેઓને જ કલેશ -- કંટાળો ઉપજાવનાર થઇ પડ્યું હતું. પણ શ્રી માસ્તર સાહેબે જોયું કે નૃસિંહાશ્રમના સત્સંગ પછી, પોતાના સમગ્ર અભ્યાસે અદ્વિતીય સ્વરૂપ પ્રાપ્ત કર્યું હતું. પોતે સામાન્ય સાધક અને શરૂઆતના અભ્યાસી તરીકે પોતાને ઓળખતા હોવા છતાંય, અનેકની આંખે, તેઓ, અભ્યાસમાંથી તારવેલા સિદ્ધાન્તોને જીવનમાં ઉતારવામાં મોટે ભાગે સફળ થયેલા હતા. ઘણા સદ્ગુણો તેમનામાં પ્રકટપણે સ્ફુટ થતા જણાતા હતા. વર્ષોના ગહન અને એકધારા અભ્યાસ પછી, સહાધ્યાયી અને બીજા પંડિતો ,જે કોટિનું જ્ઞાનસાધનાનું અમૃતફળ પામી શક્યા--શકતા -- ન હતા, તેથી ય અસંખ્ય ગણી કોટિ અને કક્ષાનું સત્ય જ્ઞાનનું પરાક્રમ, બાહ્ય દૃષ્ટિએ અનભ્યાસી જેવા જણાતા શ્રી નૃસિંહાચાર્યજીની વિભૂતિના અણુએ અણુમાંથી વિલસી ઊઠતું, તેમણે અનુભવ્યું. એટલું જ નહિ પણ એ વંદનીય વ્યક્તિના પરિચય પછી, પોતાનામાં પણ એવો જ કોઇ સ્થાયી વિલક્ષણ પરિણામ પ્રકટાવવાને યોગ્ય ભૂમિકા તૈયાર કરી શકવામાં, પોતે મહાન્ બુદ્ધિપૂર્ણ ચમત્કાર અનુભવ્યો.

નૃસિંહાશ્રમમાંથી શ્રી માસ્તર સાહેબને એક શાસ્ત્રસિદ્ધાન્તની સાબિતી મળી. સર્વ જ્ઞાનનો -- જીવન સમસ્તનો -- દૃઢ પાયો 'સંયમ' છે એમ તેમણે શ્રી નૃસિંહાચાર્યજીના મુખથી વારંવાર અને જુદી જુદી રીતે પ્રબોધાતાં શ્રવણ કર્યું, એટલું જ નહિ પણ તેઓશ્રીના સાક્ષાત્ જીવનમાં સંયમના તેજનું સામર્થ્ય અનુભવ્યું. ટૂંક સમયમાં તો તેમણે

શ્રી નૃસિંહાચાર્યજીના દયામય સામીપ્યથી પોતાનામાં, અને અન્ય સાધકોમાં પણ ન્યૂનાધિક અંશમાં, અનુસિક્ત થતો સંયમસ્ફુરિત જ્ઞાનવૈભવ વિલસતો નિહાળ્યો. સંયમથી જ સ્વરૂપાવબોધનું સાધક જ્ઞાન સિદ્ધ થાય છે. સંયમના ક્રમશઃ સાધનથી, મનુષ્યના મનમાં રહેલા અજ્ઞાનમૂલક અને અવિદ્યાપોષક વિવિધ વિકારોનો વિલય થતાં, તજ્જનિત જગતનાં દુઃખક્લેશનો પણ ક્રમશઃ કાયમને માટે અંત આવે છે, એ શાસ્ત્રપ્રતિપાદિત સત્યની શ્રી છોટાલાલભાઈને આશ્રમમાં પૂર્ણ પ્રતીતિ થઈ. ગ્રન્થાભ્યાસથી માહિતી મળે છે, પરંતુ સંયમશીલ જીવનની સાધનારૂપી સૂક્ષ્મ સરસ્વતીના :સેવન સિવાય સ્વતંત્ર અધ્યયન વડે કરેલી કેવળ સ્થૂળ શારદોપાસના, નિત્યનો સાચો, નિર્ભેળ લાભ આપી શકતી નથી. માત્ર અભ્યાસાપ્ત જ્ઞાન વિશિષ્ટ પ્રકારનું રસમય અને નિરંતર નિર્વિઘ્ની સુખ આપનારું હોતું નથી. માટે તો શ્રી નૃસિંહાચાર્યજીનો હિતોપદેશ – પુસ્તકોમાંથી વહતા જ્ઞાનઝરણરૂપે નહિ, પરંતુ આત્મગુહામાંથી સ્ફુરતી જ્ઞાનગંગારૂપે હતો. તેમના સ્વાભાવિક વાણીપ્રવાહમાં ગરીબ ગામડિયા ખેડુત નિરક્ષરથી માંડી, મોટા મોટા શાસ્ત્રજ્ઞ પંડિતો પોપટિયા પુરાણીઓ સુધીનાં સાક્ષરો પણ અદ્‌ભુત રસ નિર્ઝરતો અનુભવતા; અને સૌ કોઈ સાચી શાંતિ અને જ્ઞાનતૃપ્તિ માટે તેઓશ્રીના વચનામૃતની અપેક્ષા ભાવપૂર્વક કરતા. કારણ તેમની જ્ઞાનચર્ચાઓ, ઉપદેશકથાઓ કે વેદાન્તપદ્ધતિ પ્રક્રિયાઓ, સામાન્ય નીચલા થરના મનુષ્યોમાં પણ, શુષ્ક, નીરસ કે નિરર્થક ન લાગતાં, રસભરી, સહેતુક અને આનંદકારી તેમ જ પોતાના કલ્યાણના હેતુસાધક લાગતી હતી. આ સંબંધમાં શ્રી માસ્તર સાહેબ લખે છેઃ

"જ્યારે વડોદરાના વેદાન્ત શાસ્ત્રધુરંધર સરખા ગણાતા

અનેક દક્ષિણી શાસ્ત્રીઓ તથા બુવાઓ કે જેઓએ વેદાન્ત શાસ્ત્રના સિદ્ધાન્તોનો પુનઃપુનઃ અધ્યયનથી કૂચો કરી નાંખ્યો હતો તથા જેમને વેદાન્તની ચર્ચાઓમાં નિત્યના અભ્યાસથી નૂતનતા જેવું કશું જ ભાસતું ન હતું, તેવા પ્રખર પંડિતો પણ જ્યારે તેના તેજ સિદ્ધાન્તોને તથા ચર્ચાઓને અનુભવામૃતથી સિક્ત થઇને તેઓશ્રીની વિલક્ષણ રીતે પ્રતિપાદન કરવાની રસપૂર્ણ શૈલીમાં શ્રવણ કરતા ત્યારે ધન્યધન્યના ઉદ્દગાર સહિત આશ્ચર્યચકિત થઇ જતા."

અને ખરેખર! શ્રી માસ્તર સાહેબ તથા સર્વ સાધકો જણાવે છે તે પ્રમાણે, શ્રી નૃસિંહાચાર્યજીને પોતાના જીવનકાળમાં, ખાસ કરીને વડોદરા સ્થિતિ થઇ તે પહેલાં, પુષ્કળ પુસ્તકો વાંચવાનો શોખ ન હતો. મિથ્યા પાંડિત્ય પ્રત્યે તેઓશ્રીને તિરસ્કાર હોવાથી, જ્ઞાનપ્રાપ્તિની સાધનશ્રેણિમાં નિરર્થક પંડિતાઇને પોષનારી વાચનપદ્ધતિ ઉપર તેઓ વિશેષ ભાર મૂકવા માગતા ન હતા. તેથી ગ્રન્થોની હારમાળા ઊભી કરવા સંબંધમાં પોતે અપરિગ્રહી હતા. પાછળથી 'વર્ગ'ના સાધકોએ સ્વાધ્યાય અને સાહિત્યકીય અધ્યયનના આશયથી સદ્દગ્રન્થોનો જે સંગ્રહ કર્યો હતો, તે સાથે તેઓશ્રીની સંમતિ કે સ્વેચ્છાભિલાષાને સહજ પણ સંબંધ ન હતો.

શ્રી નૃસિંહાચાર્યજી તો સ્વભાવસિદ્ધ સાચા જ્ઞાનની સાક્ષાત્ પ્રતિમા હતા, એ અનુભવ ઉપરથી શ્રી માસ્તર સાહેબને સ્પષ્ટ નિર્ણય થયો કે,

મહાપુરુષનું ચારિત્ર્ય સ્વચ્છ હીરા જેવું ઉજ્જ્વલ હોય છે; તેમનામાં દુન્યવી રીતના ગ્રહણ કરાતા પુસ્તકિયા જ્ઞાનસંગ્રહની દૃષ્ટિએ, સાચા જ્ઞાનના અભાવનો આરોપ કદિ કરી શકાય નહિ. બલ્કે

તેઓએ પ્રચલિત શિક્ષણપ્રણાલીનો આશ્રય લઇ કેળવણીનો ક્રમ હસ્તગત કર્યો ન હોય; ભલે તેમણે ભૂતકાળનાં સર્વ શાસ્ત્રપુરાણ કે ઇતિહાસગ્રન્થોનો અને પુસ્તકાલયોનાં પુસ્તકોનો પરિચયસંપર્ક સાધ્યો ન હોય; છતાં તેઓ જ સાચા જ્ઞાની – અન્યના અજ્ઞાનને ટાળનાર વિદ્યાદાતા જ્ઞાની – હોય છે. કારણ તેઓનું ચરિત્ર જ – જીવંત આચરણ જ – જ્ઞાનમય હોય છે. તેઓની જીવનજ્યોતની પ્રત્યેક શિખા જ્ઞાનપ્રકાશથી પ્રજ્વલિત હોય છે; તેઓ જ જ્ઞાનનિધિ હોય છે.

એક પશ્ચિમના અધ્યાત્મવિષયક લેખક કહે છે તેમ,

'They are the real custodians of culture, knowledge and wisdom.'



## વર્ગવિકાસ અને શ્રી વિશ્વબંધુ

શ્રીમાન માસ્તર સાહેબે શ્રી નૃસિંહાચાર્યમાં પોતાના ઇષ્ટ સ્વામી પામીને જીવનને કૃતાર્થ કર્યું. પણ તેમના દિલમાં જનસમાજનો ખ્યાલ હતો. તે જોઇ અને વિચારી રહ્યા હતા કે:

શ્રી નૃસિંહાચાર્ય જેવી દિવ્ય વિભૂતિને સવિશેષ પ્રવૃત્તિ કરવાની કોઇ કામના ન હતી. છતાં હજારોની સંખ્યામાં મનુષ્યો તેઓશ્રીની સીધી કે આડકતરી અસર નીચે ઉન્નતિને પામતા હતા, તેઓ પોતે પણ તે મહાપુરુષના જીવનની પ્રતિચ્છાયા થવા મથતા પરિવર્તનને પામતા ઉદાહરણરૂપ હતા. આવા ઉચ્ચ કોટિના નરપુંગવો જગત્ પર આવીને જતા રહેશે; પરંતુ કોઇ પણ રીતે તેમનો સ્થાયી સમાગમ, તેમના સંસ્મરણના સ્મારક રૂપે દૃઢ કરવામાં આવે તો જનકલ્યાણ વિશેષ વ્યાપક બની શકે. નૃસિંહાશ્રમમાં આવતા સંખ્યાબંધ ભાવિકો વિવિધ અધિકાર પરિસ્થિતિને પ્રાપ્ત હોઇ, તેમાંની કેટલીક વ્યક્તિઓ વ્યવહાર દૃષ્ટિએ સંસ્કારી, સુશિક્ષિત, પ્રગતિમાન્ અને લોકપ્રતિષ્ઠાને પ્રાપ્ત છે. તાત્ત્વિક દૃષ્ટિએ, અનેકની જિજ્ઞાસુ, મુમુક્ષુજનોમાં ગણના થઇ શકે તેમ છે. આ સર્વનું એક જ પ્રયોજન છે – શ્રી નૃસિંહાચાર્યજી કહે છે તેમ સાધનમાં પ્રવેશ કરવાનું, સાધન સાધવામાં આગળ વધવાનું.

આત્મસાક્ષાત્કાર, સ્વરૂપાવબોધ, સર્વત્ર વ્યાપ્ત ઇષ્ટકૃપાની પ્રાપ્તિ અને ઉન્નતિ માટે, મનુષ્ય શાસ્ત્રોક્ત ગમે તે માર્ગે સ્વતંત્રપણે

વિચરી શકે છે. તે ભલે ભક્તિભાવનો ઊર્મિમાર્ગ સ્વીકારે; ક્રિયાકાંડનો સેવામાર્ગ સ્વીકારે; બુદ્ધિની કસોટીએ ઝોલાં ખવડાવતો વિશુદ્ધ વિચારનો જ્ઞાનપંથ પકડે, કે બન્ને બાજુઓની પ્રવૃત્તિનિવૃત્તિની, સુખદુ ખાદિ દ્વંદ્વની અતિશય એક બાજુમાં ઝોક લેવા વળતી–વહતી વૃત્તિઓને એક સમતુલા ઉપર ઝકડી રાખવા મથતા યોગયાન ઉપર ચાલ્યો જાય. પણ સર્વ સાધનોનું પ્રયોજન શુદ્ધીકરણનું છે. તત્ત્વના સુચિંતનથી, વિચાર અને સંકલ્પબળની અતુલ સિદ્ધિથી, ધ્યાન અને નિદિધ્યાસનથી કે વર્ણાશ્રમધર્મની વ્યવસ્થિત નીતિમર્યાદાઓના યથેચ્છ પરિપાલનથી — કોઇ પણ શુદ્ધ પ્રવૃત્તિદ્વારા ચિત્તશુદ્ધિ કરી, મનોજયદ્વારા આત્મકલ્યાણ સાધવા, જીવાત્માએ વૃત્તિને ઇશ્વરાભિમુખ કરવાના ધ્યેયને વેગ અને સહાય આપવાનાં છે. અને આ વેગને પોષણ મળે એ હેતુથી જ પ્રાચીન અને મધ્યકાળમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનની શાખાઓ, નવા પણ અનોખા વિશિષ્ટ મતવાદી સંપ્રદાયો પ્રભવ પામ્યા છે. તેમાં રીત, પદ્ધતિ, અને વિધિવિધાનોની ઉપાધિના હેતુથી, સ્થળસમયાનુસાર, સ્પષ્ટ તરી આવતી ભેદરેખાઓ હોવા છતાં, તે સર્વમાં ઉપર્યુક્ત સાધન સેવવાના હેતુસંબંધમાં એકવાક્યતાનો ચોક્ખો એકરાર દેખાય છે.

શ્રી માસ્તર સાહેબે સ્પષ્ટ જોયું કે ઉપરના સંદર્ભનો સક્રિય સાધનબોધ. શ્રી નૃસિંહાચાર્યજી પાસે આવતી અસંખ્ય જનતાને મળતો હતો. પણ તે સર્વની અહીં તહીં છૂટી છવાઇ સાધનેચ્છાને, — શ્રી નૃસિંહાચાર્ય તરફની તથા તેમના કહેવાતા ' વર્ગ ' તરફની શુભ ભાવનાને — જો એકત્રિત કરી, કોઇ ચોકસ આકાર, ક્રમ અને સ્વરૂપ આપવામાં આવે, તથાં તેના વિચારશ્રેણિ અને કર્ત્તવ્યવિધાનને;

વર્તમાન સમયને અનુકૂળ પણ વ્યાપક સ્વરૂપમાં કોઇ નિર્ણીત આચ્છાદન અર્પવામાં આવે, તો નૃસિંહાશ્રમના તપસ્વી પુરુષના નિષ્કામ, નિષ્પાપ હૃદયના શુદ્ધ શિવ સંકલ્પોને ગ્રહણ કરી; જીવાત્મામાંથી મહાત્મા થવાની કળામાં આગળ વધનારા ભાગ્યશાળી અધિકારીઓની સંખ્યા અમર્યાદ થાય, એટલું જ નહિ પરંતુ, સત્કાર્યનો ચોમેર પ્રસરતા પાત્ર પાવનકારી પ્રવાહ, સ્થળસંકોચની સીમાનું ઉલ્લંઘન કરી, અનેકનાં જીવનને સ્પર્શી શકે. વિશેષમાં, ધર્મ અને ધર્મનો આભાસ કરાવનારાં ઇતર તત્ત્વોના નામે વ્યાપ્ત બનતા જતા વાદઝઘડાના વાતાવરણમાં, સંપ, સંગઠન, સહકાર, સ્નેહભાવ, એકતાઆદિના અંકુરોને ઉછેરવાનો પણ યોગ્ય અવકાશ પ્રાપ્ત થઇ શકે.

ઉદાત્ત ભાવ અને ઉચ્ચ આશયથી ભરેલી પોતાના અંતઃકરણમાં સ્ફુરેલી આવી વિચારણાઓને, શ્રી માસ્તર સાહેબે પોતાના ઉપાસ્ય સદ્ગુરૂ શ્રી નૃસિંહાચાર્ય સમક્ષ નિવેદન કરી, અને આજ્ઞા માગી. પરોપકારના પ્રયોજનથી પ્રેરાઇને શ્રી નૃસિંહાચાર્યજીએ પણ તેમાં પોતાની અનુમતિ આપી, અધિકારી આદર્શ શિષ્યને, તેના શુભ આદર્શને સહર્ષ અપનાવી, ઉત્સાહિત કર્યા. અને તે નિશ્ચયોને અમલી બનાવવામાં પોતે પોતાની ઇચ્છાથી જ પ્રવૃત્ત થતા હોય તેવો ભાસ કરાવતા, સક્રિય રીતે સહાયભૂત થવા તત્પરતા દેખાડી.

સનાતન સત્ય, જે ઇશ્વરનું આધ્યાત્મિક સ્વરૂપ છે અને જેના ગૌરવનો ઘોષ પ્રાચીન ઋષિમુનિઓએ, મહાપુરુષોએ શાસ્ત્ર ગ્રન્થોમાં અતિ આકર્ષક રીતે કરેલો છે, તે સત્યનો સાક્ષાત્કાર કરવાના, તથા તેને સમજવાના વિવિધ સાધનોનો નિર્દેશ કરતા આર્યધર્મનું સંરક્ષણ કરવા, અનેક ધર્મરત સંપ્રદાયોએ અને સંસ્થાઓએ

પોતપોતાની રીતે પ્રયાસ – પ્રચાર કરેલો છે. તેમ શ્રી નૃસિંહાચાર્યજીએ, શ્રી છોટાલાલ માસ્તર સાહેબ અને અન્ય સત્‌શિષ્યોના સદાગ્રહથી, બદલાતા યુગસમયને ધ્યાનમાં લઇ વિશિષ્ટ અને તદ્દન નૂતન મનોહારી લાગતી રીતે, એજ જૂનું સંસ્કૃતિ–સમુદ્ધારનું સેવાકાર્ય કરવાનું સાહસ ખેડ્યું. નાનકડા 'મિત્રમંડળ'માંથી 'વર્ગ'ને નામે ઓળખાતા પોતાની પાસે આવતા સમુદાયને, એક બિનબંધારણીય સ્વતંત્ર ગણાતી છતાં કેટલીક રીતે બંધારણીય કહી શકાય એવી કલ્યાણકારી 'સંસ્થા'ના રૂપમાં ફેરવી નાંખ્યો. 'વર્ગ' પોતે જ પોતાના વિકાસ માટે જાણે આ ફેરફારને ઝંખી રહ્યો હતો. સમસ્ત વર્ગની સરેરાશ કક્ષા અને એકંદર પરિસ્થિતિ, વર્ગના પૂજ્ય પ્રણેતા પુરુષની સિદ્ધિ – સ્થિતિથી ઘણી ઘણી દૂર હતી. આ અંતરને પહોંચી વળવા આખો વર્ગ, કોઇ વાહકની – પોતાના પ્રતિનિધિની–અપેક્ષા કરતો હતો. આમ શ્રી નૃસિંહાચાર્યની પ્રબલ પ્રેમલ પ્રેરણાના આશ્રય નીચે ઉગતા – ખીલવા મથતા – વર્ગની વ્યક્તિગત વિવિધતાઓ, શ્રી માસ્તર સાહેબ જેવા પ્રયોગદશાને વટાવી ગયેલા – સાધનક્રમને પચાવી શકનાર – પુરુષમાં સ્વાભાવિક રીતે જ કેન્દ્રિત થઇ. સર્વ સાધકોની જેમ શ્રી માસ્તર સાહેબ પણ આશ્રમમાં આવનાર સામાન્ય સાધક છે – એવો લોકોનાં દિલનો પ્રથમનો ખ્યાલ તો ક્યારનો ય ટળી ગયો હતો. તેમાં, શ્રી નૃસિંહાચાર્યજીની તેમના તરફની સવિશેષ ધ્યાનપૂર્વક પ્રવૃત્તિ અને શ્રદ્ધાન્વિત સ્નેહવ્યવહાર જોતાં, તથા શ્રી માસ્તર સાહેબના આચરણમાંથી ધ્વનિત થતાં તત્ત્વોનો, આચાર્યશ્રીના જીવનપત્રથી સ્પષ્ટપણે આંદોલિત થતાં તત્ત્વો સાથે સ્વાભાવિક સુંદર રીતે સુમેળ પડતો જોઇને, શ્રી માસ્તર સાહેબ સર્વે જનોની આંખોના, હૃદયના પ્રીતિવિષય બનતા જતા હતા. સદ્‌ગુરુશ્રી પણ તેમના તરફ સર્વ સમક્ષ સન્માનની લાગણી દાખવતા.

આ સિવાય, વર્ગ બહાર, ગૃહસંસાર, શાળા, નોકરી સમાજ વગેરે વ્યવહારસબંધમા તો, તેઓ સદાચારી સદ્‌ગુણસંપન્ન આદર્શ શિક્ષક તરીકે પંકાઇ ગયા હતા, અને સર્વના આદરને પાત્ર બન્યા હતા. વિદ્યાર્થીઓમા તો તે અતિ પ્રિય બન્યા હતા. ' ધી સરદાર સ્કૂલ 'ના મુખ્ય અધ્યાપક તરફ જમૈયો ઉગામી એક વખતે ઉગ્ર સ્વરૂપ ધારણ કરેલા મુસ્લીમ વિદ્યાર્થીને, શાંત પાડવા બધા પ્રયત્નો નિષ્ફળ જતા, શ્રી માસ્તર સાહેબને બોલાવતા, તેમના પ્રતિભાશાળી હસ્તસ્પર્શની સાથે શ્રી માસ્તર સાહેબના ચિત્તની શાંતિ પેના વિદ્યાર્થીમા પ્રસરી ચૂકી ત્યારથી કહે છે કે, તે વિદ્યાર્થી, શ્રી માસ્તરને પોતાના પૂજ્ય ' પીર અને ઓલીયા ' તરીકે માનતો હતો

એક વખતે વર્ગના એક વિદ્યાર્થીને ધોલ મારી, હૃદયમા અવિકલતા અનુભવનાર શ્રી માસ્તર સાહેબે બીજા દિવસે સવારે ખૂબ ચિત્તક્ષોભ અનુભવ્યો તે વિદ્યાર્થીની માફી માગી, તેના ઉપર આત્મ – અનુગ્રહ કરવાની પળ સુધી પહોચનારા, શ્રી માસ્તર સાહેબ જેવા સમદર્શી સ્નેહાળ સ્વભાવના આદર્શ અધ્યાપકો આજે કયા છે ?

તેઓશ્રીની શિક્ષણપદ્ધતિ સર્વસામાન્ય ન હતી, પરતુ વૈયક્તિક વિલક્ષણતાયુક્ત હતી. માત્ર મગજ અને બુદ્ધિને શાળાકીય જ્ઞાનથી ખીલવવા ઉપરાત, તેઓશ્રી છાત્રોના જીવનમા અદ્વિતીય પ્રકારનુ સસ્કાર – અમૃત રેડતા, – કે જે તેઓના જીવનના સર્વાંગી વિકાસ માટે ભૂમિકા રૂપે દીપી ઊઠતુ. તેમના હાથ તળે કેળવાયના અને પછીથી ઉચ્ચ પદવી પામેના અનેક સાધકો તથા સદ્‌ગૃહસ્થો, અને અધ્યયન–અધ્યાપનકાળ દરમ્યાન સહવાસમા આવેલી અનેક વ્યક્તિઓ આજે વિદ્વત્તા, ચારિત્ર્ય, વિગેરેથી પ્રતિષ્ઠિત

• -

ચયેલી છે અને પ્રજામા ઊંચા સ્થાન ભોગવે છે. તેઓના જીવન ઉપર, શ્રી માસ્તર સાહેબના સરળ, સીધા, તિતિક્ષાયુક્ત આધ્યાત્મિક સદ્ગુણ સામગ્રીથી વિભૂષિત જીવનની, ચિરસ્મરણીય વિલક્ષણ છાપ પડી હતી.

શ્રી નૃસિંહાચાર્યના સમાગમે જનતાની જીભે વસેલા શ્રી માસ્તર સાહેબને તેઓના હૃદયમા સ્થાન અપાવ્યુ નૃસિંહાશ્રમમા શ્રી નૃસિંહાચાર્ય જેવા સમર્થ તત્ત્વવેત્તા પુરુષનો સમાગમ તો હજારો મનુષ્યોને માટે સુલભ હતો છતા પણ શ્રી માસ્તર સાહેબ જેવા કર્તવ્યપરાયણ સસ્કારી અને વીર સાધકોએ જ, મહાત્મા પુરુષની પ્રાપ્તિથી ઉત્સાહિત થઇ, પોતાના જીવનને ઘડવાનો સન્નિશ્ચય કરી લીધો અને આગળ વધવા મથી રહેના અત કરણને આચાર્યશ્રીની કૃપાશક્તિ વડે એકનિષ્ઠ બનેલા નિશ્ચયે, સતત ઉચ્ચ અધિકારારૂઢ થવામા અપૂર્વ વેગ આપ્યો શ્રી માસ્તર સાહેબની યશપ્રસિદ્ધિ, વર્ગની નવીન આવૃત્તિના ઉત્સવમા પ્રાણપ્રતિષ્ઠા પામી

વર્ગને નવુ રૂપ અને નવો આકાર પ્રાપ્ત થવાની સાથે, નવુ સૂચક નામ પણ મળ્યુ. આ વર્ગમા પ્રવિષ્ટ થનાર સૌ, વર્ગના સસ્થાપક પૂજ્ય પુરુષ શ્રી નૃસિંહાચાર્યજીના નેતૃત્વ નીચે, પોતાના જીવનનુ પરમ ' શ્રેય ' સાધનાના હેતુથી તેમા ભળતા હોવાથી, વર્ગનો પ્રત્યેક પ્રતિનિધિ, શ્રેયસ્‌નો સાધનારો ' **શ્રેયસ્સાધક** ' કહેવાયો.

પ્રેય અને શ્રેય — એ વિષય પરત્વે અત્રે વિવેચન કરવા, અવકાશ ન હોવાથી, એટલુ જ જણાવીશુ કે, આ જગતમા સઘળા લોકો, કોઇના ય ઉપદેશ કે આદેશની અપેક્ષા રાખ્યા વિના જ, પ્રેયસ્ સાધના આગ્રહ સેવે છે. પણ શ્રેય સાધના વિઘ્ન અને પરમ

ઉપાસના છે. તેથી આ વર્ગે શ્રેયસને સર્વોપરિ માન્યું હોઇ, એકલા 'સાધક' શબ્દથી થતા અતિવ્યાપ્તિદોષને 'શ્રેયસ્સાધક' શબ્દથી દૂર કર્યો છે. તે જ પ્રમાણે આ વર્ગની વિવિધ પ્રવૃત્તિઓ વિષે વિશેષ વિચારતા સ્પષ્ટ જણાશે કે, કોઇ પણ વ્યક્તિ પરત્વે દૂષણબુદ્ધિથી ભેદભાવ ગણ્યા સિવાય, કેવળ તે વ્યક્તિના કલેશહીન સુખમય પરિણામના શુભ આશયથી જ વર્ગની સાધનક્રમની શિક્ષાપદ્ધતિમા શાસ્ત્રોક્ત '**અધિકારવાદ**'નો સ્વીકાર કરવામાં આવ્યો છે. શ્રેયપ્રેયવિવેક તથા અધિકારવાદ – આ બન્ને વિષય સંબંધમાં સૂક્ષ્મ ચિંતનપૂર્ણ અભ્યાસ અને સ્વાનુભવ કરનારને, તથા વર્ગના આચાર્યો અને વિદ્વાનોનું સાહિત્ય પરિશીલન કરનારને, તેની ઉપયોગિતા અને આવશ્યકતા વિરૂદ્ધ કાંઇ પણ કુતર્ક કે સદેહ કરવાનો રહેશે નહિ. શ્રી નૃસિંહાચાર્યનો આ મહત્ત્વનો સિદ્ધાન્ત હતો એ આપણે આગળ કહી ગયા છીએ. નિમ્ન કે મંદ અધિકારમાંથી, ઉચ્ચ પ્રકારના સુખો મેળવવાને ઉચિત ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરવાના સાધનોને સાધવામા, અધિકારસંક્રમણની પ્રક્રિયા આવશ્યક છે આમ આ વર્ગના સભ્યો 'શ્રી શ્રેયસ્સાધક અધિકારી' તથા આખો વર્ગ '**શ્રી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ**' એ નામથી ઓળખાવા લાગ્યો. આ શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના આદ્ય સંચાલક તથા પ્રત્યેક પ્રવૃત્તિના સૂક્ષ્મ પ્રેરક શ્રી નૃસિંહાચાર્યજી હતા, તથા સામાન્ય રીતે વર્ગના વ્યવસ્થાપક, કાર્યકર્ત્તા શ્રી છોટાલાલ માસ્તર મનાતા અને વસ્તુત. તેઓ સાચા સંચાલક કર્તવ્યકુશળ પુરુષ હતા. શ્રી નૃસિંહાચાર્યજીના ઉપદેશનો, તથા સ્વાધ્યાયથી સ્ફુરિત થયેલા આદેશનો, જેમ બને તેમ જલદીથી જીવંત વ્યવહારમા અનુવાદ કરવામાં, તેઓ સૌથી પ્રથમ સત્વરતાથી સર્વોત્તમ રીતે સફળ થયા હતા. ટૂંક વખતમા જ તેઓ

આત્મોન્નતિના ઉચ્ચ શિખર ઉપર સ્થિત થવાના પ્રયત્નોમાં સફળ થયા હતા.

દુર્જય મનાતા ચિત્તદુર્ગને સર કરી સ્વાધીન વર્ત્તાવવાના સાધનક્રમમાં, શ્રી સદ્ગુરુના અનુગ્રહ અને નેતૃત્વ નીચે, પોતે કઇ પદ્ધતિથી અને કેવી રીતે સાધકમાંથી સિદ્ધ દશા તરફ પ્રગતિ કરવામાં પુરુષાર્થ કર્યો હતો, વિગેરે પોતાના જીવનની આખીય પગથીનો સુંદર ચિત્રાત્મક ખ્યાલ, શ્રી માસ્તર સાહેબે, તેમના 'સુધાસ્રોતસ્વિની' નામના કાવ્યસંગ્રહના બન્ને ગ્રન્થોમાં આપ્યો છે. તેમાં તેમણે પોતાની ઉન્નતિ માટે, સર્વાંશે શ્રીમન્નૃસિંહાચાર્ય ०૮ ઉપકારક હોવાનો સ્થળે સ્થળે સ્પષ્ટ એકરાર કરી, શ્રી સદ્ગુરુઋણ ફેડવા યત્કિંચિત્ પ્રયાસ કર્યો છે. શ્રી નૃસિંહાચાર્યજીના 'ભામિનીભૂષણ' – પાંચ ભાગના ગ્રન્થોમાં વાર્ત્તાના પાત્રો તરીકે શ્રી વિશ્વવંદ્ય વગેરે નામો આવે છે તે કેવળ કાલ્પનિક નથી. પણ વર્ગના સમર્થ સદ્ગુરુની પ્રેરણા અને પ્રીતિથી પુષ્ટિ પામી આત્મસાક્ષાત્કારની દિશામાં શક્ય ઉચ્ચ પ્રગતિ સાધનાર શ્રેષ્ઠ સાધકોના જીવનના સૂચક છે, એવો અનેક તરફથી અન્વય કરવામાં આવ્યો છે. તેમાંનું સર્વોપરિ નામ 'વિશ્વવંદ્ય,' વર્ગ તથા વર્ગના અધિપતિ આચાર્ય તરફથી ઉત્તમ પાત્ર શ્રી માસ્તર સાહેબને પારિતોષિક તરીકે પ્રાપ્ત થયું હતું. સામાન્યતામાંથી મહત્તા પ્રાપ્ત કરનાર વદ્ય વિભૂતિ જેટલું જ આકર્ષક ઉપકારક અને ચમત્કૃતિ ભરેલું એ નામ અને તેનો અન્વય, સર્વને એ સૂચવી રહ્યું કે શ્રી નૃસિંહાચાર્યજીની અમાનુષી સત્તા અને અલૌકિક જ્ઞાનસામર્થ્યનો પ્રભાવ શ્રી માસ્તર સાહેબમાં વિલસતો હતો. શ્રી નૃસિંહાચાર્યજીએ પોતે જ, શ્રી માસ્તર સાહેબની શક્તિ તથા વર્ગના નિર્વાહ સબંધમાં, પૂર્ણ વિશ્વાસ અને પ્રેમ

સ્પષ્ટપણે જાહેર કર્યો. શ્રી નૃસિંહાચાર્ય અને શ્રી બ્રહ્મચારીજીના સ્નેહસંબંધની સૂક્ષ્મતા, કક્ષા અને અધિકારકોટિ કરતાં, અધિક ઉચ્ચ પ્રકારની વાસ્તવિક કલ્પના, શ્રી નૃસિંહાચાર્ય અને શ્રી વિશ્વવંદ્ય તરીકે ઓળખાતા શ્રી માસ્તર સાહેબ સંબંધમાં પ્રસાર પામી. એ કલ્પનાને ગુરુશિષ્ય તરફથી પણ પ્રકટ પ્રેમાવિષ્કરણ દ્વારા પોષણ મળતું હતું. તેઓ અન્યોન્યને આત્મસ્વરૂપ તરીકે ઓળખતા હતા અને શ્રી નૃસિંહાચાર્યજી તો તેજ પ્રમાણે ઓળખાવતા હતા.

આજે જેમ, ભૂષણ, તીર્થ, અલંકાર – એવા પ્રત્યયોવડે વિવિધ ઉપાધિઓ, પાત્રાપાત્ર વિવેક વિના અર્પવામાં આવે છે, તે પ્રમાણે, વિશ્વવંદ્યવિષયક ઉપનામવિધિ નિરર્થક અને અતિશયોક્તઆરોપિત ન હતો. શ્રી વિશ્વવંદ્ય પોતાના સમર્થ સદ્દગુરુની કક્ષામાં આવી ઊભા રહ્યા હતા, વિશ્વથી વંદવા યોગ્ય બની ચૂક્યા હતા.

વિશ્વવંદ્ય વિભૂતિઓ, સ્થૂળપણે વિશ્વને વ્યાપ્ત કરતી હોવાનું જણાતું નથી. પરંતુ અણુમાંથી વિરાટ્ બનવાની અને બનાવવાની કલાને સિદ્ધ કરી જાણનારા કુશળ આત્મકલાકોવિદ મહાત્માઓ, સૂક્ષ્મરીતે, પોતાની – પોતાના પરમાર્થપ્રવણ અસ્તિત્વની – વિશ્વવ્યાપ્તિ કરતા હોય છે. અને તે જ રીતે તેઓ જગદ્દગુરુ, વિશ્વવંદ્ય વિગેરે, વિશેષણોને પાત્ર બને છે. શ્રી છોટાલાલ માસ્તર એવી અદ્વિતીય વિશ્વવંદ્ય વિભૂતિ હતા. પોતાના જીવનદ્વારા, તેમણે સંતસમાગમના સામર્થ્યને, સાબિત કરી આપ્યું, શ્રી સદ્દગુરુના ગૌરવને, સાચા આચાર્યના અનુગ્રહમાં રહેલી અદ્ભુત શક્તિને પૂરવાર કરી આપી. મહાપુરુષોના તેજપ્રતાપને ગ્રહણ કરવાની પરિપાટીને, તેમણે પ્રત્યક્ષ કર્તવ્ય દ્વારા સ્પષ્ટ કરી બતાવી. મહાત્મા, સંત, ગુરુ, નેતા, વીર

પુરુષોની વિડંબના – વંચના, તથા તેઓનાં મિથ્યા રીતે થતા અનાદર નિંદા સામે તેઓશ્રીએ પડકાર કરી, જનસમાજ સમક્ષ લાલબત્તી ધરી કે,

' સાવધાન, તેઓ દૂષિત કે કુત્સિત નથી. દોષ આપણામાં છે, સમાજમાં છે. તેઓશ્રી સાથેના આપણા વ્યવહારમાં, તેઓનો સહવાસ સાધવાની આપણી અયથાર્થ પદ્ધતિમાં મહાદોષ છે. '

શ્રી નૃસિંહાચાર્યને જ માનનારા વર્ગના વિવેકી સજ્જનો, આવા પવિત્ર સમર્થ પુરુષને પણ, પોતાના કલ્યાણના સહાયક હેતુ રૂપ સ્વીકારવા લાગ્યા. શ્રી નૃસિંહાચાર્યજીની સૌમ્ય વાણી હતી. શ્રી વિશ્વવંદ્યની વીર વાણી હતી. ઉભયની સૌમ્યતા અને વીરતા ભરી વાણીમાં નિખાલસપણું, શુદ્ધિ, અને નિઃસ્વાર્થ સેવાપૂર્વક સર્વોદયનો શુદ્ધભાવ ઓતપ્રોત થતો હતો. તેમાં સતત મીઠાશ અને મૃદુતા સ્રવતી, ઉદારતા અને સ્નેહોર્મિ ઉભરાતી, સંયમ અને કર્ત્તવ્યપરાયતા મઘમઘતી.

સ્વામી વિવેકાનંદ, શ્રી અરવિંદ ઘોષ, તથા પશ્ચિમના સંત વિદ્વાન્ પુરુષોએ અવતારવાદનું શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક બુદ્ધિથી અન્વેષણ કરેલું છે. તેથી અત્રે તે માન્ય સિદ્ધાન્તનું વિમર્શન ન કરતાં, હું વર્ગના વિદ્વાન સાધકોનો નિર્ણય નિવેદન કરીશ કે, શ્રી નૃસિંહાચાર્ય **માહેશ્વર લીલાતનુ** તરીકે જેમ મનાય છે તેમ, તેના અનુસંધાનમાં, ( અવતારકાર્યના સહકાર્ય માટે શાસ્ત્રીય અવતારમીમાંસામાં વ્યવસ્થા વર્ણવેલી છે તેમ ) શ્રી વિશ્વવંદ્ય પણ **અદૃષ્ટજન્યવિભૂતિ** તરીકે ઓળખાતો અવતારવિશેષ હતા, એવું અસંખ્ય શ્રદ્ધાલુ બુદ્ધિમાનોનું મંતવ્ય છે. વળી, આ સંતયુગ્મની સમસ્ત જીવનલીલા નિહાળનાર અને અનુભવનાર તટસ્થ

ભાવકો પણ એકરાર કરી ગયા છે કે, ખરેખર આચાર્યશ્રી નૃસિંહાચાર્યજી મહાન્ અવતારી પુરુષ તરીકે જીવી ગયા, અને મહાત્મા શ્રી માસ્તર સાહેબ તેઓશ્રીના અદષ્ટજન્યવિભૂતિતનુની રીતિથી જગતની રંગભૂમિ ઉપર પોતાના પાઠ ભજવી ગયા.

શ્રી નૃસિંહાચાર્યના વિસ્તીર્ણ બોધનો તાત્પર્યસાર 'સંયમ – મનોજય' હતો. એ બોધ ગ્રહણ કરી, અમલમાં આણવાનો તત્કાલ દઢ નિશ્ચય કરનારા સાધકોમાં શ્રી વિશ્વવંદ્ય અગ્રણી હતા.

" જો જીતો તો મનરિપુ એક જ જીતો "

એ આચાર્યશ્રીની તત્ત્વકવિતાને, તેમણે પોતાના જીવનની પળે પળમાં સ્થાન આપ્યું અને આખરે તેઓ વાસનાવિલયપૂર્વક ચિત્તનિરોધની અંતિમ અવસ્થા પર આવી ચૂક્યા હતા. પોતાનું સાચું સ્વરૂપ **ચિત્તિસ્વરૂપ** છે. દેહ, મન, બુદ્ધિ આદિ ઉપાધિઓથી આત્મા અલિપ્ત અને અબાધિત છે. એવું મુખેથી વદનારા ઘણા હોય છે. પણ શ્રી માસ્તર સાહેબ તો, તેમના સદ્‌ગુરુસંગથી, એવું બ્રહ્મભાન આઠે પ્રહર અનુભવી રહ્યા હતા. તેઓશ્રીના લખાણોમાંથી નીકળતા બોધ પ્રમાણે, મનને મિત્ર બનાવી, મનના સાચા સામ્રાજ્યના ભોક્તા બનવાનો મનુષ્યનો પરમ પુરુષાર્થ છે. આંતરમનમાં અથડાતા સર્વ સૂક્ષ્મ સંસ્કારો મનુષ્યજીવનના વિકાસ – પરિવર્તનમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. તે સમજી સાવધાનતાથી સાધકે એ દિશામાં પ્રગતિ કરવી જોઇએ. અસંખ્ય – એકેએક – સાધકોને શ્રીમાન્ વિશ્વવંદ્યના પ્રત્યેક પળના પ્રસંગોમાંથી, વૃત્તિનિરોધથી થતા વિજયનું ઉદ્‌બોધન મળતું – અને આજે પ મળે છે. તેઓશ્રીના ચમત્કારિક જીવનમાંથી

અત્રે માત્ર સામાન્ય આંતરમનવશતાનો દ્યોતક એક જ પ્રસંગનો સાર વર્ણવીશું.

સ્થૂળ શરીરને ભોગવવાના પ્રારબ્ધના નિયમ પ્રમાણે, તેઓશ્રીની શરીરપ્રકૃતિ કેટલોક કાળ સુધી અસ્વસ્થ રહેતી હતી. પરંતુ પોતે અસ્વસ્થ ન રહેતાં, ઉચ્ચ જ્ઞાનમય સ્થિતિ, ઉર્જ્વલ સંસ્કાર અને યોગશુદ્ધ કર્ત્તવ્યપરાયણ આંદોલનબળથી, તત્ત્વનિષ્ઠ મહાત્માની નિત્યાનંદમહોદધિની લહરીઓમાં મસ્ત જીવન ગાળતા હતા. આ મહાપુરુષની વિચિત્રતાઓ જ વિશિષ્ટ ઉપદેશરૂપ ભાસતી હતી. તેમનું ચિત્ત કદિ નવરું, પ્રમાદી કે સ્વાર્થી વિચારોમાં પ્રવૃત્ત રહેતું નહિ. તેમનું મન સદા વર્ગના સાધકોની ઉન્નતિ તથા નિ:શ્રેયસ્ સાધવા માટે વિવિધ યોજનાઓ ઘડી તૈયાર કરવામાં જ મગ્ન રહેતું. લોકકલ્યાણનું શ્રી નૃસિંહોપદિષ્ટ ધ્યેય તેમના હૈયે વસી રહ્યું હતું. તે માટે અથાગ, અવિરત પરિશ્રમ વેઠવામાં તેઓ કાયાની કાળજી કરી શકયા નહિ. તેમનો આગળ વધેલો મહાન્ આત્મા અવિશ્રાન્ત ગતિથી વેગભર્યું ઉડ્ડયન કરી રહ્યો હતો. આંતરમનરૂપી અશ્વને તેમણે તેમના હૃદયસ્થ શ્રી નૃસિંહાચાર્યજીની સૂચનાનુસાર ઉચ્ચ પ્રકારની તાલીમ આપી કેળવ્યો હતો. પણ મર્યાદાથી બદ્ધ દુર્બળ દેહને તેની સાથે શકય તેટલો સહકાર આપવો પડતો હતો અથવા તો તેને પાછળ ઘસડાવું પડતું હતું. યોગની કાંઇક સહાયતા ટેકારૂપ હતી. પરંતુ ક્ષીણ થવા સર્જાયલું શરીર, અવિનાશી અવિકારી આત્માનો કયાં સુધી સાથ આપી શકે ? મહા પ્રબળ વ્યાધિના પંજામાં પકડાયેલા તેમના શરીર પરત્વે તેમનો સહજ પણ મોહાધ્યાસ ન હતો. તેઓ વીભાવ વડે કહેતા:—

" આ વ્યાધિ તો મારો સર્વોત્તમ સન્મિત્ર છે. એણે જ મને ઉન્નતિના વિવિધ માર્ગોનું દર્શન કરાવ્યું છે અને મારામાં પ્રેરણા પ્રોત્સાહન રેલાવ્યું છે. "

આમ સામર્થ્યવાન્ પુરુષ સર્વ બાબતમાં વિજયયશ પોતાના દુર્બલ વ્યાધિને આપી, નિરભિમાન કર્ત્તવ્યપરાયણતા તથા આત્મરત જીવનને સૂચવતા.

ભગંદરના એક વ્યાધિના અંગે, સ્વજન – સુહૃદ સાધકોની વિનંતિને વશ થઇ, તેઓ એક સમયે શસ્ત્રક્રિયા માટે તૈયાર થયા. શસ્ત્રક્રિયાની વિધિ અને તેથી થતાં દુઃખની અસરની દર્દીને બિલકુલ ખબર ન પડે તે માટે નિષ્ણાત શસ્ત્રક્રિયા – ડૉકટર ટેબલ ઉપર તેમને સુવાડી, તેમના નાક પાસે બેભાન કરનારી દવાની શીશી સુંઘાડવા પ્રવૃત્ત થયા. તે અટકાવી, શ્રી માસ્તર સાહેબે તેમને તેમ કરતાં એકદમ રોક્યા અને પૂછ્યું:

" ડૉકટર સાહેબ, આ શું કરો છો ? "

" કેમ, હું આપને સુવાડી બેશુદ્ધ બનાવું છું. "

" પણ શા માટે ? "

" શસ્ત્રક્રિયા કેમ અને ક્યારે થાય છે, તેની દર્દીને બિલકુલ ખબર ન પડે, કે દર્દની અસર ન થાય તે માટે. " ડૉકટરે યાંત્રિક ઢબે કહ્યું,

" શસ્ત્રક્રિયા માટે આપને કેટલોક સમય જોઇશે ! "

આવશ્યક કાર્યક્રમ અને તે માટે લાગનારા એકંદર સમય વિગેરેની માહિતી મેળવી લઇ, શ્રી માસ્તર સાહેબે જણાવ્યું,

"શસ્ત્રક્રિયાને અનુકૂળ સ્થિતિમાં હું સૂઈ જાઉં છું. આપ બેશુદ્ધ કરવાની દવાનો ઉપયોગ કરશો નહિ."

"આપ શું કહો છો? આ સામાન્ય ઓપરેશન નથી."

આશ્ચર્યભાવથી ચમકતી ડોકટરની આંખો પહોળી થતી દેખાતી હતો. શ્રી માસ્તર સાહેબ વૈદ્યકીય મેજ ઉપર યથોચિત રીતે સૂઈ ગયા. અને ક્ષણમાં જ આભ્યંતર સંયમક્રિયામાં પ્રવેશવાની તૈયારી દર્શાવી, ડોકટરને એવા ભાવનું જણાવ્યું કેઃ

"**Well Doctor! I have operated upon the mind, you now begin to operate upon this body.**" એટલું કહેતામાં તો, બીજાઓને બેશુદ્ધ જણાય, એવી પરિસ્થિતિમાં તેઓ નિશ્ચેતન અવસ્થામાં પડી રહ્યા. પરંતુ કોઇને – ડોકટરને પણ – ખબર ન હતી કે, યોગાચાર્ય શ્રી નૃસિંહાચાર્યજીના પટ્ટ શિષ્ય શ્રી વિશ્વવંદ્ય મહાત્મા,

**या निशा सर्वभूतानाम् तस्यां जागर्ति संयमी**

એમાં વર્ણવ્યા પ્રમાણે – ચેતનમાંથી નિશ્ચેતન સ્થિતિમાં નહોતા આવ્યા, પરંતુ સ્થૂળ જગતની જડ જાગૃતિમાંથી, નિઃસંકલ્પ પરમ શાંત – નિભ્રાંન્ત ચૈતન્યપૂર્ણ જાગૃતિમાં, તેઓ – બેભાન નહિ પણ – સત્ય ભાનમાં સ્થિતિ કરી રહ્યા હતા. શરીરનો, શરીરના સ્વામિત્વનો, તથા તેની દેહના દર્દ વગેરેનો પોતાને કાંઇ જ સંબંધ નથી, એવો આત્મભાવ અનુભવવાની કળામાં, તેમનો નિત્યનો અભ્યાસ હતો; તે પ્રયોગમાં આજે તેઓ બાહ્ય દેખીતી દષ્ટિએ નિમગ્ન થયા.

મહાત્મા પુરુષો, રોજીંદા જીવનની પ્રત્યેક પળમાં બ્રહ્મભાવથી ઉચ્ચ સ્વરૂપમય સ્થિતિને જ અનુભવતા હોય છે, પરંતુ સામાન્ય સમૂહને તેની પિછાન કે સમજ ઓછી હોય છે, અમર બરાબર નથી હોતી. પરંતુ બાહ્ય જીવનની સ્થૂળ દૃષ્ટિએ, એ અધિકાર – શક્તિનો અંશાંશ માત્ર પણ પ્રકટ થવાનો જ્યારે પ્રસંગ પ્રાપ્ત થાય છે, ત્યારે વિવેકી જનતા પ્રમાણ પામે છે અને મહાપુરુષની મહત્તાની મુક્તકંઠે પ્રશંસા કરે છે. સાચી વસ્તુસ્થિતિનું અજ્ઞાન હોવાના કારણે, સામાન્ય જનતા તો તેમાં ચમત્કારબુદ્ધિથી જુવે છે, અને કુટિલ વંચક વૃત્તિના પુરુષો, સ્વાર્થી શિષ્યો વિગેરે, એ બુદ્ધિભ્રમને, સત્ય સમજથી વંચિત રાખી પોષણ આપવા પ્રયત્નશીલ રહે છે.

આ સંબંધમાં શ્રી નૃસિંહાચાર્યના સદ્ગ્રન્થો વાચતાં સ્પષ્ટ સમજાય છે કે, સર્વવ્યાપી ઈશ્વરસત્તાને અધીન પ્રકૃતિના નિયમ પ્રમાણે વિશ્વનો વ્યવહાર ચાલે છે. મંદ અધિકારી, સામાન્યમતિ અને અજ્ઞાની સાધારણ સમાજ, જ્યાં ન સમજી શકે ત્યાં ' ચમત્કાર ' કહે છે અને કહેવડાવે છે પરંતુ શ્રી નૃસિંહાચાર્ય અને શ્રી માસ્તર સાહેબ તથા શ્રી નૃસિંહાચાર્યજીના જ્યેષ્ઠ પુત્ર શ્રી ઉપેન્દ્રાચાર્ય પણ સ્પષ્ટ સમજાવે છે કે,

સર્વેશ્વરની સર્જનકલારૂપ જગત્ અને તેનો ભોક્તા – તેમાં જીવતો મનુષ્યદેહ, – એથી મહા પરમ ચમત્કૃતિ કઈ છે !

અત્રે જણાવવાની ખાસ જરૂર છે, કે સમસર્વત્ર એક પોતાના આત્મસ્વરૂપને જ અખંડ જોવાની સિદ્ધ લક્ષણવાળા શ્રી નૃસિંહાચાર્યજી તથા શ્રી માસ્તર સાહેબ, શ્રી ઉપેન્દ્રાચાર્ય જેવા તેમના મહાન્ શિષ્યો, ચમત્કાર દર્શાવી, કે તેનો દંભ કરી, કોઈની આશ્ચર્યકુતૂહલવૃત્તિનો કે અજ્ઞાનનો લાભ લેતા નહિ.

સ્વાર્થવૃત્તિપરાયણ પાખંડી પુરુષો જ, ચમત્કારના ઓઠા નીચે, – ભાવિક શિષ્ય ભક્તોનાં ભ્રમ, ભય, ક્લેશ, મોહ નષ્ટ કરવાને બદલે – તેમનામાં તેવા દુર્ગિત વિકારો ઉપજાવી અગર પોષી, પોતાને તથા પોતાનામાં શ્રદ્ધા ધરાવનારાઓને કર્ત્તવ્યમાર્ગથી ચ્યુત કરે છે. *

સદ્ગુરુનો સતશિષ્ય, સાચો જિજ્ઞાસુ – મુમુક્ષુ સાધક, ચમત્કારની દરકાર ન કરતા, મહા પુરુષના અનુગ્રહમાં અપેક્ષા રાખે છે, અને તેમણે પ્રબોધેલાં શાસ્ત્રવચન કે અનુભવવેણને વર્ત્તનમાં ઉતારી ચિત્તશુદ્ધિ કરવા તે તત્પર રહે છે.

શ્રી નૃસિંહાચાર્યજી સાચા નિષ્કામ અગર તો પૂર્ણકામ કોટિના આચાર્ય હતા શ્રી માસ્તર સાહેબ જેવા સતશિષ્યને તેમણે સ્વરૂપસાક્ષાત્કારની કુંચી આપી હતી. આ આદર્શ ગુરુશિષ્યયુગ્મે ચમત્કારના પ્રેતને વર્ગના વિચારશરીરમાં પ્રવેશ કરવા દીધો ન હતો. અને જ્યાં જ્યાં એ પિશાચનો અંશ સરખો પણ કોઇની મનમતિમાં ભ્રમણા કરાવતો જણાતો, ત્યાં તેઓ સાચા માંત્રિકનું કાર્ય કરતા તેઓ તો સર્વને સ્પષ્ટવાણીમાં વિવિધ રીતે વિસ્તારથી સમજાવતા કે,

" ભક્તિ, જ્ઞાન, ધ્યાનઆદિ સાધનોદ્વારા શુદ્ધ આત્મતત્ત્વને સ્પર્શવામાં જ ચમત્કારનું સાચુ રહસ્ય સમજી શકાય છે અન્યમા ચમત્કાર જોવાની ચાનકવાળા તમે, આત્મસંનિધિ સાધતાં, આત્માની ઓળખ કરતા, તમારામાં જ ચમત્કારનો મહાસાગર ઉછળતો – ઘુઘવતો

* એવાઓને ઉદ્દેશીને કટાક્ષ, સૂચના, ઉપદેશ વિગેરેથી યુક્ત 'નૃસિંહવાણીવિલાસ'માં અને 'પંચવરદવૃત્તાન્ત'માં સૂક્ષ્મતાથી આલેખન કર્યું છે.

જોશો, અને સાંભળશો; તમે તમને જ સર્વથી શ્રેષ્ઠ અનુભવશો . વગેરે, "

શ્રી માસ્તર સાહેબને પોતાના સદ્દગુરુમાં એક અદ્વિતીય લક્ષણ મળી આવ્યું હતું કે તેઓશ્રી ચમત્કારની અભીપ્સાથી કે સુખવિભવાદિનાં કાંઇક કિમિયા જાણવાની આશાથી આવનારાંઓને ઓળખવામાં ચોકસ હતા. પોતે રસવિદ્યા વગેરે વિવિધ પાર્થિવ કલાઓના પણ સમર્થ સ્વામી હોવા છતાં, તેઓના પ્રતિ વ્યવહાર કરવાની તેમની રીત જરા વિચિત્ર લાગતી હતી. ઉપરોક્ત સ્વાર્થવૃત્તિથી આવનારાઓને, શ્રી નૃસિંહાચાર્યજીના પ્રતિદિનના પ્રત્યક્ષ સંસર્ગમાં, બિલકુલ વહેમ ન પડતો કે શ્રી નૃસિંહાચાર્યજી તેમની વાસના – કલ્પનાઓના વિરોધી છે. તેઓ તેમને નિરાશ કરી પાછા ન વાળતા; તેમ તેઓની અહોબુદ્ધિને એકદમ મારી પણ નાંખતા નહિ. પણ ધીમે ધીમે યુક્તિયુક્ત બોધ અને પ્રસંગોદ્વારા તેમની અહોવૃત્તિ અને વાસનાને અન્ય દિશામાં વલણ આપતા; અને તેઓનું લક્ષ્ય, પરમ જ્ઞાનથી પ્રાપ્ત થતા સાચા સુખ પ્રતિ વાળી, સાચી રસવિદ્યા – સાચા કિમિયાની જિજ્ઞાસા જાગ્રત્ કરતા. મોહ અને લોભમાં લપેટાઇ, દુનિયાના દંભી ધૂર્તોથી છેતરાઇ સર્વનાશના ખાડામાં સંડોવાતા અનેક સ્ત્રીપુરુષોને, શ્રી નૃસિંહાચાર્યજીએ આત્મઘાતી પ્રવૃત્તિઓથી વારી, સદ્દુપદેશ – સમાધાન દ્વારા, ભેદભ્રમમૂલક અજ્ઞાન અને અંતરના રાગદ્વેષાદિ દોષો ઓછા કરી, ક્લેશની નિવૃત્તિપૂર્વક વ્યવહારપરમાર્થના યથાર્થ ઊર્ધ્વગામી સુખઆનંદમાં સ્થાપ્યાં હતાં. આમ કરવામાં તેઓશ્રીની તમામ પ્રવૃત્તિઓ કેવળ નિઃસ્વાર્થ, દંભરહિત પરમકલ્યાણના શુભ સંકલ્પોના પરિણામરૂપ જ હતી. તાત્પર્ય કે ચમત્કૃતિનો ભાવ આણવો કે દઢ

કરવો એ અવિદ્યાપ્રવૃત્તિ છે અને તે પામર મંદ નિકૃષ્ટ કોટિ સૂચવે છે. શ્રી માસ્તર સાહેબના સંબંધમાં, અલ્પ વિકાસને પામેલા અનેક જીવાત્માઓને ચમત્કાર જણાતો હતો. શ્રી માસ્તર સાહેબ તેમને કહેતા કે,

"મારી આ સ્થિતિના કારણરૂપ સદ્‌ગુરુના શ્રી નૃસિંહાચાર્યના) ઉપદેશને તમે જો અમલમાં આણો તો જેને 'ચમત્કાર' કહો છો તે તમે પણ અનુભવો. સર્વના મન ઇન્દ્રિયાદિ યન્ત્રો સરખા છે. તે યન્ત્રોને યોગ્ય રીતે કેળવીને તમારો ચમત્કાર તમે પણ અનુભવો. ચમત્કાર મારો એકલાનો નથી, સર્વનો છે, અથવા કોઇનો નથી..."

અને એ મનના અધિપતિ મહાત્મા સંયમશીલ દશામાં ડૉકટરે સૂચવેલા સમય સુધી સૂઇ રહ્યા હતા. સંપૂર્ણ સ્થિરતા, સ્વસ્થતા અને મુખ પરની પ્રસન્નતા જોઇને ડૉકટર તો દિઙ્‌મૂઢ જ બની ગયા હતા. પ્રથમ તો તેમનો હાથ જ કાર્ય કરવા ના પાડતો હોય તેમ ધ્રુજતો હતો. પણ શ્રી માસ્તર સાહેબે તેને ઉત્સાહિત કરી, શસ્ત્રક્રિયાનો આરંભ કરવા પ્રેર્યો આખુંય ઓપરેશન કેવી રીતે કઇ ગતિ અને ક્રમથી થઇ ગયું તેનું તે ડૉકટરને પણ દર્દીની (!) માફક ભાન ન રહ્યું. બધું યંત્રવત્ થયું. સર્વની અજાયબી વચ્ચે બેભાન બની સૂતેલા શ્રી વિશ્વવંદ્ય દર્દી (!) બેઠા થયા. તેમણે ચોપાસ દૃષ્ટિ નાખી, અને ઓપરેશનની ઓરડીમાં જાણે પ્રફુલ્લતા પ્રસરાવી દીધી. ઊભા થઇને તરત જ તેમણે ડૉકટર સાથે કરાલિંગનનો વિવેક કરી, પૂર્ણ સ્વસ્થતાને પ્રકટ કરતા કહ્યું.

"કેમ ડૉકટર, બધું ઠીક છે ને ! હું આપનો આભાર માનું છું."

ડૉક્ટરના પોતાના શરીર પર શસ્ત્રક્રિયા કરવામા આવે તો લોહી ન નીકળે, એમ કોઇ ચમત્કારને જોઇ – અન્જાઇ ગયા હોય એમ ડૉક્ટર અવાક્ ઊભા ગયા. શ્રી માસ્તર સાહેબે ઉચિત વચનોથી જાગ્રત કરતા, તેણે પ્રણામ કરી કહ્યુ

" ઓ હો ! આપ કોઇ અદ્ભુત પુરુષ લાગો છો. આવા Mind-control વાળા (ચિત્તનિરોધી) પુરુષને હુ કોઇ દિવસ મળ્યો નથી ઓપરેશન પછી, આપ આટલી પ્રસન્નતાથી – આ ઓરડામા જાણે પુષ્પ વેરી રહ્યા હોય એમ, લાગે છે (Wonderful ! ! !) બહુ આશ્ચર્ય લાગે છે ! "

" એમા આશ્ચર્ય જેવુ શુ છે ! આ તો માત્ર બાહ્ય મનના નિરોધનો પ્રયોગ છે કે જે શ્રી સદ્ગુરુની કૃપાથી સિદ્ધ છે અમારા સદ્ગુરુ શ્રી નૃસિંહાચાર્યજીના દર્શન કરવાનો યોગ તમને આવ્યો હોત – તો તમને શુ થઇ જાત તે હુ કલ્પી શકતો નથી. આતરમન અને તેના ઊંડાણના તમામ પડોને ભેદીને, જેમનુ જીવન સર્વદા જાગ્રત્ કુડલિનીમા જ – જેને તમે Conscience કહો છો તેથી ય અધિક ઊંડાણમા – રહે છે, એ મહાપુરુષને પામીને તમે તો કલોરોફોર્મ અને ઓમાઇડ વિગેરેની બાટલીઓ ફોડીને ફેકી દેત હુ તો કહુ છુ કે તે આશ્ચર્યના પરમ મહોદધિ પરમાત્માના સાનિધ્યમા, તેઓશ્રીના અનુગ્રહથી અને તમારા પોતાના શુભ પ્રયત્નથી, તમે મહાસાગરના મોજાની પેઠે એ ઐશ્વર્ય – આશ્ચર્યના સ્વરૂપે જ થઇ ગયેલ વિશેષ શુ કહુ છુ ! "

× × ×

આવા તો અનેક પ્રસગો છે કે જેમા માત્ર શ્રી માસ્તર

સાહેબની મહત્તાનું ભાન થવા કરતાં, શ્રી મારતર સાહેબના માર્ગદર્શક અને જીવનવિધાયક મારતર ' ( Master )* શ્રીમન્નૃસિંહાચાર્યજીના અલૌકિક સામર્થ્યનું અધિક અંશમાં સૂચન થાય છે. ઉપરોક્ત પ્રસંગને અનુરૂપ અન્ય પ્રસંગે, કેટલાક સુશિક્ષિત સજ્જનોની હાજરીમાં, શ્રી નૃસિંહાચાર્યજીએ આ વિષયમાં સ્પષ્ટતા કરી હતી કે:

" તંત્ર – મંત્ર આદિ શાસ્ત્રમાં દર્શાવેલી કેટલીક કષ્ટસાધ્ય સાધનાઓ પ્રાપ્ત કરવાથી કે કેટલાક રાજસ – તામસ પ્રકારના તપ દ્વારા મેળવેલી સિદ્ધિઓ પ્રદર્શિત કરવાથી, જનતાની આંખમાં ચમત્કારનું અંજન આંજી શકાય છે. પરંતુ કેવળ આધ્યાત્મિક દૃષ્ટિએ વિચારતાં, એ સર્વ સામાન્ય સિદ્ધિઓ છે, એટલું જ નહિ પણ સ્થિતિ – સંયોગો ઉપર અવલંબીને રહેનારી છે. વળી આત્માની ઉન્નતિમાં તો તે તદ્દન વિઘાતક છે. મૂર્ખ અજ્ઞાની મનુષ્યો, તેમાં ઉચ્ચ પ્રકારની દિવ્યતાનું દર્શન કરી, અધ્યાત્મારોપણ કરે છે. પણ સાચા મુમુક્ષુએ તો અંતે વિનિપાત તરફ આકર્ષનારી આ પ્રલોભક સિદ્ધિ – શક્તિઓથી સર્વદા સાવધાન રહેવું ઘટે છે. "

" પૂજ્ય મારતર સાહેબને તો આ સિદ્ધિ સરલ અને સ્વાભાવિક હોય એમ સ્પષ્ટ જણાય છે, બાપજી ! " એક સાધકે સર્વના મનનો ભાવ પ્રકટ કર્યો. બાપજીશ્રી કાંઇ બોલે તે પહેલાં જ

* આજે અધ્યાત્મવિદ્યાવિષયક ખેડાયલા અમેરિકન સાહિત્યમાં જ્ઞાન, અનુભવ, અને અભ્યુદયમાં પૂર્ણતાને પ્રાપ્ત કરનારા, તથા પૂર્વકાલીન સંસ્કૃતિઓથી માંડીને વર્તમાન પર્યંત સનાતન સંસ્કાર–અનુભવોને ધારણ કરનારા 'સંરક્ષકો' તરીકે 'મારતર' શબ્દનો ઉપયોગ થાય છે, તે અર્થનો અત્રે સમાવેશ કરી લીધો છે

વિવેકી માસ્તર સાહેબે પોતાની સર્વ પ્રકારની સ્થિતિ માટે શ્રી નૃસિંહાચાર્યજીની જવાબદારી વ્યક્ત કરી કે,

" એવું કાંઇ નથી. જે કાંઇ જેમાં જણાતું હોય તે સર્વ શ્રી સદ્ગુરૂદેવની અનુકંપાનો વિલાસ છે. ગુરૂના અનુગ્રહ વિના, ભલભલા સહજમાં ઉંચેથી નીચે પડયાનાં દૃષ્ટાન્તો છે.." એટલું કહી પોતે સદ્ગુરૂના તરફ નજર માંડી.

" માસ્તરનો મત શાસ્રસંમત જણાય છે. સાધકના વિકાસક્રમમાં ઇષ્ટકૃપા સતત સહાયક હોય છે. પણ વિશેષતઃ તો પ્રકૃતિ પર પ્રભુત્વ પ્રાપ્ત કર્યાં પછી જ, મહાનુભાવ સદ્ગુરૂની કૃપા સાચું ચમત્કૃતિકાર્ય કરે છે...એ વિરલ અધિકારી શિષ્યો કળી શકે છે." વિગેરે.

× × ×

શ્રી છોટાલાલ માસ્તર શ્રી નૃસિંહાચાર્યના સમાગમ પહેલાં જ્યારે વડોદરા વિદ્યાલયમાં શિક્ષક હતા, ત્યારે સુધારક સંસ્થાઓના વિશેષ સંપર્કમાં આવીને અવનવાં આકર્ષણો અનુભવી રહ્યા હતા. પોતાના જીવનનાં પાછળના વર્ષોમાં, કેટલાક અધિકારી સાધકો સમક્ષ તેઓ નીચેની મતલબનું કહેતા કેઃ

" સેવા અને ઉન્નતિની ધમશમાં, મેં અનેક ધર્મ અને સંપ્રદાયો સેવ્યા. ત્યાં અનિષ્ટ વિકૃત અંશોથી કંટાળી, જનસેવાનો મુદ્રાલેખ દાખવતી સુધારક સંસ્થાઓમાં પ્રવેશ્યો. સત્ય – શોધ, અભ્યુદયઆદિ તો આઘાં રહ્યાં. પણ અભક્ષ્યનું ભક્ષ્ય, ઈંડા – મદિરાનું સેવન, કલાને નામે ઇન્દ્રિયપોષક કાર્યક્રમો વગેરેથી અનેક જીવાત્માઓ ભ્રષ્ટાય એ સ્વાભાવિક હતું. મારા અંતરમાં એક પ્રકારનું મહા ઘોર

ઘર્ષણ ચાલી રહ્યું હતું. પ્રલોભનના પૂરમાં ઘસડાતા જીવોને હું નજરોનજર જોઇ રહ્યો હતો. મારા સદ્ભાગ્યે, એજ અરસામાં, અને શ્રી નૃસિંહાચાર્ય જેવા પરમ દયાળુ સંતપુરુષનું શરણુ મળી ગયું. અનેકનાં પતન થયાં હતાં, તેના મુકાબલે, મારી – થનારી – અધોગતિ અટકી ગઇ. આ મહાત્મા પુરુષે પોતાના સામર્થ્યથી, સમર્થ સહવાસથી મારું સંરક્ષણ કર્યું અને મારો હાથ ગ્રહી મને શિખર પર આણી મૂકયો."

"સુખનો મંત્ર" એ વિષયના લેખમાં, શ્રી માસ્તર સાહેબ, 'અંતરાત્મા જ્ઞાનનું સત્ય સ્થાન હોઇ, સદ્ગુરુ અંતરાત્મામાંથી જ જ્ઞાનને આપતા હોઇ, વસ્તુતઃ અંતરાત્મા જ સદ્ગુરુ છે,' એ વિચારને પ્રતિપાદિત કરતાં 'અંતરાત્મારૂપ સદ્ગુરુ સર્વને પ્રાપ્ત છે તો પછી બાહ્ય સદ્ગુરુની શી જરૂર?' એ શંકાનું સુંદર રીતે નિરસન કરી, તેના સમર્થનમાં શાસ્ત્રનાં સૂત્રો ટાંકી, પોતાનું જ દૃષ્ટાંત આપતાં, નીચેના કૃતજ્ઞતાદર્શક વચનો લખે છેઃ

"......હું પણ તમને આજે જે આટલું કહેવા સમર્થ થયો છું અને હવે પછી થઇશ, તે પણ મારા અંતરાત્માથી અભિન્ન મારા પરમ ઉપાસ્ય સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના અનુપમ પ્રતાપથી જ; નહિ તો જૈન કુલમાં ઉત્પન્ન થયેલો તથા ઉછરેલો હું કયાં, અને પરમ કલ્યાણને સાધનારાં જ્ઞાનમય આ વચનો કયાં!..." વગેરે.

આમ શ્રી વિશ્વવંદ્ય માસ્તર સાહેબે, સમર્થ સદ્ગુરુના ચરણમાં, પોતાના વાસનાત્મક લિંગદેહની સાથે, વૈયક્તિક અહમ્‌નો પણ લય કર્યો હતો, અને તેથી જ, તેઓ જણાવે છે તેમ, યથાર્થ રીતની જનતાજનાર્દનની સેવા કરવામાં સફળ થયા હતા.

શ્રેયસ્સાધકવર્ગની તથા તે દ્વારા સમાજની સાર્વત્રિક ઉન્નતિ અર્થેની શ્રી નૃસિંહાચાર્યની ઘણીખરી પ્રવૃત્તિઓના, શ્રી વિશ્વવંદ્ય નિમિત્ત પ્રવર્ત્તક હતા. વર્ગના તમામ સાધકો, તથા આચાર્યશ્રીના કુટુંબીઓ પણ, શ્રી માસ્તર સાહેબ પ્રતિ પૂજ્ય વડીલ બંધુનો ભાવ રાખતા. તેમની સેવાપરાયણતા, કર્ત્તવ્યનિષ્ઠા તેમજ અપૂર્વ ઓજસ્વાળી વિદ્વત્તા અને અધ્યાત્મવિષયક અદ્ભુત પ્રતિભા તથા ચારિત્ર્યપ્રભાવથી, વર્ગ ક્રમશઃ અભ્યુદય અને અભિવૃદ્ધિ પામતો જતો હતો. આચાર્યશ્રીના સ્વરૂપાવસ્થાન સમયે, બાલક શ્રી ઉપેન્દ્રાચાર્યનું વય માત્ર અગિયાર વર્ષનું હતું. વર્ગની વ્યવસ્થાનું સુકાન, સ્વાભાવિક રીતે શ્રી માસ્તર સાહેબના હસ્તમાં આવી પડ્યું હતું. વર્ગાંતર્ગત પુરુષો, વર્ગના ભાવિ નિર્વહણ અને વિકાસ માટે અસંત શંકાશીલ તથા ઉદાસીન બની રહ્યા હતા. તે સમયે, શ્રી માસ્તર સાહેબે, જે વીરોચિત વાણી અને અપૂર્વ નિષ્ઠા – નિશ્ચયથી પ્રેરાયલા જીવંત ઉત્સાહવચનો વડે, અનેકના વિશીર્ણ – ક્ષુબ્ધ થયેલાં અંતઃકરણોમા આશા ઉત્સાહ અને કર્ત્તવ્યપરાયણતાનો પ્રવાહ રેલ્યો હતો, તે અદ્ભુત, અનુપમ અને સૂચક હતો. તે તેમનાં તે સમયનાં ( સં. ૧૯૫૩–૫૪ના ) વ્યાખ્યાનો – લેખો ઉપરથી સ્પષ્ટ થાય છે. અને સાચે જ, તે વચનો તેમણે સાચા પાડ્યાં, એ ત્યાર પછીથી થયેલી વર્ગની પ્રતિષ્ઠા અને ગૌરવભરી પ્રગતિ ઉપરથી આપણને, રવિપ્રકાશ જેમ, પ્રતીત થાય છે. શ્રી ઉપેન્દ્રાચાર્યની તરુણ વય થતાં સુધી ( અને તે પછી પણ ), વર્ગના યથાસ્થિત સંચાલન માટે, શ્રી માસ્તર સાહેબે પ્રશસ્ય પરિશ્રમ, ખંત અને કાળજી સેવ્યાં હતાં. તથા આજે ઉચ્ચ અધિકારપદે પ્રાપ્ત થયેલા અનેક વૃદ્ધ સાધકોએ, શ્રી માસ્તર સાહેબના માધ્યમ દ્વારા જ, શ્રી નૃસિંહાચાર્યજીનું તથા શ્રી ઉપેન્દ્રાચાર્યજીનું

શરણુ – શિષ્યત્વ સ્વીકાર્યું હતું, અને તેત્રણે સત્પુરુષોના સમાગમબોધ દ્વારા પોતાની ઉન્નતિ સાધી શકાઇ હતી, એમ તેઓ નિઃસંકોચપણે જાહેર કરતાં, પોતાનું ઋણ અલ્પશઃ અદા કર્યાનો આછો સંતોષ અનુભવે છે. જો કે સ્વતંત્ર રીતે વિચાર કરવાની પદ્ધતિ તથા શક્તિવાળા, અને કેટલાક ચુસ્ત આગ્રહી પુરુષોએ શરૂશરૂમાં શ્રી માસ્તર સાહેબના વિચાર અને કદિ કદિ આચારપ્રવૃત્તિઓ પ્રત્યે થોડોઘણો વિરોધ દાખવેલો, પણ પાછળથી, તેઓએ, શ્રી વિશ્વવંદ્યના જીવન સંબંધમાં સચ્ચાઇ, નિસ્પૃહતા અને નિષ્કલંક નિખાલસવૃત્તિ વગેરેની પાકી પ્રતીતિ કરાવનારા કસોટીકારક પ્રસંગો અને અનુભવો પ્રાપ્ત થતાં, પોતાનાં પૂર્વાપરાધો માટે અસહ્ય તીવ્ર પશ્ચાત્તાપ નિવેદન કરી, પ્રકટપણે ક્ષમાયાચન પણ કરેલ છે.

શ્રી ઉપેન્દ્રાચાર્ય સગીર વયમાં પોતાના શિષ્ય – શિશુ સમાન હોવા છતાં, ભવિષ્યના સાધકોના અને વર્ગના તે આચાર્ય થનાર હોવાથી, તેમના જીવનનું ઘડતર કઇ દિશામાં કેવી રીતે કરવું – તેનો મર્મ, આ આદર્શ આચાર્યસમ માસ્તર સાહેબ સારી પેઠે જાણતા હતા. અને તે પ્રમાણે કરવામાં તેઓ સંપૂર્ણ રીતે સફળ થયા. ને શ્રી ઉપેન્દ્રભગવાનનું આદર્શ ચરિત અનુભવનારાથી સુવિદિત છે. શ્રી ઉપેન્દ્રાચાર્ય આદર્શ આચાર્ય બની, ઇતર ધાર્મિક સંસ્થાના આચાર્યોને ઉદાહરણરૂપ થઇ પડે, તે પરિણામ પ્રકટાવવાનો પોતે ધર્મ માન્યો હતો. દીર્ઘદૃષ્ટિયુક્ત વિદ્વાન્ શ્રી માસ્તર સાહેબ, શ્રી નૃસિંહાચાર્યના બીજા બાલપુત્ર શ્રી સુરપતિને (જેઓશ્રી સુરેશ્વરાચાર્ય નામથી આજે વર્ગના આચાર્યપદે બિરાજે છે ) પણ આચાર્યકર્ત્તવ્યના ધર્મપંથનો જ યથાર્થ બોધ આપતા હતા. અને આજે સર્વને સ્પષ્ટ સમજાય છે કે, 'ભામિનીભૂષણ'માંનાં વ્યક્તિ – સૂચક નામો

પૈકી શ્રી વિશ્વવંદ્ય નામ શ્રી માસ્તર સાહેબનું છે – એવા પૂજ્ય ગુરૂપિતાના સંકેતનો, ઉત્સવોમાં શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ કરેલો સ્ફોટ તદ્દન સત્ય નીવડ્યો છે.

વર્ગની સંચારદોરી સ્વતંત્રપણે કરવામાં કુશળ શ્રી માસ્તર સાહેબે, વર્ગને, વિવિધ પ્રકારના અનુભવો આપી સંપન્ન બનાવ્યો. આજનો કોઈ પણ વિદ્યમાન આધેડ અગર વૃદ્ધ વયનો સંસ્કારસંપન્ન સાધક, પોતાના અંતઃકરણની ઉચ્ચ, સુખશાંતિ અને અધ્યાત્માધિકારયુક્ત સ્થિતિ માટે – પોતાના જીવનમાં પ્રકટેલા પરિવર્તન માટે, – શ્રી નૃસિંહાચાર્ય કે શ્રી ઉપેન્દ્રાચાર્યના (જેમના દીક્ષા સંબંધમાં પોતે આવ્યા હોય તેમના) પુણ્યશ્લોક નામચરિત્રની સાથે બન્નેની નિષ્કામભાવે સરખી સેવા ઉઠાવનાર, મહાત્મા શ્રી વિશ્વવંદ્યનું સ્મરણ કર્યા વિના રહી શકતો નથી. એ ત્રિપુટી અજોડ અને અમર છે. પિતાપુત્ર ઉભય આચાર્યોનો સમયભેદ હોવા છતાં, શ્રી વિશ્વવંદ્યના સર્વોત્તમ જીવનનો અને સાહિત્યવિસ્તારનો સહજ આછો વિચાર કરતાં, તથા બન્ને મહાપુરુષોએ શ્રી વિશ્વવંદ્ય મહાત્માના પવિત્ર જીવનને, પ્રસંગોપાત્ત કવચિદ્ જે રીતે અલ્પાંશે પણ સાંકેતિક રીતે ઓળખાવવાનો પ્રયત્ન કર્યો છે, તેનું મનન કરતાં, શ્રી વિશ્વવંદ્યનું સ્થાન ( સૂક્ષ્મ રીતે ) ઉભય આચાર્યશ્રીની ગાદીની સાથે જ શોભા પામે છે, એમ કહેવામાં બિલકુલ અત્યુક્તિ થતી નથી; અને શ્રી માસ્તર સાહેબના તિરોધાન પછી, આચાર્યપાદુકાઓના તથા વિદ્યમાન સદ્ગુરુના પૂજનની સાથે જ, તેમની પ્રતિમાની પણ પૂજા – અર્ચા થતી સાંકેતિક પ્રથા પડેલી જોવામાં આવે છે તે યોગ્ય જ છે. તેમની છબિનું અર્ચન કોઇના આદેશ – સૂચનથી શરૂ કરાયું નથી. એ તો કૃતજ્ઞી સાધકોની સ્વયંસ્ફુરિત પ્રેરણા

છે. સમસ્ત જનસમાજ અને સમીપમાં વર્તતી વ્યક્તિઓનાં – સર્વ સાધક – સજ્જનોનાં જીવનને સ્પર્શી તેનું સંસ્કરણ, ઉદ્ધરણ કરવાને મથતી વિશ્વવંદ્યવિભૂતિની ચરિત્રકથાઓ અને સત્કૃતિઓ, તથા ગુણલક્ષણો આપોઆપ તે વિભૂતિને સેવાસ્થાને સ્થાપી દે છે.

જ્ઞાનમૂર્ત્તિ શ્રી નૃસિંહાચાર્યજીના જ્ઞાનનો, અધૂરો કે પૂરો, જે કાંઇ લાભ, જનસમાજને સાંપડી ચૂકયો છે, તેનો પણ મોટો યશ શ્રી માસ્તર સાહેબને મળે છે. કારણ, સાહિત્યકીય હેતુથી ગ્રન્થલેખન કે પ્રકાશનરૂપ પ્રવૃત્તિ, શ્રી નૃસિંહાચાર્યજીએ સ્વેચ્છાથી કદિ કરી ન હતી – અને કરી પણ ન હોત. તેમના પ્રકાશિત સાહિત્ય ઉપરથી પણ, વિદ્વાનો તેમનામાં સાક્ષાત્ સરસ્વતીનો અંશ હોવાનું સ્વીકારે છે. શ્રી માસ્તર સાહેબ જેવા અનેક સાધકરત્નોના આગ્રહને અધીન થઇને જ, કદિ ઉપદેશના હેતુથી, કદિ પરેચ્છા કે મુગ્ધ સાધકોના પ્રેમભક્તિભાવને વશ થઇ, તેઓના ઉપર તથા તે દ્વારા સમસ્ત જનસમાજ ઉપર અનુગ્રહ કરવાની ઉપકારવૃત્તિથી પ્રેરાઇને, તેઓશ્રીએ જે વેદશાસ્ત્રના પ્રમાણરૂપ કોડીબંધ ગ્રન્થો લખ્યા છે તે – ઘણાખરા – લઘુ વયમાં લખાયેલા છે, અને પ્રત્યેક લખાણના નિમિત્ત રૂપ અનુભવી આત્માઓને પરમ હિતકારક થઇ પડયા છે.

આ કાર્યમાં પણ, નિસર્ગગી શ્રી માસ્તર સાહેબ સહકારી કારણરૂપ હતા. કારણ તેઓશ્રી પોતાના સદ્ગુરુને લખનપ્રવૃ વારંવાર વિનંતિ કરતા એટલું જ નહિ પણ પ્રેરણાને અનુકૂળ વાતાવરણ યા વૃત્તિપ્રત્યુત્પન્નતા ઉપજાવતા. શ્રી નૃસિંહાચાર્યજીથી કાંઇને કાંઇ ગમે ત્યારે ગમે તે પાન પર, અનુસંધાન વિના લખાયું હોય, તે સર્વની સારા અક્ષરમાં નોંધ, ઉતારો અને તાત્ત્વિક વ્યવસ્થા

કરવામાં, શ્રી માસ્તર સાહેબ સહજ પણ વિલંબ કરતા કે સંકોચ ધરતા નહિ. એમનું એ કાર્ય યાંત્રિક ચોકસાઇથી ચાલુ રહેતું, અને તે નિમિત્તે શરીર રગદોળી નાંખવામાં તેમણે કચાશ રાખી ન હતી. શ્રી નૃસિંહાચાર્યજીના નાના મેજ ઉપર, રોજ રાત્રે, શ્રી માસ્તર સાહેબ લેખનસામગ્રી મૂકતા અને બાજુમાં, કહે છે કે, ટીપ લખતા કે,

"પૂજ્યશ્રીના ગયકાલના...લખાણમાં...અમુક વિષયમાં...અમુક મુદ્દા વિચારથી મુલતવી રહ્યું છે...આગળ કાર્યપ્રવાહ વહવવા આપશ્રી અનુગ્રહ કરશો..."

આમ શ્રી નૃસિંહાચાર્યજીની પાવન લેખિનીમાંથી જે વિપુલ વાઙમય, શ્રી વિશ્વવંદ્યની અનિવાર્ય સેવા – સહાયથી આપણને ઉપલબ્ધ છે, તે માટે ગૂજરાતી સાહિત્યસમાજ શ્રી માસ્તર સાહેબનો પણ અત્યંત ઋણી છે. આ સર્વ કરવામાં એક જ તાત્પર્ય હતું. આચાર્યશ્રીની પ્રેરણાથી સ્થપાયેલા શ્રેયસ્સાધકઅધિકારી વર્ગનું સર્વોત્તમ હિત કેમ કરીને સધાય, તથા વર્ગ અને વર્ગનું સેવાકાર્ય ગૂજરાત તથા પરપ્રાન્તોમાં પુણ્ય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી, કેન્દ્રની બહાર પ્રસારણ પામેલા વર્ગનો અણુએ અણુ – ખંડેખંડ – ગરવી ગૂજરાતની, અખિલ આર્યાવર્તની અણમોલી સેવા સાધી શકવાને શક્તિમાન્ થાય, એ અનુભવજ્ઞાની તેઓશ્રીના હૈયે હોંશ હતી. દેશની ધાર્મિક – આધ્યાત્મિક, અને તેના અંગે સામાજિક તથા કેટલેક અંશે આર્થિક – રાજનૈતિક સુધારણા કરી, વર્ગને ભારતભરમાં શ્રેષ્ઠ અને આદર્શ સંસ્થા તરીકે મહાન્ ગૌરવ અર્પવાનું સુવર્ણસ્થાન. શ્રી માસ્તર સાહેબના દિલાવર દિલમાં વસી ગયું હતું, અને એ સ્વપ્નને સાકાર કરવાના પ્રયત્નો, તેઓ અવિરતપણે કરતા જ રહ્યા હતા. તે માટે, સાધકો સમક્ષ અનેકવિધ કલ્યાણકારી

યોજનાઓ રજુ કરતા તથા તેને પૂર્ણપણે અમલી બન
શ્રમશીલ રહેતા. વળી દેશના જુદા જુદા પ્રાન્તોનું, તથા પરદે
ઉચ્ચ પ્રકારનું વાઙ્મય રાત્રિદિવસ અવલોકી, સાધકોને સમજ
સરળ અને અનુકૂળ પડે તે રીતે તેમાંથી નવનીત કાઢી પીરસ
' મહાકાલ ' વિગેરે માસિકોમાં, યુરોપીય તથા અમેરિકન સાહિ
વર્ગના વિદ્વાનોનો સરસ પરિચય હોવાનું પ્રતીત થાય
તે શ્રી માસ્તર સાહેબના પરિશ્રમને આભારી છે. આમ તેઓ
એક અદના અથાગ કાર્યકર હતા.

અધિકારી વર્ગ, આવશ્યક વ્યવહારકાર્યથી પૂરતો વ
કાઢવા તક મેળવી, નિશ્ચિંતતાથી અધ્યાત્મ વિષયના અધ્યયન
આચરણ ક્રમમાં કેવી રીતે ઉત્તરોત્તર ઉન્નતિ સાધે, તે બાબ
પ્રાગતિક વિચારો અને પ્રયોગોમાં, તેઓશ્રી પુષ્કળ પરિશ્રમ વે
અને તે કાર્યમાં તન્મય રહેવામાં, એમનો સેવાભાવ એટલો
એમને એમાં રત કરી દેતો કે તેઓ એક જીવંત યોગ જ
રહ્યા હતા, એમ સર્વને લાગ્યા કરતું.

योगः कर्मसु कौशलम्

—એ ગીતાની ઉક્તિ શ્રી વિશ્વવંદ્યના જીવનને બરાબર
બંધબેસતી હતી.

સૌજન્ય અને સમદૃષ્ટિપૂર્વક સર્વ તરફ વાત્સલ્ય દાખવવ
આચાર્યશ્રીની નીતિને અનુસરવામાં કુશળ શ્રી વિશ્વવંદ્ય વિષે, ર
સાધકો ઉચ્ચ પૂજ્યભાવ ધરાવે એ સ્વાભાવિક જ છે. સવ
હૃદય ઉપર તેમનું સ્થાન હોવાથી, સર્વનો સહકાર પ્રાપ્ત કરવ
તેઓશ્રીને વિશેષ શ્રમ કરવો પડતો નહિ. તેઓશ્રીએ રજુ ક
યોજના કે સવિશેષ પ્રસંગ – પ્રક્રિયા – કાર્યક્રમ માટે, – પછી

ામે તેટલો ખર્ચાળ હોય તો પણ – સાધકો આકાશ પાતાળ એક રતા, એ સર્વનો અનુભવ છે. એનું એક કારણ, શ્રી વિશ્વવંદના ાબળ વ્યક્તિત્વમાંથી પ્રકટ પામતી તેઓશ્રીની અસાધારણ ક્રેયાશક્તિ હતી. તેઓ કદિ કોઇને કાંઇ કરવાનું સીધું કથન કે ાાદેશ કરતા નહિ. અપ્રત્યક્ષ સૂચન અગર સ્વયં આચરણનું ઉદાહરણ જ સર્વને કાર્યસાધક ઉત્સાહપ્રેરક સંજીવની હતી.

તદુપરાંત તેઓની સિદ્ધિનો બીજો હેતુ તેમના સિદ્ધાન્તની વિશિષ્ટતા ાતી. ટૂંકમાં શ્રી નૃસિંહાચાર્યજીથી પ્રતિપાદિત સર્વ સિદ્ધાન્તોમાં ાેક શિરોમણિ સિદ્ધાન્તમાં તેઓ અનુપમ શ્રદ્ધા અને ઓતપ્રોતતા ધરાવતા હતા. તે, **શુદ્ધભાવના – સંકલ્પ – વિચારદ્વારા** **કાર્યસિદ્ધિ અને ઉન્નતિનો** સિદ્ધાન્ત. આ સિદ્ધાન્તની સમજુતી માટે તેમણે પરમાત્મા માટે ચિતિશક્તિ શબ્દનો પ્રયોગ કર્યો છે. ચિતિશક્તિ તે જ મનુષ્યનું સત્યપ્રેમરૂપ સ્વસ્વરૂપ, સમગ્ર જ્ઞાન, સામર્થ્ય અને સુખનો અગાધ સમુદ્ર. એ ચિતિશક્તિનો આશ્રય કરનાર તે સામર્થ્યાન્વિત થઇ ઇપ્સિત સર્વ અર્થને અવશ્ય સાધી શકે છે. આ રહસ્યને આચરણીય બનાવવા, તેમણે સયમપ્રધાન વિચારપ્રક્રિયાનો બોધ કર્યો અને શુદ્ધ વિચારયુક્ત વાતાવરણથી ઉન્નતિ કેવી રીતે સિદ્ધ થઇ શકે છે, તે તેઓશ્રીએ વિચાર અને આચાર ઉભયદ્વારા પ્રતિપાદન કરી બતાવ્યું.

આ મહાકાર્યની સફળતા માટે, વર્ગનો **અંતરંગ** આકાર ધારણ કરનારી કહી શકાય એવી કેટલીક વિશિષ્ટ પ્રવૃત્તિઓ, વર્ગવિકાસ તથા તે દ્વારા જનકલ્યાણના હેતુથી શરૂ કરી હતી. જેમાંની એક – બેનો અત્રે માત્ર ઉલ્લેખ જ કરીશું.

વર્ગમાં પ્રવેશેલા સર્વ સાધકો અંતરની ભિન્ન ભિન્ન

ભૂમિકા ઉપર હોય, પોતાને પ્રાપ્ત અધિકારમાં ક્રમશ આગળ વધવા તેઓએ વર્ગનો આશ્રય લીધો હોય છે. તેમાંથી, પ્રાણાન્તે પણ ધારણ કરેલા દૃઢ નિશ્ચય, અવિરત ઉત્સાહ અને પ્રયત્નપરાયણતાના ટેકનો ત્યાગ નહિ કરવાના સંકલ્પની પ્રતિજ્ઞાવાળા, ઉચ્ચ અધિકારાદિ વર્ગના વિવિધ વિશિષ્ટ લક્ષણોમાં અત્યંત આગળ વધેલા ( ચૂંટાયલા ) સાધક રત્નોનો,

(૧) ' શ્રીસિદ્ધેશ્વરસમાજ ' નામનો એક વર્ગાન્તર સમૂહ સ્થપાયો હતો. એ શાખાની પ્રવૃત્તિઓ પ્રકટ, બહિર્મુખ તથા પોતાના જ કલ્યાણ માટેની નસ્તાં, અખિલ વર્ગનું તથા સમસ્ત દેશનું અધિક વેગથી અદૃષ્ટ રીતે હિત કરનારી શાંત અને અંતર્મુખ પ્રવૃત્તિઓ તેમાં થતી હતી. શ્રી સિદ્ધેશ્વરસમાજની સ્થાપના જેમ વર્ગની સામાન્ય ભૂમિકાનું અતિક્રમણ કરનારા અગ્રણી અધિકારીઓ માટે હતી; તેમ અન્ય પક્ષે વર્ગની સાધારણ નિયમાવલિનું પણ પાલન કરવાને દુર્બળ, પણ પોતાનો વિકાસ સાધવાને આતુર એવા સજ્જનો માટે

(૨) ' અધ્યાત્મબલપોષકમંડળ ' રચાવ્યું હતું. ઉત્સાહ અને એકનિષ્ઠાપૂર્વક સૂચવેલા સાધનો અને સંયમશીલવૃત્તિના વેગવડે, પ્રેમમય અને કલ્યાણસાધક સામર્થ્યયુક્ત ભાવના આંદોલનકિરણોની પ્રેરણાની સહાયતા વડે, અદ્ભુત પ્રકારનું **સહકારી વિચારબલ** પ્રકટ કરવું, અને ધીમે ધીમે અભ્યંતર પ્રદેશમાં અભિગમનદ્વારા, સર્વ સુખ – આનંદસ્વરૂપ ચિતિશક્તિમાં અહર્નિશ જીવનનો પ્રયત્ન સિદ્ધ કરવો – એ આ મંડળના કાર્યક્રમનું પ્રયોજન હતું. સમર્થ સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીની સેવાસંનિધિથી અનુગ્રહને મેળવી, આ અધ્યાત્માંદોલનકળામાં સિદ્ધ સરખા બનેલા

શ્રી માસ્તર સાહેબ, 'સમાજ' અને 'મંડળ'ના પ્રત્યક્ષ પ્રેરક પોષક અને પ્રવર્ત્તકપ્રતિનિધિ હતા. ×

આ સર્વ કાંઇ નવીન હોવા બાબતનો તેમનો દાવો ન હતો. એ તો પૂર્વકાલીન મહાત્માઓની સિદ્ધિના ફલરૂપ હતું. પરંતુ સાંપ્રત સમય, વાતાવરણ અને વૈજ્ઞાનિક યુગપ્રવાહ, તે સિદ્ધાન્તોને નૂતન રીતે અને પ્રયોગપદ્ધતિથી આવિષ્કાર પામ્યા સિવાય સહેલાઇથી સ્વીકારી શકે તેમ ન હતો. તેથી જડવાદી પ્રગતિના મોહથી તણાઇ ગયેલા, કહેવાતા સુધારકોને તેમણે પ્રત્યક્ષ રીતે સિદ્ધ કરી બતાવવા પ્રયાસો આદર્યાં હતા, કે સાક્ષાત્ વિચારનાં આંદોલનોવડે દૂરના સ્થળોમાં સંદેશા તથા બળ પહોંચાડવાની વિદ્યા સાચી છે, અને અધિકારી વડે તે સંપૂર્ણ રીતે સિદ્ધ થવી સંભવિત છે. આ પ્રયોગો અનુભવમાં અને પ્રચારમાં મૂકવામાં તેમનો હેતુ, ભ્રામક ચમત્કારોમાં વધારો કરવાનો તથા તે દ્વારા પૂજા – પ્રતિષ્ઠા કમાવાનો કે છળકપટ યુક્તિભર્યાં પ્રપંચ પ્રસારવાનો ન હતો. પરંતુ

( ૧ ) વિચારની ઉન્નતિનું સામર્થ્ય સમજી, મનુષ્ય તેના ઉપયોગ અને પ્રયોગાત્મક અનુભવદ્વારા અંતઃકરણની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી પરિણામે સાચા સુખ – સામ્રાજ્યનો ભોક્તા થઇ શકે; અને

× આ અને આગળ સૂચન કરવામાં આવશે તેવી વર્ગની વિવિધ પ્રવૃત્તિઓના વિશેષ વૃત્તાન્ત માટે રચાયેલું વિપુલ સાહિત્ય અવલોકવા વાચકને વિનંતિ છે. અત્રે કહેવાની અગત્ય નથી કે આંદોલનવિદ્યાનો મુખ્ય આધાર વિચારોના અનુકૂળ – પ્રતિકૂળ સંબંધથી સધાતા હિતાહિતના વેદોક્ત સિદ્ધાન્ત પર રચાયેલ છે. અને તે હવે છેલ્લા પચાસેક વર્ષથી પાશ્ચાત્ય પ્રજાઓમાં વૈજ્ઞાનિક સાધનોની મદદથી ખેડાતી 'ટેલિપથી' નામની વિદ્યાના નામે સિદ્ધ – પ્રસિદ્ધ થતી જાય છે ।

( ૨ ) આધુનિક બુદ્ધિને બ્હેકાવે એવી, શાસ્ત્રપુરાણોમાં વર્ણવેલી સંતઋષિયોગીજનોની દૂરદર્શન – શ્રવણ, ભૂતભાવિના પ્રસંગોનું યથાવત્ ભાન, વિગેરે આશ્ચર્યજનક હકીકતો, સ્વાર્થી બ્રાહ્મણોનાં કાલ્પનિક અદ્ભુતરસકથાનક જેવાં " નૉનસેન્સ " અપ્પાં નથી, પરંતુ અનુભવપૂર્વક વર્ણવેલી વસ્તુસ્થિતિ છે.

એ સત્ય સિદ્ધાન્તોનું સમર્થન તથા તે દ્વારા પ્રાચીન આર્યસંસ્કૃતિના પ્રાણયોગનું સંરક્ષણ અને પ્રતિષ્ઠાપન કરવાનું તેમનું શુદ્ધ પ્રયોજન હતું. (પ્રાણાયામ – સંધ્યા – ધ્યાન – નિદિધ્યાસનાદિ) ચિત્તની એકાગ્રતાને સધાવનાર ક્રિયાઓને મિથ્યા સમયશક્તિનો ક્ષેપ કરનાર, દેશમાં રૂઢ થઇ ગયેલા વહેમો હોવાનું જણાવનારા પ્રતિ, શ્રી માસ્તર સાહેબનો પ્રયોગ પડકારરૂપ હતો, કે પ્રાચીન ગૌરવના એ સંસ્કૃતિ – શિખરો ઉપર આજે પણ સ્થિત થઇ શકાય છે, અને આંદોલનવિદ્યાનો અમૂલ્ય લાભ માણી શકાય છે. પાશ્ચાત્ય વિદ્વાનોના મતની મોરલીએ નાચનારાઓને, આ સંબંધમાં પાશ્ચાત્ય દેશમાંથી જ પુરાવા પૂરા પાડી આપવાનું તેમણે યોગ્ય ધાર્યું. પરદેશનાં પુષ્કળ પુસ્તકોનાં ઊંડા અભ્યાસ ઉપરાંત, પશ્ચિમની પ્રજા સાથે આંદોલનવિદ્યાના વાહન વડે, સમભાવપૂર્વક સંબંધ સાધ્યો. શાંતપણે વૃત્તિની એકાગ્રતા સાધી, વિચારનાં આંદોલનો દ્વારા વ્યાધિનિવારણ, સંદેશનિર્વહણ, તથા ઇતર પરોપકારી કાર્યક્રમો પાર પાડવામાં અપૂર્વ બળ ઉત્પન્ન કરવાના વિવિધ આશ્ચર્યકારક પ્રયોગો સફળતાપૂર્વક કરવામાં, જે જે પાશ્ચાત્ય વિદ્વાન્ પુરુષો નિમગ્ન હતા, તેઓનાં દષ્ટાંત, સમજુતી અને આધાર સહ તેમણે પૂરાં પાડ્યાં. તથા તે દ્વારા આર્યશાસ્ત્રોમાં અશ્રદ્ધાન્વિત મનુષ્યોનાં ચિત્તમાં, એક પ્રકારની શાસ્ત્રીય શાસ્ત્રદષ્ટિ ખીલવી. વર્ણના

તરંગમંડળના સાધકો વચ્ચે, આ પ્રયોગો સંપૂર્ણ સફળતાપૂર્વક
ા હતા; અને તેની સત્યતામાં પ્રયોગ જોનાર કે અનુભવનાર
ી કોઇને ય લેશ પણ સંશય રહેતો નહિ. *

આ પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચતાં, રસવિદ્યાવિષયક અન્વેષણ
લી ઊઠયું. રસવિદ્યા પ્રતિનો શ્રી માસ્તર સાહેબનો અનહદ પ્રેમ,
વાતી કિમિયાગીરી કે કાંચનમોહના ગર્તમાં નાંખનારી ભૌતિક
સનાવિષયક ન હતો. પરંતુ પાંચભૌતિકથી ય પર – સંજીવની – નું
ટન કરતી, રસસિદ્ધ મહાત્માઓએ પ્રાપ્ત કરેલી તથા તેમના
નુગ્રહ વડે જ પ્રકાશિત થઇ શકતી, અધ્યાત્મશક્તિની પોષક
સ્યમયી રસવિદ્યાના તેઓશ્રી સમર્થ ઉપાસક હતા.

આ રસવિદ્યા સંબંધમાં શ્રી વિશ્વવંદ્ય મહાત્માએ પોતાની
ાગિનીકુમારી' નવલકથામાં વિસ્તારથી સ્ફોટન કરેલું છે, - એટલે
ત્રે આટલા સૂચન માત્રથી સંતોષ માની, આપણે જણાવીશું
પરમાર્થપ્રવણ ગણાતી વર્ગની પ્રત્યેક પ્રવૃત્તિમાં, તેના અનન્ય
પરસાધકોએ તથા ઇતર સંભાવિત સજ્જનોએ અપૂર્વ અને અડગ
દ્ધા, દ્દઢતાભરી હિંમત તથા અવિકલ પ્રશાંત પ્રસન્ન ચિત્તવૃત્તિ દાખવી,
તાના ઇષ્ટગુરુ, તેની સંસ્થા તથા તેના પ્રતિનિધિ પૂજ્ય પુરુષ
। માસ્તર સાહેબ પ્રતિ પૂર્ણ ભક્તિભાવ પ્રતિષ્ઠિત કર્યો હતો. એ
ર્ં સિદ્ધિ, આચાર્યશ્રીની અનુકંપાથી અસ્તિત્વમાં આવેલા વર્ગની

* આજે પણ, થીયોસોફીસ્ટની આંગ્લ નીતિરીતિ પ્રમાણે ચાલતી
ી મેસોનીક હૉલ' 'ધી રાઉંન્ડ ટેબલ' તથા 'ધી મિસ્ટિક સ્ટાર',
ારવસમાજ્પૂલ' વિગેરે વિધિઓમાં, પ્રજાને રસ પડતો જણાય છે ને
રોક્ત અંતરંગમંડળના કાર્યક્રમોની નાની પ્રતિકૃતિ સમાન છે

મહત્તાનું અને વિશેષપણે શ્રી વિશ્વવંદ્યની સેવા – પ્રતિભાનું દ્યોતક છે, એમ કહેવામાં જરાપણ અવિહિત લાગતું નથી.

એ વિશ્વવંદ્ય પુરુષે, પોતાના સદ્દગુરુની પેઠે, પોતાના સ્થૂળ તનુના ત્યાગનો સંકેત પ્રથમથી પરોક્ષ વાણીમાં સૂચવ્યો હતો. સંવત ૧૯૬૮ ના માર્ગશીર્ષ કૃષ્ણ પક્ષની પંચમીએ પોતે પોતાના સ્વરૂપમાં સંસ્થિતિ કરી, તે તીથિના બરાબર સાત વર્ષ પહેલાંના "મહાકાલ"માં તેઓશ્રી સાધકોને સાવધાન કરે છેઃ

" આ આઠ વર્ષ સુધી તમે અમારા સંગી રહેશો " તથા " આઠ વર્ષ પછી જે ઘણો વિકટ સમય આવનાર છે " એવાં વચનો લખી, છેવટના ૧૯૬૭ના શ્રાવણ અંકમાં તેઓશ્રીએ સ્પષ્ટ જણાવ્યું કે,

" પ્રિય વાંચક ! આ મૃત્યુલોકને ત્યજીને હવે હું જાઉં છું...તમને ત્યજીને જતાં મારું તત્વનિષ્ઠ હૃદય પણ સંમોહથી વ્યાકુલ થાય છે...સંમોહને અને વ્યાકુળતાને સમાવવાં એ જ કર્તવ્ય છે...... "

શ્રી વિશ્વવંદ્ય તો એક સ્વતંત્ર ગ્રન્થનો વિષય છે. અત્રે આટલેથી જ સંતોષ માની, સ્વલ્પમાં જણાવીશું કે, તેમનું જીવન ભાવના, જ્ઞાન અને તપના સુંદર સંગમરૂપ પુણ્યતીર્થ હતું. તેમનામાં તપ, અક્રોધ, જ્ઞાન, અનાસક્તિ, ઇન્દ્રિયનિગ્રહ, નિરાશ્રયવૃત્તિ, એ પ્રધાન લક્ષણો હતાં. તેમનો સ્વભાવ સ્નેહાર્દ્ર, સામવૃત્તિવાળો, વીર નિસ્પૃહી, નિરહંકારી પણ આત્માભિમાની હતો. ધર્મ, ગુરુ અને ઇશ્વર વિષેની તેમની આસ્તિકતા અજોડ હતી. શ્રી નૃસિંહાચાર્યના દેહવિલય પછી, સર્વ

શ્રદ્ધાળુ સાધકો સમક્ષ તેમણે પોતાના ચરિત્રથી એ સાબિત કરી બતાવ્યું કે મહાપુરુષોનું મૃત્યુ એ કલ્પના છે. તેઓ સદા અમર છે.

શ્રી નૃસિંહાચાર્યજીના ચરણમાં તેમણે પોતાનું સર્વસ્વ – કલા, સ્વત્વ, કલમ અને જીવનશક્તિ પણ – અર્પણ કર્યું હતું. સમર્પણની સુગંધથી એમનું જીવન મઘમઘતું હતું. તેઓ એકનિષ્ઠ પ્રચંડ સેવામૂર્ત્તિ હતા. તેઓ સાચા સેવક અને અપૂર્વ કુશળ કર્તવ્યનિષ્ઠ હતા. તેમના પૂજ્ય 'બાપજી'ને (શ્રી નૃસિંહાચાર્યને) તો તેઓ આત્મજથી પણ વિશેષ હતા. શ્રી નૃસિંહાચાર્યજીના અંતઃકરણની ઊંડામાં ઊંડી વાત વિચાર કે વૃત્તિને તેઓ જ ઓળખી શકતા. તેઓશ્રી શ્રી નૃસિંહાચાર્યજીના સાચા સહૃદયી સુહૃદ્ અને શિષ્ય હતા, તે હકીકતની સાબિતી આપનારા અનેક પત્રો અને પ્રસંગો સંપ્રાપ્ત છે, પરંતુ અત્રે તેનું વર્ણન શક્ય નથી.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज** માં જણાવ્યા પ્રમાણે તેઓએ સાચા અર્થમાં શ્રી નૃસિંહશરણ લીધું હતું, અને અદ્વિતીય તાદાત્મ્ય સાધ્યું હતું. આત્મવિલોપનનો આદર્શ તેમનામાં જીવંત હતો. સદ્ગુરુમાં ઇશ્વરબુદ્ધિ સ્થાપવામાં શું ચમત્કૃતિ અનુભવાય છે, એ વિષયના તેઓ જીવંત દૃષ્ટાંત હતા.

એમણે ધાર્યું હોત તો અઢળક ધન, કીર્ત્તિ વગેરે પ્રાપ્ત કરી, દુન્યવી ઊંચી ઉજ્જ્વળ કારકીર્દી સિદ્ધ કરી શકયા હોત. કેવળ તેમની તેજસ્વી કલમના સામર્થ્યથી જ, તેઓ શબ્દોની અર્થસૂચક શેતરંજ પર માનવમેદનીને રમાડયા કરત. પરંતુ પાર્થિવ પ્રલોભનોથી પર રહેતું જીવન, સમર્થ જીવનસ્વામી શ્રી નૃસિંહાચાર્યજીના જીવનઆદેશ સાથે જ ઓતપ્રોત વણાઇ ગયું અને સાર્થક થયું.

એમનું સાક્ષરજીવન વિશેષ સમૃદ્ધ છે. આચાર્યશ્રીના અંકુશ નીચે તેમના સહવાસમાં વિકાસ પામેલી તેમની વિપુલ અને વિવિધ શક્તિઓ સંયમશીલ અને સત્ત્વશીલ જણાય છે. વિવિધ વિશાળ વાચનઅભ્યાસના રંગવાળું તેમનું સાહિત્ય સદા આચાર્યશ્રીના અધ્યાત્મતત્ત્વથી આરોપિત રહેલું છે. તેમાં તેમની ઊંડી સમજદાર સચોટ બનતી વિવેકબુદ્ધિનાં, સર્વના ઉર – ગર્ભના ઊંડાણનો તાગ તરત કાઢી શકતી તીવ્ર શક્તિનાં, અને જીવન જેવી શુદ્ધ સરળ છતાં ઓજસ્વી મધુર પણ ગૌરવભરી શૈલીનાં દર્શન થયા વિના રહેતાં નથી.

વર્ગના શ્રેષ્ઠ વિદ્વાન્ શ્રી વિશ્વવંદ્યની પરમ પાવન લેખિનીથી પીરસાયલું વિપુલ સાહિત્ય, *વર્ગના ઇતર સાહિત્યની જેમ, વર્ગના* સામયિકોમાં જ પ્રકટ થયેલું રહ્યું છે. ગ્રન્થસ્થ સ્વરૂપે તે સઘળું સત્વર પ્રકટ થાય તો વર્ગના સર્વાંગ ઇતિહાસના અભ્યાસીને સુગમતા થાય.

શ્રી માસ્તર સાહેબ તથા તેમના મિત્રોનું નિશ્ચાપૂર્ણ મંતવ્ય હતું કે લેખનાદિ તેઓની તમામ પ્રવૃત્તિઓનું નિર્વહણ શ્રીમન્નૃસિંહાચાર્યજી જ કરતા હતા. આ સમર્થ સાહિત્યકાર શિક્ષકે અણધારી પળોમાં કલમ પકડી હતી. વડોદરામાં, વાડી – માંડવી જેવા દૂરનાં સ્થળેથી નર્મગદ્ય, Royal History જેવા મોટા ગ્રન્થો ઊંચકી લાવવાને બદલે, વડોદરા વિદ્યાલયમાં (સ્ટેશન ઉપર) આવનારા તરુણ વિદ્યાર્થીઓ રોજના ચાલુ પાઠ કે તરજુમા પૂરતાં પાનાં ફાડી લાવતા. તે જોઇ, વ્યસનો તથા આંતરિક અને શારીરિક નબળાઇના નિશાન બનેલા વિદ્યાર્થીવર્ગમાંથી પ્રેરણા મેળવી, તેમણે "વિદ્યાર્થીનો સાચો મિત્ર" એ નામનું શરીરસ્વાસ્થ્યઆરોગ્યવિષયક અભ્યાસપૂર્ણ

પુસ્તક લખ્યું. તે સિવાય પણ, વર્ગના માસિકોમાં, તેમણે આરોગ્ય આહાર, વનસ્પતિ, વગેરે શાસ્ત્રનાં નિસર્ગ – જલોપચાર પ્રયોગાત્મક નિબંધો, અને લેખો સુંદર શૈલીમાં લખ્યા હત જેમાંનાં ઘણા તો ' સસ્તા સાહિત્ય ' તરફથી પ્રકટ થયેલા વેદ ગ્રન્થોમાં ઉધ્ધૃત થયેલા જોવામાં આવે છે. તેમણે આ સિવાય " દુગ્ધોપચાર ", " બંધકોશનો ઉપાય ", " બ્રહ્મચર્ય " " રોગ ટાળનાના ઉપાયો ", " પ્લેગથી બચવાનો કોઇ ઉપ નથી શું ! " વિગેરે પુસ્તિકાઓ, તથા " લોકપ્રિય લઘુલેખમાળા નામની સાહિત્યમાળા પ્રસિદ્ધ કરી. " ઇશ્વરની ભક્તિ મનુષ્યો શા સારૂ કરવી ? ", " મૂર્ત્તિપૂજાનું ખંડન કરનારા. મૂર્ત્તિપૂજા ખરા રહસ્યથી કેટલા અજ્ઞાન છે ? " વગેરે શાસ્ત્રીય વિષયો બુદ્ધિગમ્ય ચર્ચા કરતી તેમની નાની મોટી કૃતિઓ પણ પ્રકટ કરે છે. " ધનવાન્ થવાની અમોઘ કળા " અને " બાળકોને કેવી રે કેળવવાં " આ બે પુસ્તકો વ્યાવહારિક ઉન્નતિને સ્પર્શતાં-હોવા છત તેમાં પણ અધ્યાત્મનો સૂક્ષ્મ પ્રકાશ રેલેવો છે. શ્રેયરસાધકઅધિકારીવ સંબંધી પ્રકાશ પાડનારી તેમની એક નાની સરખી પુસ્તિકામ માહિતી ઉપરાંત, અનેકવિધ ધર્મતાત્ત્વિક શંકાઓનાં સમાધ કરવામાં આવેલાં છે. આધુનિક વિજ્ઞાન વડે સ્થપાતા સિદ્ધાન્તોને અદ્ભુ રીતે વાર્તાના સ્વરૂપમાં રજુ કરતી, "વિજ્ઞાનની રસિક વાર્તાઓ" અનોખા સર્જનમાં, સફળ વાર્તાકારના જ ની પણ તેમાં ચિત્તશાસ્ત્રના ગુંચવણભરેલા ગણાતા નીરસ પ્રશ્ને રસભરી સરળતાથી ગૂંથણી કરેલી હોવાથી, તેમાં શિક્ષક છોટાલાલ પણ દર્શન થાય છે. આ વૈજ્ઞાનિક વાતોનું વાચન મનુષ્ વિકાસ સાધવામાં બલવાન્ વેગ અને આશા સીંચે " મંગલપ્રેરિત સંદેશ અથવા દૂરદર્શક તરુનું અદ્ભુત પ્રકાશન "

શ્રી વિશ્વવંદ્યની સળંગ, સુંદર, અદ્દભુતરસપ્રધાન વાર્તા છે; તેમાં કેવળ કલ્પનાવિહાર નથી પણ ઉચ્ચ અધિકારયુક્ત અંતઃકરણના અનુભવ ઉપર ઘડાયેલો જીવનવૃતાન્ત છે, એ વાર્તાની વિલક્ષણતા વાંચ્યાથી જ સમજાય તેમ છે. શ્રી માસ્તર સાહેબના અધ્યક્ષપણા નીચે ચાલતા પૂર્વોક્ત ' અધ્યાત્મબલ પોષક મંડળ 'ની, સર્વોપરિ અધ્માત્મબલ પ્રાપ્ત કરવાની ક્રિયાત્મક રીતિ તથા ક્રમનું સુંદર સ્પષ્ટીકરણ કરનારી ' અધ્યાત્મબલપોષક ગ્રંથમાળા 'ની યોજના ઘડાઇ હતી. અને તેના પ્રથમ અક્ષ–ઉપક્રમ તરીકે " સહકારી વિચારબલ તથા અધ્યાત્મબલપોષક મંડળ "એ પુસ્તક, પ્રયોજક શ્રી વિશ્વવંદ્યની,જ લેખિતીનું પરિણામ છે. આચરણીય ક્રિયાત્મક સત્યોથી ભરપૂર, સરળ છતાં રહસ્યમય હોઇ, આ ગ્રન્થ આંતરસુખાદિને અર્પનાર અધ્યાત્મ ક્ષેત્રમાં સફલ માર્ગદર્શકરૂપ છે.

શ્રેયસ્સાધકવર્ગના સમર્થ વિદ્વાન શ્રી વિશ્વવંદ્યનો સર્વોપરિ ગદ્યગ્રન્થ, તેમની નવલકથા " યોગિનીકુમારી " ( બે ભાગમાં ) છે. જો તેના અંગોપાંગનું નિષ્પક્ષ સાહિત્યવિવેચકવર્ગ તરફથી સમીક્ષાકાર્ય થાય, તો નવલકથાઓની કુસેવા સંબંધના અને સાચી, સાત્વિક નવલકથાના આદર્શ સ્વરૂપ સંબંધના ઊહાપોહનો ઉકેલ આવી જાય.

' યોગિની 'માં અધ્યાત્મપ્રધાન ઉન્નતિનું કેન્દ્રિત ધ્યેય હોવા છતાં,અધ્યાત્મના અવધારણ રૂપ વ્યવહારના વિવિધ અંગોના વિકાસની રીતિનીતિ ઉપર, સરસ અને સરળ રીતે પ્રકાશ પાડવામાં આવ્યો છે. ગ્રન્થની શરૂઆતમાં વિલાયત જઇ ડૉક્ટર થઇ આવેલા વૈજ્ઞાનિક પદ્ધતિને પસંદ કરનાર પુરુષ સાથે, ગુરુભક્તિથી ઉન્નત સિદ્ધિની પ્રતિમા સમી **યોગિનીદેવીનો** સંબંધયોગ કરાવવામાં જ, લેખકે વિલક્ષણ અદ્દભુત

રસ વહાવ્યો છે. અપૂર્વ રસ સાથે વાચકની સર્વદેશીય ઉન્નતિમાં ઉપકારક એવા કર્તવ્યધર્મને તેમાં સ્પષ્ટ અને સચોટ રીતે દર્શાવેલા છે. સમાજની શ્રેયઃસિદ્ધિમાં સંયમનું સર્વોપરિ સ્થાન; અન્યોન્ય ભક્તિપ્રેમથી પૂર્ણ દંપતિધર્મમાં સમાયેલી વિશુદ્ધપૂર્ણતા; આહારવિહાર અને રજશુદ્ધિના ચુસ્ત સેવનવડે થતું પ્રજાનું પોષણ, ગર્ભધાન; પ્રજાની આબાદીનું રક્ષણ જેનાથી થાય છે તે ધર્મ બે પ્રકારનો, (૧) વર્ણાશ્રમનો પ્રવૃત્તિધર્મ અને (૨) યોગાદિનો નિવૃત્તિધર્મ, — પ્રજાને શાન્ત — શાન્ત ઉપાયનાં શિક્ષણ આપે છે; શુદ્ધ પ્રજ્ઞા અને પ્રતિભાના પ્રેરક શ્રી સદ્‌ગુરુનું ધર્મજ્ઞાનના દાતા તરીકેનું ઉચ્ચ સ્થાનઃ — વગેરે વગેરે જીવનને ઉન્નત કરનારા બોધક વિષયો — પ્રસંગો, આ નવલકથામાં, વિષયાંતર ન લાગે તેવી યુક્તિથી સરળ અને રસપૂર્ણ રીતે ગૂંથી, તેનું સમ્યગ્ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ ગ્રન્થો, ચિન્તનપ્રધાન, અને અસાધારણ બુદ્ધિવૈભવથી અધિકૃત હોવા છતાં, અતિશય ગંભીર અને અગમ્ય લાગતા નથી, એ જ એની કાર્યવિધાનની યોજના છે.

સૂચન ઉપરથી અનુમાન કરી શકાતા રસસિદ્ધ મહાત્માઓના સંસર્ગમાં આવી, તે ગૂઢ વિદ્યાના અધ્યાત્મ પ્રયોગોમાં લેખકે પ્રવેશ કર્યાનો ધ્વનિ સ્ફુરી ઊઠે છે. રસવિદ્યાશાસ્ત્રની ઉપપત્તિ નહિ સ્વીકારનારાની બુદ્ધિમાં પણ તેનો યોગ્ય પ્રમાણમાં સ્વીકાર થાય, એવી ઉત્તમ રીતે તેનું પ્રતિપાદન કરવા લેખકે પ્રયત્ન કર્યો છે.

શ્રી માસ્તર સાહેબનો તથા વર્ગના વિવિધ ગ્રન્થોની પેઠે 'યોગિની'નો અવતાર પણ સહેતુક છે. ગ્રન્થાધ્યયનથી અધિકારી સજ્જન પોતાની ગ્રહણશક્તિ પ્રમાણે તાત્પર્યબોધ કાઢે, એ સ્વાભાવિક છે. પરંતુ વિશેષતઃ, તેમાં શ્રી માસ્તર સાહેબના ઐહિક જીવનના મહત્ત્વના પ્રસંગોનું પ્રતિબિંબ અધિક અંશમાં પડેલું પ્રતીત થાય છે. એ દ્રષ્ટિએ આ ગ્રન્થો એક નહિ પણ અનેક જીવનચરિત્રોની ગરજ સારે છે. તેમાં આવતા પાત્રો, પ્રસંગો, સ્થળોની વિગત પણ, કેટલે બધે અંશે સાચી અને રહસ્યમય છે, તે અનુભવી જનો જ જાણે છે. રસસિદ્ધ ઋષિઓના શિરોમણિ શ્રી નૃસિંહાચાર્યનું આખુંય પાત્ર, નામ, રૂપ, આદિ તેની સર્વ ઉપાધિઓસહિત, લેખકે પોતાના સમર્થ રસસિદ્ધ યોગીશ્વર શ્રી નૃસિંહાચાર્યજીના જીવનમાંથી ઘડીને, પોતાના જીવનના ઉદ્ધારક સ્વામી સદ્ગુરુ પ્રતિનું પોતાનું ઋણ ફેડવા જાણે પ્રયત્ન કર્યો છે !

સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇના 'સરસ્વતીચંદ્ર' પછી ગુજરાતી સાહિત્યમાં કોઇ આદર્શ નવલકથાનું નામ સૂચવવાનું કહેવામાં આવે તો, કોઇ પણ તટસ્થ વાચક " યોગિનીકુમારી "નું નામ બોલતાં, સંકોચ ધરે નહિ. અલબત્ત, તેથી અન્ય શ્રેષ્ઠ નવલકથાકારોની સત્કૃતિઓ પ્રતિ, ઉપેક્ષાબુદ્ધિનો લેખકનો લેશ પણ ભાવ નથી. તુલનાત્મક અભ્યાસ કરનારે, સાથે સાથે એ ધ્યાનમાં રાખવું

જોઇએ કે શ્રીમાન્ માસ્તર સાહેબની ' યોગિનીકુમારી ' નવલકથા, શ્રી મુનશી – દેસાઇના નવલયુગમાં લખાઈ કે પ્રકટ થઇ નથી. છતાં જે દૃષ્ટિએ "સરસ્વતીચંદ્ર"ની સમીક્ષા શક્ય છે, તેટલી ઉદારતાથી ' યોગિનીકુમારી ' તરફ દૃષ્ટિ કરવા જેટલી ય વૃત્તિને પ્રેરવા કોઇ વિવેચકે હામ બીડી છે !...અસંત ઉત્સુકતા, રસ અને પ્રીતિ સહ વાચકોની સંખ્યા વધતી જવાથી, આ નવલકથાની અનેક આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ છે, તે પણ નોંધ કરવા યોગ્ય છે.

આ ઉપરાંત, શ્રી વિશ્વવંદ્યની પ્રતિભા અને પ્રસાદપૂર્ણ લેખિનીથી લખાયેલા, ભક્તિ, જ્ઞાન, ઉપદેશ, વૈરાગ્ય, સ્વાનુભવ વગેરેના ઉત્તમ વિચારપૂર્ણ, સુમધુર કીર્ત્તનો, પદો, ભજનોના સંગ્રહરૂપે " શ્રી સુધાસ્રોતસ્વિની "ના બે વિભાગ પ્રકટ થયેલા છે. " શ્રી સુધાસ્રોતસ્વિની " ની જેમ શ્રી નૃસિંહાચાર્યજીના જ્યેષ્ઠ પુત્ર શ્રી ઉપેન્દ્રભગવાનનાં કાવ્યો " શ્રી ઉપેન્દ્રગિરામૃત "ના બે ભાગમાં પ્રસિદ્ધ છે. આ બન્ને કવિઓનાં કાવ્યો, તેઓનાં ગુરુ શ્રી નૃસિંહાચાર્યજીનાં કાવ્યોથી માત્ર સ્વરૂપની અપેક્ષાએ, કેટલોક ભેદ પ્રતીત કરાવે છે. તેમાંય, શ્રી વિશ્વવંદ્યની પદરચના તો શ્રી નૃસિંહાચાર્ય અને શ્રી ઉપેન્દ્રભગવાનનાં પદસ્વરૂપની સાંકળી રૂપ છે. તેમાં ૧૯ અને ૨૦ મી સદીના બન્ને પ્રકારનાં કાવ્યલક્ષણો આકારનઃ દૃષ્ટિયા દેખા દે છે. અન્તર્ગત બોધ અને સૂર તો ધર્મતત્ત્વનો સમાન જ છે. માત્ર દેહઘાટ કેટલેક અંશે જુદા પડે છે. પ્રચલિત થયેલા લોકકંઠે ચઢી ચૂકેલા સૂરના આકારો અને પાછળના નાટકી લયઢાળો, શ્રી નૃસિંહાચાર્ય કરતાં બીજા બે કવિઓનાં કાવ્યોમાં સવિશેષ પ્રચુરતાથી જણાય છે. શ્રી ઉપેન્દ્રભગવાનના તત્ત્વબોધે તો અતિ આધુનિક ચલચિત્રોના સંગીતને પણ પોતાનું શરીર સોંપ્યું છે.

'શ્રી સુધાસ્રોતસ્વિની'નાં પદોમાં સ્વાભાવિકતા, ભાષાની સાદાઇ અને કથનનું સચોટપણું, ઉપરાંત અનુભવની સચ્ચાઇ ધ્યાનપાત્ર છે. તેમાં સદ્ગુરુ શ્રી નૃસિંહાચાર્યના જીવન અને સંબંધ પર પ્રકાશ પાડનારાં અનેક પદો છે, જેનો ઉન્નત પ્રભાવ વાચકના ચિત્ત ઉપર પડયા વિના રહેતો નથી. આ કાવ્યગ્રન્થોનું અવલોકન તો કોઇ સ્વતંત્ર પુસ્તકમાં જ થઇ શકે; માટે અત્રે આટલો નામનિર્દેશ કરીને જ સંતોષ માન્યો છે.



## પ્રકરણ ૧૧ મું  વર્ગની પ્રવૃત્તિઓ અને સાહિત્યસેવા

શ્રીમાન્ વિશ્વવંદ્યના આટલા પરિચય પછી, વર્ગ વિષે વિશેષ વિસ્તાર કરવાનો ન હોય. શ્રી નૃસિંહાચાર્યજીની પ્રત્યક્ષ તથા પરોક્ષ સાંસ્કારિક અસર નીચે જ શ્રેયસ્સાધકવર્ગનું વૃક્ષ ફાલ્યું ફૂલ્યું અને ફલિત થયું. તેથી વર્ગની વિવિધ પ્રવૃત્તિઓ, મંતવ્યો અને વર્ગની પ્રેરણાથી પુષ્ટ બનેલી સેવાગામી કેટલીક વ્યક્તિઓ વિષે, ટૂંકી રૂપરેખા અત્રે આપવી યોગ્ય લાગે છે.

એક જ વાક્યમાં કહીએ તો આ સંસ્થાના સર્વ સિદ્ધાન્તો તથા નિશ્ચયો, સનાતન વેદધર્મને અનુસરનારા છે; આથી બ્રહ્મ, માયા, જગત્, ઇશ્વર, વિવિધ માર્ગો વિગેરે વિષે તેના વિચારો શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત અને આનુષંગિક હોય એ સ્વાભાવિક છે. તેનું વિસ્તૃત વિવરણ અત્રે ન કરતા, જિજ્ઞાસુને તે માટે, વર્ગના અગાધ સાહિત્યસમુદ્રમાં પ્રેમપૂર્વક ડૂબકી મારવા વિનંતિ છે. વર્ગથી સધાતાં સર્વ સાધનોમાં સંયમ અને સદ્દવિચારને સર્વોપરી સ્થાન આપેલું છે. આત્માભિમુખ ઐકાગ્રતાને સધાવનાર એ સાધનો, વર્ગના સાધકો, પોતાના નિયામક અને ઇષ્ટ શ્રીસદ્દગુરુને આશ્રયે રહીને સાધે છે; અને પરિણામે શુદ્ધ સદાચરણના નિયમિત પાલનદ્વારા, સર્વસુખના નિધિ ' ચિતિસ્વરૂપ 'ને પામવાનું પ્રયોજન તેઓનાં ધ્યેયરૂપે છે.

વર્ગમાં, તમામ પ્રકારના જિજ્ઞાસુઓને કોઇ પણ ભેદ વિના

દાખલ કરી, સર્વના અંતઃકરણના અધિકારાનુસાર ઉન્નતિના સાધનો પ્રબોધવામાં આવે છે. માત્ર વર્ણાશ્રમના નિયમના યથેચ્છ પાલન પરત્વે આગ્રહ રાખવામાં આવે છે. આમ, વર્ગમાં વિવિધતા છતાં, આ પ્રકારની ઉદારતા, ઐકતા અને સહકાર્યનું દૃષ્ટાંત અપૂર્વ છે. નૈસર્ગિક જાતિબંધારણની વિશાળ યોજનાને સ્વીકારતા વર્ગના વિવિધ વિષયો પરના વિચારો, અતિ ઉદ્દામ કે સાવ જડ પૂર્વગ્રહવાળા નથી. પરંતુ પ્રજાની સાચી ઉન્નતિના માર્ગદર્શક અને શાસ્ત્રીય છે. દા. ત. વર્ગ એમ માને છે કે પ્રજાને ધર્મમાં પ્રેરનાર સમર્થ નેતૃવર્ગદ્વારા, પ્રજાને કલ્યાણકારક આચારોમાં દેશકાળને અનુસરીને ઉચિત ફેરફાર થવા જોઈએ. પ્રજાના તન – મનની શક્તિસ્થિતિના પરિવર્તન સાથે, તેમને દોરવનાર નિયમાવલિની સ્મૃતિઓ પણ યોગ્ય કાળે યોગ્ય ફેરફાર સ્વીકારે છે, એમાં કાંઈ અધર્મ કે આશ્ચર્યકારક નથી. માત્ર ( ક્રાન્તિ ) ફેરફારનું સ્વરૂપ ઘડનારી યોજના, અનાચાર, અધર્મ, વાસનાવિકાર વિગેરેના પોષણની તરફેણમાં રહી આધ્યાત્મિક જીવનની ઉપકારકતાનો નાશ કરવામાં અને પ્રજાને હિત કરતાં હાનિ અધિક અંશમાં અર્પવામાં, સહાયભૂત ન થાય, એટલી મર્યાદા વિશુદ્ધિ માટે હોવી જોઈએ. આથી જ વર્ગે, પુરાતન સંસ્કૃતિમાં શાસ્ત્ર – વિચાર અનુભવાદિ વડે જે પ્રમાણરૂપ છે તેના તરફ જે માનદૃષ્ટિ કેળવી છે, તેવી જ સમભાવયુક્ત પ્રેમદૃષ્ટિ, નૂતનમાં પણ ( પાશ્ચાત્ય નૂતનમાં પણ ) જે કાંઈ સદ્અંશો હોય તે પ્રતિ કેળવવામાં, વર્ગે સમન્વયકારક વલણ દાખવ્યું છે.

આ વર્ગમાં પ્રવેશેલા સાધકો સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે એટલું જ નહિ પણ વિચાર અને અનુભવ દ્વારા પોતાને પ્રાપ્ત સ્વતંત્રતાનું ભાન જાગ્રત્ કરી, તેનો યથોચિત ઉપયોગ કરતાં શીખે

છે. શરીરથી ગુરુસેવા કરવી, કે સાધકની સામાન્ય બુદ્ધિ સ્વીકાર ન કરે તો પણ વર્ગના કે આચાર્યશ્રીના વિચારો માની લેવા, – એવી સીધી કે આડકતરી રીતની અસરો અહીં જોવામાં આવતી નથી. વર્ગના સિદ્ધાન્તો, ઉપદેશો, ઉદ્દેશો વિગેરે ઉપર સર્વ રીતે તર્ક – ચર્ચા કરી પરીક્ષા કે આચરણદ્વારા કસીને, પરિણામે કલ્યાણકારક જણાય તો જ તેને ગ્રહણ કરવા, બૌદ્ધિક ગુલામીમાંથી દૂર રહેવા, વર્ગે પ્રથમથી જ ચેતવણી આપેલી છે. માસિક કે વાર્ષિક વેતન, પુરસ્કાર કે ગુરુચરણમાં ભેટ વગેરેની ફરજિયાત આવશ્યકતા વર્ગ તરફથી ઉપસ્થિત કરેલી નથી.

દા. ત. ઉત્સવ પ્રસંગોએ આચાર્યશ્રીના ચરણમાં – સ્વખુશીથી, કોણે કેટલો ઉપહાર ધર્યો તે તે વ્યક્તિ સિવાય કોઈ જ જાણતું નથી, એટલું જ નહિ પણ બીજા કોઇને તે જાણવાની ઇચ્છાસરખી થતી નથી. ચોપડા તો રાખવામાં જ કયાંથી આવે ! આ અપૂર્વ નિઃસ્પૃહતા અને આર્થિક વિશુદ્ધિ વર્ગનું એક પરમ ભૂષણ છે.

માત્ર, વર્ગના સાધકોના આચરણ અને આધ્યાત્મિક ઉન્નતિના તેમના તરફથી કરાતા પ્રયાસો સંબંધમાં, વર્ગ તરફથી ઉપદેશ – તે પણ પરોક્ષ સૂચન સ્વરૂપમાં – કરવામાં આવે છે, તેટલી સ્વલ્પ સત્તા સાધકની ઉન્નતિ સાધવાના શુભ હેતુથી જ ચલાવવામાં આવે છે, તે વિચાર કરતાં સમજાશે કે તે અનિવાર્ય છે, અને સાધકની સ્વતંત્રતાની સંરક્ષક છે. શ્રી માસ્તર સાહેબ વર્ગ તરફથી એક સ્થળે સ્પષ્ટ નિવેદન કરે છે કે:

" અમારી સંસ્થામાં પ્રવેશવાથી કોઇ પણ મનુષ્ય ગુલામ કે કેદી થતું નથી, પણ અનાદિ કાળથી વળગેલી આ જીવત્વની ગુલામી, અને જન્મમરણરૂપ કારાગૃહની કેદમાંથી શી રીતે છૂટવું,

તેજ અત્ર પ્રબોધાય છે...અમારા સંબંધમાં આવનાર સર્વેને નિરંતર શિષ્યપદમાં રાખી રહેવા અમે ઇચ્છતા નથી, પરંતુ તેમના કલ્યાણનાં સાધનોનો તેમને બોધ કરી, તે તેમની પાસે પ્રેમથી સધાવી, તેમના પોતાના ગુરૂપદનો અથવા બ્રહ્મપદનો તેમને પોતાને અનુભવ કરાવવાનો પ્રયત્ન કરીએ છીએ. અમે પોતે ઊંચા છીએ અને શિષ્યો નીચા છે, અમે તેમના ઉપર સત્તા ભોગવવાને નિર્માણ થયા છીએ, અને તેઓ અમારી સેવા ઉઠાવવાને સ્રજાયા છે, એવા અજ્ઞાનના વિચારને એક ક્ષણભર પણ અમે અમારા અંતઃકરણમાં પ્રવેશવા દેતા નથી; પણ ઉપાધિથી ભેદ છતાં, વિશ્વનાં સર્વ પ્રાણી સ્વરૂપે સરખાં છે, એવો અમારો નિશ્ચય છે. "

ઉપરોક્ત સ્વાતંત્ર્યના આદર્શને વર્ગના આચાર્યો અને અગ્રણી પુરુષોએ પૂર્ણ રીતે અમલી બનાવ્યો હતો, એ વાતની આજે પણ અનુભવી સાધકો સાક્ષી પૂરે છે. આ વર્ગ એક અધ્યાત્મમંદિર છે. તે, શ્રેયસ્‌ને સાધવાની, જીવનમુક્તિના સાચા સ્વાતંત્ર્યસુખને જાણવાની, આત્મોદ્ધાર દ્વારા સર્વોદય કરવાની દિશામાં યોગ્ય સાધન – પ્રયાસો કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુ સજ્જનોનો આશ્રમ છે. સાક્ષાત્ સદ્‌ગુરૂના જીવનચરિત્ર – બોધની પવિત્ર સન્નિધિમાં રહીને, વિચાર તથા આચારની વિશુદ્ધિમાં વાસ કરવાનું, જ્ઞાન અને અભ્યાસનું આ મંગલ ગુરુકુલ છે. શ્રી નૃસિંહાચાર્ય અને અનુયાયી આચાર્ય – અગ્રણીઓ, સર્વ શુદ્ધ તત્ત્વોનો સંગ્રહ કરનાર હોઇ, વર્ગની વ્યાપક 'સર્વ ભદ્રગ્રાહી વૃત્તિથી જ અનેક વિદ્વાનો અને શિક્ષિત માણસો તેમાં આકર્ષાયા અને શિષ્યો – સેવકો થઇ રહ્યા. આથી વર્ગમાં વર્ગીયતાની સંકુચિતતા ન હતી, અમુક જ વર્ણ, વિચાર, 'ધર્મ', કોમ, મત કે માર્ગની મર્યાદા ન હતી. તેને

વ્યાસપીઠ તથા અવકાશક્ષમતા અતિ વિસ્તૃત હતી. ઇતર સંસ્થાઓના સદસ્યો પણ, વર્ગના મંચ ઉપર સ્વતંત્ર પ્રવચનની છૂટ માણતા, શીખ, શૈવ, બૌદ્ધ, વૈષ્ણવ, કે અનાર્ય આદિ કોઇપણ બંધુભગિની, વર્ગમાં ભળતાં, પોતાની ધર્મવિશિષ્ટતા ન વિસારતાં, સ્વધર્મને વિશેષ શ્રદ્ધા અને સમજભરી રીતે વળગી રહેવાની દૃઢતા પામતા. એ આ વર્ગના ઔદાર્યનું ઉદાહરણ છે. આંગ્લ શિક્ષણના પ્રતાપે પાશ્ચાત્ય પ્રજાને શેરડે સરકી પડનારા, પાશ્ચાત્ય સિવાયનું સઘળું અનિષ્ટ અને વ્યર્થ હોવા બાબતના ભ્રામક નિર્ણયોમાં ફસાઇ પડેલા, તથા મિથ્યા જ્ઞાનના વધી પડેલા પ્રચારના પ્રવાહમાં ઘસડાઇ ગયેલા, અનેક તેજસ્વી બુદ્ધિના યુવાન વિદ્યાર્થીઓને, આ વર્ગે યુક્તિ અને બુદ્ધિપુરઃસર પાછા વાળ્યા તથા સત્ય શું છે તે સમજાવી, તેમને યથાર્થ સ્થિતિમાં દૃઢતાપૂર્વક સ્થાપ્યા.

વડોદરા કોલેજના સંસ્કૃતના પ્રોફેસર **શ્રી ગોવિન્દલાલ ભટ્ટ** લખે છે કેઃ

(શ્રી નૃસિંહાચાર્યના) આચાર્યશ્રીના યોગ પ્રવાહથી, સૌમ્ય મૂર્તિથી, યોગ્ય ઉપદેશથી અને ઉપદેશાનુસારી જીવનપદ્ધતિથી બધા ય વર્ગના માણસો આકર્ષાયા. લોકોની ધર્મવિષયક તૃષા આચાર્યશ્રીના સમાગમમાં આવવાથી તૃપ્ત થવા લાગી, લોચનો ઊઘડવા લાગ્યાં. જડવાદની છાયા દૂર થવા લાગી, પ્રાચીન આર્યસંસ્કૃતિનાં કિરણો ઊગવા લાગ્યાં, પ્રેયોમાર્ગમાંથી શ્રેયોમાર્ગમાં પ્રયાણ થવા લાગ્યું. **અર્થાત્ આચાર્યશ્રીના સમાગમમાં જેટલા મનુષ્યો આવ્યા તેટલાઓના જીવનનો પલટો થયો, તેઓ ખરેખર દ્વિજ જ થયા.**

આ સર્વ સફળતાના કારણોમાં, વર્ગના મહાન્ પુરુષોની

મહત્તા ઉપરાંત, સાચી ગુણપૂજા, જ્ઞાનબુદ્ધિગૌરવ, આચારવિચારની શુદ્ધિ – સરળતા, જગદ્ વ્યવહારની ગૌણતાપૂર્વકની પરમાર્થપ્રધાનતા, સમદર્શી સુહૃદભાવ, વિશ્વબંધુત્વના અમલ માટે સર્વના કલ્યાણની ભાવના – એ વર્ગનાં મુખ્ય લક્ષણો, તથા વર્ગમાં રહેલી સ્વાર્થ, કીર્ત્તિ, ધંધાવ્યવહાર, પાંથિક મર્યાદા વિગેરેના અભાવપૂર્વકની નિર્વ્યાજ નિર્મલતા છે. એમ કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી. *તેથી જ ટૂંક સમયમાં જ વર્ગની વ્યાપ્તિ, સમસ્ત ગૂજરાત* કાઠિયાવાડ અને તે બહાર દક્ષિણ હિન્દ, બંગાલ, સિંધ વિગેરે વિવિધ ભાગો સુધી થતાં, વિચારશીલ, વિદ્વાન, પવિત્ર આચારવિચારનાં સદ્ધર્મપરાયણ સ્ત્રી પુરુષોનો, અનેક નાના મોટા વિદ્યાર્થીઓનો, સાધકોનો સદ્‌વિદ્યાવિશારદ, સત્શાસ્ત્રરસજ્ઞ સાહિત્યકારો અને કલાવિદોનો, પંડિતપુરાણીઓ અને ક્રિયાત્મક ધ્યાનયોગમાં પ્રવીણ મનુષ્યોનો સમૂહ, આ વર્ગમાં કેન્દ્રિત થયો હતો.

સાધકોમાં ભાવ, જ્ઞાન અને કર્ત્તવ્યદીપની જ્યોત સદા જ્વલંત રહે, એ હેતુથી વર્ગ તરફથી ઉત્સવોની યોજના રાખેલી છે. દેશના વિવિધ ભાગમાં એક બીજાથી દૂર રહીને ઉન્નતિ સાધતા સાધકો, ઉત્સવો વખતે વર્ષમાં ત્રણ ચાર વખત એકત્ર થાય છે. પૃથક્ પૃથક્ સાધનપ્રયાસોથી થતી કર્ત્તવ્યસિદ્ધિ કરતાં, એક જ વિચાર અને સિદ્ધાન્તનો સાધકસમુદાય મૂળ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને, અસંત ઉત્સાહ, અપૂર્વ પ્રેમ અને ઐકાગ્રતાપૂર્વક જે કાર્યસિદ્ધિને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે, તેમાં ફલના પ્રકાર – પ્રમાણમાં મોટો ભેદ હોય છે. આ સામુદાયિક સિદ્ધિના ઉદ્દેશથી, વર્ગના વિવિધ ઉત્સવો, આજ પર્યંત, સુંદર વિકસિત

સ્વરૂપમાં અને પ્રશસ્ય પ્રકારે પાલન કરાતા આવ્યા છે. આ વર્ગના ઉત્સવોની વિશિષ્ટતા અને ઉપયોગિતા સંબંધી, સ્વતંત્ર નિબંધની અપેક્ષા કરી શકાય તેમ છે. તો પણ, ટૂંકામાં આવા વ્યવસ્થિત શિસ્તથી ઉજવાતા ઉત્સવોમાં સહકાર્ય – સંગઠન તથા વિશ્વબંધુત્વની ભાવનાને સારું પોષણ મળે છે, એમ કોઇ પણ પ્રકારના ઉત્સવના અનુભવીઓનો અભિપ્રાય હોય છે.

આ ઉત્સવોના એક બે કે સાત યા અધિક દિવસોના વ્રતપાલનમાં માત્ર માનપાન કે પરસ્પર આનંદના કાર્યક્રમમાં જ સમાપ્તિ થતી નથી; પરંતુ નિત્યના જીવનના જગવ્યવહારયુકત ધમાલિયા વ્યવસાયમાંથી આ ઉત્સવ જેટલો સમય, શમદમાદિ સંયમની શુદ્ધ ક્રિયાઓ અને શુદ્ધ વિચારોને સવિશેષ આગ્રહ અને સાવધાનતાપૂર્વક સેવી, અંતઃકરણની બને તેટલી ઊંચી સ્થિતિ સાધી લેવાના સાચા પ્રયત્નોમાં ગાળવામાં આવે છે. માનવજીવન કોઇ સદ્દવસ્તુના આવિષ્કાર વડે ખીલી, વિકાસ દ્વારા પૂર્ણ સ્થિતિ પામી, સર્વોત્તમ જીવનના અનુભવ માટે પ્રેરણા અર્પી શકે, એ હેતુથી આધ્યાત્મિક સંસ્કારોની જ્યાં રેલંછેલ ઊડતી હોય તેવા આધ્યાત્મિક પ્રસંગો – ઉત્સવો – ની યોજના કરવામાં આવેલી છે.

શરૂઆતમાં વર્ગ તરફથી આવા ત્રણ જાહેર ઉત્સવો ઉજવાતા. તેમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીના જન્મદિવસનો કાર્તિક કૃષ્ણ ચતુર્દશીએ, અને બીજો શાસ્ત્રોકત ગુરુપૂર્ણિમાનો – આષાઢ શુકલ પૂર્ણિમાએ. બન્ને ઉત્સવો વડોદરા શ્રી નૃસિંહાશ્રમમાં પ્રશસ્ય વિધિનિયમાનુસાર પ્રતિપાલન કરવામાં આવતા. તેમાં વિવિધ ગામપ્રાંતોથી સેંકડો સ્ત્રી પુરુષો રસપૂર્વક ભાગ લેતા.

આનંદોત્સવના કાર્યક્રમની શરૂઆત પ્રભાતના મંગલવિધિથી

થઇ, સર્વે ભજન, કીર્ત્તન, શ્રીસદ્ગુરુપૂજન, વગેરે સત્ક્રિયામાં સવારનો સમય ગાળતા. પછી થતા વ્યાખ્યાનોમા ભાગ લેવો એ એ કોઇ અપૂર્વ વિદ્યાવારિધિમા અવગાહન કરવાનો અવસર પ્રાપ્ત થયા બરાબર છે. પ્રત્યેક પ્રસંગે, જૂદા જૂદા વ્યાખ્યાતાઓની વ્યાખ્યાનશ્રેણિઓ પ્રગૂઢ વિચારતત્ત્વથી ભરેલી અને અર્થતાત્પર્યથી અત્યુત્તમ હોવા ઉપરાંત મનોહર સુભગ શૈલીમા, કૌશલ્યપૂર્વક પ્રસરણ પામતી વાગ્ધારા શ્રોતાસમૂહને પ્રસન્નતાના પરમોદધિમાં મત્સ્ય સમાન મગ્ન કરી દેતી હોવાનો અનેકને અનુભવ થયેલો છે વર્ગના પૂજ્ય આચાર્યો, શ્રી માસ્તર સાહેબ, શ્રી નગીનદાસ સંઘવી, પ્રોફેસર શ્રી જેઠાલાલ કણિયા, શ્રી નગીનદાસ મહેતા, શ્રી નર્મદાશંકર મહેતા, શ્રી મણિશંકર ભટ્ટ, શ્રી કૌશિકરામ મહેતા, શ્રી હરદત્ત શાસ્ત્રી, શ્રી જમનાદાસ મહેતા, વગેરે સાધકરત્નોના વિદ્વત્તાપ્રચુર વિવિધ પ્રવચનો સુંદર યુક્તિ અને પ્રમાણથી પુષ્ટ થતા. તથા તેમા આવતી તર્કશ્રુંખલા, પ્રમાણ અને ઉચિત દૃષ્ટાન્તોથી પ્રકૃષ્ટ બનતી ચર્ચાથી, વિદ્વાન્ પુરુષોના હૃદયો પ્રસન્ન પ્રસન્ન થઇ જતા. વિષયની ગંભીરતા, વિચારોના પ્રતિપાદનમાં શાસ્ત્રીય સૂક્ષ્મતા હોવા છતા, વ્યાખ્યાતાની રસિકતાયુક્ત પ્રતિભાપ્રેરિત વિનોદવાણીની હળવી અસર, તદુપરાંત ઉચ્ચ અધિકારયુકત માનસની ઊંડી વૃત્તિમાથી ઉદ્ભવ પામી વાયુમંડળમા સૌરભસમી પ્રસારણ પામતી તત્ત્વવિચારણા ગૂજરાતમા – ગૂજરાતના સાહિત્ય – ઇતિહાસમા આ સઘળી સમૃદ્ધિની વિરલતા નિર્વિવાદ છે. વિશેષત વક્તાઓની વિશિષ્ટતા એકબીજાથી કોઇને કોઇ અંશમા ચઢિયાતી રહેતી, અને એકબીજામા ન હોય કે ઓછુ હોય એવુ તત્ત્વ ધારણ કરતી દેખાતી. ભારે ભાષામા વહન કરતી ઊંચી ગણાતી ચિંતન કંડિકાઓ

પણ શ્રોતાવર્ગને રસિકતામુગ્ધ કર્યા વિના રહેતી નહિ. આજે તો તે પૈકી માત્ર સાધકરત્ન વ્યાખ્યાનવિશારદ શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાની વૈખરીધારાને ઝીલી શકવાની સુલભતા પ્રાપ્ત છે. (તે સુલભતા પુણ્યોપુષ્પ પ્રાપ્ત કરે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે). વ્યાખ્યાનો પછી પંક્તિભોજનમાં, ભાવપ્રધાન સંસ્કૃત શ્લોકોનું સ્વરાંદોલિત મધુરરસનું પાન, રુચિકર અને રસના કાર્યને ઉપકારક થઇ પડે છે. કલાકેકની સાત્ત્વિક નિવૃત્તિ પછી, સચ્ચિંતનમાં અને સમૂહચર્યામાં સાધકો પોતાના સમયનો સદ્‌વ્યય કરે છે. આ પ્રસંગે, પૃચ્છકોની શંકાનાં સમાધાન તથા જિજ્ઞાસાની તૃપ્તિ કરવામાં આવે છે.

રાત્રિના કાર્યક્રમમાં મુખ્ય વસ્તુ સમૂહકીર્તન છે. તેમાં સંઘકાર્ય – સમુદાયસંગીતનો આનંદ સારી રીતે માણવાનો અવસર મળે છે. મધ્યમાં શ્રી ગુરુદેવ અને આજુબાજુ ચૂંટેલા – જેને ગાવાગવડાવવા માટે સંગીતસુલભ કીર્તનકુશળતાભર્યો અભ્યાસ અને કંઠ પરનો કાબુ છે – એવા સદ્દઇચ્છાથી વિવિધ વાદ્ય, મંજીરા, તંબુરો કીરતાલ વિગેરેથી વિભૂષિત સાધકોથી વિંટળાયેલું સંસ્કારી વૃંદ. મધ્યમાં બિરાજી, વર્ગની બે શ્રેણિ વ્યવસ્થિત રીતે ગોઠવાઇ જઇ, સામુદાયિક કીર્તનનો જે આનંદ માણે છે, – તે સમયનું સુભગ દૃશ્ય અને સર્વત્ર પ્રસરતા પવિત્ર માધુર્યનો પરિચય જેણે અનુભવ્યો છે તેઓ, કદિ આવા કાર્યક્રમોની ઉપયોગિતા બાબત પ્રશંસાયુક્ત વચનો કાઢયા વિના નહિ રહે આ સંગીતમાં, અધ્યાત્મભાવ, ભક્તિ, પ્રેમ, એકતા અને પરમસુખાનુભવજન્ય શાન્તિના પાવન વાતાવરણમાં, સાધકો અને ભાવકોનાં અંતઃકરણ નિમગ્ન થઇ જાય છે. આ કીર્તનવૃન્દના મહાઆનંદમાં, આધ્યાત્મિકતા ઉપરાંત બીજું

મહત્ત્વનું કારણ એ છે કે, તેમાં ગવાતાં પદો, કીર્ત્તનો વિગેરે દરેક પ્રસંગે નવાં જ રચાયલાં હોય છે. રાગ, લય, ઢાળ – પ્રત્યેક બાબતમાં – કાંઇ ને કાંઇ નૂતનતા પ્રેરક આકર્ષણ હોવાથી, નીરસતાના અંશ માત્રને પણ પ્રવેશવાને કોઇ તક પ્રાપ્ત થતી નથી. ઉત્સવ નિમિત્તનાં કીર્ત્તનો, વ્યાખ્યાનાદિ લેખો "સદ્‌પદેશશ્રેણી" નામક સ્વતંત્ર પુસ્તકાકારે પ્રકટ કરવામાં આવતાં; આવી તત્ત્વ – સાહિત્ય – શ્રેણીઓ અત્યાર સુધી ૯૨ ઉપરાંત પ્રસિદ્ધ થઇ છે. તેમાં ગદ્ય અને પદ્ય બે વિભાગ હોઇ, ઉત્સવોને દિવસે, વિદ્વાન્ સાધકોએ સમગ્ર વર્ગ સમક્ષ કરેલાં વ્યાખ્યાનો, અને સ્ત્રીવિદુષીઓએ સ્ત્રી વર્ગ સમક્ષ વાંચેલા લેખો ગદ્ય વિભાગમાં પ્રકટ કરવામાં આવતા. આચાર્ય પુરુષોએ સાધકોને સદ્‌બોધરૂપે વિવિધ પ્રસંગે કરેલાં સુંદર ઉદ્‌બોધન – લેખોનો પ્રકાશ પણ આ શ્રેણીવિભાગમાં થતો. છેલ્લા દોઢ – બે દાયકાથી, તેમાં વ્યાખ્યાનોને બદલે અથવા તદુપરાંત, તેઓનાં ધર્મતત્ત્વવિષયક નિબંધો પ્રસિદ્ધ થાય છે. આ લખાણો ઉત્તમ, મનનીય અને શાસ્ત્રીય પદ્ધતિથી લખેલાં હોઇ, આ શ્રેણીના સાહિત્યની વિવિધતા, સરળતા અને ઉપકારકતાનું મૂલ્ય ગૂજરાતી સાહિત્યમાં અજોડ અને અપૂર્વ છે, એમ સમુદારભાવે અભ્યાસ કરનારને અવશ્ય ખાતરી થાય તેમ છે.

બીજા પદ્ય વિભાગમાં, આચાર્યકુટુંબે તથા સાધક સાધિકાઓ વડે લખાયેલાં, વિવિધરાગનાં ભક્તિરસની હેલી વરસાવતાં ગેય પદો હોય છે. તેનું મોડી રાત્રિ સુધી નીરવ શાંતિમાં, વાદ્યવાદન સહિત પૂર્વોક્ત મંડલાકાર રીતે સુંદર સમૂહગાન થાય છે. અંતિમ ધૂન – જે પણ અન્ય ભજનોની પેઠે પ્રતિ ઉત્સવે નવીન જ રચાય છે – તે ઐકાંતિક ઐકાગ્રતા પ્રેરતી પ્રસરેલી શાંતિમાં, मधुरेण समापयेत्

એ નિયમ પ્રમાણે, મધુર માંગલિક પ્રભાતકીર્તનોથી શરૂ થયેલ ઉત્સવની સર્વની તૃપ્તિમય વૃત્તિમાં જ પરિસમાપ્તિ આણે છે. આ પ્રમાણે વર્ગના બીજા તમામ ઉત્સવોની સામાન્ય રૂપરેખા છે. આ ઉત્સવોનો સમસ્ત કાર્યક્રમ સાદાઇ, સંયમ, કલાપ્રિયતા અને પવિત્રતાનો પરાગ, આધ્યાત્મિક ભવ્યતાનું ભાન કરાવ્યા વિના રહેતો નથી.

વર્ગના વિવિધ સામુદાયિક આનંદોત્સાહપોષક ઉત્સવોમાં, સર્વથી મહત્ત્વનો ધ્યાનપાત્ર તૃતીય ઉત્સવ '**સાધનસમારંભ**' નામનો છે. આ ઉત્સવ એકધારો સાત દિવસની મુદતનો છે તથા તે દર વર્ષે જૂદા જૂદા સ્થળે ઉજવવામાં આવે છે. ખાસ કરીને, કુદરતની કૃપા, જ્યાં હરિયાળા સ્મિતથી વિપુલ પ્રમાણમાં વર્ષતી હોય, વાતાવરણ શાંત ગંભીર હોય, સુંદર સરિતાનું વહેણ પણ પોતાના શિસ તથા પાવનત્વનો ફાળો આપતું હોય, તેમ જ શકય હોય ત્યાં સુધી જે સ્થળ નિરુપાધિક એકાન્તસેવનને લાયક શાન્ત, અને નૈસર્ગિક સૌન્દર્ય ઉપરાંત પૂર્વકાલીન પવિત્ર પ્રસંગનું સ્મારક પુણ્યક્ષેત્ર હોય, – એવા રમ્ય મનોહર સ્થળની પસંદગી થાય છે. તથા તંબુ વગેરેની વ્યવસ્થાથી, મંગલ મંડપમાં ધ્વજાપતાકા આદિ વિવિધ સુશોભિત કરનારા બાહ્ય સાધનોથી, સૂચક અર્થપૂર્ણ સૂત્રોનાં પાટિયાં વિગેરેથી અને પવિત્ર સુગંધમય વાતાવરણ બનાવનાર સુરભિ દ્રવ્યોના મનોહર ધૂપથી સ્થળસમયની યોગ્યતાને સવિશેષ અનુકૂળ આહ્લાદક અને સમૃદ્ધ કરવા યત્ન કરવામાં આવે છે. હોળીથી શરૂ કરી આ સપ્તાહનો મંગલ યજ્ઞ આદરવામાં આવે છે. આ ઉત્સવ સાધકનું, સમગ્રવર્ગનું અને સંબંધમાં આવનાર સર્વનું અનેક રીતે હિત સાધે છે. વિશુદ્ધ વિચારક્રિયાઓના

પ્રમાણમાં, સાધક પોતે નિશ્ચિત ફળ પામે છે. તદુપરાંત, ઉત્સવના સ્થાનની આજુબાજુના પ્રદેશના વિચારતા વાતાવરણની શુદ્ધિ સાધવા ઉપરાંત, અન્ય અનેક લાભો થાય છે, જેનું વિવેચન અત્રે વિસ્તારભયથી કરી શકાય તેમ નથી. આ સમારંભોમાં, સાધકોને વ્યાવહારિક ચિંતાઉપાધિઓથી દૂર થઇ, નિઃસંગ અવસ્થાના અને ઇષ્ટ ચિંતનના અકથ્ય અને અપૂર્વ આનંદનો અનુભવ થાય છે, એમ તે સત્ક્રિયામાં સક્રિય ભાગ લેનારાં સ્ત્રી પુરુષો વર્ણવે છે. આત્યંતિક નિઃશ્રેયસ્‌ને સધાવનાર શાંત અને રમણીય પ્રવૃત્તિઓનો પ્રેરક 'સાધનસમારંભ' આર્યાવર્તના જ નહિ પણ અખિલ જગતના ઇતિહાસમાં અજોડ અને અપૂર્વ છે. એનું મહત્ત્વ, શ્રી અરવિંદાશ્રમનિવાસીઓ, શ્રી શાંતિનિકેતનનિવાસીઓ (તથા હમણાં હમણાંથી પ્રાદુર્ભાવ પામેલી અને અનુભવોથી દઢીભૂત થવા મથતી પાશ્ચાત્ય Mystic અને Occultist સંસ્થાઓની અંતરંગ શાખાઓ) સારી પેઠે સમજી શકે તેમ છે. ભારતના જ્યોતિર્ધર અને ગુરુદેવ **શ્રી રવીન્દ્રનાથ ટાગોરે**, વડોદરામાં આવી વર્ગની મુલાકાત લીધી, ત્યારે સાધનસમારંભની વ્યવસ્થા તથા ઉપયોગિતા પરત્વે પુષ્કળ પ્રશંસા કરી, સારો સંતોષ વ્યક્ત કર્યો હતો. વર્ગના આ વિશિષ્ટ મહોત્સવનું આનંદભેર અનુકરણ અનેક સ્થળોએ ઇતર પ્રાન્તોમાં હવે થતું જાય છે.

સાધનાસંયમની વિવિધ સત્ક્રિયાથી યુક્ત અંતર્મુખ ક્રિયાત્મકતાનો આ ઉત્સવમાં અધિક આગ્રહ સેવાય છે. છતાં બીજા બે ઉત્સવોની વિચાર – વ્યાખ્યાનાત્મક પ્રવૃત્તિઓ પણ, તેમાં અધ્યાત્મશક્તિના પોષણ તરીકે કરવામાં આવે છે. આ ઉત્સવના રાત્રિકીર્તનોનું સાહિત્ય પણ દર વખતે નવીન જ સર્જાતું હોય છે. અન્ય ઉત્સવોમાં સ્ત્રીઓ મર્યાદાપુરઃસર ભાગ લઇ, પોતાની સ્વતંત્ર સભાપ્રવૃત્તિનું

આયોજન કરી પ્રાગતિક અનુભવ લે છે. પરંતુ 'સાધનસમારંભ'માં, શાંત નિરોધાત્મક પ્રવૃત્તિમાં બાધક ન નીવડે તો જ ભાઈઓ ખાળકો ભાગ લઈ શકે છે. સમારંભમાં જે તે સ્થળે જઈ ભાગ નહિ લેનાર સાધકસાધિકાઓ, પોતપોતાના સ્થળે, અનુકૂળતા પ્રમાણે નાના સાધનસમારંભની યોજના કરે છે. ભિન્ન ભિન્ન સ્થળે આ ઉત્સવ થતા હોવાથી, પ્રવાસ અને પ્રતિકૂળ મુશ્કેલીઓનો અનુભવ, આંતરિક વ્યાયામ, તથા આર્ય ધર્મસંસ્કૃતિના સંસ્કારગૌરવની બધી દિશાઓમાં સુદૃઢ પ્રચાર – પ્રતિષ્ઠા, અને વિચારના વાતાવરણમાં શુદ્ધિ કરવામાં સામૂહિક સહાય – એ પ્રધાન પ્રયોજનો સધાય છે.

મુંબઈમાં જ્યારે સાધનસમારંભ યોજવામાં આવ્યો હતો ત્યારે સેંકડો ધ્યાનસ્થ સાધકોના દર્શન અર્થે ત્યાંની પ્રજા સવારમાં ઉલટતી, અને એ અપૂર્વ પવિત્ર દૃશ્યથી દિઙ્મૂઢ બની જતી. વીસમી સદીમાં આવડી મોટી સંખ્યામાં યોગસાધનોને સાધતો "ઋષિઓ"નો સમુદાય તેમને આશ્ચર્યકારક લાગતો.

શ્રી નૃસિંહાચાર્યના તિરોધાન પછી, તેમના પટ્ટશિષ્ય શ્રી વિશ્વવંદ્યની પ્રેરણાથી શરૂ થયેલા ઉત્સવના તત્ત્વવિચારના પાયાનું બંધારણ શ્રી માસ્તર સાહેબના 'ચિતિ' સિદ્ધાન્ત ઉપર સુદૃઢપણે રચાયેલું હોઈ, તેનું નામ "**શ્રીચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ**" રાખેલું છે. શ્રાવણ શુક્લ પંચમી – પૂજ્ય સદ્‌ગુરુના સ્વરૂપાવસ્થાનની તિથિને દિવસે, અત્યંત શાંતિથી અને ગંભીર ભાવવડે તેનું પાલન થાય છે. વડોદરા ન આવનાર સાધકો જ્યાં બને ત્યાં ગૃહસ્થાન કે સમુદાયમાં એકત્ર થઈ, અનુકૂળતા પ્રમાણે આ ઉત્સવનો શાંત કાર્યક્રમ યોજે છે. આ ઉત્સવ, જો કે તાત્ત્વિક દૃષ્ટિએ આનંદનો જ હેતુસાધક હોવા છતાં, કરુણ વ્યતિકરનો

સંસ્મરણમૂલક હોઇ, હર્ષ–ઉન્માદને વ્યક્ત કરતી ઇતર ઉત્સવોની ગતિમાન પ્રવૃત્તિઓ તેમાં નથી હોતી. અનુક્રમે ત્યાગ, આત્મવિકાસ અને સર્વાત્મભાવને ખીલવનારાં, શ્રી નૃસિંહાચાર્યજીએ તેમના પદ્યમાં — આધ્યાત્મિક ઉન્નતિના અમલ અર્થે — પ્રબોધેલાં મુખ્ય ત્રણ સાધનો

" દાન, ધ્યાન, ને જ્ઞાન, ત્રણ ચિંતામણિ જાણ "

સાધવા તરફ આ પવિત્ર દિવસે ખાસ લક્ષ્ય અપાય છે. સૌ કોઇ બને તેટલો વાણી અને વૃત્તિઓનો નિરોધ ધારણ કરી, શાંતિ અને સંયમમાં, ઇષ્ટચિંતન તથા તદનુકૂલ સમાગમમાં અને શ્રી ગુરુદેવે પ્રબોધેલા ગ્રન્થોનાં અભ્યાસપરિશીલનમાં, — વ્યવહાર વ્યવસાયથી સંપૂર્ણ રીતે રહિત થઇને, — રાત્રિ દિવસનો સમય નિર્ગમન કરે છે. પ્રત્યેક ઉત્સવની પેઠે આમાં પણ, ધ્યેયસિદ્ધિને અનુકૂળ ધૂપ દીપ ધ્વજાપતાકાદિથી સાત્વિક સુંદર વાતાવરણ તથા પવિત્ર ક્રિયાઓમાં સ્થિર થવાને સ્વાભાવિક પ્રેરણા પ્રાપ્ત થાય એવી સ્થળ – સમયની પ્રસન્નગંભીર વ્યવસ્થા, — તટસ્થ આગંતુક અવલોકનારાંઓનું ધ્યાન ખેંચે એવી હોય છે જ. પાછળથી આ ઉત્સવ શ્રી વિશ્વવંદ્ય તથા શ્રી ઉપેન્દ્રાચાર્યના તિરોધાનની તિથિઓએ પણ પાલન કરાતો આવ્યો છે...

ત્રણે અવતારી મહાપુરુષોના પ્રત્યક્ષ મર્યાદાતનુના અભાવમાં તેઓશ્રીની સૂક્ષ્મ સત્તાનો પ્રવાહ અમર્યાદાપૂર્વક અને સવિશેષપણે, ઉત્સવના સ્થળે અને સર્વત્ર, અણુઅણુમાં ઓતપ્રોત થઇ, અવિરતપણે વહ્યા કરે છે અને સાધકના ઇષ્ટાભિમુખ અંતઃકરણને તથા સમગ્ર વાયુમંડળને કોઇ અગમ્ય સ્ફુરણબળથી કલ્યાણકારક સંયમપ્રવૃતિમાં અવનવું આંદોલનસાહાય્ય અમૂકપણે અર્પે છે...આ ભદ્ર ભાવનાની "ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ'માં સર્વ શ્રદ્ધાળુ સાધકો અને સજ્જનોને

પ્રકટ પ્રતીતિ થાય છે. આ તેનો શાસ્ત્રોક્ત સૂક્ષ્મ સિદ્ધાન્ત છે. આવો ભાવ આ પ્રસંગોમાં સતત જાગ્રત રાખવામાં કોઇ મંગલ સંકેત હોવામાં અશ્રદ્ધા ધરનારા સાધકેતર સજ્જનોનાં હૃદય પણ, આર્દ્ર અને સહાનુભૂતિપ્રેરક થયાનું સુવિદિત છે, તો પછી આ ઉત્સવોમાં સ્વધર્મનું પાલન સમજીને સક્રિય રીતે જોડાનારાં સાધકોનાં ભક્તિભાવભર્યાં અંતઃકરણો અતિ આનંદથી દ્રવિત થાય તેમાં શું આશ્ચર્ય ! આ પ્રસંગના તત્ત્વપ્રધાન કીર્ત્તનો પણ સ્વતંત્ર નવીન જ છપાતાં હોઇ, સરસ્વતીની ઉપાસનામાં પણ આ ઉત્સવો અત્યંત ઉપકારક નીવડે છે.

આ ઉપરાંત, શ્રીમદુપેન્દ્રાચાર્ય આચાર્યપીઠ પર આરૂઢ થયા પછી, તેમના જયંતીદિન નિમિત્ત, કાર્તિક વદ પ્રતિપદાનો દિવસ 'શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવ' તરીકે પાલન કરવામાં આવે છે. શ્રી ઉપેન્દ્રભગવાનની તરુણ વય વીતી ગયા પછી, વીસમીસદીના પ્રગતિમાન્ સમય – સંસ્કારને રોચક રીતે, આ ઉત્સવે પાછળથી અત્યંત વ્યાપક અને રસમય સ્વરૂપ પકડયું. કેવળ શાંત આંતરરસિક આધ્યાત્મિક પ્રવૃત્તિઓમાં, સાહિત્ય – કલા – કુશળતા આદિ બહિર્ભોગ્ય વ્યવહારોપયોગી તત્ત્વોને પણ પૂર્ણ રીતે ખીલવા માટે સંપૂર્ણ સ્થાન મળ્યું. ધર્મ – નીતિ વિગેરેમાં શિથિલ ભાવ રાખનારા તથા અધ્યાત્મતત્ત્વ પ્રતિ અલ્પાંશે પણ અભિરુચિ નહિ ધરાવનારા જનસમુદાયને પણ, આ ઉત્સવના રંજન કાર્યક્રમો પ્રતિ ભારે આકર્ષણ થયું હતું. છેલ્લા ત્રણ દાયકાના સંસ્કારેતિહાસમાં તેનું મહત્ત્વનું સ્થાન છે. આ સંબંધી, અત્રે વિસ્તાર થઇ શકે તેમ નથી. છતાં, 'ગુરુકુટુંબ' સંબંધી પ્રકરણમાં, આ ઉત્સવોની ઉપકારકતા સંબંધી ટૂંકમાં ઉલ્લેખ કરવામાં આવશે. આ ઉત્સવ નિમિત્તે પણ, શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ, તેમનાં વિદુષી સંઘધર્મચારિણી

શ્રી **જયંતીદેવીએ**, અને સત્સંસ્કારશાલી તેમનાં બગિની શ્રી **પ્રમીલાબ્હેને** વિલક્ષણ પ્રકારનું વિવિધ અને વિપુલ સાહિત્યસર્જન કર્યું છે તે નોંધને પાત્ર છે.

શ્રીનૃસિંહાચાર્યજીપ્રણીત અને શ્રી વિશ્વવંદ્ય તથા શ્રી ઉપેન્દ્રભગવાન્ વડે પ્રાણપોષિત શ્રેયસ્સાધકઅધિકારીવર્ગની સંસ્થાએ જે વિલક્ષણ વિદ્વત્તાનું વર્તુળ ઉપજાવ્યું છે તેના સ્વરૂપની વિહંગદષ્ટિથી ઝાંખી કરીએ. તેની વિસ્તૃત સમાલોચના તો શું પણ માત્ર ગણત્રી જ, બે ત્રણ પ્રકરણોની વ્યવસ્થા માગી લે તેમ છે, એ હકીકત જ એની વિશાળતાનો ખ્યાલ આપે તેમ છે. આ વર્તુળ કેવળ એકદેશીય સંકુચિત અને વાડાબંધી વર્ગીય થઇ રહેવા પામ્યું નથી; તે વર્ગના મહાન્ માનસસરોવરમાં, વિદ્વત્તા અને રસિકતાની અવિરત વીચિમાળાઓ પ્રથમથી અદ્યાપિપર્યંત ઉછાળા મારતી જ રહી છે. અને એ વિદ્વત્તાનું વર્તુળ ) એટલું વ્યાપક સ્વરૂપ પામ્યું છે કે તેની અંદર સમાવેશ પામેલા એક એક વિદ્યાવારિના બિંદુઓ સ્વતંત્ર અભ્યાસપરિશીલનની અપેક્ષા રાખે છે. તેમાંની કેટલીક વ્યક્તિઓ તો શાસ્ત્રવિશારદ અને પ્રખર પંડિતોમાં સ્થાન લઇ શોભી ઊઠે એવી નીવડવા પામી છે. શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક શોધક પદ્ધતિના અભ્યાસના ફળરૂપે નીપજેલાં સાક્ષરરત્નોથી છલકાતો આ વર્ગરત્નાકર, તેના કિનારાઓને પણ ઉજ્જ્વલ કર્યા વિના રહી શકતો નથી. કારણ આ વર્ગમાંથી જ વિશિષ્ટત્વ પામેલી અનેક વ્યક્તિઓ વર્ગ બહાર જાહેર જીવનમાં વિવિધ ક્ષેત્રોમાં અપૂર્વ આદર અને પૂજાપ્રતિષ્ઠા પામી છે. શ્રી નૃસિંહાચાર્યજીના સૌમ્ય વ્યક્તિત્વપ્રકાશથી તથા શ્રી વિશ્વવંદ્યની સૂર્યના પ્રખર તેજસ્વી પ્રતાપ જેવી પ્રતિભાથી ( તથા પાછળથી

શ્રી ઉપેન્દ્રભગવાનના કલારસિક આદર્શ ચારિત્ર્યપ્રભાવથી ) વર્ગ પ્રતિ આકર્ષાઇ, વર્ગના બની ગયેલા અનેક વિદ્યાર્થીઓ અને સજ્જનો, ઉત્તમ રીતનું નૈતિક – આધ્યાત્મિક જીવન ઘડવા ઉપરાંત, જાહેર સમાજ નોકરી વ્યવહાર વગેરેમાં ઉચ્ચ આદરયોગ્ય સ્થાન – હોદ્દો પામવા ભાગ્યશાળી થયેલાં છે. તે પૈકી કોની કોની કઇ અને કેટલી કૃતિ – પ્રવૃત્તિઓનો અત્રે નિર્દેશ પણ કરી શકાય!

પ્રથમ તો આ વર્ગના સાહિત્યના સામાન્ય સ્વરૂપ સંબંધી આપણે સહજ વિચાર કરીએ.

આ વર્ગનું સાહિત્ય સમૃદ્ધિવાળું, વૈવિધ્યવાળું અને વિશાળ છે. અવર્ગીય ગણી શકાય એવું, અને તેના સર્જકોની જૂદી જ તરી આવતી સ્પષ્ટ છાપવાળું, છતાં સ્વતંત્ર રીતે આલેખાયેલું આ વર્ગનું સાહિત્ય, ગૂજરાતી સાહિત્યમાં અનેરી ભાત પાડે છે. તે સાહિત્ય કોઇ ખાસ સંસ્થાગત કે વ્યક્તિગત પ્રયોજન પાર પાડવાના હેતુથી નહોતું લખાતું એ હકીકત દીવા જેટલી સ્પષ્ટ છતાં, તેની સાધકવર્ગ અને ઇતર સમાજ પરની વ્યાપક અસર જોતાં, તે સાહિત્યની વિશેષ પ્રતિષ્ઠા કરતો તેનો સાર્વત્રિક સર્વોદયનો હેતુ પ્રશંસાને પાત્ર છે. કોઇ પણ એક વિશિષ્ટ જ્ઞાનશાખા કે વસ્તુપદાર્થનો બોધ થાય તેના કરતાં સર્વ શાખાઓનું મૂળ, સર્વ વિદ્યા, વસ્તુ અને પદાર્થોનો બોધ તથા તાત્પર્યજ્ઞાન જેનાથી થવાનો સંભવ છે તેવી તત્ત્વવિદ્યાના રાજમાર્ગનો મનુષ્યને પરિચય કરાવવો જોઇએ; એ પરોપકારી પ્રયોજનથી પ્રેરાયેલું શુદ્ધ – તત્ત્વશુદ્ધ – સાહિત્ય વર્ગ તરફથી પ્રસિદ્ધ થતું ગયું છે. જે રાજપંથ પર પગ સ્થિર થવાથી, મનુષ્ય સર્વ માર્ગોનો માલીક બની જાય; જે સ્થળેથી ઉભા રહી, જીવાત્મા સર્વ રીતે ક્ષિતિજ પર્યંત દૃષ્ટિને દોડાવી શકે, અને જેનું

અનુશીલન કરવાથી મનુષ્ય સર્વ પ્રકારે ઉન્નતિ સાધી, હિતવર્ધક સુખની પોતે પ્રાપ્તિ કરી બીજાઓને કરાવી શકે – એવા સત્ય જ્ઞાનનું અધ્યયન કરવું અને કરાવવું, એ જ્ઞાનની પરબ ખોલી તેનો સુવિસ્તાર કરવો, – એ આ વર્ગની, તેના સાહિત્યસર્જનમાં, વર્ગની સ્થાપનાના મૂળ હેતુ જેવી જ વિશુદ્ધ નેમ હતી. વિશાળ જનસમુદાયને અનેક રીતે પોતાના પ્રતિ આકર્ષી, આગ્રહપૂર્વક વર્ગમાં ભેળવી, વાડો વધારવાના યા પંથ સ્થાપવાના સંકુચિત ઉદ્દેશ પાર પાડવાના, કે સાહિત્યકીય પ્રતિષ્ઠા પામવાના સ્વાર્થી હેતુથી, સાહિત્યને પ્રચારકાર્યનું સાધન બનાવવાનો, તેઓનો લેશ પણ આશય ન હતો, અને નથી. માત્ર મૂકભાવે, પોતાનાથી પીરસાય તેટલું તેમણે પીરસ્યા જ કર્યું છે.

વર્ગના સાહિત્યનો પ્રધાન સૂર વિચારીએ. સમગ્ર ઐશ્વર્યના અબ્ધિરૂપ પરમેશ્વરના પરમ ઐશ્વર્યની સત્તાનું દૈવી સામર્થ્ય – જે મનુષ્ય માત્રમાં સૂક્ષ્મ રીતે વ્યાપ્ત છે, અને જેને વર્ગની અગ્રણી વિભૂતિઓ ' ચિતિશક્તિ ' તથા ' સ્વભાવસામર્થ્ય ' એ નામથી ઓળખાવે છે –, તેને જાણી, પ્રગટ કરી વિશેષપણે અનુભવવાનું દરેક મનુષ્યનું કર્ત્તવ્ય છે. ઇશ્વરત્વની પ્રાપ્તિ, એ જ મનુષ્યોના, ઉન્નતિની દિશામાં કુદરતી રીતે કરાતા કે થતા વિવિધ પ્રયત્નોનો અવધિ છે. વર્ગના સાહિત્યના વાચકોમાં અજ્ઞાન અને અભાનનાં આવરણો દૂર કરી, તેમનામાં રહેલી સર્વોત્તમ ઉન્નતિની અનુભૂતિનાં સાક્ષીરૂપ આ ઇશ્વરત્વનો – મહાન્ અલૌકિક સામર્થ્યનો – આવિષ્કાર દ્વારા સાક્ષાત્કાર કેવી રીતે થાય; અને તે વડે અપૂર્વ આનંદ, શાંતિ અને સત્ય જ્ઞાનનો અધિક સ્પષ્ટ અનુભવ કરવાને મનુષ્ય કઇ સાધનશ્રેણી તથા રીતિથી સમર્થ થાય; – તે વગેરે સંબંધી વિસ્તીર્ણ

વિવેચન કરવાનો વર્ગના સાહિત્યનો આશય હતો. આ હેતુ સિદ્ધ કરવાના ઉદ્દેશથી જ, વર્ગના સમર્થ પુરુષો તરફથી, એકી વખતે ઉત્કૃષ્ટ કોટિનાં ડઝન ઉપરાંત પત્રો ચલાવવામાં આવતાં હતાં. જ્યારે પત્રકારિત્વ, સામયિકપ્રકાશન નવીન અને ઉષઃકાળ અવસ્થામાં હતું ત્યારે, શ્રી નૃસિંહાચાર્યજીની ૩૪ મી વયે, તેમના નેતૃત્વ નીચે, શ્રીમાન્ માસ્તર સાહેબે 'મહાકાલ' નામનું માસિક ઇ. સ. ૧૮૮૮માં શરૂ કર્યું. તેમાં મનુષ્યની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ થવાના ઉપાયો એટલા તો પ્રશસ્ય પ્રકારે વર્ણવવામાં આવતા કે વિદ્વાનવર્ગમાં તો તે માસિક પ્રથમ પંક્તિનું લેખાતું. પાશ્ચાત્ય પ્રજામાં જે જે નવા વિચારો પ્રવર્તતા તે સર્વનું, તથા આપણા દેશની તત્ત્વવિદ્યાનું રહસ્ય અનેક યુક્તિથી તેમાં વર્ણવવામાં આવતું. તે સમયમાં, ' મહાકાલ, ' ગૂજરાતી ભાષામાં સર્વોત્તમ સામયિકનો આદર્શ હતું.

શરૂઆતમાં આ સાહિત્ય અધિકારયુક્ત જનોને ઉપયુક્ત એવું વૈયક્તિક અભ્યુદયના અર્થનું જણાતું. લોકહિતની સામુદાયિક દૃષ્ટિ તેમાં અંતર્હિત હતી, પણ પ્રકટપણે અધિકાંશે પ્રતીત થતી નહિ. તેનું કારણ તેના સ્વરૂપની ગંભીરતા હતી. સુશિક્ષિત, ઉચ્ચ સંસ્કારને પામેલા લોકો વિચાર કરી સમજી શકે એવી સંસ્કૃતપ્રચુર પ્રૌઢ ભાષાનો શરૂઆતમાં મુખ્યતઃ ઉપયોગ થતો હતો. એ ભાષાના પ્રયોગમાં, કુશળ વાચકને ઉચ્ચ વિચારતત્ત્વનો ખોરાક મળતો, છતાં, શૈલીમાં સપ્રયત્ન પરિશ્રમ નજરે પડતો નહિ. ભાષાલેખન સામાન્ય વાચકવૃન્દને કઠણ પડે તેમ હતું તોપણ, તેમાં કોઇથી કઠોરતાનો દોષારોપ કરવાની હિંમત કરી શકાય તેમ ન હતું. વિષયની ગહનતાના પ્રમાણમાં, જ્ઞાનરસને આકૃતિ આપનારું રૂપકલેવર પણ

રા વિશિષ્ટ પ્રકારનું ધારણ કરે એ સ્વાભાવિક છે. તેમ છતાં, સાક્ષર ી ગોવર્ધનરામ, સાક્ષર શ્રી નરસિંહરામ દિવેટિયા કે પ્રો. બ. ક. ઠાકોરની તનપ્રધાન ગદ્યકૃતિઓની અર્થઘન શૈલીથી જરાય ઉતરતી કે ક્લિષ્ટ નતી 'મહાકાલ' આદિ આ માસિકોની બાલ્યાવસ્થાની બોલી ન હતી. શેષતઃ તે તે માસિકોના વાચકોએ શરૂઆતની આકરી કસોટીમાથી હાર થયા પછી, તે પત્રોની ભાષાશૈલી આદિની વિશિષ્ટ રણરીતિને વિશેષ અનુકૂળ થતા હોવાનો અધિકાર પ્રાપ્ત કર્યાનો હેર સ્વીકાર કર્યો અને તે સાહિત્ય તેમને સર્વ પ્રકારે સુભોગ્ય ને હિતકારી હોવાનો નિર્ણય પ્રકટ કર્યો. આ સત્ય હકીકત જ સાહિત્યનું સાચું મૂલ્ય આંકે છે.

'**મહાકાલ**' ઉપરાંત વર્ગના સાધકો તરફથી ઉત્તમ રીતે વિધ વિષયો ચર્ચતાં અનેક માસિકો પ્રકટ થતાં હતાં. ી **જેકીશનદાસ** ગંગાદાસના અધિપતિપણા નીચે '**ભક્ત**' . સ. ૧૯૦૪ માં શરૂ થયેલું. તેણે અનેક સાહિત્યગ્રન્થોનો કાશ કરેલો. શ્રી **જગન્નાથ પંડિત**ની વ્યવસ્થા વડે ઇ. સ. ૯૦૨ માં '**પ્રાતઃકાળ**'નો ઉદય થયેલો. અને ૧૯૦૬ માં **યમદણ્ડ**' શરૂ થયેલ. તેના અનુષંગ રૂપે '**ધર્મધ્વજ**'નું ણ આરોહણ થયું. શ્રી **કૌશિકરામ મહેતા**ના તંત્રીપણા નીચે **સ્વધર્મજાગૃતિ**' થોડાં વર્ષો જાગતું રહ્યું. 'મહાકાળ'માં ચીતા સિદ્ધાન્તોને, આ માસિકોમાં પ્રકાશાન્તરે ચર્ચવામાં આવતા. નવજીવનને વ્યવહારોપયોગી એવા અનેક વિષયો પણ સરળ ને 'રસયુક્ત ભાષામાં' આ પત્રો દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવતા. . સ. '૧૯૦૧ માં વર્ગના વિદ્વાન સાધક શ્રી **નગીનદાસ** ંઘવીજીએ શરૂ કરેલાં '**વિદ્યાર્થીજીવન**' નામના લોકપ્રિય

માસિકમાં આર્યસંસ્કૃતિને પોષક શિક્ષણશાસ્ત્રનાં તથા તરુણોપયોગી પ્રશ્નોનો બહુ ગંભીરતાપૂર્વક અને સ્પષ્ટતાથી વિચાર કરવામાં આવતો. ત્યાર પછી પાછળથી, ' જીવનોદય ' ' ભાગ્યોદય ' ' હુન્નરઉદ્યોગ ' ' દંપતિમિત્ર ' ' આત્મોદ્ધાર ' વિગેરે અનેક સામયિકો દ્વારા સ્ત્રી અને બાલઉપયોગી, સંસારસુધારાવિષયક અને આત્મકલ્યાણની પ્રેરક સાહિત્યવાનગીઓ મધુર શૈલીમાં પીરસવામાં આવતી. શ્રી ઉપેન્દ્રભગવાન્ તરફથી ' શ્રેયસ્સાધક ' પત્ર ચલાવવામાં આવતું. તેનો મુદ્રાલેખ ' જીવન ઘડો ' એ હતો. તે પત્ર હમણાં જ વિરમ્યું છે. ' લોકપ્રિય લેખમાળા ' નામની નિબંધપત્રશ્રેણી, શ્રી માસ્તર સાહેબ તથા શ્રી કૌશિકરામ મહેતાના સંયુક્ત સંચાલન હેઠળ શરૂ થઇ. વિગેરે વિગેરે પ્રવૃત્તિઓ દ્વારા પણ સંસ્કારી સાહિત્યસર્જનને સારું ઉત્તેજન મળ્યું.

ખાલી તત્ત્વજ્ઞાન કે યોગની ઊંચી ભૂમિકામાં વિહાર કરવાની નિરુપયોગી શુષ્કતાનો આક્ષેપ, આ સાહિત્યે પોતાને શિર આવવા દીધો નથી. ગર્ભના બાળકને કેમ પોષણ મળે ત્યાંથી શરૂ કરીને, ધર્મ, નીતિ, શિક્ષણ, વ્યવહાર ઉપરાંત, આ સાહિત્યનો સંદેશો, – મૃત્યુની ભયાનક ક્ષણોમાં જીવાત્માએ કરવાની નિર્ભયતાપૂર્વકની તૈયારી, – ત્યાં સુધ અને તદનન્તર કર્તવ્ય – સ્થિતિ સુધીનું શિક્ષણ પણ સુગમ હૃદયંગમ શૈલીમાં, મનોરંજક – વ્યાવહારિક દલિલો અને દાખલાઓ વડે આપે છે. આજે સાહિત્યની અનેક શાખાઓ, ઉપયોગિતાની દૃષ્ટિથી, હોઇ, ધર્મ, સંસ્કાર, રાષ્ટ્ર, કેવલ કલાપ્રચાર, આરોગ્ય બાળક, આમ અને ઉચ્ચ અધિકારી, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, સમાજ અર્થ વગેરે પ્રત્યેક ક્ષેત્ર માટે સ્વતંત્ર વિશિષ્ટ પ્રકારના સામયિકોન

જન્મ અને જીવનસ્થિતિ જોવામાં આવે છે. અને તે તે પત્રોને ચલાવનારા સંચાલકોમાં, તે તે વિષયનો જ અદ્ભુત પ્રકારની વિશારદતા હોવાની અપેક્ષા રાખવામાં આવે છે. પરંતુ શ્રેયસાધક અધિકારીવર્ગના માસિકોમાં એક ધ્યેય હોવા છતાં, વિષય – વસ્તુ એક ન હતાં. તેમાં બધું જ હતું. તેનો અર્થ એમ નહિ કે તેમાં શંભુમેળો હશે અગર ધ્યેયવિહીન અરાજકતા હતી. પરંતુ આરોગ્યવિષયક લેખમાળા કે એવા જ અભ્યાસપૂર્ણ વ્યવહારવિષયક લેખો તો તેમાં હોય જ; સ્ત્રી, સંસાર, નીતિ વિગેરેની ચર્ચા ચાલુ જ હોય; પ્રકીર્ણ જ્ઞાન અને વૈજ્ઞાનિક માહીતિના વિદ્વાન્ સાધકોએ નિયમિત લખેલા નિબંધો તથા ધર્મશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર સંબંધી પ્રશ્નોની શાસ્ત્રીય છણાવટો તો આ વર્ગના સાહિત્યની અપ્રતીમ વિશિષ્ટતા હતી. ગુજરાતની કોઇ પણ ધર્મસંસ્થાએ, કે સાહિત્યિક સમુદાયે, આ વર્ગે જે રીતે શાસ્ત્રીય વિષયોની ઊંડાણપૂર્વક પર્યેષણા કરી છે તે રીતની અત્યાર સુધી ભાગ્યે જ કરી હશે. આ ચર્ચાઓ, વાર્ત્તિકો, વિવેચનો, નોંધો, સંસ્કૃત સમયની વિવેચનપદ્ધતિનું આદર્શ સ્વરૂપ આપણી સમક્ષ રજુ કરે છે, એટલું જ નહિ પણ તેથી ય આગળ વધીને, નૂતન સમાજને – નવીન યુગસંસ્કારને – રુચિકર રીતે પ્રાચીન સંસ્કૃતિને કેવી રીતે કઇ દૃષ્ટિએ અવલોકવી, તેનાં સાચાં મૂલ્યાંકન કયા પ્રકારે પામી શકાય,...વિગેરે આખા વિવેચનશાસ્ત્ર (કે કલા)ના કોયડાને, (જ્યારે તે શાસ્ત્ર – કલાનું રહસ્ય ગુજરાતમાં અંકુર દશામાં ફૂટવા પામતું હતું ત્યારે) ઉકેલની સ્થિતિમાં રજુ કરે છે. ચર્ચાશૈલીના ઉદાહરણ માટે, આજે પણ ઘણા સાહિત્યકારો, વર્ગના વિદ્વાન્ સાધક પ્રો. કણિયાજીએ વેદાંતમતવાદી શ્રી હીરાલાલ શ્રોફ સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો – તેનો ઉલ્લેખ કરે છે.

પ્રવર્તમાન યુગપ્રવાહની ભીંસમાં, વાસનાવિકારની ખીણ તરફ સ્વચ્છંદે ધસડાતી જનતાને, પોતે પકડેલા પંથની પોકળતા, અસત્યતા અને ભ્રામકતાનો ખરો ખ્યાલ કરાવી, તેને, તેની વૃત્તિઓને, તેની સુંદર શક્તિઓના વિનિયોગથી પૂરજોશથી ચાલતી પ્રવૃત્તિઓને યોગ્ય દિશામાં વાળવી; સત્ય સુખના માર્ગનું સત્વર ભાન જાગ્રત્ કરવું, તે માટે જિજ્ઞાસા અને સાચી તમન્ના જગાવવી; નવી દિશામાં ઉપાડેલા પગ કાદવમાં ખરડાઇ પડે તે પહેલાં તેને રોકી, અસલ સ્થાનમાં સ્થિર કરવા સાવધાનતા ઉત્તેજવી: — આ સઘળી શુભ ભાવનાઓનો હેતુ શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના સાહિત્યસર્જનની પાછળ ભાનપૂર્વક હતો, અને એ મોટે અંશે ફલિત થયો હતો, એ સ્પષ્ટપણે પ્રતીત થાય છે.

વળી, આર્ય — અનાર્ય સંબંધી લાંબા સમયથી ચાલતી વિવાદાસ્પદ પક્ષાપક્ષીને પોષણ ન આપતાં, ધર્મ તથા તત્ત્વજ્ઞાનને નામે ઉપજતાં અનેકવિધ વહેમો અને ભ્રમોથી ચાલતા કજિયાઓને નિર્મૂળ કરવા, આ વર્ગના સાહિત્યે — વર્ગીય કલહથી દૂર રહીને— પુષ્કળ પરિશ્રમ કર્યો છે. જુદે જુદે સ્થળે ચાલતી વિવિધ પ્રકારની ધાર્મિક યા ઇતર — સંસ્થાઓનાં દોષદૂષણોનો નિંદાત્મક ટીકાપ્રહાર કે પ્રતિકાર કરવાની દ્વેષબુદ્ધિ રાખ્યા સિવાય, પોતાની સંસ્થામાં પણ એ જ ખામીઓનું પુનરાવર્તન ન થાય તેની કાળજી કરવા, વર્ગના વિદ્વાનોએ અન્ય પ્રવર્તિત ધાર્મિક વૈજ્ઞાનિક અને ઇતર સાહિત્યપુષ્પોનો સુગંધ ગ્રહણ કરવા પ્રયત્ન કર્યો છે; એટલું જ નહિ પણ તેમની સાહિત્યકૃતિઓમાં તેને સારું સ્થાન આપ્યું છે.

શ્રી નૃસિંહાચાર્યજી અને તેમના વર્ગનો એક સિદ્ધાન્ત એવો સુન્દર હતો કે જે હજારો મનુષ્યોને તેમનામાં રસ લેતા કરવામાં

કારણભૂત હતો. એમે તે 'સર્વધર્મ' પ્રતિ સમભાવ. પોતે સ્વીકારેલો ધર્મપંથ અને સિદ્ધાન્ત જ એક અને સર્વશ્રેષ્ઠ કલ્યાણસાધક છે એવા પ્રકારની વર્ગીય સંકુચિત નીતિનો તેમણે સંપૂર્ણ બહિષ્કાર કર્યો હતો. સર્વ ધર્મોમાં સામાન્યપણે રહેલું સત્ય એક જ છે અને તેના વડે જ જે તે ધર્મ વિલસી રહ્યો છે. માટે તે સત્ય વંદનીય હોઇ, તે સત્યથી ઉર્જવલ એવો પ્રત્યેક ધર્મ પણ પૂજ્ય છે. બાહ્ય સ્વરૂપ, આચાર, વિધિવિધાન અને ક્રિયાકાંડની દૃષ્ટિથી વિવિધ ધર્મોમાં ભિન્નતાનો આભાસ જણાય પણ વસ્તુતઃ તે ભેદની ભૂમિકામાં તો એક જ સિદ્ધાન્તવસ્તુનો – સત્યનો – સાક્ષાત્કાર થતો હોય છે. માટે કોઇ ધર્મની, પંથની કે સંપ્રદાયની ટીકા, વગોવણી નહિ કરવામાં, તેમજ પોતાના વર્ગની જ વિશિષ્ટતા સાબિત કરવામાં અત્યુક્તિયુક્ત શ્લાઘામાં નહિ તણાવામાં, શ્રી નૃસિંહાચાર્યજી તથા વર્ગે અસાધારણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે...તદુપરાંત, તમામ ધર્મોના મૂળ સંસ્થાપકોને સર્વજ્ઞ અને ક્રાન્તદર્શી હોવાનું વર્ગ પ્રામાણિકપણે સ્વીકારે છે. પણ તેથી વર્ગે કાયરપણું સ્વીકાર્યું કે પોષ્યું નથી, અન્યના દોષોને નિભાવવામાં આંખ આડા કાન કરવામાં કે તેનો વિસ્તાર કરવામાં શક્તિનો દુર્વ્યય કર્યો નથી. મિથ્યાને મિથ્યા કહેવામાં, ખોટાને ખોટું બતાવવામાં તેઓએ પાછી પાની કરી નથી. તેમજ, સાચાને ખોટું અને ખોટાંને ખરું દર્શાવવાની **અહોરૂપમહોધ્વનિઃ**ની પરસ્પર પ્રશંસારીતિ પણ તેણે અખત્યાર કરી નથી. પરંતુ, કોઇ પણ વ્યક્તિ, ધર્મસંસ્થા કે સંપ્રદાયમાં દાખલ થયેલા દોષ કે અનિષ્ટ તત્ત્વને દર્શાવવામાં તેઓએ પ્રિય સત્ય વાણી વાપરવાની નીતિના અર્થબોધનો અમલ કરવામાં પૂરતી કુશળતા વાપરી છે, સત્ય સંભાષણ અને વિવેકનું સંમિશ્રણ કરીને તેઓએ તેમની વિદ્વત્તાનો

સમુચિત રીતે ઉપયોગ કર્યો છે. લાકડી તૂટે નહિ અને સાપ મરે નહિ એ રીતે નિંદાનું પાપ વહોર્યા વિના, આ વર્ગના સાહિત્યે, સર્વ ધર્મોની તુલનાત્મક અને પૃથક્ પૃથક્ પણ પૃથક્કરણાત્મક અભ્યાસપૂર્ણ સમાલોચના કરી છે. જરૂર પડે મૃદુ મધુર વચનોની મંદાકિની વહેતી મૂકી છે; અને સમય આવે – આર્ય સંસ્કૃતિના સંરક્ષણના કારણસર–કાણ ( શ્રી સંઘવીજી જેવાની બાબતમાં તો કદિ કઠોર પણ ) ભાષાનો પ્રયોગ કરવાનું પણ તેઓ ચૂકયા નથી. પણ એ સર્વમાં સંયમ, વિવેક, પરમ સહિષ્ણુતાની, પરખંડનના અભાવની વૃત્તિ તથા બુદ્ધિપ્રયોગયુકત નિરૂપણપદ્ધતિ – આ તત્વો અત્યંત આકર્ષણ અને પ્રશંસાને પાત્ર છે.

આ વર્ગના સાહિત્યસ્રષ્ટાઓએ સનાતન વેદધર્મના સિદ્ધાન્તો અને આર્યત્વની અસ્મિતાનું ઉજ્જ્વળતાથી સમર્થન કરવા જતાં, કોઇ પણ સ્થળે અનાર્ય ભાવો કે અનિષ્ટ વિચારોનું પ્રતિપાદન કરવામાં, કે અનીતિ વિકાર અને મનુષ્યને દુઃખના હેતુરૂપ દુરિત વાસનાઓને પોષે એવી અકલ્યાણકારી ઊર્મિઓને આકાર આપવામાં પોતાની પ્રતિભા અજમાવી નથી; પરંતુ સત્ય, શીલ, ન્યાય, નીતિ, કર્તવ્ય, ધર્મ, માનવતા, આત્મજ્ઞાન વિગેરે માનવજીવનને ઉન્નત કરવામાં, ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરવામાં સાધનરૂપ થઇ પડે એવું સાત્વિક અને તાત્ત્વિક કોટિનું સાહિત્ય ઘડીને, પ્રજામાં ઇષ્ટ સત્તાની વ્યાપક ભાવનાનો, દૈવી જીવનની મહત્તાનો અને પરમેશ્વર તથા તેની કલાકૃતિરૂપ વિશ્વ પ્રત્યેના મનુષ્ય માત્રનાં કર્તવ્યોનો સુંદર રીતે પ્રચાર કર્યો છે.

આ વર્ગે આવું ઉત્કૃષ્ટ પ્રકારનું વિસ્તીર્ણ સાહિત્ય પ્રકટ કર્યું છે તેમાં, તેની પાછળ, વર્ગના પ્રણેતા પુરુષ શ્રી નૃસિંહાચાર્યજીનો

ચોકસ પ્રકારની કૃપા અને પ્રીતિ – પ્રેરણા સિવાય, અન્ય કોઈપણ પ્રકારનો, સમાજનો, રાજ્યનો કે ઇતર સાહિત્યકીય સંસ્થાઓનો – કે સમર્થ વ્યક્તિઓનો – આશ્રય ન હતો. વર્ગ પોતાની મેળે જ, પોતાના સ્વત્વબળથી જ, – પોતાના ઇષ્ટ આચાર્યશ્રીના અનુગ્રહબળમાં અખૂટ શ્રદ્ધાનું આરોપણ કરીને જ – આટલું વિશુદ્ધ અને વિશાળ જનઉપયોગી સાહિત્ય જનતા સમક્ષ પ્રકટ કરી શક્યો છે. નથી તે માટે વર્ગે કોઈની પાસે વ્યકિતગત હાથ લંબાવ્યો, નથી કોઈ સામાજિક હિલચાલ દ્વારા ધનભંડોળ એકઠું કરવાની યોજના ઊભી કરી. તેમજ પોતે કર્યું છે તેના કરતાં અધિક તો શું પણ, તેના અંશ માત્ર જેટલી ય સાહિત્ય–કૃતિઓનો તથા સમાજહિતકર પ્રવૃત્તિઓનો જનતામાં શોરબકોર યા જાહેરાત–પ્રશંસા પણ નથી કરી, કે કરાવી. તેમણે પ્રચાર સરખો કરવાની ઇચ્છા પણ દર્શાવી નથી. બાકી, આટઆટલી અમોલ સેવા મૂગે મોઢે થયા કરતી હોય, જેમાં મિથ્યા આડંબરની ગંધ સરખી ય ન હોય, ગુણપૂજાની અપેક્ષાં ય ન રખાતી હોય, ગૂજરાતની સાહિત્યઅગ્રેસર સંસ્થાઓ કે અગ્રણી સાહિત્યકારો તરફથી પણ થવી જોઇતી યોગ્ય કદર – ગણના પણ ન થાય, અને છતાં ય વર્ગ પોતાનું કાર્ય અવિરતપણે, નિષ્કામપણે કર્યા જ કરતો હોય એ શું બતાવે છે? તે જ સત્ય, આ સંસ્થાની સાહિત્યકીય, સાંસ્કારિક અને ઇતર જનહિતવર્ધક સેવાઓની મહત્તા, શુદ્ધતા અને ઉપયોગિતાની ઊંચી કક્ષાનું સૂચક છે!

વળી વધારે આદરપ્રેરક હકીકત તો એ છે કે શ્રેયસ્સાધક વર્ગનાં મંતવ્યો અત્યંત-ઉદારતાના પાયા પર રચાયેલાં હોવાના હેતુથી, તેની સાહિત્ય–સંસ્કારજન્ય સૌરભ, ચાર દિવાલની

અંદર રૂંધી રાખવા મથીએ તો પણ તેમ થઇ શકે તેમ નથી. તેમાં રહેલા સહિષ્ણુધર્મની અસર અજબ છે. સનાતન ધર્મના પાયા ઉપર આખી ય ઇમારત ચણાયલી હોવા છતાં, પોતાના વિશાળ હૃદયમાં સર્વ લોકોનો સમાવેશ કરવામાં આવે છે. હિન્દુ, મુસલમાન, જૈન, બૌદ્ધ, પારસી, વ્હોરા, ખોજા, ખ્રીસ્તી, – દરેક પંથ, જ્ઞાતિ, ધર્મ કે વયના જિજ્ઞાસુઓને માટે વર્ગના બારીબારણાં ખુલ્લાં હોવાથી, સૌ કોઇના શ્રેયસ્‌ને (અને ગૌણપણે પ્રેયસ્‌ને પણ) સાધનારી પ્રવૃત્તિઓનું એકાયન આ વર્ગમાં જોવામાં આવે છે. અને તે જ પ્રમાણે, વર્ગ તરફથી પ્રસિદ્ધ થતા સાહિત્યગ્રન્થો અને સામયિકોમાં, વ્યાખ્યાનો – લેખોમાં, એક જ ધર્મ, પંથ કે જ્ઞાતિના મનુષ્યને જ ઉપયોગી થઇ પડે એવો ઉપદેશ વ્યકત કરવાનો દુરાગ્રહ રાખવાને બદલે, સઘળા સંપ્રદાયના સર્વ સાધકોને ઉપયોગી થઇ પડે અને તેમના કલ્યાણની પ્રવૃત્તિમાં સાધનરૂપ નીવડે એવી વિવિધ સામગ્રી પીરસવાનો સુંદર આદર્શ મૂર્ત કરવામાં આવ્યો છે. આથી સર્વધર્મસમીકરણનાં સરસ તત્ત્વોનો સાર ગ્રહણ કરવા ઉપરાંત, વિશેષતઃ આપણે આપણી પ્રાપ્ત સ્થિતિમાં જ્યાં ઊભાં હોઇએ ત્યાંથી કેવી રીતે એકાદ ડગલું ભરી ઉન્નતિનું પગથિયું ચઢવા પ્રેરણા પામી શકીએ – એ સાર્વત્રિક કલાદૃષ્ટિએ, પ્રત્યેક વૈયક્તિક ધર્મના કે તટસ્થ વૃત્તિના મનુષ્યને પણ, કાંઇ ને કાંઇ શુભ (શિક્ષણ) પ્રાપ્ત થાય એવા બૃહદ્ માનવધર્મની ચર્ચા આ સાહિત્યમાં નિખાલસ અને નિષ્પક્ષ, સમભાવ અને સંવેદનશીલ રીતે નિરૂપેલી છે. જો કે તેમાં શાસ્ત્રીયતાનો આગ્રહ – (પણ કદાગ્રહ નહિ) – પ્રથમથી અંત સુધી રાખવામાં આવ્યો છે, તો પણ વૈજ્ઞાનિક શાસ્ત્રીયતાના એક જ કારણને પણ લક્ષ્યમાં લેવામાં આવે છતાં નિશ્ચયપૂર્વક કહેવું પડે તેમ છે કે આ

વર્ગના સાહિત્યમાં એવું અપૂર્વ અને અનુપમ પ્રબોધોત્પાદક બળ છે, પ્રાણપ્રેરક પ્રાણ છે, કે જેના જોરે તે કોઇ પણ પ્રકારના આર્થિક કે સામાજિક સ્પષ્ટ પ્રત્યક્ષ સહકાર વિના, યુગપ્રચલિત પ્રચારપાખંડ વિના, આજ સુધી અણનમ ઊભું છે, વિકસ્યું છે, પ્રફુલ્લીને પાંગર્યું છે, એટલું જ નહિ પણ એનાં સુંદર રસપ્રદ ફળો ચાખવાની પણ જનતાને ધન્ય તક સાંપડી છે.

અંતમાં એક ઉલ્લેખ કરવો જરૂરી છે. આ સાહિત્ય, એક તદ્દન નવા વર્ગને આકર્ષનાર પણ થઇ પડ્યું. આંગ્લ સાહિત્યની પદ્ધતિનો દાસ બનેલો સમાજનો કેટલોક સુશિક્ષિત વર્ગ, આર્ય ધર્મસંસ્કૃતિ સંબંધમાં – સંસ્કારદઢતાને લીધે – છેક આંતરિક અભિરુચિ ગુમાવી બેઠેલો નથી હોતો. સ્મૃતિશ્રુતિપ્રતિપાદિત સદ્ધર્મોનાં રહસ્યોને સારી રીતે સમજાવતી વિવેચના વાંચવા પૂરતી જિજ્ઞાસા તેમાં હોય છે. પરંતુ પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કારોએ પાડેલા પ્રત્યાઘાતની તેમનાં મનમતિના વલણ પરની અસર, તેમનામાં સનાતન સિદ્ધાન્તોનું પાશ્ચાત્ય પદ્ધતિથી પ્રતિપાદન થયેલું જોવાની આતુરતા ઊભી કરે છે. સ્વધર્મ અને તત્ત્વજ્ઞાનસંબંધી યથાર્થ જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા જેમનામાં જાગી નથી એવા ભણેલા માનસમાં એ સંસ્કારો જાગ્રત્ કરવાનું, તથા જેમનામાં એ જિજ્ઞાસા જાગેલી છે પરંતુ પશ્ચિમની તર્કરીતિથી આર્યસિદ્ધાન્તોનું સમર્થન નહિ થવાથી, જેઓની શ્રદ્ધા શિથિલ થવા વેગ પકડી રહી છે, એવી અર્ધદગ્ધ બનતી વિદ્વાન્ પ્રજાનું માનસ યોગ્ય રીતે ઘડવાનું, સુંદર સેવાકાર્ય શ્રેયસ્સાધકોના સાહિત્યે કર્યું છે.

આર્યભૂમિને અવનતિમાંથી ઉગારવાને અને તેની ઉન્નતિ કરવાને અનેક સમર્થ પુરુષો તથા સંસ્થાઓ વિવિધક્ષેત્રમાં–ખાસ કરીને

પ્રજાના બહિર્મુખ અભ્યુદયના સંબંધમાં – પ્રયત્નશીલ હોય છે. પણ શ્રેયસ્સાધક વર્ગ એમ માને છે કે કોઇપણ પ્રજાનું ચારિત્ર્ય, નીતિ ને ધર્મનું બળ ઉચ્ચ તથા શ્રેષ્ઠ પંક્તિનું નહિ હોય તો તે પ્રજાની સ્થાયી ઉન્નતિ – કોઇપણ ક્ષેત્રમાં – જોઇએ તેટલી વેગથી કદિ થઇ શકે નહિ, અગર તે પ્રજા પામર પરિસ્થિતિમાંથી કાયમને માટે કદિ પણ મુક્ત થઇ શકતી નથી. આથી દેશની ઉત્કૃષ્ટ દશા આણવા માટે, અનેક ગૌણ અંગોની ખીલવણી ઉપરાંત, પ્રજાનો સ્વધર્મ અને નીતિવિષય, જ્ઞાન તથા આચરણમાં ઉન્નત કરવાની અધિક આવશ્યકતા જણાયાથી, આ વર્ગના સાહિત્યમાં સ્વધર્મનીતિવિષયક સિદ્ધાન્તોને, પાશ્ચાત્ય તત્ત્વસંશોધકોની જનતાને સ્પૃહણીય લાગતી પૃથક્કરણીય પદ્ધતિથી દઢ કરવાની દિશામાં પુષ્કળ પ્રયત્નો કરેલા જણાય છે. વિષયનું ઊંડામાં ઊંડું મૂળ શોધી, ઉદાસીન વૃત્તિથી માત્ર સત્યશોધન કરી, સિદ્ધ કરવાના આશયથી નિષ્પક્ષ પરીક્ષાબુદ્ધિથી યથાશક્તિ લેખન – પરિશીલનનું કાર્ય હાથમાં લઇને, આ વર્ગે પ્રજામાં સ્વધર્મસંબંધી જ્ઞાનતૃષા પ્રકટાવી છે, વેગવતી તૃષાને યોગ્ય રીતે શાન્ત કરી છે, પુરાતન સદ્ધર્મ વિષે અશ્રદ્ધાયુક્ત માનસમાંથી અસ્થિરતા અને અસંતોષના અંશો જડમૂળથી કાઢી નાંખવા પૂર્ણ પ્રયત્ન કર્યો છે. સ્વલ્પમાં કહીએ તો, શ્રી વાલ્મીકિ, વ્યાસ, તુલસીદાસ આદિ ભારતવર્ષની પુરાતન સંસ્કૃતિના રક્ષક પુરુષોની પેઠે, શ્રી નૃસિંહાચાર્ય, શ્રી ઉપેન્દ્રાચાર્ય, શ્રી વિશ્વવંદ્ય વગેરે અનુભવી સંત અગ્રણીઓના આશ્રય નીચે પુરસ્કૃત થયેલા આ વિદ્વત્તાવિશુદ્ધ વર્ગે, આર્યત્વની અભિજાતીય મહત્તા અને સ્વાભિમાનિતાનું સુંદર રીતે સંરક્ષણ કરવામાં કિંમતી ફાળો આપ્યો છે, એમ કહીએ તો તેમાં સહેજ પણ અતિશયોક્તિ જેવું નથી.

× × ×

## વર્ગની પ્રવૃત્તિઓ અને સાહિત્યસેવા

આ વર્ગે અનેક રત્નો અને સાહિત્યકારો આપ્યા છે. વર્ગથી વિશુદ્ધિ અને પ્રોત્સાહન પામી પ્રતિભાપ્રકાશ કરનારા ભાગ્યશાળી સાધકોની સંખ્યા બહુ મોટી થાય તેમ છે. તેથી, મુખ્ય મુખ્ય વિદ્વાન્ વ્યક્તિઓના માત્ર નામનો નિર્દેશ અત્રે કરીશું.

શ્રી નૃસિંહાચાર્યજીના કુટુંબ પૈકીનાં જ સાહિત્યકારોનો પરિચય 'ગૃહકુટુંબ'ના પ્રકરણ ૧૩મા આપવામાં આવશે. શ્રી છોટાલાલ માસ્તર સાહેબ સંબંધમાં તો પૂર્વે કહેવાઇ ગયું છે. ત્યાર પછી, વર્ગની વિદ્વત્તા સાથે તાણાવાણા જેમ સંકળાઇ રહેલા સ્વ. પ્રો. **શ્રી જેઠીશનદાસ જેઠાભાઇ કણિયાના** નામથી કોણ અજાણ્યું છે? જે **'યોગસૂત્ર'**ના અનુવાદથી, તેમને ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી હરિશ્ચન્દ્રનિબંધમાં પ્રથમ વિજય પ્રાપ્ત થયો હતો તે 'યોગસૂત્ર' તો અભ્યાસીઓનું પ્રિય પુસ્તક છે. બાયોકેમિક, હોમિયોપેથિક, વગેરે સ્વતંત્ર વિવિધ વિદ્યાવિષયક તેમના ગ્રન્થો લોકપ્રિય થવા ઉપરાંત, તેમના લેખો, વ્યાખ્યાનો વગેરે વર્ગના સાહિત્યમાં સમાવિષ્ટ છે. ચર્ચાશૈલીના ઉદાહરણ માટે, આજે પણ સાહિત્યકારો, વેદાંતમતવાદી સ્વ. શ્રી હીરાલાલ શ્રોફ સાથે પ્રો. કણિયાજીએ કરેલા શાસ્ત્રાર્થનો ઉલ્લેખ કરે છે.

દિ. બ. સ્વ. શ્રી **નર્મદાશંકર દેવશંકર મહેતાને** ગુજરાત સાક્ષર તરીકે ઓળખાવે છે; પણ શ્રી મહેતા પોતે તો ગુજરાત સમક્ષ પોતાને શ્રેયઃસાધકવર્ગના અધિપતિ શ્રી નૃસિંહાચાર્યજીના દાસ તરીકે ઓળખાવવામાં પોતાનું ગૌરવ માનતા. '**ભારતીય તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ**'નાં બે દળદાર પુસ્તકોથી જ સુવિખ્યાત થયેલા શ્રી નર્મદાશંકરભાઇના સાહિત્યની અત્રે વધુ ઓળખાણ આપવાનું હું ઉચિત ધારતો નથી. સુજ્ઞ ગોકુળજી ઝાલાવેદાંતભાઇઝનું

પારિતોષિક પ્રાપ્ત કરવાનું માન તેમને મળ્યું હતું. પ્રજનનના વિષય ઉપરના તેઓશ્રીનાં અંગ્રેજી પુસ્તકો આધારભૂત મનાય છે, વગેરે.

દોઢેક વર્ષ પહેલાં અવસાન પામેલા વ્યાખ્યાનમાર્તંડ શ્રી **નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીને**, એકલા સાધકો, સાહિત્યકારો કે સનાતની સમાજ જ સારી પેઠે ઓળખે છે એમ નથી. પરંતુ ગષ્ટ્રિય સંસ્થાઓની શરૂઆતના ઇતિહાસમાં ય શ્રી સંઘવીજીનું સ્મરણ અવશ્ય સ્થાન માગી લે છે. કોમળતા અને કઠોરતાનો પોતાનામાં વિલક્ષણ સમન્વય દાખવતા, શ્રદ્ધામૂર્તિ અને આદર્શ શિષ્યના ચરિત્રનું ભાન કરાવનાર સિદ્ધ કવિ સંઘવી જેવા 'સ્કોલર' આજે મળવા મુશ્કેલ છે. જન્મદેહે પાટીદાર છતાં ગુરુપરંપરાગૌરવ અને શાસ્ત્રશિષ્ટાચારમાં એકનિષ્ઠ શ્રદ્ધાથી, તેઓ બ્રાહ્મણજીવન જીવી ગયા. તેમનાં પ્રવચનોમાં, શાસ્ત્રીય લેખોમાં (મૃત્યુંજય વિદ્યા – જેવા પ્રાયોગિક વિષયોમાં પણ ) મનોહર રૂપકોથી ભાવ અને વિચાર તાદશ ખડાં કરવાનું સામર્થ્ય રહેલું છે. ગૂજરાતી સાહિત્યમાં કવિ શ્રી નાનાલાલની કે પ્રો. ઠાકોરની વિશિષ્ટતા જેમ સર્વથી જૂદી તરી આવે છે, તેમ શાસ્ત્રસંપન્ન શ્રી સંઘવીજીની અતિધર્મોમહી વિશિષ્ટ પ્રતિભા, વર્ગ અને વર્ગ બહાર સર્વ સાધક – સર્જન સાહિત્યકારોનું તેમના તરફ ધ્યાન ખેંચી રાખતી ! તેમનું પિંગળજ્ઞાન ચોકસ અને સપ્રયોગ હતું. '**પથયાત્રા**'માં ગૂજરાતી કાવ્યરચના કરવાની શક્તિ પ્રદર્શિત થતી હોવા છતાં, તેમની સંસ્કૃત કવિતા જ તેમને સિદ્ધ સાચા કવિનું સ્થાન અપાવે છે. અનેકવિધ અલંકારોના ઐશ્વર્યથી અનુપમ તેઓનું લગભગ ૧૦૨ શ્લોકોનું '**શ્રીસદ્‌ગુરુમહિમ્ન-સ્તોત્ર**' વાંચીને ઘણા સંસ્કૃતના અભ્યાસીઓએ મ્હોંમાં આંગળી ઘાલી જણાવ્યુ છે કે 'આ તો સંસ્કૃતયુગની લેખિનીનું સામર્થ્ય છે !'

આ સિવાય, અનેક શાસ્ત્રીય વિષયો પરત્વે, ઊંડી દીર્ઘ ભાષ્યશૈલીમાં, તેમના પ્રખર પાંડિત્યનો પ્રકાશ, ' મહાકાલ ' આદિ માસિકોમાં વેરાયેલો પડ્યો છે; તે ગ્રન્થસ્થ થવાની ખાસ જરૂર છે. અત્રે સહજ જણાવીએ તો અયુક્ત નહિ જ ગણાય કે શ્રી સંઘવીજીએ વિલમાં પોતાની મિલકતનો મોટો ભાગ હિન્દુ ધર્મ—નીતિ અને આર્યસંસ્કૃતિના વિશુદ્ધિ – વિસ્તારના સ્તુત્ય કાર્ય માટે પરોપકારમાં અર્પ્યો છે.

અમદાવાદની ' વનિતાવિશ્રામ 'ના આચાર્ય, ' માર્ગમંડળ ' 'સદ્‌વિચારમંડળ' વગેરેના સંચાલક, ભૂતપૂર્વ ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી, વગેરેથી સુવિખ્યાત વિદ્યારત્ન શ્રી **કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા**, આજે ૭૦ વર્ષની વૃદ્ધ વયે પણ પોતાની સાહિત્યસેવા આપી રહ્યા છે; એ પણ, શ્રી નૃસિંહાચાર્યજીની અનુકંપાની વર્ગવિભૂતિ છે. તેમની વિદ્વત્તા વિનોદ સાથે સંકળાયલી હોવાનો, અનેકને આજે પણ અનુભવ થઇ રહ્યો છે. તેમનો સંસ્કૃત વાઙ્મયનો અભ્યાસ આશ્ચર્યકારક છે; ખાસ કરીને સંસ્કૃત કવિતાક્ષેત્રમાં તેમની સ્મૃતિ પણ અદ્‌ભુત છે. The World Motherhoodના શક્તિસેવાક્ષેત્રમાં તેઓ સાચા ભક્ત હોઇ, તેમની નિરભિમાનતા અને નિર્વ્યાજ સાંસ્કારિક વિશદતા તેમના દ્વારા મહાભારત કાર્ય કરાવી રહેલ છે. પણ તેઓશ્રી પોતે નિર્લેપ, નિસ્તૃષ્ણ મૌનમાર્ગી હોઇ, વર્ગના અસ્ત થયેલા અનેક તારાઓની પેઠે તેમની અગાધ વિદ્વત્તા વણપ્રીછી જ રહેવા પામત. સદ્‌ભાગ્યે છેલ્લા વડોદરાના સાહિત્ય પરિષદ્‌ના પંદરમા અધિવેશને તેઓશ્રીને સં[illegible] તરીકેનું બહુમાન આપ્યું હતું. કવિતા, ધર્મ અને તત્[illegible] પ્રિય વિષયો છે, અને તે ઉપર તેમનું પ્રભુત્વ

પ્રશંસનીય છે. ઇતિહાસ વિગેરે ઇતર વિષયોમાં પણ તેમનું જ્ઞાન વિપુલ છે. **The Paradise of Sanskrit Poetry** – એ વિષય પર તેઓશ્રીએ અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનશ્રેણી શરૂ કરી છે – જેમાથી થોડાંક વ્યાખ્યાનોની રૂપરેખા તેઓશ્રીએ જાહેર કરેલા પ્રવચનોમા, સ્પષ્ટ રીતે અપૂર્વ હોવાનુ પ્રતીત થાય છે. વર્ગના ઉત્સવોમા, શ્રી નૃસિંહાચાર્યના ( અને શ્રી ઉપેન્દ્રાચાર્યના પણ ) વેદવાણીરૂપ પદ્યભજનોમાથી પંક્તિઓ ઉપર ઘણાં વર્ષોથી તેઓ પ્રવચન કરે છે તેમા તેમની તલસ્પર્શી વિદ્વત્તા અને અભ્યાસનું સૂક્ષ્મ ઊંડાણ, આધુનિક પૃથક્કરણ પદ્ધતિ અને વિષયની ગભીરતાને સવિશેષના અર્પતી નિનોદવૃત્તિ વ્યક્ત થયા વિના રહેતા નથી. તેઓશ્રીએ સંસ્કૃતમા અને ગૂજરાતીમા સખ્યાબંધ કાવ્યો રચેલાં છે. વર્ગ તરફથી પ્રસિદ્ધ પામેના પુસ્તકોમા તથા 'મહાકાલ'મા અનેક સસ્કૃત કાવ્યો શ્રી મહેતાની કલમના જ ફળ રૂપ છે. તેઓશ્રીનાં અંગ્રેજી કાવ્યોથી, કહે છે કે, અંગ્રેજ વિદ્વાનો પરમ પ્રસન્ન થયા હતા તેમનુ તમામ સાહિત્ય પુસ્તકાકારે પ્રકટ થાય, એવી આપણી ખાસ અભિલાષા છે. **"પુરુષ અને સ્ત્રી"** ભાગ ૧-૨, **'ગૌરીશંકર** ઓઝા'નું લગભગ ૮૦૦ પાનનુ જીવનચરિત્ર, **'સરળ સંસ્કૃત'** ભાગ ૧-૨, **'સુગમ સંસ્કૃત'** વગેરે તેમના સુપ્રસિદ્ધ ગ્રન્થો છે. તેઓશ્રી ઉચ્ચ કોટિના સંશોધનદૃષ્ટિયુક્ત તત્ત્વચિંતક, કવિ, કેળવણીકાર અને સહૃદય વિવેચક છે. પ્રભુ તેમને દીર્ઘ આયુષ્ય આપે, અને તેઓશ્રીની તેજસ્વી જીવન અને સાહિત્યસમૃદ્ધિનો વિશાળ જનસમુદાય લાભ પામે.

'સર્વદર્શનસંગ્રહ'ના અનભ્ય અનુવાદથી સુપ્રસિદ્ધ **સ્વ. શ્રી મણિશંકર હરગોવિન્દ ભટ્ટ** પણ શ્રેય સાધકવાટિકાનું જ

સૌરભપૂર્ણ સુમન હતા. તેમના લેખો પણ ઉચ્ચ તત્ત્વચિંતનથી ભરપૂર છે. સ્વ. શ્રી **નગીનદાસ ગોકુલદાસ મહેતા** પણ એક વિનોદી તર્કનિપુણ વિદ્વાન્ અને સમર્થ વક્તા, સાધકભક્ત હતા. આ સિવાય, શ્રી **જગન્નાથ પંડિતે**, આરોગ્યવિષયક મૌલિક સાહિત્ય ઉપરાંત, બંગાળી અગ્રેજીના અનુવાદો મળી નાનાં મોટાં ૨૫ થી ૩૦ પુસ્તકો રચેલાં છે. '**શ્રીજગન્નાથરસતરંગિણી**', '**શ્રીચિદાનંદ ભજનાવલી**'માં તે 'ચિદાનંદ'ની અનુભવ – પ્રતિભાનું દ્યોતન થાય છે. તેમનો '**અનુભવપ્રકાશ**'નો દળદાર વેદાંતગ્રન્થ અભ્યાસને યોગ્ય છે. પંડિતજી સારા ભજનિક હોઇ, તેમની પાસે હજુ ઘણી આશા રાખી શકાય તેમ છે. આ સિવાય, '**ભાગ્યોદય**' માસિક દ્વારા શ્રી **જેઠાલાલ દવેએ** સારૂં અને ઘણું સાહિત્ય પીરસ્યું છે. તેમાં લગભગ ૮૦૦ પાનનું '**ભક્તમાળા**' મુખ્ય છે. '**ભક્ત**'ના તંત્રી શ્રી **જયકીશનદાસ ગંગારામે** પણ ઠીક ઠીક ફાળો આપેલો છે. શ્રી **જયશંકર ઓઝાના** કુટુંબીઓ પણ આજ સુધી સાહિત્યસેવા કરી રહ્યા છે. આ સિવાય, શ્રી જમનાદાસ મહેતા, શ્રી હિંમતલાલ દવે, શ્રી ચુનીલાલ દેસાઇ, શ્રી મણિલાલ શેલત, શ્રી નાથજીભાઇ, શ્રી ત્રિકમભાઇ, શ્રી મધુબ્હેન, શ્રી શાંતાબ્હેન વગેરે અનેક ભાગ્યશાળી સેવાભાવી સાધકો અને સાધિકાઓએ લેખનથી તથા અન્ય રીતે વર્ગની અને તે દ્વારા જનસમાજની સારી સેવા બજાવી છે. અને વિદ્યમાન વર્ગમાં પણ અનેક પ્રતિભાશાળી લેખકો, શ્રી દલપતરામ, શ્રી પિનાકિન્ ત્રિવેદી જેવા કવિઓ ભવિષ્યમાં સારા સાહિત્યસર્જનની આશા આપે છે. શ્રી નૃસિંહાચાર્યજીના શરણભાવને પામેલી સાત વિદુષી શ્રેયસ્સાધિકા બ્હેનો, શ્રી ધનદાગૌરી, શ્રી વિમલાગૌરી, શ્રી બાઇજીગૌરી, શ્રી શિવગૌરી, શ્રી ઇંદિરાગૌરી, શ્રી ચંદ્રિકાગૌરી અને

શ્રી લક્ષ્મનગોરી—નો "ભક્તિપથતરંગિણી" નામનો કાવ્યગ્રન્થ, વર્ગની સ્ત્રીઓનો અધિકાર દર્શાવે છે.

આપણે આ વર્ગના સાહિત્યના પ્રકાર અને સ્વરૂપ તથા મુખ્ય સાહિત્યકારો સંબંધી સંક્ષેપમાં જણાવી ગયા. હવે, જેમણે જાહેરમાં અને અંગત રીતે અનેકવાર પોતાનામાં આ વર્ગે સંસ્કાર સીંચ્યાનો એકરાર કરેલો છે તે સાક્ષર શ્રી **રમણલાલ દેસાઈએ** કરેલી આ વર્ગની સાહિત્યસેવાની સમીક્ષાના મુખ્ય મુદ્દાઓથી આ પ્રકરણ પૂર્ણ કરીશું:

"ગુજરાતને શ્રેયઃસાધકવર્ગે નીચેની સેવાઓ અર્પી એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી:

૧ ધર્મ અને કલાનો સંયોગ. શ્રેયઃસાધકોના સ્વચ્છ, સાદા છતાં વિનયભર્યા પહેરવેશ, તેમની રહેણીકરણીમાં અંધશ્રદ્ધાળુઓથી જુદું પડી આવતું કોઈ ઉચિત લક્ષણ, અને તેમના ઉત્સવોની ઉજવણીનો પ્રકાર બહુ જ વિશિષ્ટ કલાભાવનાનું સૂચન કરે છે.

૨ ધર્મકાવ્યને લોકમાં ઉતારવાની કલા — પરિચિત શબ્દનો ઉપયોગ કરી હૃદયને સ્પર્શ કરવાની આવડત આ વર્ગે ભારે પ્રમાણમાં વિકસાવી હતી.

૩ વિદ્વત્તા અને સરળતાનું સુભગ મિશ્રણ. વેદાન્તને વ્યવહારમાં મૂકવાનું ગુજરાતને આ વર્ગે શીખવ્યું તે કશા પણ ડોળ કે ઘમંડ વગર. પશ્ચિમમાં, ખાસ કરી અમેરિકામાં, ઇશ્વરત્વ માનવતામાં કેમ ઉતારવું એ સંબંધના બહુ પ્રેરક વિચારોવાળા ગ્રન્થો લખાયા છે. From Poverty to Power અમર

ટ્રાઇનનો In Tune with the Infinite નામના ગ્રંથોની યાદ આપતું ઉત્તેજક સાહિત્ય ગૂજરાતી ભાષામાં સર્જવાનું માન આ વર્ગને ફાળે જાય છે. એ સાહિત્યે પોતાના વાણીપ્રભાવથી કૈંક મનુષ્યોનાં જીવન ફેરવી નાંખ્યાં છે.

૪ જીવનને ઉન્નત કરનાર આચાર અને ઉચ્ચારનું એકવાક્યપણું:

આવી ઉચ્ચ સેવા કરનાર સંસ્થાના સાહિત્ય તરફ નજર ફેરવવી ઘટે છે, એ હું જાતે એ વર્ગનો સભ્ય ન હોવા છતાં કહી શકું છું, કારણ એ સાહિત્યની અસર મેં અનુભવી છે. ”



જગકલ્યાણ કરવાની બ્રાહ્મણસંસ્થાની મહાન્ જવાબદારી વિષે શ્રીમન્નૃસિંહાચાર્યજીના વિચાર તથા આચાર અતિ સ્પષ્ટ હોવા છતાં, કોઇ પણ જમાનાને સ્વીકાર્ય, શાસ્ત્રવિહિત અને ઉદારભાવથી ભરેલા હતા. જેમ ધર્મશાસ્ત્રોનાં કેટલાક સૂત્રો તથા નિયમોના અન્વય – વ્યવહારસંબંધી બનવા પામ્યું છે તેમ, સંધ્યા, સ્વાધ્યાય આદિ નિત્ય ષટ્કર્મના અધિકારી બ્રાહ્મણોના યજન, યાજન, પઠન, પાઠન, દાન અને પ્રતિગ્રહ – આ છમાંથી માત્ર છેલ્લા 'પ્રતિગ્રહ'ને પ્રધાનત્વ આપવામાં સ્વાર્થી વિપ્રોએ સીમા વટાવી દીધી છે. સંતોષ એ જ સાચું ધન છે – એવું શિક્ષણ આપવા સર્જાયેલા કેટલાક બ્રાહ્મણોએ લોભ તથા પરિગ્રહને સંતોષનું સ્થાન આપ્યું, અને તેને પોષવા દાન તથા પ્રતિગ્રહના અધિકાર આગળ ધર્યા. યજન – યાજન, અધ્યયન – અધ્યાપનના અનુષંગમાં સમયપરિવર્તનને અનુસરીને, ખાસ ' આપદ્ધર્મ ' તરીકે જ ' પ્રતિગ્રહ 'ના અવકાશનો આશય શાસ્ત્રકારોએ રાખ્યો છે. તેને બદલે ' પ્રતિગ્રહ 'ને તેઓએ અનિવાર્ય ધર્મ માની લીધો. તૃષ્ણા – વાસનાનો નિરંતર ક્ષય કરવાને ઉપદેશતા ધર્મનો અર્થ, તૃષ્ણાના તૃપ્તિ – અતિતૃપ્તિ, કામનાની કમાઇ જેવો થવા લાગ્યો. તેમાં જે બ્રાહ્મણો મૂળ ગોત્રથી જ યાચકવૃત્તિને પામેલા હતા તે પૈકીના અનેકને તો આ કૌલિક વારસાનો, પ્રતિગ્રહ – ધર્મ પાળવામાં વિનિયોગ કરવાનું ઠીક ઠીક ફાવી ગયું. દાન – ધર્મની તો કોઇએ દરકાર જ ન કરી. સર્વે નિર્ગ્રંથ બની ભિક્ષુકવૃત્તિને વિવશ બનવા લાગ્યા.

શ્રી નૃસિંહાચાર્યજી તેમના સમયની વિપ્રત્વની વિપરીત દશા થયેલી જોઇ રહ્યા હતા. ઇન્દ્રિયનિગ્રહનો પ્રત્યક્ષ પરિચય કરાવનાર યોગ્ય બ્રાહ્મણો બેબાકળા બની ઇન્દ્રિયોના લાલનપાલનમાં જ મશગુલ હતા. જ્યાંથી જે તે પ્રકારે જેટલું મેળવી શકાય તે તમામ ઘસડી લાવવાની લોભ અને પરિગ્રહવૃત્તિથી આર્યવિપ્રત્વનો વિપર્યાસ થતો જણાયો. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજી સુજ્ઞ અને સરકારી ઉચ્ચ નાગર કુલમાં જન્મેલા હતા. તેમના બ્રાહ્મણત્વની પાછળ, પેઢીઓની પેઢીઓનાં ધર્માચરણનું પીઠબળ હતું. તેમના વિપ્રત્વની અંદર પૂર્વજોના અગ્નિહોત્રનો પવિત્ર પ્રકાશ વિલસતો હતો. આર્યત્વનું અભિમાન તેમના રગેરગમાં વ્યાપ્ત હતું. અને તેઓશ્રી પોતે પણ શાસ્ત્રજ્ઞ, ધર્મજ્ઞ અને વિલક્ષણ ચમત્કારયુક્ત પ્રતિભાસંપન્ન પુરુષ હોઇ, ધર્મમાં શિથિલ ચરણ મૂકતા મથતી પ્રજાને દોરનાર આચાર્યવર હતા. આથી તેઓશ્રી શાસ્ત્રનો અર્થ બરાબર ન સમજે તથા સાચા બ્રાહ્મણધર્મને અવલોકી ચરિતાર્થ દ્વારા તેની પ્રત્યક્ષ પ્રતીતિ ન કરાવે...એ શક્ય ન હતું. પલટાતા સમયની ભ્રષ્ટતા અને વિકારશીલતાને સત્વર વળગી પડી, ધર્મશાસ્ત્રોનો અને પરંપરાગત પ્રાપ્ત પૂજ્ય બ્રાહ્મણપદનો, જનસમાજને છેતરવામાં, – ખોટા ખ્યાલો ઉપજાવી ભોળા લોકોને ભ્રમમાં ભરમાવી, પિંડવૃત્તિને પોષવામાં – તેમજ અલ્પ પ્રયાસે પોતાનો અર્થ સાધવામાં, પોતે દુરુપયોગ કરે એ તદ્દન અસંભવિત હતું. પરંતુ, જનસમાજની અંધશ્રદ્ધાને પોતાના હિતમાં યોગ્ય રીતે કેળવીને, તે અંધશ્રદ્ધા કાયમને માટે તેમનાથી પોતાની પૂજા – પ્રતિષ્ઠા કરાવે એવી વ્યવસ્થા ઊભી કરવામાં ચતુર બ્રાહ્મણોની તથા કેટલાક આચારભ્રષ્ટ આચાર્યોની અવદશા જોઇને શ્રી નૃસિંહાચાર્યનું અંતઃકરણ ખૂબ ખેદ પામતું હતું.

ઇતર બ્રાહ્મણોની પેઠે, તેમને તો દાંભિક આચાર કરવાની તથા તે દ્વારા તેઓના કરતાં પણ અનેકગણો લાભ ઊઠાવવાની અતિશય અનુકૂળતા હતી. કારણ તેઓ અસલ નાગર પૈકીના મતવૈકલ્યને પ્રાપ્ત *વિસલનગરા પૈકીના અગ્નિહોત્રી કર્મકાંડી પ્રતિગ્રહી પુરોહિત વર્ગના વંશજ હતા. એટલે કે સર્વ સ્થિતિમાં તેમને દાન ગ્રહણ કરવાનો વિશિષ્ટ અધિકાર હતો. તદુપરાંત, પોતે અનેક શિષ્યસમૂહના સદ્ગુરુ હોઇ, આચાર્યપદવીને પ્રાપ્ત હતા. આથી તેઓથી येन केन प्रकारेण અગડંબગડં કરીને, ધનિક વર્ગ પાસેથી મનમાન્યું ધન ખેંચી શકે એવી સ્થિતિમાં હતા. એમનું આચાર્યપદ, બ્રાહ્મણકુલ, યાચકવૃત્તિને પોષવામાં તથા દ્રવ્યોપાર્જન કરી પરિગ્રહદ્વારા અઢળક સંપત્તિ તથા લૌકિક યશ સંપાદન કરવામાં વિશેષ રીતે અનુકૂળ થઇ પડે તેમ હતાં. અને સમય પણ ચારિત્રહીન કુશળ નેતાઓને સ્વાર્થ સાધવા યોગ્ય હતો !

પરંતુ સાધુચરિત શ્રી નૃસિંહાચાર્યજીને સંસ્કારસંપન્ન બ્રાહ્મણધર્મનો ઉદ્ધાર કરવો હતો. નિષ્કામતા, નિર્લોભતા, નિઃસ્વાર્થતા, નિરભિમાનતા, સંતોષવૃત્તિ વિગેરે ગુણોથી વિભૂષિત થઇ યોગ્ય બ્રાહ્મણો, પ્રતિગ્રહ અને પરિગ્રહ બન્નેનું આપદ્ધર્મ જેવું મૂલ્ય ગણી, બન્નેનો મર્યાદાઓમાં રહીને જ સ્વીકાર કરી શકતા – તે તેમણે દર્શાવી આપ્યું. આચાર્યપદનું નિર્વહણ યથેષ્ટ પ્રકારે થવું જોઇએ, તેનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીને, તેમણે અપ્રતિગ્રહના અસ્વીકારનો આત્યંતિક સિદ્ધાન્ત પણ સેવ્યો ન હતો. તેમનું તથા તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રી ઉપેન્દ્રભગવાનનું

---

*વિસલનગરા નાગર સંબંધી પ્રચલિત ઐતિહાસિક વૃત્તાન્તને આધારે, 'મતવૈકલ્યને પ્રાપ્ત' એમ લખ્યું છે

ગૃહસ્થાશ્રમી ગુરુ તરીકેનું જીવન, ગૃહસ્થાશ્રમીઓએ અને ગુરુઓએ *વર્તનમાં મૂકવાના નીતિવ્યવહાર સંબંધી*, સર્વને આદર્શ અને અનુકરણીય છે. આ સંબંધમાં શ્રી નૃસિંહાચાર્યનો સિદ્ધાન્ત સ્વલ્પમાં વિચારીએ નીચે પ્રમાણે છે:

બ્રાહ્મણ એટલે ચારે વર્ગનો પ્રતિનિધિ, નેતા, પાલક અને રક્ષક. તેને માથે બ્રહ્માંડના ભારની, વિશ્વકલ્યાણની કપરી જવાબદારી લદાયેલી છે. બ્રહ્મકુલના બાલકે બેઠે બેઠે દાન લેવાનુ કે ભિક્ષુકી સ્થિતિને અનુસરીને પ્રમાદથી પેટ ભરવાનું નથી. તે તો સૃષ્ટિનો સ્રષ્ટા, મંત્રદ્રષ્ટા અને આર્ષદ્રષ્ટા છે. કોઇનું ય કાંઇ પણ કલ્યાણ કરવાનો શુદ્ધ સંકલ્પ કર્યા સિવાય, બ્રાહ્મણથી કોઇને ત્યાંનો અન્નનો દાણો દાંતે અડકાડાય કેમ ? કોઇનું ય સુખ સાધવાની વૃત્તિ સેવ્યા વિના, વિપ્રથી એક દોકડાના ય દાનનો સ્વીકાર કરાય જ કેમ ?

શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાનો નિર્વાહ ચલાવવા માટે, પ્રતિગ્રહ કે કુલદત્ત યાચકવૃત્તિનો દુરુપયોગ કર્યો નથી, પણ પોતાના ઉદ્યોગ ઉપર જ આજીવિકાનો આધાર રાખ્યો હતો. ખાસ કરીને પ્રસંગો પર શ્રેયસાધકોને તથા તે દ્વારા વિશાળ જનતાને ઉદ્દેશીને લખાતા કલ્યાણકારક ગ્રન્થોના પ્રકાશનના સ્વતંત્ર ઉદ્યોગ વડે તેઓશ્રીએ નિર્વાહનું દ્રવ્ય ઉપાર્જન કરવાનો નિર્ધાર કર્યો હતો. છતાં પણ, આગળ જણાવ્યું તેમ, પોતે આચાર્ય હોવાથી, આચાર્યધર્મપાલનના કારણે, પ્રસંગે તેમના દીક્ષિત યા સમાગમમાં આવેલા સાધક – સજ્જનો, સ્વેચ્છાથી, અલ્પ ઉપાહાર ચરણોમાં સમર્પિત કરતા, તો તેમની શ્રદ્ધાભક્તિથી પ્રેરાઇ, તેમને ખિન્ન નહિ કરતાં તેનો પ્રસન્નતાથી સ્વીકાર કરતા. પરંતુ તેવા દ્રવ્યનો

મોટો ભાગ તો, ઉત્સવોના પ્રસંગોમાં સાધકોની વ્યવસ્થામાં અગર જનહિતાર્થે જ ખર્ચાઇ જતો.

આ સંબંધમાં, શ્રી નગીનદાસ પુરુષોત્તમ સંઘવીના પિતા સાથે શ્રી નૃસિંહાચાર્યજીને પડેલો એક પ્રસંગ છે, તે આચાર્યશ્રીના બ્રાહ્મણત્વ ઉપર સુંદર પ્રકાશ પાડે છે. એક વાર એક જ્યોતિષીએ, બાધાનિવારણ માટે, ઘણો મોટો દાનવિધિ બતાવ્યો; શ્રી પુરુષોત્તમદાસે એટલી મોટી હિંમત ન બીડી. પણ પુત્રની ગ્રહબાધાનો વહેમ પણ નહિ છોડવાથી, એક પ્રકારના પરિતાપથી તેઓ પ્રજળવા લાગ્યા. પોતાના શરણાગતની આવી અંતરિયાલ સ્થિતિ જોઇને પ્રણતપાલક શ્રી નૃસિંહાચાર્યનું કારુણિક હૃદય દ્રવી ઊઠયું. તેમણે જોષીને કહ્યું:

" અલ્પ નિષ્ક્રયનું દાન લઇને હું સમગ્ર દાન પામ્યો એવા સંકલ્પ સાથે પ્રતિગ્રહ કરું તો આ બાળકને તથા તેના પિતાને યથોક્ત ફળ થાય કે નહિ ? " જોષીએ જવાબ દીધો કે,

" તે ફળ તો થાય; પણ તે પ્રમાણે તપ વિગેરે કરવાની જવાબદારી આપશ્રીને માથે આવે. " આચાર્યશ્રીએ મંદ હાસ્ય કરીને કહ્યું:

" બ્રાહ્મણ જાતિમાં જન્મ લીધો ત્યારથી જગતના કલ્યાણ માટે તપ કરવાની જવાબદારી તો માથે આવી છે જ. તેમાંથી અમે છટકવા માંગતા નથી. " — એમ કહી, શ્રી પુરુષોત્તમદાસના મનના સમાધાન માટે, પોતે પાઇ પણ લીધા વિના, સંકલ્પ કરી, ' સંપૂર્ણ દાન પહોંચ્યું અને તેનું ફળ યથોક્ત રીતે પિતાપુત્રને મળો ' એવો હૃદયપૂર્વક આશીર્વાદ દીધો. પેલા જોષીજી તો દિઙ્મૂઢ થઇ કહેવા લાગ્યા કે,

" જો આપના જેવા પુરુષો આમ કરશે તો પછી બ્રાહ્મણનો નિર્વાહ શી રીતે ચાલશે ? " ત્યારે આચાર્યશ્રીએ મંદ હાસ્ય કરતાં સૌમ્ય સ્વરથી ઉત્તર આપ્યો,

" જોષીજી ! દાનનો પ્રતિગ્રહ કરવો એ બ્રાહ્મણોના નિર્વાહ માટે નથી, પણ આર્તજનના કલ્યાણ માટે છે. માટે અલ્પ અથવા નામનો જ નિષ્ક્રય લઇને કે લીધા વિના જ, જનકલ્યાણના શુભ અને શુદ્ધ સંકલ્પ કરવા માટે બ્રાહ્મણનો જન્મ છે, દાન અને નિષ્ક્રય લઇને પેટ ભરવાનો ધંધો કરવાને માટે નથી. સંતોષ અને વિશ્વકલ્યાણની ભાવના એજ બ્રાહ્મણપણાનો પાયો છે. નિર્વાહ તો ગૌણ વિષય છે..." વગેરે.

આમાં, શ્રી નૃસિંહાચાર્યજીના પ્રતિગ્રહમાં પણ રહેલા ઔદાર્યનાં આપણને સ્પષ્ટ દર્શન થાય છે. આવો, પ્રતિગ્રહ અને પુરુષાર્થના શુચિ સંયોગનું સૂચન કરતો આર્યવિપ્રત્વનો સિદ્ધાન્ત, કોઇ પ્રતિગ્રહી બ્રાહ્મણકુલના આચાર્યમુખેથી નીકળ્યો હોવાનું, વિરલ વાચકોના શ્રવણમાં કે પ્રત્યક્ષ અનુભવમાં હશે !

અર્થ – તેની વ્યાવહારિક ઉપયોગિતા તથા વ્યવસ્થા, શુદ્ધ સાત્ત્વિક દાન, પ્રતિગ્રહ વગેરે સંબંધમાં શ્રી નૃસિંહાચાર્યજીના ઉદાર અને બહુ ચોકસ વિચારો આપણે જોઇ ગયા છીએ. તેથી ય અધિક અંશમાં કડક અને દૃઢ વિચારો પરિગ્રહ પરત્વે હતાં. તેઓ કહેતાઃ

" પ્રતિગ્રહ એ સામાન્ય વ્યવહારનું સાધન છે, અને પ્રસંગોપાત્ત તે અપ્રતિગ્રહવતીને પણ આવશ્યક ધર્મ-થઇ પડે છે. પરંતુ-પરિગ્રહવૃત્તિ કોઇ પણ મનુષ્યને ( બ્રાહ્મણ –

સંયોગોમાં આવશ્યક કર્ત્તવ્ય કે આપદ્ધર્મ નથી. પરિગ્રહ સર્વ પાપોનો આદિપ્રેરક છે."

આમ આ અદ્ભુત આચાર્યમાં બે વિષમ જણાતા ભાવોનું અનોખું મિશ્રણ હતું. એક પક્ષે, તેમની ધન – વૈભવ તથા તેના પરિગ્રહોપભોગ પ્રતિની ઉદાસીનતા, પ્રત્યેક પ્રસંગે પ્રતીત થતી નિર્મોહતા, નિ:સ્પૃહતા, નિર્લોભતા, ત્યાગવૃત્તિ, સ્વાશ્રયવૃત્તિ અને તેથી નિર્ભ્રાંત નિર્ભયતા – વગેરે અપૂર્વ હતાં. આ સર્વમાં ચમકતી પરોત્થાન અર્થે આર્થિક ઉદારતા સાથે અંતરથી સમભાવયુક્ત વિશાળતા અનુપમ હતી. અને અન્ય પક્ષે, સ્વ-ભોગવિલાસ કે નિજ સુખસામગ્રી માટે તેઓ એક પ્રકારની સંકોચયુક્ત કૃપણતા દાખવતા.

શ્રી મોહનસ્વરૂપજીની માયાથી દૂર રહેવામાં, તેઓશ્રીએ વાપરેલી કુશળતા સાક્ષી પૂરે છે કે

**धनं न कामाय हितं प्रशस्तम्**

એ યુધિષ્ઠિરનું કથન તેઓશ્રીએ વ્યવહારમાં ઉતાર્યું. અદૃષ્ટસત્તાપ્રેરિત, કે પૂર્વ જન્મોના પ્રારબ્ધ-પુરુષાર્થથી પ્રાપ્ત – પણ વર્તમાન જીવનમાં વિના પ્રયાસે મળતી – વૈભવલક્ષ્મીનો સહર્ષ સત્કાર ન કરતાં, તેથી વિમુખ બની, કોઇ પણ પ્રકારના વિષાદ ઉદ્વેગથી વિહીન રહી, ધન પ્રતિ નિઃસ્પૃહતા રાખનારા આજે ક્યાં અને કેટલ મળી આવશે ? સામાન્ય ગૃહોમાં શું કે સમૃદ્ધ મહેલોમાં શું ! લક્ષ્મીની લાલસા, અપ્રાપ્તની આશા, પ્રાપ્ત લાભમાં અધિકની લોભાશા – એથી વિરલ પુરુષો જ મુક્ત રહી શક્યા છે !

સુરતમાં શ્રી બ્રહ્મચારીજીની સ્થાવર જંગમ મિલકતની પોતાને

વળગવા આવેલા લપ પોતાનો પરાભવ ન કરે તેની શ્રી નૃસિંહાચાર્યજીએ પૂરતી કાળજી રાખી હતી. છતાં પણ, સંજોગો વિચિત્ર અને વિપરીત જોતાં, અનિચ્છાએ પણ પોતાના શિર ઉપર સંપત્તિ લદાતી જોઇને, તથા તેથી અનેક જીવોને ક્લેશનું કારણ ઉપસ્થિત થતું વિચારીને, પોતે સુરત છોડી વડોદરા આવી રહેવાનો ઉતાવળે નિશ્ચય કર્યો; તથા તેનો અમલ કરવામાં, ' પોતે મહાન્ ત્યાગી છે ' એવી પ્રશંસા થવાનો સંસ્કાર–ભાવ વાતાવરણમાં સ્ફુરણ થવા ન પામે તે માટે બનતી સાવધાનતા સેવી હતી.

સુરતમાં કે વડોદરામાં જ્યાં પોતે ગયા ત્યાં, તેઓ પ્રકટ ન થયા તો પણ તેમનું ઐશ્વર્યપ્રતિભાયુક્ત વ્યક્તિત્વ અવ્યકત રહી શકયું ન હતું. અમદાવાદ, સુરત અને બીજાં શહેરોના કેટલાક ભાવિક ધનપતિઓ તો ઘોડા – ગાડી – પાલખી વગેરે વાહનો લઇને દૂર દૂરથી તેમને તેડી જવા વડોદરા આવ્યા હતા, તથા કેટલાક તો, નિરાશાથી પાછા ફરતી વખતે, સાથે લાવેલાં વાહનો ભેટ તરીકે મૂકી જવાની ઇચ્છા દર્શાવી ચૂકયા હતા. પરંતુ ત્યાગમૂર્તિ શ્રી નૃસિંહાચાર્યજી પોતાના દૃઢ નિશ્ચયથી અને આચાર્ય–વિપ્રધર્મનિષ્ઠામાંથી બિલકુલ ડગ્યા ન હતા. પોતે હમેંશા પગપાળા ચાલવાનો નિયમ રાખ્યો હતો. પ્રલોભનના કોઇ પણ પ્રકારના વિકારી વહેણમાં તેઓ બળજબરીથી પણ તણાયા નથી; અને પ્રત્યેક પ્રસંગે સ્વસ્થતા ભરી શાંતિ અને પ્રસન્નતાપૂર્વક ગૃહસ્થધર્મનું પાલન કર્યું છે.

× × ×

એક સમયે ઉમરેઠના વતની એક ખેડાવાળ બ્રાહ્મણ, આચાર્યશ્રીના નિકટવાસી સાધકરત્ન શ્રી ત્રિકમલાલભાઇની સાથે, શ્રી નૃસિંહાચાર્યજી પાસે આવ્યા હતા. આ બ્રાહ્મણે વેદવિદ્યા અને

કર્મકાંડના અભ્યાસમાં સારો પરિશ્રમ સેવ્યો હતો. પરંતુ બીજાઓમાં થતો ઉત્કર્ષ તેનાથી સહન થઇ શકતો નહિ. તે તેજોદ્વેષી બ્રાહ્મણે, શરૂઆતના સમાગમમાં, જાણે ઉપદેશ કરતો હોય તેમ શ્રી નૃસિંહાચાર્યજી સમક્ષ પોતાના જ્ઞાનકાંડનાં પડો ઉકેલવા માંડયાં. પરંતુ મૌનવ્રતને દાખવતા શ્રી નૃસિંહાચાર્યજીની પ્રસન્ન – નિર્મોહ મુખમુદ્રા જોઇને, તેને દારુણ દુઃખ થયું. તેણે ખાનગીમાં તો શ્રી ત્રિકમલાલભાઇ સમક્ષ પોતાનો કુટિલ અભિપ્રાય પણ વ્યકત કર્યો:

" આ તમારા સદ્ગુરુ ! મારા એક પ્રશ્નનું ઉત્તર સરખું તો આપતા નથી, એનું તમે સકલ જ્ઞાનના નિધિ ગણી, શરણ સ્વીકાર્યું છે ! મારી પાસે અધ્યયન માટે આવનારા વિદ્યાર્થીઓ પણ સારું વાક્ચાતુર્ય દર્શાવે છે. "

શ્રી ત્રિકમલાલભાઈ કાંઈ બોલ્યા નહિ. બીજા દિવસે સાંજે તેમને ઉદ્દેશીને પેલા બ્રાહ્મણે પોતાના મનોભાવ વ્યક્ત કરવા યત્ન કર્યો, ત્યારે શ્રી નૃસિંહાચાર્યે ઉપર ટાંગેલા પાંજરા પ્રતિ દૃષ્ટિ અને અંગુલિ દર્શાવી, મંદ સ્મિત કરતાં કહ્યું:

" ત્રિકમભાઇ ! આપણે ત્યાં તો આ પોપટ પણ મિથ્યા પ્રલાપ કરતો નથી. " એટલામાં પાંજરૂ હાલી ઊઠયું અને એને પ્રાણમય બનાવનાર અંતરસ્થ શુક સુમધુર કંઠથી ત્રણ વખત રણકી ઊઠયો:

" શ્રી સદ્ગુરુદેવકી જય ! શ્રી સદ્ગુરુદેવકી જય ! શ્રી સદ્ગુરુદેવકી જય ! " પંદરેક પળો પોપટના ગાનમાં ગરકાવ થઈ ગઇ. પેલા બ્રાહ્મણભાઇ તો ગળગળા થઇ ગયા. અને શ્રી નૃસિંહાચાર્યના ચરણમાં પ્રણિપાત કરી કહેવા લાગ્યા,

" મને ક્ષમા કરો, મારો દોષ થયો. અને વિદાય લેતી વખતે તે હૃદયમાં, શ્રી નૃસિંહાચાર્યજીના ઉદારચરિત જ્ઞાનસંસ્કારની છાપ લેતો ગયો. કારણ, શ્રી નૃસિંહાચાર્યજીએ એક નાની થેલી તેના સમક્ષ મૂકી જણાવ્યું:

" આનો વિના સંકોચે સ્વીકાર કરો. "

" પણ શા માટે ? હું તો આપનો ઋણી છું. મારે આપના ચરણ..."

" હાલ ચરણમાં મૂકવાની જરૂર નથી. ઊઠો. હું જાણું છું, તમારે ત્યાં માંડવો બંધાવાનો છે. દેવું કરવાની તમે ફિકરમાં છો ને ! આ ધનનો યથોચિત કાર્યમાં ઉપયોગ કરજો. "

શ્રી ત્રિકમલાલભાઇ અને પેલા વિપ્રબંધુને આશ્ચર્ય લાગ્યું કે ચિત્તની ચિંતાનું કારણ આચાર્યશ્રીના જાણવામાં ક્યાંથી આવ્યું ! અને તે બ્રાહ્મણ ઉપર કરુણા કરવાની દયાનિધિ સદ્‌ગુરુના અંતઃકરણમાં વૃત્તિ શે સ્ફુરી !

× × ×

એવો જ બીજો પ્રસંગ, સાક્ષર શ્રી નર્મદાશંકર મહેતાની સાથે આવેલા એક પંજાબી નૈયાયિક બ્રાહ્મણ સાથે પડયો હોવાનું જાણમાં છે. તેણે પોતાના અસ્પષ્ટ ઉચ્ચારણથી પણ, શ્રી નૃસિંહાચાર્યજીની સાથે ખૂબ ચર્ચાઓ કરી, અને તે પરથી અનુમાન – તર્ક પણ ખૂબ કર્યા. આખરે શ્રી નૃસિંહાચાર્યજીની ચારિત્ર્યપ્રભાની અદ્વિતીય પ્રતિભાથી તે શરણે ગયો. પ્રથમ આવ્યો ત્યારે તે બહુ અક્કડ હતો. પણ જતી વખતે બોલ્યો,

" "મારા ગર્વ અને વક્ર ભાવથી મેં શરૂઆતમાં આપને પ્રણામ પણ નહોતો કર્યો, તે અવિવેક માટે અત્યંત ખેદ થાય છે. જેથી હું ક્ષમા ચાહું છું અને આપને સાષ્ટાંગ ભરૂં છું."

આ બ્રાહ્મણ માનનો આગ્રહી હતો. તેને શ્રી નૃસિંહાચાર્યજીએ ખૂબ માન અપાવ્યું. સભાઓ ગોઠવી, તેની વિદ્વત્તાની કદર કરાવી. અને આશ્રમમાથી જતી વખતે, શ્રીફળ તથા પાચ રૂપિયા આપી, વિદ્વાનોના સત્કારના ગૌરવનુ પ્રતિષ્ઠાપન કરી બતાવ્યું.

× × ×

શ્રી છોટાલાલ માસ્તર સાહેબ સાથે પધારેલા એક દ્વીં સાથેના દાન–વિષયક વાર્તાલાપમાં શ્રી નૃસિંહાચાર્યજીએ નીચેના મતલબના વચનો ઉચ્ચાર્યાનું જાણવામાં આવ્યું છે.

" યોગ્ય દાતાની શ્રદ્ધા ભક્તિથી પ્રેરાઇને પ્રતિગ્રહીતાએ સંકલ્પ સ્વીકાર કરવો એ જેટલું જરૂરી છે, તેથી ય અધિક, દાતાના અંતઃકરણના ઔદાર્ય કરતા વિશેષ વિસ્તૃત ઔદાર્ય પ્રતિગ્રહીતાએ સેવવો આવશ્યક છે. જે સારી પેઠે – નિષ્કામ હૃદયથી – સમર્પણ કરી શકે છે, તે જ સુખેથી સ્વીકાર કરી શકવાને અધિકારી છે. માટે તો દાનકર્મના ઉત્તમ અધિકારી, શાસ્ત્રોવડે ' ગુરુજન 'ને કહેવામા આવે છે. જેમ સમર્થ દાતા સદ્ગુરુ હોય છે, તેમ સમર્થ પ્રતિગ્રહીતા પુરુષ પણ સદ્ગુરુ જ હોય છે. કારણ તપતેજના સામર્થ્ય વિના દાન જીરવી શકાતું નથી " વગેરે.

ખરેખર ! " ગુરુ સમ નહિ કોઉ દાતા " એ " શ્રી નૃસિંહવાણીવિલાસ "ની પોતાની પંક્તિ, શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના યથાર્થ દાતૃત્વધર્મથી સિદ્ધ કરી બતાવી હતી. ઉપરના જેવા

અનેક વ્યાવહારિક પ્રસંગોમાં તો તેમનું કેવળ અર્થ-પરત્વેનું ધર્મ-લક્ષણ પ્રતીત થાય છે. પરંતુ અર્થથી ચઢિ દાન વિદ્યાદાન – સંસ્કારદાન છે, તથા સર્વથી શ્રેષ્ઠ દાન આત્મ છે. જગતમાં સર્વસ્વનું દાન કરનારા – પ્રસંગ પરત્વે પ્રાણા કરનારા માતા પિતા મિત્રો જેવા – વિરલ દાનેશ્વરીઓ પણ આવે છે. પરંતુ આત્મદાન કરનાર અલૌકિક માનવતાને ધા કરનારા તો વિરલમાં ય વિરલ હોય છે. સાચા સદ્ગુરુઓનો અ આત્મદાની બનવાનો ધર્મ છે. સામાન્ય કોટિના મુમુક્ષુઓ દાનપ્રવાહ વહેવવા તથા આત્મારામ કોટિના મહાત્મા સ્વરુપાનંદનું પ્રદાન કરવા માટે તો લીલાતનુઓનો અવતાર હોય એવી શાસ્ત્રોની પ્રતિજ્ઞા છે.

શ્રી નગીનદાસ સંઘવી કૃત ' **जयति नृसिंहगुरो** ' સંસ્કૃત આરતિ કેટલાંય વર્ષોથી ગવાતી આવી છે. ર થી નૃસિંહાચાર્યજીને **निरामयोऽभयदानी** કહીને સંબોધેલા એ યોગ્ય છે. કારણ કે તેઓશ્રીએ અનેકના ભય–ભ્રાન્તિ, અજ્ઞાનતિ તથા દુરિતોનું દલન કરીને, **निरामयता, अभय** અને સત્ય જ્ઞાન આનંદનું ( ચિતિસ્વરુપાનંદનું ) દાન કર્યું છે. આ વિલ: દાનક્રિયામાં, તેઓશ્રીએ નાનામોટાનો, જ્ઞાતિજાતિનો, વર્ણધમ કે દેશ – પહેરવેશનો બિલકુલ ભેદ રાખ્યો નથી. પરંતુ સૌ સં અધિકાર પ્રમાણે, સર્વમાં સમભાવપૂર્વક દિવ્યતાનો સ્રોત રેલાવ્યો

× × ×

**મહંમદઅલી** ખોજા કરીને એક મહુવાના રહીશ હતા. ધંધુકાના **આત્માનંદ સરસ્વતીનો** સમાગમ સેવતા. આ સંન્ય મહુવામાં ગોપીનાથ મહાદેવમાં ઘણી વાર પધારતા. બે ચાર વ

અત્યંત આતુરતાપૂર્વક ખોજાએ આત્માનંદજી પાસે દીક્ષા — ઉપદેશની યાચના કરી. પરંતુ જ્ઞાની સંન્યાસીએ અનેક કારણોસર, તેને દીક્ષા ન આપતાં જણાવ્યું કે:

" વડોદરામાં શ્રેયઃસાધકઅધિકારીવર્ગના સદ્ગુરુ પાસે જાઓ. "

" પણ હું તો ખોજો છું. શ્રી નૃસિંહાચાર્ય તો ગૃહસ્થાશ્રમી ગુરુ છે અને વર્ગનો સનાતન ધર્મ છે. મારો અંગીકાર શી રીતે થશે ? આપ તો સંન્યાસી છો. મને અપનાવવામાં આપ મારા ઉપર અનહદ કૃપા કરશો ! "

અનેક વખત કાલાવાલા કર્યા છતાં શ્રી ખોજાના કાન ઉપર એક જ અવાજ અથડાયા કર્યો કે " શ્રી નૃસિંહાચાર્યજી પાસે જાઓ. "

પરંતુ તે વખતે તો તે ગયા નહિ. વર્ગનું મુખપત્ર 'મહાકાલ' નિયમિત વાંચવાથી, એકાદ વર્ષમાં તેમના અંતઃકરણમાં વિલક્ષણ ફેરફાર થવા લાગ્યો. શ્રી માસ્તર સાહેબ તથા શ્રી નૃસિંહાચાર્યજીની લેખિનીમાંથી નિર્ઝરતો બોધ તેમના હૃદયમાં પ્રત્યક્ષ રીતે ઉતરવા લાગ્યો. પ્રથમ તો તેમણે, શ્રી નૃસિંહાચાર્યજી ઉપર, પોતાનો અંગત પરિચય આપતો પૂર્ણ વિવેકથી પત્ર લખ્યો અને તેમાં પોતે ' ખોજા ' હોવાનું જણાવી, ' શરણને યોગ્ય શી રીતે થઈ શકે ' એવી શંકા રજુ કરી. શ્રી નૃસિંહાચાર્યજી તરફથી વાત્સલ્યપ્રેમથી છલકાતો પ્રત્યુત્તર મળ્યો. અને તેમાં સંતનું સ્ફટિકશુદ્ધ હૃદય વિલસી રહ્યું. પત્રના શબ્દેશબ્દમાં તેમને સર્વાત્મદર્શી - સદ્ગુરુનાં દર્શન થયાં. તેમના અંગેઅંગમાં આનંદલહરીએ તરવરી રહી. પત્રમાં સ્પષ્ટ સૂચન હતું કે,

આત્મોદ્ધારના માર્ગમાં પ્રયાણ કરવાને સ્થૂળ શરીરની અપેક્ષા નથી. શરીર શ્યામ રંગનું હોય કે ખોજાનું હોય–અમે તે સ્થળ-સમયનું હોય; માત્ર આત્મા પ્રતિ લક્ષ્ય કરવું જરૂરી છે. '

પરંતુ સંકેતવશાત્ શ્રી ખોજાએ વર્ગને ભેટવામાં વિલંબ કર્યો. ઇ. સ. ૧૮૯૭ માં શ્રી નૃસિંહાચાર્યજીની સ્વરુપશાંતિ થઇ. શ્રી ખોજાને પુષ્કળ પરિતાપ થયો. હાથમાં આવેલો અમૂલ્ય હીરો ગુમાવવા જેટલી ગ્લાનિ તેમના દિલમાં થઇ. પરંતુ વર્ગના આચાર્ય જેવા જ પ્રતિભાશાળી શ્રી માસ્તર સાહેબના ' મહાકાલ 'માં પ્રકટ થતા લેખોમાં વીર્યભાવને આહ્‌વાન કરતાં વચનોથી તેમની શ્રદ્ધા, ખંત અને ધૈર્ય વિશેષ દૃઢ બન્યાં. સને ૧૯૦૪ મા શ્રી માસ્તરસાહેબનો ' વાણીનિરોધ ' લેખ વાંચીને, કહે છે કે, શ્રી ખોજા ખૂબ ખુશ થયા અને શ્રી માસ્તર સાહેબને મળવા આવ્યા. અને પછી તો તેઓ વર્ગના સારા સાધકો પૈકી એક થઇને રહ્યા. આખું જીવન પરિવર્તન થવામાં, શ્રી નૃસિંહાચાર્યજીનો અનુકૂળ સ્વીકાર્ય ઉત્તર પરમ નિમિત્ત રૂપ કે ઉપાદાન હેતુ રૂપ હતો. નહિ તો શ્રી આત્માનંદજીની પેઠે, શ્રી નૃસિંહાચાર્યજીથી જો તે અદીક્ષિત રહ્યા હોત તો નિરુત્સાહી જીવનપ્રવાહ કઇ દિશામાં વળાંક લેત તે કહેવું મુશ્કેલ છે–એમ શ્રી ખોજા પોતે જ સાધકો સમક્ષ કહેતા હતા.

× × ×

શ્રી **ઐયાજી ઇંહારકર** નામના મદ્રાસી શાસ્ત્રી, પ્રખર વિદ્વાન્ પણ વિવાદી વિશારદ હતા. ગીતા સંબંધી તેમનો મત સર્વમાન્ય ગણાતો. સંસ્કૃત પાઠશાળામાં વ્યાકરણ – વગેરેનો અભ્યાસક્રમ કરવા છતાં, એ જ્ઞાનમાં ઉણપ સાલતી હશે, તે

દૈવસંયોગે શ્રી નૃસિંહાચાર્યજીના સમાગમમાં આવ્યા. બે ત્રણ દિવસમાં જ તેમનું માની મસ્તક નમ્યું. આચાર્યશ્રીની તેમણે સેવા સ્વીકારી. વેદની કેટલીક સંહિતાઓના મહત્વના ભાગનું અને આખી ય યજુસ્સંહિતાનું રહસ્યસ્ફોટન તેઓ આચાર્યશ્રી પાસેથી માત્ર અલ્પકાળમાં જ શીખી ગયા. તેઓ ઘણીવાર કહેતા,

"અનેક ગ્રન્થોનો પરિશ્રમપૂર્વક મેં અભ્યાસ કર્યો હોવા-છતાં, શ્રીસદ્‌ગુરુમુખથી મને પ્રાપ્ત થયેલી યજુર્વેદવિદ્યા સંબંધમાં, કોઈપણ સ્થળે, કોઈ કાળે વાદવિવાદ કે સભાકસોટીનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, ત્યારે તેમાં મારો જ વિજય થાય છે. વળી, જીવનમાં વ્યામોહ વિકલતા ઉત્પન્ન થવાની પળોમાં પણ, ગીતા અને ઇતર શાસ્ત્રગ્રન્થોનું અવલોકન કરવા છતાં, સ્થિર શાંતિની પ્રાપ્તિ માટે મને યજુર્વેદસંહિતાના સત્સંગની અપેક્ષા રહે છે."

એમાં સંહિતા કરતાં તેમને શ્રી નૃસિંહાચાર્ય ગુરુનું ગૌરવ પ્રતાપશાળી હોવાનું પ્રતીત થતું હતું. પોતાને સત્યજ્ઞાનપ્રદાન કરનાર સદ્‌ગુરુનું ઋણ અલ્પાંશે પણ આ જીવનમાં શી રીતે ફેડી શકાય—એવા કૃતજ્ઞતાના વિચારમાં રહેતા શ્રી ભૈયાજીએ મૃત્યુપર્યંત આચાર્યશ્રીની છડી પોકારવાનો—શરણભાવપ્રધાન—ધર્મ સ્વીકાર્યો હતો, અને એ રીતે પોતે કૃતકૃત્ય થયાનો સંતોષ માનતા હતા.

આ ઉપરાંત વર્ગનાં માસિકોમાં અધ્યાત્મવિષયક સાહિત્ય ઘડવામાં વિવિધ વિદ્વાનોને મૂળ પ્રેરણા અને શિક્ષાનાં દાન તો શ્રી નૃસિંહાચાર્ય તરફથી જ મળેલાં હતાં. યોગનાં રહસ્યમય સૂત્રોનો અર્થ તથા પ્રયોગ, અસંખ્ય સાધકસજ્જનોને શીખવવામાં, શ્રી નૃસિંહાચાર્યજીએ અમૂલ્ય દાનધર્મ બજાવ્યો છે. સર્વોત્તમભાવના

શિરોમણિ શ્રી નૃસિંહાચાર્યજીની સમદર્શિતાનાં અસંખ્ય ઉદાહરણો છે. પણ અત્રે માત્ર ઉપરોક્ત ખોજાની પેઠે બીજું એક પરધર્મી મુસ્લીમનું જ દષ્ટાંત ટૂંકમાં આપીશું.

કે. શ્રી સયાજીરાવ મહારાજના પ્રાચીન પ્રેમના પરિણામે, સને ૧૮૮૬ માં સ્થપાયેલી વડોદરા ભારતીય સંગીત પાઠશાળામાં, પ્રો૦ **મૌલાબક્ષ** સંગીતના ઉસ્તાદ હતા. આ ધર્મપ્રેમી મુસલમાન કુરાનોક્ત જીવન ગાળવા તથા આત્માની ખોજ માટે મથી રહ્યા હતા. એક પ્રસંગે, ભૂતડીનાં ઝાંપે, શ્રી નૃસિંહાચાર્યજીના નિવાસ પ્રતિ તેમના અંતઃકરણમાં અચાનક આકર્ષણ થયું. તે સત્સંગથી તેમને સાત્વિક આનંદ થયો. પછી તો રોજ નિયમિતપણે શ્રી નૃસિંહાચાર્ય સાથે સત્સંગ કરવાનો તેમને અભ્યાસ પડી ગયો. દિનપ્રતિદિન સંપર્ક વધતાં, શ્રી મૌલાબક્ષના મનમાં શ્રી નૃસિંહાચાર્યજીના હૃદયની પવિત્રતા, નિખાલસપણું અને સમીપ વર્ગના સર્જનો પ્રત્યેના પ્રેમભર્યા વર્તનની અદ્ભુત છાપ પડી. કોઈ જિજ્ઞાસુ પૂછે ત્યારે, અથવા પ્રસંગે થતા ઉત્સવોમાં, શ્રી નૃસિંહાચાર્યજીના મુખમાંથી ઝરતા તત્ત્વબોધામૃતને ઝીલવાનો સુયોગ પ્રાપ્ત થતાં, શ્રી મૌલાબક્ષ પુષ્કળ પ્રસન્ન થયા. પોતાના અંતરમાં નિરંતર ઘોળાયા કરતા જટિલ પ્રશ્નોનું નિરાકરણ ...... આ મહાન સંતમાં સામર્થ્ય સમાયેલું છે, એવી એમને ...સિંહાચાર્યની જ્ઞાનસમૃદ્ધિ માટે નિઃશંક નિષ્ઠા ઉત્પન્ન થઇ. ...ાં હિંદુ ધર્મના આનંદદાયી ઉત્સવોમાં ઉભરાતો ઉત્સાહ ...થી તે વિશેષ શ્રદ્ધાવાન બન્યા. તેથી તે દરેક ઉત્સવમાં ...ક હાજરી આપવા લાગ્યા.

શ્રી નૃસિંહાચાર્યજી સમક્ષ, એક વખતે, શ્રી મૌલાબક્ષે પોતાના વિચારોની પરંપરાઓનું નિવેદન કર્યું, તથા સમાધાન માટે

યાચના કરી. શ્રી નૃસિંહાચાર્યજી જિજ્ઞાસુને એકદમ સીધી રીતે સંતોષ આપતા નહિ. બનતા સુધી સાધક પોતે પોતાની મેળે, શંકાનું સમાધાન કરી શકે – ભવિષ્યમાં ગુરુની અનુપસ્થિતિમાં પણ, ઊઠવા પામતી સમસ્યાઓનો ઉકેલ સ્વયં સાધવા સમર્થ બને, – એ શુભ સ્વાતંત્ર્ય-હેતુથી પ્રેરિત વાર્તાલાપ કરવાની શ્રી નૃસિંહાચાર્યજીની પદ્ધતિ હતી, અને શ્રી મૌલાબક્ષને ધીમે ધીમે તેમનાં, સુંદર સચોટ ઉત્તરો તેમજ તાત્ત્વિક વ્યાખ્યાનોથી પુષ્કળ સંતોષ થયો. પોતાનું જીવન પણ ઉન્નત બનતું તેમણે અનુભવ્યું. તેમના સંતોષભાવમાં દિવસે દિવસે-અત્યંત ભરતી આવી. એ ભરતીએ એક દિવસ મર્યાદા મૂકી, સ્પષ્ટ આવિષ્કાર માગ્યો. સંકોચાતા દિલે પવિત્ર મનના મીયાંએ એક સાંજે, પોતે માનેલા પોતાના 'અલ્લાહના રસુલ' સમક્ષ પોતાની પાક હૃદયની ઊર્મિનો એકરાર કર્યો:

" આપશ્રી મારી એક અરજ..."

" બોલો મીયાં, ગભરાવાની કાંઇ જરૂર નથી. " અને મીયાંના ચિત્તની ઇચ્છા તથા ડર અને સંકોચનું ખરું કારણ જાણી ગયા હોય તેમ આચાર્યશ્રીએ ઉમેર્યું કે,

" નાના, મોટા, બુઢ્ઢા, બાલક, હિંદુ, મુસલમાન અહિં તો સહુ સરખા છે. સર્વમાં એક જ આત્મા વિલસી રહ્યો છે. "

" નૃસિંહાચાર્યજીના આ 'સમાનભાવ'ના ઉદ્દગારે શ્રી મૌલાબક્ષના ને મોકળું કરી દીધું. અને નિઃસંકોચપણે તેને વાચા સ્ફુરી:

" મારા પર આપની મોટી રહેમ થઇ છે. આપની દુઆથી મારા આત્મકલ્યાણનો માર્ગ મળી ગયો છે. હું તો રંક દાસ બીજું તો કાંઇ નહિ પણ મારી અલ્પ ભેટ સ્વીકારશો તો..."

શ્રી મૌલાના મુખ ઉપર પ્રકટેલા સહજ સંકોચને દૂર કરવા, તેનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ, શ્રી નૃસિંહાચાર્યજી સિંહનાદ કરીને બોલ્યા:

" તમારી સઘળી ભેટ સ્વીકારીશ. મીયાં ! દીલ પાક જોઇએ."

" તો, આપ આ સીજની ( અંગરખું ) પહેરો છો, તે આ દાસ બનાવી લાવે તે આપના અંગ ઉપર ધારણ કરશો ને મારા મનની મુરાદ પૂરી કરી મને કૃતાર્થ કરશો. "

" બસ, એજ ને ! હવેથી દર ઉત્સવે હું તમારી પ્રેમકફનીને જ પહેરીશ. પછી છે કાંઇ!" શ્રી નૃસિંહાચાર્યજીએ હાસ્યથી પોતાના વચનમાં શ્રદ્ધા ઉપજાવી...આજુબાજુ બેઠેલા કેટલાક વૃદ્ધ સદ્‌ગૃહસ્થો અને પાઘડીધારી પંડિતો જેવા જણાતા સજ્જનોની આંખોમાં ચમકાર જણાયો. વર્ણાશ્રમના વિચારમાં તેઓ જાણે ગુમ થઇ ગયા! સર્વે વિસ્મયભાવે, શ્રી મૌલાબક્ષ પ્રતિ એકીટશે જોઇ રહ્યા.

" પણ, તમે મને સંગીત શીખવશો ને ? "

" આપ તો સંગીતને શોભાવનારા છો. આપને હું શું શીખવું ? મને ખબર ન હતી કે વિવિધ ઢાળમાં વહેતા સંસ્કૃત શ્લોકોમાં સંગીતના રાગોની આવી અદ્‌ભુત શક્યતા છે ! એ તો તે દિવસે આપે તથા આપના દર્શનપૂજાર્થે આવતા પેલા શાસ્ત્રીજીએ મધુરતાથી ગાઇ સંભળાવ્યું ત્યારે મારી ખાતરી થઇ. " શ્રી મૌલાએ પ્રથમ સમાગમે, સુંદર ' ગઝલો ' છોડી હતી અને એવુ સગીત સંસ્કૃત –ગૂજરાતીમાં નહિ હોવાનું કહેલું. ત્યારે શ્રી નૃસિંહાચાર્યજીની આજ્ઞાથી · આશ્રમમાં આવેલા એક -નાના બાળકે સુંદર તોટક· શ્લોકને સરસ ભાવવાહીપણે ગાઇ બતાવ્યો હતો ત્યારે પોતે મુગ્ધ

બની ગયા હતા. તેનું શ્રી મૌલાને સ્મરણ થયું. પછી મીયાં પ્રસન્નતા પ્રકટ કરતા બોલ્યાઃ

"બાપજી ! પહેલાં મેં એમ નહોતું ધાર્યું કે મારી મુસલમાનની કફનીનો આપ હિન્દુ આચાર્ય અંગીકાર કરશો. અત્યાર સુધી આપ મારા પ્રણામ અને ફૂલહારની પૂજાને આનંદથી અપનાવી લો છો તેજ મારે મન બહુ હતું. પરંતુ આજે તો આપે મારા દિલમાં થોડા ઘણા અંશમાં પણ રહેલા ધર્મના ભેદભાવને દૂર કર્યો છે. એ આપનામાં રહેલા પયગંબરને સૂચવે છે..."

શ્રી નૃસિંહાચાર્યજીએ તરત નાક ઉપર આંગળી મૂકી, શ્રી મૌલાબક્ષને વિશેષ પ્રશંસા કરતા રોક્યા અને કહ્યુંઃ

"કયા હિન્દુ, કયા મુસલમાન – એ સર્વ મતલબી દુનિયાના ભેદ છે. સર્વના હૃદયમાં રહેલો રામ – રહીમ તે એક જ અનાદિ તત્ત્વ છે. * પરંતુ જ્યાં સુધી આ સમભાવ સિદ્ધ નથી થયો ત્યાં સુધી પોતપોતાની ધર્મમર્યાદાઓનું સમજપૂર્વક પાલન કરવું જરૂરનું છે, એટલું જ નહિ પણ સમભાવની સિદ્ધિની સમીપ લઇ જનાર છે. હિન્દુ શાસ્ત્રો, સંતો કે ઋષિમુનિઓએ અથવા મુસ્લીમ પીર પયગંબરોએ, યથાર્થ રીતે નીતિમર્યાદાઓનો આદેશ કર્યો છે...મીયાં, તમારે સંકોચ રાખવો નહિ. તમારે કફની મને આપી જવી."

ઉપર્યુક્ત પ્રસંગમાં આપણને આચાર્યશ્રી, તેઓશ્રીના પદમાં સંતલક્ષણ ગાયા પ્રમાણે, 'સમદર્શી સરદાર' સ્વરૂપે વિલસી

* આ વિચાર પણ, શ્રી નૃસિંહાચાર્યજીના સિદ્ધાન્તો પૈકી મહત્ત્વનો છે તેને જુદી જુદી રીતે, તેઓશ્રીના સાહિત્યગ્રન્થોમાં નિરૂપિત કરેલો છે.

રહેલા પ્રતીત થાય છે. પોતાના પ્રતિ અપ્રતિમ આદરભાવને વ્યક્ત કરવા પ્રેમથી અર્પાતી ' સીજની 'ની ભેટનો સહર્ષ સ્વીકાર કરવામાં, હિન્દુ આચાર્ય શ્રી નૃસિંહાચાર્યે શ્રી મૌલાબક્ષના મુસ્લીમ દેહને જરા પણ મ્લેચ્છ કે અસ્પૃશ્ય માન્યો નહિ. મુસ્લીમ માનવીના ઉદ્ધારણાર્થે, તેની યોગ્યતા અને અધિકાર પ્રમાણે તેને ઉપદેશ ગ્રહણ કરવાની અનુકૂળતા કરી આપવામાં પરજાતીય – પરધર્મીય વ્યવહારતત્ત્વથી થતી મિથ્યા ' આભડછેટ 'ની કે મુસ્લીમ દેહની દરકાર ન કરતાં, તેની પાછળ પ્રકાશતા મથતા શુદ્ધ આત્મભાવની પાત્રતાની જ પરવા કરી છે. તેમાં તેઓશ્રીની આચાર્ય તરીકેની મહત્તા, સત્યધર્મ પ્રતિના અનુરાગની પ્રતિષ્ઠા, પરધર્મસહિષ્ણુતા, – જે સર્વધર્મ સંબંધી જ્ઞાનને શુદ્ધ રાખનાર તત્ત્વ છે તે – વિશ્વબંધુત્વ, વગેરેનાં દર્શન થાય છે.

અને શ્રી મૌલાબક્ષે પણ શ્રી નૃસિંહાચાર્યમાં રહેલા આશ્ચર્યકારક ચારિત્ર્યવૈભવની તથા લૌકિક દૃષ્ટિથી વિચારતાં સંગીતાદિ જ્ઞાનની સંપત્તિની પ્રતીતિ કરી, કદર કરી હતી. શ્રી મૌલાબક્ષ સ્વરલિપિ (નોટેશન) કરવામાં પ્રવીણ હતા. તેમને શ્રી નૃસિંહાચાર્યજીની કેટલીક કવિતાઓ કંઠસ્થ હતી. તેમાંનાં ઘણા પદોની સ્વરલિપિ બનાવી, તેઓ વિદ્યાર્થીઓને વર્ગમાં શીખવતા હતા. મુસ્લીમ મૌલાબક્ષની ' સંગીતગાઈડ 'માં શ્રી નૃસિંહાચાર્યજીનાં ઘણાં પદો નોટેશન સહ મળી આવે છે. ' શ્રી નૃસિંહવાણીવિલાસ ' ભાગ ૧ માંનું

' ચેત કે ચિત્ત લગાના, જગતમેં ચેત કે ચિત્ત લગાના '

એ પદ તો મને પણ, સંગીતના વિદ્યાર્થીઓ પાસેથી આજે પણ, સારી પેઠે ગવાતું શ્રવણ કરવાની તક મળી છે. આમ, શ્રી મૌલાબક્ષ પોતે પણ સંસ્કારી જિજ્ઞાસુ સત્પુરુષ હોઈ, શ્રી નૃસિંહાચાર્યજીની

પ્રીતિના પાત્ર બની રહ્યા. કાઠીયાવાડના પ્રવાસમાં, કહે છે કે, શ્રી નૃસિંહાચાર્યજી આ મૌલાબક્ષને પોતાની સાથે લઇ ગયા હતા !

× × ×

'સિદ્ધાન્તસિન્ધુ' વગેરે ગ્રન્થોમાં **अतिथिदेवो भव** એ નીતિસૂત્રના પાલનના મહત્ત્વ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે તે પ્રમાણે તેઓ પોતે ચીવટાઈપૂર્વક વર્તતા હતા. તેમના પ્રત્યે દ્વેષ રાખનારનું પણ પ્રસંગ આવે હિત કરવામાં તથા પોતાનો પ્રથમ લાભ ઊઠાવી જનાર પુરુષ પાછળથી લૌકિક દષ્ટિએ તેમનું નુકસાન કરવા પ્રવૃત્ત થાય તો પણ તેના પ્રતિ દ્વેષ, અહિત કે અનાદરભાવ નહિ રાખવામાં તેઓ ખાસ કાળજી રાખતા. પોતાને ત્યાં પધારેલા, કોઇ પણ અતિથિને ભોજન લીધા વિના, અગર તેની અનુકૂળતા પ્રમાણે વ્યવસ્થા પૂરી પાડયા વિના, વિદાય કરવામાં તેમનું ચિત્ત ખિન્નતા અનુભવતું. જેમ અસત્ય પ્રતિ તેમનો તિરસ્કાર હતો તેમ કોઇ પણ આગંતુક મનુષ્યના અનાદર કે અપ્રસન્નતા પ્રતિ તેમને ઘૃણા હતી.

પોતે એક સમયે આશ્રમમાં એકલા હતા. પોતે જાતે જ રસોઇ બનાવતા હતા. સાત સાધકો બહારગામથી વડોદરા આવી ચઢયા. જે કાર્ય હતું, તે પતાવીને તેઓ બપોરના જવાના હતા. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજીએ આગ્રહપૂર્વક જણાવ્યું હતું કે,

" પ્રસાદ લીધા વિના ન જવાય. જમીને જ જજો. "

બાપજીશ્રીની પ્રસાદભાવના સાધકોને આજ્ઞા સમાન હતી, પણ તેમને ખબર ન હતી કે રસોઇની સેવા ઉઠાવનાર બાપજીશ્રી

પોતે જ હતા. તેઓ તો શહેરમાંથી કાર્ય પતાવી, દશ સવા દશે વહેલા આવ્યા. શ્રી નૃસિંહાચાર્યજીએ તેઓને આતુરતાથી પૂછ્યું:

" બહુ વાર લાગી કાંઇ ! રસોઈ ક્યારની ય તમારી વાટ, જોઈ રહી છે. "

" એટલી વારમાં રસોઇ થઇ ગઇ ! " સાધકો આશ્ચર્યચકિત આંખો વિકાસતા બોલ્યા. જમતી વખતે રસોઇમાં એવો સુંદર સ્વાદ અને આહ્લાદ હતો કે સૌ કોઇ જમવામાં તલ્લીન થઇ ગયા. વચમાં શ્રી નૃસિંહાચાર્યજીએ એક વીરમગામના સાધક પ્રતિ ભાવથી વિનોદ કર્યો,

" કેમ ભાઇ ઠીક છે ને ! વીરમગામ જેવું તો ક્યાંથી હોય ? " પેલા સાધકે પણ વિનોદમાં જ જવાબ આપ્યો.

" **વીરમગામ** કરતાં વડોદરા જાય તેમ નથી. બાપજી, આપ વીરમગામ પધારો અને આ રંકના ઘરની સામગ્રીનો સ્વાદ કરી કૃતાર્થ કરો. "

" વખત આવે એમ થશે, પણ આજ તો આ સામગ્રીનો સ્વાદ કરોને. આ બિનઅનુભવી હાથે કરેલી વાનગીઓ, તમારા સર્વના મુખમાં રસપૂર્વક સ્થાન પામે છે, એ જોઇ મને અત્યંત આનંદ થાય છે. "

આ બિન અનુભવી હાથે – એ શબ્દો હરતાભિનયસહ ઉચ્ચારાતાં સાંભળી, સાધકોના કોળિયાસહ મુખ સુધી ગયેલા હાથ સ્થગિત થઇ ગયા. શ્રી નૃસિંહાચાર્યજીએ સર્વને સચેત કર્યા,

" ચાલો જમી લ્યો, ગાડીનો સમય થઇ જશે. "

બધાએ ચૂપચાપ જમી લીધું. ' આ ઋણનો બદલો ક્યારે વળશે.' — એ સર્વના અંતઃકરણના સંકલ્પની નોંધ લીધી હોય તેમ, વગર પૂછે જ શ્રી નૃસિંહાચાર્યજી સર્વને પ્રસન્નતાપૂર્વક વિદાય આપતા બોલ્યાઃ

" તમે કોઈ શરમાશો નહિ. હું તમારે ત્યાં આવીશ ત્યારે તમારા કરતાં ય બમણું જમીશ. "

તે પ્રસંગ પછીનાં વર્ષોમાં, વીરમગામવાળા સાધક સિવાય, સર્વનાં નિમંત્રણ સ્વીકારવાનો સંકેત શ્રી નૃસિંહાચાર્યજીએ પરિપૂર્ણ કરી, ભક્તોને પ્રસન્ન કર્યાં. વીરમગામવાળા શ્રી **હરિલાલભાઇ** ચાતકની ડેઢ વર્ષો સુધી પૂજ્યશ્રીના આગમનની રાહ જોઈ રહ્યા હતા. કાલક્રમે શ્રી નૃસિંહાચાર્યજી પ્રકૃતિનું કારણ કાઢી, વીરમગામ શ્રી **નાથાલાલભાઇ** નામના સુજ્ઞ સાધકને ત્યાં પધાર્યાં અને કેટલોક સમય તેમને ત્યાં જ રહી, તેમના જીવનનો ક્રમ પરિવર્ત્તાવવામાં કારણ બન્યા. દરમ્યાનમાં શ્રી નાથાલાલભાઇનાં પત્ની ગુજરી જવાથી, શ્રી નૃસિંહાચાર્યજી તેમને બીજું લગ્ન કરવા કહ્યા કરતા હતા. મુશ્કેલીઓ અને વિટંબણાથી અકળાયલા શ્રી નાથાલાલ, શ્રી નૃસિંહાચાર્યજી પોતાને ત્યાં પધાર્યાથી શાંતિમાં મગ્ન થઇ જવાથી, વિવાહ સંબંધી વિચારને તદ્દન જ વિસરી ગયા હતા. સદ્દગુરુની વારંવાર સૂચના થવાથી, શ્રી નાથાલાલે બીજો વિવાહ નહિ કરવાનું ખરુ આર્થિક કારણ કહી સંભળાવ્યું. ત્યારે શ્રી આચાર્યશ્રીએ સૂચન કર્યું:-

" આપણા સાધકોમાંથી કોઇ તમને પૈસા ધીરે તેમ નથી ?"

" ધીરે, પણ બાપજીશ્રી ! માગવું ને મરવું બે બરોબર છે."

" એમાં શું ! તમે હરિલાલભાઇ પાસે જાઓ. તે તમને વગર માગ્યે પૈસા ધીરશે. " તેઓશ્રીએ અર્ધસ્ફોટભરી વાણીમાં માર્ગ દર્શાવ્યો. પણ પોતાને શ્રી હરિલાલભાઇની સેવા સ્વીકારવાની કૃપા કરવી હતી તે પ્રકટ ન કર્યું.

શ્રી હરિલાલભાઇને ઘેર શ્રી નાથાલાલ ગયા. તેમને કાંઇ સંકોચ ન થાય તેવી સ્વાભાવિક લાગે તેવી રીતે શ્રી હરિલાલભાઇએ પોતે જ ' લગ્નનું કાંઇ નક્કી થયું કે ! કામકાજ કહેજો ' – એમ વાતોની શરૂઆત કરી. અને શ્રી નાથાલાલ પૈસા વિના અટકી પડયા છે એ જાણતાં, શ્રી નૃસિંહાચાર્યજીના સત્‌શિષ્ય શ્રી હરિલાલભાઇએ હસતાં હસતાં કહ્યું:

" નાથાભાઇ ! હું તમને એક શરતે પૈસા આપું ! " શ્રી નાથાભાઇના મનમાં વ્યાજનું નક્કી કરવા સંબંધી શરતની ધારણા હતી, તેથી કહ્યું,

" મારે તમારી તમામ શરતો કબૂલ છે. કહો. "

" તમારે સાંની હું કહું તે ચીજ તમે મારે ત્યાં અમુક મુદતસુધી જિરો મૂકો તો હું તમને રકમ ધીરૂં. " એટલું બોલી તેમણે ગંભીર મુખમુદ્રા કરી. શ્રી નાથાભાઇને પોતાના સાધક બંધુની – શ્રી નૃસિંહાચાર્યજીના શિષ્યની – પ્રામાણિકતાની પૂર્ણ ખાતરી હતી. તેમાં ય આ પ્રસંગ તો પોતાના સદ્‌ગુરુની પ્રેરણાથી જ ઉપસ્થિત થયો હતો. તેથી તેમણે હા કહી. વચન અપાયાં. વિશ્વાસના વહેણમાં ઉભય તણાયા. શ્રી હરિલાલભાઇએ પુલકિત ગાત્રો તથા ગદ્‌ગદિત કંઠથી કહ્યું:

" વસ્તુમાત્રનો સાર-વસ્તુતત્ત્વ શ્રી-સદ્‌ગુરુ ભગવાન તમારા

જેવા સદ્‌ભાગીને ત્યાં વિરાજમાન છે, તેમની હું માગણી કરું છું-બીજી કોઈ ચીજની મને જરૂર નથી. "

શ્રી નૃસિંહાચાર્યજી તથા શ્રી નાથાલાલ, શ્રી હરિલાલભાઈનો ગુરુભાવ કળી ગયા. અને એ રીતે શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, અને શ્રી હરિલાલભાઈએ પણ પોતાનો ગેવાસંકલ્પ સિદ્ધ કર્યો.

× × ×

કેટલીક ધર્મસંસ્થાઓના ગુરુદેવોની ભક્તોને ત્યાં 'પધરામણી' કરવા – કરાવવા, સવા–સવાપાંચ કે સવાસોથી માંડી મોટી 'રકમની ભેટોની ફરજિયાત અપેક્ષા રખાય છે. તે સિવાય, ભાવિકના હૃદયનો શુદ્ધ ભાવ ચરિત થઈ શકતો નથી. પરંતુ શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાની બોધશ્રેણીમાં શ્રી સદ્‌ગુરુને પોતાને ઘેર પધરાવવા સંબંધમાં બહુ મહત્ત્વ આપ્યું જ નથી, તથા તે તરફ કોઈ સાધકના ચિત્તનું આકર્ષણ થવા પ્રવૃત્તિ કરી નથી. છતાં કોઈ શુદ્ધ અંતઃકરણના ભાવથી પ્રેરાયેલા સુજ્ઞ સાધકની, કોઈ કારણસર, તેને ઘેર પધારવા વિનંતિ થતી, તો તેઓ તેમ કરવામાં કોઈ જાતના કર–ભેટની અપેક્ષા-કરતા નહિ કે, પોતાના 'ખાસ' (!)-માણસોદ્વારા કહેડાવતા નહિ. આવા પ્રસંગોમાં પોતે જેને ત્યાં પધારતા ત્યાંના વાતાવરણમાં અલૌકિક ફેરફાર થતો અને આજુબાજુની જનતાને તેમાંથી કાંઈને કાંઈ શિક્ષણ મળ્યા વિના રહેતું નહિ. આમ એમની પધરામણી પ્રદર્શન જેવી કે કેવળ પૈસા પર આધાર રાખનારી નહિ, પણ સાર્થક, બોધક, ભાવાવલંબી અને સરળ થતી. કોઈ સાધક સ્વેચ્છાથી કાંઈ 'ફૂલપાંખડી' મૂકી આમહ કરે તો તે વ્યક્તિની હૃદયની ભાવના અને આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ કરીને જ,

શ્રી નૃસિંહાચાર્યજી તેના સંતોષ ખાતર સ્વીકારતા; પણ તે ભેટને, બનતા સુધી તે સાધક કે સાધકોના કલ્યાણમાર્ગમાં જ વિનિયોગ થતો.

મહુધાના વતની શ્રી સોમેશ્વર ભાઇશંકરને એક વખતે ઉમરેઠમાં સાધક શ્રી ઉમિયાશંકરભાઇને ત્યાં પધારેલા શ્રી નૃસિંહાચાર્યજીના સમાગમ અને ઉપદેશનો પ્રસંગ પડેલો. પછીથી તેઓ વર્ગમાં જોડાયેલા. આચાર્યશ્રીના અનહદ સામર્થ્ય અને મહત્તાના, મન ઉપર સ્થાયી સંસ્કાર પડવાથી, રા. મોતીલાલ ફ્રેશળજી દાક્તરે (ઉમરેઠમાં) આચાર્યશ્રીને પોતાને ત્યાં વાજતે ગાજતે પધરાવ્યા. ગુરુને ઘેર પધરાવવામાં દાક્તરે કર્યો એવો પુષ્કળ ખર્ચ થતો હશે, એવા ભ્રમથી, શ્રી સોમેશ્વરભાઇ મનમાં મુંઝાતા હતા કે 'પોતાશ્રી મારે મંદિરે શે પધારે!' શ્રી મોતીલાલને ત્યાં પધરામણી પૂરી થયા બાદ, પાછા વળતાં શ્રી સોમેશ્વરભાઇની ખડકી આગળ થઇને જ સામધૂમથી સ્વારી જતાં, શ્રી નૃસિંહાચાર્યજીએ અટકીને અજાણ્યે પેઠે પૂછ્યું:

" સોમેશ્વરભાઇ, તમારું ઘર આ મહોલ્લામાં જ છે ને! "

" હા, બાપજી! "

" ચાલો મારે તમારૂં ઘર જોવું છે. " અને બીજા સજ્જનોને આગળ ચાલવા જણાવ્યું. શ્રી સોમેશ્વરભાઇના આશ્ચર્ય સમક્ષ, શ્રી નૃસિંહાચાર્યજી તેમના ઘરના ખંડેખંડમાં ફરી વળ્યા, અને પોતાનાં પુનિત પગલાં પાડયાનો સાધકના મનમાં સ્ફુરેલો સંકલ્પ સહજ યુક્તિથી સિદ્ધ કર્યો. શ્રી સોમેશ્વરભાઇએ ભાવથી સાષ્ટાંગ જ સમર્પણ કર્યો. શ્રી સોમેશ્વરભાઇ જણાવે છે કે,

'તે વખતે મારા ભાગ્યાનુદયા શબ્દોમાં મારી ગદ્‌ગદ વાણીથી

પોતાશ્રીનું સંમાન કર્યું'. પોતાશ્રી સર્વજ્ઞ હતા તેની પ્રતીતિ તો બાજુ ઉપર રહી, પરન્તુ મોટા નાનાનો પોતા પાસે લેશમાત્ર પણ ભેદભાવ ન હતો. પૈસા આપે ત્યાં જ પધરામણી થાય તેવું નહોતું. પોતે તો ભાવના જ ભૂખ્યા હતા. સર્વ શિષ્યોનું શુભ જ તેઓના અંતરે વસેલું હતું અને સર્વના ઉપર તેઓ અમૃતવર્ષણ કરતા હતા. તે જ આ પ્રસંગોનું તાત્પર્ય છે....શિષ્યોના વિત્તનું હરણ કરનારા ગુરુઓ ઘણા છે, પરન્તુ શિષ્યોના સંતાપનું હરણ કરનારા સદ્ગુરુ જવલ્લે જ મળી શકે છે તેવી ઉક્તિ છે. શિષ્ય હોય કે સજ્જન હોય અને પૂજ્યભાવથી કરેલા આમંત્રણથી પ્રેરાઈને પોતાના સ્થાનેથી વાહનમાં બેસીને ત્રણ ચાર ગાઉ દૂર પણ જવાને તત્પર થયેલા અને તેવાઓની ઇચ્છા સ્વીકારી હોય તેવા અનેક દષ્ટાંતો છે. પરંતુ શિષ્યે કે અશિષ્યે સંપૂર્ણ પૂજ્યભાવ અને પ્રેમથી માત્ર **મનમાં** જ કરેલી ઇચ્છાથી પ્રેરાઈને તેની ઇચ્છાને કોઈ પણ પ્રકારના અંતરાય વગર પોતાના ભક્તની પાછળ માત્ર સૂત્રને તાંતણે દોરાનાર સદ્ગુરુ તો શ્રી **દુર્લભરામજીના પુત્ર જેવા દુર્લભ જ.** '

× × ×

વિરમગામમાં **જીવરામભાઈ** નામના સાધક હતા. તે તેમના ક્રોધથી પ્રખ્યાત હતા. શ્રી નૃસિંહાચાર્યજીના ઉપદેશથી દુર્બળ અંતઃકરણ ઉપર વિજય મેળવવા પોતે અત્યંત પ્રયત્નશીલ રહેતા. પરંતુ પ્રસંગ પ્રાપ્ત થતાં, સ્વાભાવિક ક્રોધાવેશને – નિરોધપ્રયાસ કરવા છતાં – તેઓ રોકી શકતા નહિ. એક પ્રસંગે નૃસિંહાશ્રમમાં તેઓએ સદ્ગુરુના ચરણમાં અશ્રુધારા વહાવી, હૃદય ઠાલવ્યું.

" બાપજી ! મારી પ્રકૃતિ જ પ્રબળ હોય, નિગ્રહનો યત્ન કાંઈ પણ કરવા અસમર્થ થાય છે. હવે હું શું કરું ? "

" નિરાશ થવાની જરૂર નથી, જીવરામભાઈ ! તમારું નામ જ કહે છે કે તમે જીવાત્મા છો, ભૂતાત્મા નથી. જેને એક વખત ભાન થયું છે કે ' અમુક વિકાર સારો નથી, ત્યાજ્ય છે, ' તે કોઈ વખતે વિચારની પ્રબળતાથી વૃત્તિ ઉપર વિજય મેળવશે. ગભરાવાની જરૂર નથી. " શ્રી નૃસિંહાચાર્યજીએ કોમળતાથી પીઠ ઉપર હાથ ફેરવતાં પૌરુષવાણીનો પડકાર કર્યો.

" પરંતુ બીજા સાધકો વિકારમાં ઘસડાતા નથી. એવી કૃપા મારા પર કેમ થતી નથી ! "

" બીજાઓની ઉન્નતિના વિચારથી, તમારી ઉન્નતિ થતી નથી, એવી કલ્પનાથી તમે દુઃખી શા માટે થાઓ છો ? અને બીજાઓ તમારી પેઠે વિકારવશ નથી થતાં, એની શી ખાતરી ? "

" બાપજી ! મારો ક્રોધ મારી મુખમુદ્રા, વાણી અને વર્તનમાં પ્રત્યક્ષ જણાય છે. તેમનામાં એવું ક્વચિત્ જ દેખાય છે ! "

" ત્યાં જ ભૂલ થાય છે. હું તો તમને સદ્ભાગી લેખું છું. જુઓ, સમજાવું. શાસ્ત્રોએ તો મુખ્ય કામક્રોધાદિ ષડ્રિપુનું જ વર્ણન કર્યું છે. પ્રકૃતિને સહાયક સંકલ્પવિકલ્પરૂપ વૃત્તિવિકારો તો અસંખ્ય છે. ક્રોધ જેવા કેટલાક દોષોનું સ્વરુપ જ એવું છે કે તેઓ અતિ અલ્પાંશ પ્રમાણમાં હોય તો પણ પ્રકટ આકાર પામે છે, આવિષ્કારની રીતે ખીલે છે. જ્યારે વ્યભિચારાદિ અનેક દુર્ગુણો અધિક પ્રમાણમાં હોવા છતાં, દુર્ગુણી મનુષ્યની છૂપાવવાની

વૃત્તિને અનુકૂળ રહેવાના લક્ષણવાળા હોઇ, બાહ્ય દૃષ્ટિએ તે મનુષ્ય ઓછો દૂષિત કરે છે-અગર નથી કરતો. પરંતુ જ્યારે ત્યારે અંતર્હિત કે બહિર્પ્રસિદ્ધ થયેલું પાપ તેના ફળ આપ્યા વિના રહેતું નથી.

જીવરામભાઇ ! ક્રોધાદિનાં અપયશ આદિ ફળ બાહ્ય જીવનમાં જલદીથી ભોગવવાં પડતાં હોઇ, મનુષ્યને મનોજયના સંકલ્પની સિદ્ધિની દિશામાં વહેલી તક સાંપડે છે......" વગેરે વચનોથી, જીવરામભાઇના દિલમાં જે લઘુભાવ સ્થાન કરી રહ્યો હતો તે નષ્ટ થયો. અને તે પછી તેમનામાં, પ્રતિકૂળ પ્રસંગોમાં પ્રસન્નતાપૂર્વક ક્રોધનિરોધ કરવા તરફ યથાશક્તિ યત્નમગ્ન રહેવામાં અધિકતર ઉત્સાહ પ્રકટ્યો.

કેટલાંક વર્ષો પછી, જ્યારે શ્રી નૃસિંહાચાર્ય વિરમગામ પધાર્યા, ત્યારે કોઇ અન્ય સાધકને ત્યાં આવવાનો અવસર આવતાં, શ્રી નૃસિંહાચાર્યજી શ્રી જીવરામભાઇને ત્યાં પણ અનુગ્રહ કરવાની ઇચ્છાથી પધાર્યા. ભાવવિધિ વડે પૂજનાર્ચનાદિથી સ્વાગતાભિનંદન થયા પછી તેઓશ્રીના બોધામૃતનું સહુએ પાન કર્યું. વિદાય વખતે શ્રી જીવરામભાઇએ સદ્‌ગુરુના ચરણ સમીપ સાષ્ટાંગ પ્રણામ સહ, પાંચ રૂપિયા ભેટ મૂકી. સાધકના દિલની ભાવનાની ભેટનો પ્રથમ સ્વીકાર કરી, શ્રી નૃસિંહાચાર્યજીએ થોડી વાર પછી શ્રી જીવરામભાઇને પાંચ રૂપિયા પાછા આપ્યા. તેમણે બહુ આનાકાની કરી, પણ આખરે સદ્‌ગુરુએ પ્રેમપૂર્વક પૈસા પરત લેવા ફરજ પાડી અને નેહ નીતરતાં નયને દૃષ્ટિપાત કરી કહ્યું,

"જીવરામજી ! તમે ખુશ હો તો આજે હું માગું તે વસ્તુ આપશો ?"

"જરૂર, બાપજી. મારા એવા ક્યાં ભાગ્ય કે આપ મારાથી અર્પાયેલી ભેટ પ્રસાદી તરીકે પાછી આપીને, સ્વમુખે મનપસંદ વસ્તુની માગણી કરો !"

"પાંચ 'રૂપિયા' તો તમે આપી ચૂક્યા છતાં તમારી પાસે 'રૂપિયા' જેવી વસ્તુ તો રહેવાની જ. વસ્તુનો ત્યાગ નિરંતર હોવો જોઇએ. તમે મને એ ચીજ આપો – અને તે તમારી પાસે છે જ –, કે જેનું તમે હમેંશને માટે મને અર્પણ કરી શકો. મને આપી દીધા પછી ફરી એ ચીજનાં કોઇ તમારી પાસે દર્શન કરી શકે નહિ."

જીવરામભાઇ ગંભીર વિચારણામાં પડી ગયા. પણ પોતાના સાધકોનું કલ્યાણ કરવા સિવાય અન્ય કોઇ હેતુથી શ્રી નૃસિંહાચાર્યજીની પ્રવૃત્તિ હોવી ઘટતી નથી, એવી એમનામાં અનન્ય શ્રદ્ધા હોવાથી તેમણે હસતે મુખે જણાવી દીધું,

"બાપજી ! સારું ખોટું જે કાંઇ મારી પાસે છે તે આપનું જ આપેલું છે. આપ તેને સ્વેચ્છાથી સદાને માટે લેઇ શકો છો." એમ કહી તેમણે પ્રેમથી આનંદાશ્રુપૂર્ણ આંખો વડે, મસ્તક નમાવી, જાણે શિવસ્વરૂપ સદ્દગુરુચરણમાં અભિષેક કર્યો ! શ્રી નૃસિંહાચાર્યજીએ તેમના શિર ઉપર હાથ મૂકી, વાત્સલ્ય રેડ્યું, અને ગૌરવભરી છટાથી કહ્યું,

"જુઓ જીવરામભાઇ ! તમારા કહેવા પ્રમાણે તમે જેનો ત્યાગ કરવા ઇચ્છતા હોવા છતાં, ત્યાગ કરી શકતા ન હતા, એ તમારી ક્રોધની કમાણીનું હું સ્વેચ્છાથી સ્વાર્પણ માગું છું. આપશોને મારી ભેટ !"

જીવરામજી તો ક્ષણભર સજડ થઈ ગયા. પણ શ્રી નૃસિંહાચાર્યજીની આંખોમાં પોતાનું પ્રતિબિંબ પેખતાં સાવધ થઈ, ગદ્ગદ થઈ બોલ્યા,

"ધન્ય, બાપજી, ધન્ય ! આપશ્રી જેના ઉપર અનુગ્રહ કરવા ધારો છો તેની પાસેથી કદી ભીખ માગીને, કદી લૂંટ તો કદી અપહરણ કરીને, લેવા યોગ્ય લઈ લ્યો છો. પણ પછી જેનો કદી બદલો વાળી ન શકાય એવી કૃપાવર્ષણનું દાન કરો છો !"

આ પ્રસંગ પછી, કહે છે કે, શ્રી જીવરામભાઈ તેમના ક્રોધનિરોધના પ્રયત્નમાં સત્વરે સફળ થઈ, સ્વભાવવિજયને પામ્યા હતા. સ્વલ્પ સમયમાં અંતઃકરણની ઉચ્ચ અધિકારયુક્ત સ્થિતિને પામી, વૃત્તિને શ્રી નૃસિંહાનુસંધાનમાં રાખી તેઓ સ્થૂળ જગતનો ત્યાગ કરી ગયા હતા.

ક્રોધની ભેટ મૂકાવે એવા પરોપકારી નિર્લોભી ગૃહસ્થાશ્રમી સદ્ગુરુઓ સમાજમાં વિરલ અને દુર્લભ હોય છે. કેવી અનોખી પધરામણી ! કેવી અપૂર્વ ભેટ ! !*

× × ×

શ્રી નૃસિંહાચાર્યજી બ્રહ્મનિષ્ઠ યોગાચાર્ય હતા, એ આપણે આગળ કહી ગયા છીએ. એ યોગિવરની પાસે અનેક પ્રાયોગિક દશાના પ્રારંભક સાધકો, યોગરહસ્યનું જ્ઞાન લેવા અને ક્રિયાઓ શીખવા આવતા. અધિકાર અને તનમનની સ્થિતિની પરીક્ષા

* આ સાધકનું ચોક્કસ નામ છવાભાઈ, જીવરામભાઈ કે શું હતું એ વિષેની એકાદ બે સજ્જનની શંકાને, પુષ્ટિકારક પુરાવાના અભાવે, મહત્ત્વ આપ્યું નથી. પ્રસંગ તથા ચારિત્ર્યના ગૌરવને જ મહત્ત્વ આપ્યું છે.

કર્યો સિવાય, શ્રી નૃસિંહાચાર્ય યોગપાઠ આપતા નહિ. છતાં તેઓ કોઈને યોગના માર્ગ પર ચાલવાને માટે મનાઈ કરતા કે બિલકુલ ના કહેતા નહિ. પરંતુ તેઓશ્રી વારંવાર સૂચવતા કે,

ગુરૂપદિષ્ટ યોગનો માર્ગ સરળ નથી. યોગમાં જેમ મનુષ્ય આગળ વધે છે તેમ તેને વિશેષ અને વિશેષ સાવચેત રહેવાની અગત્ય રહે છે. અન્ય માર્ગોમાં આગળ વધતાં સાધકને બાહ્ય ઉપાધિઓ વિશેષ પ્રમાણમાં બાધા કરનારી નીવડે છે, પરંતુ યોગમાર્ગે પ્રયાણ કરી રહેલા સાધકને, સ્વકીય પ્રતિબંધો જ અધિકતઃ તેના વિકાસમાં નડનારા થઈ પડે છે. – વગેરે. '

પોતાના સાહિત્યગ્રન્થોમાં પણ શ્રી નૃસિંહાચાર્યજીએ યોગીઓના અધઃપતનના વિવિધ દષ્ટાંતોથી ઉપરોક્ત સત્ય પ્રતિ વારંવાર લક્ષ્ય ખેંચ્યું છે. જ્યાં સુધી જીવન્મુક્તની સાચી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી, અન્ય સાધનોમાં પ્રોત્સાહક થઈ પડે એ હેતુથી યોગને **સાધન** તરીકે મર્યાદિત રીતે સ્વીકારવાનો તેઓશ્રી સર્વ પ્રતિ આગ્રહ કરતા. અને એ શુભ હેતુથી પ્રેરાઈને તેમની સમીપ આવનારા પાત્ર સાધકોને તેઓશ્રીએ યોગક્રિયામાં પ્રવેશ કરાવ્યો હતો. તેઓમાંના ઘણા ખરા, ક્રમશઃ અંતઃકરણની ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવામાં, સંયમશીલ જીવનને ઘડવામાં યોગસોપાનનો ઉપયોગ સારી પેઠે કરી શક્યા.

કેવળ નિષ્ક્રિય બુદ્ધિવાદીઓ, અથવા તો યોગની વિવિધ પ્રક્રિયાઓના મુખપાઠ વડે પોતાને શાસ્ત્રી, પંડિત કે યોગવિદ્ માનતા – મનાવનારા અભિમાનીઓ, શ્રી નૃસિંહાચાર્યજી પાસે આવતા અને ચક્રો, નાડીઓ, વગેરેનાં નામ, કુંડલિની, મૂર્ધા આદિ શાસ્ત્રીય શબ્દપ્રયોગોથી વિવાદને ગરમ કરી મૂકતા ત્યારે

કશુ કરી શકતા નહિ. બહુ બહુ તો થોડાક આસનો, માન પ્રદર્શનની થોડી પળો સુધી કરી દેખાડવામા યોગીપણાને ગર્વ લેતા ! આવા મનુષ્યોના ગર્વનુ શ્રી નૃસિંહાચાર્યજી એકદમ ખ ડન કરતા નહિ પરતુ તેમની સમક્ષ, વર્ત્તમાન યુગમા યોગશાસ્ત્રની સાર્થકતા તથા ઉપયોગિતા શા માટે છે, તે બુદ્ધિપ્રધાન પદ્ધતિ અને દલિલોથી સ્પષ્ટ કરતા તેઓશ્રી તેવી મતલબનું કથન કરતા કે,

' આ યુગ તર્ક, પ્રયોગ, અનુભવ પ્રત્યક્ષ પરિણામ વગેરે ઉપર આધાર રાખનારો હોઇ, પ્રાચીન સર્વ શાસ્ત્રો કરતા યોગશાસ્ત્રની પરીક્ષા પામવાનો અધિકાર આ યુગને અનુકૂળ આવે તેવો છે. તેમા શ્રદ્ધા કે તીવ્ર બુદ્ધિ કરતા પ્રયોગો ઉપર અતિશય ભાર મૂકેલો છે યોગશાસ્ત્રમા સૂચવ્યા પ્રમાણે ચોક્કસ રીતે પ્રયોગોનો અનુભવ કરવામા પ્રત્યક્ષ પ્રમાણથી કાર્ય અનુભવાય છે. '

આ પ્રમાણે યોગની પ ડિતાઇ કરનારા પોપટી પુરુષો સમક્ષ શ્રી નૃસિંહાચાર્યજી યોગનુ ગૌરવ કરતા પછી આશ્રમમા શીખતા વિદ્યાર્થી-સાધકો પ્રતિ આગળી ચીંધી પ ડિતોને કહેતા,

" તમે જે ક્રિયા હમણા વર્ણવતા હતા તે જ ક્રિયા આ ભાઇને આજે શીખવવાની છે. કૃપા કરી આપ જરા દેખાડશો ! "

ઢોલની પોલ ખૂલી જાય તે પહેલા જ, શ્રી નૃસિંહાચાર્યજી બીજા ચઢિયાતા સાધકને પ્રયોગ કરવાનુ કહેતા અને પેલા પ ડિતોને શરમમાથી ઉગારી લેતા સામાન્ય વિદ્યાર્થીઓને પણ સુ દર અને સરળ રીતે કપરી ક્રિયાઓ કરતા નિહાળી, તે લોકો આશ્ચર્ય પામતા, અને પોતાના પાખ ડ માટે પુષ્કળ પશ્ચાત્તાપ કરતા

વળી વેદાન્તશાસ્ત્રના અભ્યાસ કરનારા કેટલાક શબ્દપ ડિતો,

શાંકરસિદ્ધાન્તમાં નિષ્ઠા રાખતા હોવા છતાં, યોગવિરોધી પ્રચાર કરતા, તથા વેદાંત – યોગના વિરોધ બાબતમાં શ્રીમત્ શંકરાચાર્યના શિરે આરોપ કરતા. તેઓ પ્રતિ, **एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति** વગેરે ગીતાદિના પ્રમાણો તથા શાસ્ત્રીય યુક્તિવાદ વડે, શ્રી નૃસિંહાચાર્યજી વેદાંત તથા યોગના સહયોગનું મંડન કરવા સવિશેષ પ્રયત્ન કરતા અને શ્રી શંકરાચાર્ય યોગનું ખંડન કરનાર હોવા બાબતના મિથ્યા આરોપનું સચોટ રીતે નિરસન કરતા. તેમના વક્તવ્યનો સંદર્ભ નીચે પ્રમાણે હતો.

સમર્થ યોગિવર્ય શ્રી શંકરાચાર્ય જેવા મહાપુરુષો વેદાભ્યાસના વિચારમાર્ગમાં ક્રિયાત્મક સંયમનો સ્વીકાર ન કરે, એ તેઓશ્રીનાં જીવન તથા ઉપદેશને ઊંડાણપૂર્વક અવલોકનાથી સંભવિત લાગતું નથી. ઉલટું, તેઓથી તો સ્પષ્ટ સૂચન કરે છે કે વૃત્તિનિરોધ વિના શાસ્ત્રનું અધ્યયન પણ નિરર્થક અને નિષ્ફળ છે વૃત્તિનિરોધથી નિઃસંકલ્પ અવસ્થા સાધી યથાર્થદર્શી જ્ઞાની થવાય છે. કેવળ ભ્રાન્તિજનક વિચારણાથી શાસ્ત્રપ્રક્રિયાના પાઠ–વિચારની પુનરાવૃત્તિઓમા જ રચ્યા પચ્યા રહી, પંડિતાઈની પ્રસન્નતા માનનારાઓને તેઓશ્રી, યોગોપદિષ્ટ – જીવનમા જરૂરી – સંયમની શિક્ષાથી નિઃસંકલ્પાવસ્થાને પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ થવા પ્રેરતા.

વળી, ધ્યાનયોગમાં પ્રાયોગિક દશાને આગળ વટાવી ગયેલા ઘણા સાધકો – સજ્જનો, પછી તે ક્રિયાઓનો અભ્યાસ મૂકી દેતા. કેટલાક યોગારૂઢ સંન્યાસીઓ પણ, આ સંબંધમાં "જે સ્થિતિમાંથી અમે પસાર થઈ ગયા છીએ તેના પુનરધ્યયનની શી જરૂર" કહી, સ્થિતિચુસ્ત રહેતા. આવા લોકોને તેમનો ક્રિયાભ્યાસ ચાલુ રાખવા ઉત્સાહ રેલવા શ્રી નૃસિંહાચાર્યજી કહેતા કે,

" વિશ્વવ્યવહાર બહુ જટિલ હોઇ, તેમાં અનેક ઉપાધિઓના સંગમાં રહીને, નિઃસંગત્વ–આત્મજ્ઞાન માટેની સંયમશીલ સાધનાઓનો પ્રવાહ નિત્ય અસ્ખલિત વહતો રાખવાની સાવધાનતા રાખવાની જરૂર રહે છે. કદિ મિથ્યા ગર્વથી, કદિ આત્મવિશ્વાસની અતિશયતાથી કે કદિ ખરેખર સત્ય સમજુતીથી પણ, સ્વરુપજ્ઞાનની ઝાંખી થવાનો ભાવ અનુભવાય; પુણ્યપ્રતાપ કે સદ્‌ગુરુ વગેરે પ્રભાવશાળી પુરુષોના અનુગ્રહથી આત્મસાક્ષાત્કારના સ્વરુપ સંબંધી સહજ ભાન થાય, તો પણ સાધકે, –( ઉચ્ચ કોટિના જીવન્મુક્તની દશાની લગભગ નજીક આવી પહોંચેલા સિદ્ધપ્રાય પુરુષે પણ ). સમુદ્ર તરી ગયાનો આનંદ માની બેસાવધ રહેવાનું નથી. '

શ્રી નૃસિંહાચાર્યજી તેમના ગ્રન્થોમાં, જે વાતને ઉપકથાંઓમાં વારંવાર રજુ કરે છે તે જ વાત તેઓ સર્વ પ્રતિ જણાવતા કે, સિદ્ધિની સમીપ આવી પહોંચેલો સાધક પણ સંસારવ્યવહારના વિકારવર્તુલની મધ્યમાં વિચરતો હોઇ, તેણે મનને પુનઃ વિકારોથી સહજ પણ મલિન થવા દેવાની લેશ પણ તક ન આપતાં, તત્ત્વાધ્યયન અને સંયમાદિ સ્વરુપસાધક સત્સંગતિ, શાસ્ત્રવિહિત સાત્ત્વિક પ્રવૃત્તિ અને અંતર્ક્રિયામાં રત રહેવા તથા તે દ્વારા આત્મસ્વરુપાનુસંધાન સ્થિરતાપૂર્વક કાયમ રાખવા કાળજી કરવા સાવધાનતા સેવવી જોઇએ. **अनभ्यासे विषं विद्या** તે જ ન્યાયે, સવિકલ્પ સમાધિ સુધી પહોંચેલા યોગી મહાત્માઓના પણ વિનિપાતના દૃષ્ટાન્તો દૃષ્ટિ સમક્ષ રાખી, સાધનક્રિયાઓના અભ્યાસમાં કોઇ પણ કારણસર પ્રમાદ નહિ સેવવા, તેઓશ્રીનો પ્રબોધ હતો. *

* શ્રી નૃસિંહાચાર્યજીના સાહિત્યગ્રન્થોમાં, આ મહત્વના મુદ્દાનું પણ, સદૃષ્ટાન્ત, સારી પેઠે સમર્થન કરવા પ્રયત્ન થએલો જેવામાં આવે છે.

આમ જે યુગમાં યોગ, મુખ્યત્વે વિચાર, તર્ક અને પુસ્તકોમાં જ રહેવા પામ્યો હતો તથા જનસમાજના આરોગ્યને પણ સાડીસાતી બેસવા માંડી હતી, તે સમયમાં યોગભૂષણ શ્રી નૃસિંહાચાર્યજીએ સમીપવર્તી સાધકસજ્જનોમાં સારી રીતે યોગપ્રતિષ્ઠા કરી. વાણીના ઉપદેશ ઉપરાંત, સ્વયં આચરણ કરીને, તેઓશ્રીએ યોગના સાધનક્રમોનો યોગ્ય રીતિથી પ્રચાર કર્યો. થીયોસોફીના ધુરંધર કર્નલ આલ્કોટ જેવા અધ્યાત્મવિદ્યાના અનુભવી આંગ્લ નેતાને પણ એક સમયે શ્રી નૃસિંહાચાર્યજી સંબંધમાં એવી મતલબનું ઉચ્ચારણ કરવાની અદમ્ય પ્રેરણા થઇ કે,

**" I have seen Yogies in the lonely Himalayas, but I have never seen his like on this side. "**

આ યોગી પુરુષે તથા શ્રી માસ્તર સાહેબે, સાધકોનું ધ્યાન, **नायमात्मा बलहीनेन लभ्यः** તથા **शरीरमाद्यं खलु धर्मसाधनम्** – એ સૂત્રો તરફ વારંવાર ખેંચી, સારું અને સ્વચ્છ શરીર, સારા મનની માફક, અધ્યાત્મસિદ્ધિમાં વધારે સારા સાધન તરીકે કાર્ય આપે છે, એ મતલબનું સૂચન કરતા, અને સાધકોની શરીરસ્વસ્થતા તથા સ્વચ્છતા પ્રત્યે પૂરતી કાળજી કરતા. આજે વૃદ્ધ વયે પણ રમણીય આરોગ્ય અને શાંતિ ભોગવનારા વિદ્યમાન સાધકો, શ્રી નૃસિંહાચાર્યજીની યોગશિક્ષાને યાદ કરે છે.

શ્રી નૃસિંહાચાર્યજીનું યોગૈશ્વર્ય, બાહ્ય ચમત્કારના સ્વરુપમાં પ્રકટ થવા પામતું નહિ. છતાં પણ, તેનો પ્રતિભામય પ્રકાશ તેમના સ્થૂળ દેહના આરોગ્ય ઉપર પ્રતીત થયા વિના રહેતો નહિ.

મહાત્મા પુરુષોના સંબંધમાં હમેંશા અનુભવવામાં આવે છે તેમ, તેમની ભવ્ય મુખાકૃતિની આસપાસ દિવ્ય તેજવર્તુલ પ્રસરી રહેતું તથા તેમના પ્રતિ એકધારી નજરે જોનારની આંખોમાં જાણે કોઇ દિવ્ય શલાકા વડે અંજન કરતું હોય એવો ભાસ કરાવતી કિરણરેખાઓ પ્રસરતી અનુભવાતી. સામાન્ય અધિકારીઓને માત્ર અકથ્ય; અકારણ પણ રુચિકર આકર્ષણ થતું અનુભવાતું, પરંતુ તેનું વૈજ્ઞાનિક – શાસ્ત્રીય કારણ તેઓ સમજી શકતા નહિ.

એક પ્રસંગે, ઉત્તર ગૂજરાતના કોઇ યુરોપીઅન વડા અધિકારીએ સુરત સ્ટેશનના પ્લેટફોર્મ પરથી, એકદમ – વિશાળ છાતી, બાહુ તથા ભવ્ય વજનદાર પણ સૌમ્ય ભાવને ધારણ કરતો ચહેરો વગેરેથી દેદીપ્યમાન – એક આકૃતિને ગાડીમાંથી ઉતરતી જોઇ. દૃષ્ટિ પડતાં જ, તેમણે પ્રકાશ અને પ્રતાપ તરવરતો અનુભવ્યો. એ તો ઘડી સ્થંભી ગયા અને ( તાબાના કારકુન જેવા માણસો સાથે કારણ વિના બોલવાની ટેવ – રુચિ નહિ હોવા છતાં )–સાથેના હિંદી કારકુન પ્રતિ હર્ષ પ્રદર્શિત કરતા હોય એવી ઢબે તેમનાથી અનાયાસે કહેવાઇ ગયું કે:

"What a fine healthy personality like Christ !"

એ દિવ્ય વ્યક્તિને આવકારવા આવેલા જિલ્લાના સારા સારા સંભાવિત અને સુશિક્ષિત સજ્જનોએ, પ્રણિપાત અને હારકલગીથી તેમને સંમાન્યા. પેલા યુરોપીઅન અમલદારના કાને ઉત્તર અથડાયો કે,

" Many believe Him to be Christ !"

શ્રીમન્નૃસિંહાચાર્યજીના યોગાવતારના સામર્થ્યને તથા

આધ્યાત્મિક સંપત્તિના ગૌરવને સૂચવતા પ્રકાશપરિવેષને, પેલા યુરેપીઅન અમલદારે આરોગ્યના પ્રકાશને માની પ્રસન્ન થઇ, મર્યાદિત રીતે પણ તેની પ્રશંસા કરી ! એ બધું અનાયાસ જ થયું !

શ્રી નૃસિંહાચાર્યજીનું ગૌરવ કરવા કોઇ આડતિયાઓના પ્રચારકાર્યની કે આત્મપ્રશંસાની પણ જરૂર ન પડતી. પોતાના પ્રસંગમાં આવનાર એની મેળે જ તેઓશ્રીના પ્રતિભાશાળી વ્યક્તિત્વથી ( જે કદિ વાણી કે સ્મિત દ્વારા પણ વ્યક્ત થતું ) તેમના ગૌરવની ગણના અને અસર સમજી શકતો.

× × ×

વડોદરા – કમાટીબાગના સરકારી મીઓ ગરબડદાસ, પુષ્પના હરિયારૂપ બાગમાંથી ઉત્તમ ફૂલ ચૂંટીને તેની પ્રેમથી માળા બનાવતા અને નિયમિત દર અઠવાડિયે અથવા વચમાં જ્યારે ભૂતડીને ઝાંપે જતા ત્યારે શ્રી નૃસિંહાચાર્યજીના કંઠમાં અર્પણ કરી, પ્રસન્ન થતા. બાગખાતાના વડા અમલદાર ગોલ્ડવીન સાહેબના ખ્રીસ્તી હૃદયને સંકેત – સ્ફુરણા થવાથી, એક વખત તેમણે વારંવાર બાગમાંથી ચૂંટાતાં ફૂલોના ઉપયોગ સંબંધી પ્રેમથી પૂછપરછ કરી અને ખરી હકીકત જાણી એટલે જિજ્ઞાસા બતાવી,

" મીઓ ! તમારા પાદરી કેવા છે ! મને બતાવશો. "

થોડા જ સમય પછી, શ્રી નૃસિંહાચાર્યજી ફરવાના નિમિત્તે ગરબડદાસને આગળ ધરી, ગોલ્ડવીન સાહેબના બાગમાં પધાર્યા. દર્શન અને સમાગમથી ગોલ્ડવીન સાહેબ એટલા બધા તૃપ્ત અને ભાવાર્દ્ર થઇ ગયા કે તેમણે ગરબડદાસને ત્યાં જ આજ્ઞા કરી કે,

" મીઓ ! બાગમાંના ફૂલોનો હાર જ્યારે તમે તમારા

પાદરીને ચઢાવો, ત્યારે એક નહિ પણ બે હાર ચઢાવજો. એક મારા તરફથી, નિયમિતપણે હો. "

આ પ્રસંગથી મીસ્રી ખુશ ખુશ થઇ ગયા અને શ્રી સદ્‌ગુરુમાં તેમની શ્રદ્ધા તે દિવસથી વધારે દૃઢ અને શરણભાવસમેત થઇ.

શ્રી નૃસિંહાચાર્યના વ્યક્તિત્વ વિષે વિશેષ કેટલાક પ્રસંગો નિરૂપીએ !

× × ×

સાક્ષરવર શ્રી મનસુખરામ સૂ૦ ત્રિપાઠી અનેક પ્રસંગે આચાર્યશ્રીના દર્શને આવેલા. તેમનો મુકામ દીવાન સાહેબ શ્રીમાન્ મણિભાઇ જશભાઇને ત્યાં રહેતો, પરંતુ આગગાડીમાંથી સીધા શ્રીનૃસિંહાશ્રમમાં આવી પોતાના પ્રિય વિષય વેદાંતસંબંધી ચર્ચાનો પૂજ્યભાવથી લાભ લઇ પછી તેઓ પોતાને મુકામે જતા. દર વર્ષે ધનત્રયોદશીપ્રસંગે અમુક રકમ ભેટરૂપે તેઓ શ્રીઆચાર્યચરણમાં મોકલતા. મુંબઇ પધારવા આચાર્યશ્રીને તેઓ વારંવાર વિનવતા, પરંતુ તે વિનંતિનો સ્વીકાર થયો ન હતો. તેમની સાથેને પત્રવ્યવહાર "શ્રીસદ્‌બોધપારિજાતક "માં તથા " સદુપદેશશ્રેણી"ના અંકોમાં પ્રકટ થયો છે.

× × ×

એક પ્રસંગે સાંજે, શ્રી નૃસિંહાશ્રમમાં સુપ્રસિદ્ધ સાહિત્યકા શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ ( કવિ કાન્ત ), શ્રી નગીનદાસ મહેતા વગેરે વાતચીતમાં હતા. પ્રસંગોચિત વાતચીત થયા પછી શ્રી મણિશંકરે પોતાની પ્રકૃતિ પ્રમાણે તીક્ષ્ણ વાગ્ધારા વહાવી

તેમાં પોતાના પ્રિય લેખક સ્પીડનબોનના સાહિત્યસિદ્ધાન્તોનો પણ ઉલ્લેખ આવતો. અચાનક તેમણે સીધો જ પ્રશ્ન કર્યો:

" પ્રસ્તુત પ્રસંગમાં અમને અપમાન ધારણ કરવાનું ના કહો છો ત્યારે આપ માનાપમાનબુદ્ધિ શા સારૂં રાખો છો મહારાજ! શિષ્યો, વગેરે નીચે પાથરણા ઉપર બેસે અને આપશ્રી ઉચ્ચ ગાદી ઉપર બિરાજો છો તે શું ઉંચનીચનો ભેદ પ્રતીત નથી કરાવતાં? અહમનું દ્યોતક આનાથી અન્ય ઉદાહરણ અન્યત્ર ક્યાં મળી શકે તેમ છે!" સદા સમસ્થિતિમાં રહેનાર શ્રી નૃસિંહાચાર્યે ચિત્તમાં કે મુખ ઉપર સહજ પણ ક્ષોભવિકાર નહિ દાખવતાં, શાંતિથી પ્રશ્ન કર્યો:

" તમે કૉલેજમાં પ્રોફેસર છો ને! વર્ગમાં ક્યાં બેસીને તમે વિદ્યાર્થીઓને પ્રવચન આપો છો?"

" ખુરશી ઉપર વળી."

" બધાંની સાથે પાટલી ઉપર બેસીને તો નહિ ને?"

" No, how is it possible? ના, એ તો તદ્દન અસંભવિત છે."

" સારૂં. કોઇ પણ કથાકાર કે વ્યાખ્યાનકર્તા પ્રબોધકનું સ્થાન ક્યાં હોઇ શકે? દેશી ગાદીતકિયાવાળા મંચની વાત જવા દઇએ, તો પણ અંગ્રેજી પદ્ધતિના 'સ્ટેજ'નો – શ્રોતાઓથી જૂદા તરી આવતા વ્યાસપીઠનો – તો તમે સ્વીકાર કરો છો ને?" પ્રથમ તો શ્રી મણિશંકર ચૂપ થઇ ગયા. પણ પછીથી મૂળ મુદ્દો છોડીને તેઓ એકદમ બીજા મુદ્દા ઉપર કૂદી પડયા.

"હા, પણ આ બધા તો તમને ચંદન – અર્ચન કરે છે, ફૂલહાર પહેરાવે છે, પગે લાગે છે. તેનું શું ?"

"એ બધાંની દૃષ્ટિએ આ શરીર પૂજ્ય મનાતું હોય તો ભલે તેઓ તેની ઉચ્ચ ભાવથી પૂજા – અર્ચા કરે, તે તેઓનાં દૃષ્ટિબિન્દુથી. તેમા મારે મહત્ત્વ શા માટે આપવું જોઇએ ? પૂજાપાત્ર કોઇ પણ વ્યક્તિએ પોતાના પ્રતિ અહમ્ અને આદરબુદ્ધિ શા સારૂં કેળવવી જોઇએ ? આ દેહની કોઇ નિંદા કરે કે સ્તુતિ કરે, પૂજા કરે કે તાડન કરે, તેની આત્મવાન્ પુરુષને શી તમા !"

"હા, પણ તેઓ તો તમારી આરતિ પણ ઉતારે છે ?"

શ્રી નૃસિંહાચાર્યજીએ ઓઇ ફરકાવ્યા અને મૃદુલ હાસ્ય કરી કહ્યું:

"પેપર વાંચનારા સાધકો જણાવે છે કે થોડોક સમય પહેલાં અમુક...પ્રૉફેસરને બહુમાન આપવામાં આવ્યું હતું, ત્યારે તમારા કરતાં ય મોટા મોટા પદવીધારી અને વિદ્વાન્ મનુષ્યોએ મશાલો હાથમાં ઝાલી હતી...એ તો એમ જ ચાલ્યા કરે. કવિરાજ ! વીરપૂજા તો થતી આવી છે, અને થયા કરશે. માત્ર વિધિ અને સ્વરુપો ફેરફાર પામ્યા કરે છે. મૂળનાં તત્ત્વો તો કાયમ જ રહે છે..."

આ સંભાષણ ચાલતું હતું ને વચમાં શ્રી નગીનભાઇ મહેતા કેટલાંક આવેશવાળાં વચનો બોલ્યા; ત્યાર પછી કવિ શ્રી કાન્તના આ સમાગમની સમાપ્તિ થઇ.

× × ×

છેવટે, એક સત્ય હકીકત તરફ નિર્દેશ કરીને, આ પ્રકરણની સમાપ્તિ કરીશું.

વડોદરાના સર ન્યાયાધીશ શ્રીમાન્ ગાડગિલ મહાશય શ્રી નૃસિંહાચાર્યજીના સમાગમ અર્થે પ્રસંગે પ્રસંગે આવતા, અને એકાંતમાં તેમની પાસેથી શંકાના સમાધાન પામી પ્રસન્ન થતા. તેમણે દર્શાવેલા પૂજ્યભાવ ઉપરથી શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાએ આચાર્યશ્રીને નિમંત્રણ મોકલી લક્ષ્મીવિલાસ રાજમહેલમાં સત્કાર્યા હતા. તેમાં મુખ્ય કારણ એ હતું કે શ્રીમંતની વૃત્તિ અનેક કારણોથી વિકળ રહેતી હતી. એ સંબંધમાં તથા બીજા વિવિધ સંદેહો સંબંધમાં, આચાર્યશ્રીએ તેમનું યોગ્ય સમાધાન કરતાં, શ્રીમંતે તેમને પોતાની સાથે ઉપદેશાર્થે મહાલોમાં વિચરવા વિનંતિ કરી હતી. આચાર્યશ્રીએ નિઃસ્પૃહતાથી તેમ કરવા પોતાની અનિચ્છા દર્શાવી હતી.

× × ×

શ્રીમન્નૃસિંહાચાર્યજીના ચરિત્રવિશેષને અલંકૃત કરનારા આવા સંખ્યાબંધ પ્રસંગો ઉપલબ્ધ છે. સાક્ષર શ્રી અંબાલાલ જાની, રા. બ૦ શ્રી નારણભાઇ લલ્લુભાઇ દેસાઇ ( મહુધાવાળા ), શ્રી શર્માજી, દિ. બ. શ્રી નર્મદાશંકર મહેતા, શ્રી કૌશિકરામ મહેતા, શ્રીયુત સંઘવી, શ્રી શેલત વગેરે અનેક સંસ્કારી સદ્‌ગૃહસ્થોને, શ્રીમન્નૃસિંહાચાર્યજી સાથે થયેલા વિવિધ આશ્ચર્યકારક અનુભવોમાંથી, અત્રે સંકુચિત સ્થળસીમામાં, કેટલાકનું વર્ણન થઇ શકે ! છતાં આ ગ્રન્થમાં જે અલ્પ પ્રસંગોનું નિરૂપણ સંક્ષેપમાં કરેલું છે તે કેવળ ચરિત્રનાયકના ગૌરવના સંરક્ષણના હેતુથી જ કરેલું છે.



## પ્રકરણ ૧૩ મું. ગૃહકુટુંબ.

**આ**લવિવાહિતા શ્રી નર્મદાગૌરી, પતિના દર્શન પામતા અગાઉ જ, પતિની દશ જ વર્ષની વયે ગુજરી ગયાં હતાં, આથી, શ્રી નૃસિંહાચાર્યજીનાં બીજાં લગ્ન, અહમદનગર નોકરી કરતા રા. જયશંકર જેઠાભાઇનાં સુશીલ પુત્રી શ્રી **મંગલાગૌરી** સાથે થયાં હતાં. વિદ્યાનુરાગી, ધાર્મિકવૃત્તિનાં શુભસંસ્કારી કુટુંબમાં ઉછરેલાં મંગલાગૌરી, તેરમે વર્ષે સાસરે આવી, પતિસ્વરૂપ ગુરુની શાસ્ત્રમર્યાદાનુસાર સેવામાં નિમગ્ન રહેવા લાગ્યાં. ગૃહકાર્યકુશળતા આદિ આર્ય કન્યાને યોગ્ય ગુણસંપત્તિ ઉપરાંત આધ્યાત્મિક અધિકારને યોગ્ય દૈવી સંસ્કારોથી, શ્રી મંગલાગૌરીએ સૌની પ્રશંસા પ્રાપ્ત કરી. પતિનો અનુગ્રહ પણ, તેઓ શીઘ્રતાથી પામવા ભાગ્યશાળી થયાં. માત્ર સવા વર્ષના સ્વલ્પ સહવાસમાં સુજ્ઞ પતિના સદુપદેશને ધારણ કરવામાં, તેમણે અપૂર્વ પ્રતિભા દાખવી હતી. કહે છે કે, આ સાધુમૂર્ત્તિ સન્નારીએ સમર્થ પતિના ટૂંકા સહવાસમાં જ આત્મસાક્ષાત્કારનો અનુભવ કર્યો હતો. અને પછી તરત જ – ૧૪ મા વર્ષના અંતમાં – ( સંવત્ ૧૯૩૬ માઘ શુક્લ ૧૫, શુક્ર ) તેમના સ્થૂળ દેહે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો.

પોતાના આચાર્યપતિ પાસેથી પ્રસંગોપાત્ત પ્રાપ્ત કરેલા ઉપદેશ – સૂચનોની પોતે નોંધ રાખેલી. એ નોંધોની નાનકડી પુસ્તિકા " મંગલવિચાર " નામે પાછળથી પ્રાપ્ત થઇ છે,

તેના અવલોકનથી સર્વને સ્પષ્ટ થાય તેમ છે કે વેદકાલીન ગાર્ગીદેવીના જીવનની પુનરાવૃત્તિ રૂપે વર્તતાં શ્રી મંગલાગૌરી આદર્શ પતિને ઉપયુક્ત પાત્ર બની રહ્યાં હતાં. પોતાને સુદૈવથી પ્રાપ્ત સર્વજ્ઞ પતિ પાસેથી ધર્મશાસ્ત્ર અને બ્રહ્મવિદ્યાનું જ્ઞાન સંપાદન કરી, ૧૪ વર્ષની વયમાં, પોતાનામાં સતેજ જિજ્ઞાસાવૃત્તિ તથા અદ્‌ભુત વિરતિભાવના સ્થિર કરી હતી. " મંગલવિચાર " સ્ત્રીશિક્ષણને ઉપયોગી પુસ્તિકા છે.

થોડાંક વર્ષ પછી, શ્રીમન્નૃસિંહાચાર્યજીએ, વડીલ સ્વજનોના આગ્રહના નિર્વહણ નિમિત્તે **શ્રી રુક્મિણીદેવી** સાથે લગ્નવ્યવહારથી સંયુક્ત થવા પોતાની સંમતિ દર્શાવી. શ્રી રુક્મિણીદેવી સાથેનો તેમનો ગૃહવ્યવહાર કેવો રમણીય અને અનુપમ હતો તેની સર્વ સાધકો મુક્તકંઠે પ્રશંસા કરે છે અનેકના જીવનને ઘડનાર કારકીર્દિનો પરિમલ હમણાં જ પ્રસરાવી ગયેલા શ્રી ઉપેન્દ્રાચાર્યજી, તથા સર્વશુભહિતચિંતક પ્રવૃત્તિના પ્રેરક સાંપ્રત તૃતીય વર્ગાચાર્ય શ્રી સુરેશ્વરાચાર્ય જેવાં અમૂલ્ય રત્નોનો જગતને પ્રકાશ આપનાર વસુંધરાની વિભૂતિસમાં શ્રી રુક્મિણીદેવીનું જીવન ધન્યધન્ય હતું. પતિના પરમાર્થપ્રવણ જીવનમાં સહધર્મચારિણી મહાશક્તિરૂપે, તેમણે પોતાના સદ્‌ગુણો, અપ્રમાદયુક્ત કર્ત્તવ્યપરાયણતા, તપ, ત્યાગ અને શીલયુક્ત સૌભાગ્યજીવનથી સર્વોત્તમ ફાળો આપ્યો હતો વર્ગના સર્વ સાધકો પ્રતિ, પતિની આજ્ઞાનુસાર, પરમ વાત્સલ્ય અને કરુણાથી નિઃસ્વાર્થ સ્નેહ અને સેવાધર્મ બજાવવામાં પોતે પ્રસન્નતા માણતાં હતાં. તેમના જીવનની પવિત્ર ભવ્યતાનુ, શાન્ત વાત્સલ્યવાન્ પરોપકારી "સ્વભાવનું તથા સ્ત્રીઉન્નતિના પતિએ યોજેલા વિવિધ પ્રયાસો અને પ્રયોગોને ચરિતાર્થ કરવામાં પોતે

ઉત્સાહપૂર્વક આદરેલા કર્ત્તવ્યયજ્ઞનું, અનુભવી સાધકો આજે પણ સંસ્મરણ કરી, પોતાના પૂજ્ય માજીશ્રીને શ્રદ્ધાંજલિ અર્પે છે.

શ્રી નૃસિંહાચાર્યજીના 'ભામિનીભૂષણ' વગેરે ગ્રન્થોમાં આદર્શ ગૃહસ્થાશ્રમને નિરૂપતાં આદર્શ સ્ત્રીરત્નો—અમર પાત્રો—આપેલાં છે. એ પાત્રોની વાસ્તવિક ભૂમિકાનું દર્શન કરવાને કોઇ ભાગ્યશાળી થયાં હોય તો તે—શ્રી રુકિમણીદેવી અને તેમનાં પુત્રી શ્રી **ભારતીદેવી**—એ બન્ને માદીકરીના સંસર્ગમાં આવેલા અનુભવી સાધકસજ્જનો જ છે, એવું અનેકનું કથન સપ્રમાણ છે. શ્રી ભારતી નામની કન્યાને યોગ્ય વય પ્રાપ્ત થતાં, પરણાવી સાસરે મોકલતાં સુધી, શ્રી નૃસિંહાચાર્યજીની સૂચનાનુસાર, સુંદર શિક્ષણ સંસ્કારનું દાન કરવામાં શ્રી રુકિમણીદેવીએ આદર્શ માતૃધર્મ કેવો હોઇ શકે તે સર્વને પ્રતીત કરાવ્યું હતું. શ્રી ભારતીદેવીના જીવનની ઉચ્ચ કક્ષા, તેના પૂર્વમાતા શ્રી મંગલાગૌરીની માફક, તેમને ઉચ્ચ પ્રશંસનીય સ્થાન અપાવે છે. શ્વસુરપક્ષમાં કુલરીતિ પ્રમાણે માતાના પગલે ચાલી સેવાધર્મનું સુંદર રીતે પાલન કરી તેમણે સર્વને સંતોષ આપ્યો હતો. ટૂંકા પણ તેજસ્વી જીવનમાં શ્રી ભારતીદેવીએ પોતાનામાં સ્વયંસ્ફુરિત ભારતીની (સરસ્વતીની) વીણાનાં સ્ફુરણોને, કુલસંસ્કારની સહાયતાથી, જાગ્રત્ કર્યાં હતાં. જ્ઞાનભક્તિપરાયણ જીવનના ભાવોને, તેમણે લગભગ સો એક કાવ્યોમાં ઉતારવા યત્ન કર્યો છે. વિવિધ ઢાળ—રાગમાં તથા છંદમાં પણ ઉતારેલી ગેયતા ભરી તેમની કવિતાની એક કૃતિ પ્રસિદ્ધ થઇ છે; તેનું અધ્યયન કરનાર, ગુર્જર સ્ત્રીકવિઓના ઇતિહાસમાં શ્રી ભારતીદેવીને યોગ્ય સ્થાન આપ્યા વિના નહિ જ રહે. એવું ઉર્જસ્વલ જીવન પણ આ સ્થૂળ જગત્‌માં બહુ જલદી અસ્ત પામ્યું!

સંવત્ ૧૯૪૨ કાર્ત્તિક વદ ૧ ને દિવસે શ્રી નૃસિંહાચાર્યને ત્યાં પરમ ભક્ત, કલાકાર અને શ્રી વિષ્ણુની સર્જનશક્તિનાં અંશોને અતીત કરાવનારા શ્રી ઉપેન્દ્રાચાર્યજીનો પ્રાદુર્ભાવ થયો. આ બાળકની તેર વર્ષની વય સુધી, પિતાએ તથા વર્ગના સંસ્કારી અગ્રણી સાધકોએ, તેમના જીવનઘડતર ઉપર ખૂબ રસપૂર્વક લક્ષ્ય આપ્યું. શ્રી નૃસિંહાચાર્યજીની સ્વરુપસ્થિતિ પછી, શ્રી છોટાલાલ માસ્તર સાહેબના સંપૂર્ણ આશ્રય નીચે, આ કિશોરે પોતાનો જીવનવિકાસ પૂર્ણપણે ખીલવ્યો. બાલ્યવયમાં જ આચાર્યગાદી પર બિરાજમાન થયા તે દિવસથી જ, તેમનામાં અપ્રકટ રહેલી સમર્થ પિતાશ્રીના જ્ઞાનૈશ્વર્યપ્રભાવની તેજસ્વી દ્યુતિ ધીમે ધીમે આવિષ્કાર પામવા લાગી હતી. પિતાશ્રીની સંપૂર્ણ શક્તિ પોતાના કિશોર હૃદયમાં હોવા છતાં, અસ્વાભાવિકપણાનો દોષ અને કુદરતના ક્રમિક કાયદાનું ઉલ્લંઘન ન થાય તે અર્થે, અવસ્થાના પ્રમાણમાં ઉત્તરોત્તર વિકાસના ધોરણે તેમનું સામર્થ્ય બાહ્ય રીતે પ્રતીત થતું હતું. શ્રી નૃસિંહાચાર્યજીની દિવ્ય વિભૂતિરૂપ વર્ગના ચાલક શ્રી વિશ્વવંદ્યને તેઓ પ્રત્યક્ષ ગુરુ સમાન માન આપતા, અને શ્રી વિશ્વવંદ્ય પણ શ્રી ઉપેન્દ્રાચાર્યમાં શ્રી નૃસિંહાચાર્યજીની ભવ્ય, દિવ્ય સત્તાનો ભાનુ પવિત્ર પ્રકાશથી ઝળકતો હોવાનું પરમ વિશ્વાસથી માનતા હોવાથી, તથા તે બાબતનો અનુભવ પણ થવાથી, તેમના પ્રતિ તેઓ તેમના પિતાશ્રી જેટલા અને જેવા જ પ્રીતિભાવથી વર્ત્તતા. અને તેમણે સાધકસમાજમાં પણ, તે જ રીતની, પ્રતીતિજનક ઉત્સાહપૂર્ણ નિશ્ચયવચનોથી શ્રી બાલઉપેન્દ્રમાં આચાર્યશક્તિ જ્વલંત હોવાની દૃઢ નિષ્ઠા ઉત્પન્ન કરી.

શ્રી માસ્તર સાહેબના જીવન પર્યંત, તેમના સહાયકરૂપે

રહી, અને ત્યારપછી સ્વતંત્રપણે, શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ શ્રેયસ્સાધકવર્ગની સંસ્થાનું જે સર્વોત્કૃષ્ટ રીતે નિર્વહણ કર્યું, તે સર્વને આશ્ચર્યમુગ્ધ કર્યા વિના રહેતું નથી. જ્યારે શ્રી ઉપેન્દ્રાચાર્ય તરુણ વયે વર્ગની વ્યવસ્થા અને વિકાસસંચાલનનું સુકાન સંભાળી શકશે એવી પોતાને દૃઢ પ્રતીતિ થઇ ત્યારે—અદ્વૈતસિદ્ધિની સુજાત ક્ષણ સમીપ આવતાં—પોતાના પદ્યમાં જણાવ્યા પ્રમાણે,

" કર ભગવાનને, સોંપી સુકાનને, સજી અભિમાનને,
પદ્માં લળી રહું ઓગળી. "

શ્રીનુ વિશ્વવંદ્યે, શ્રી ભગવાનના* ચરણમાં સર્વસ્વની સોંપણી કરી, નિજપદમાં શમન કર્યું હતું.

અધિકારપદે આરૂઢ થઇને, શ્રી ઉપેન્દ્ર ભગવાને અગણિત જનહિતકર પ્રવૃત્તિઓ કરી છે, તેની ગણના માત્ર પણ આ નાના પ્રકરણમાં ન્યાયભરી રીતે થઇ શકે તેમ નથી. તેથી તો તેમના સંપર્કમાં આવેલા અસંખ્ય સાધકો અને સજ્જનો તથા સન્નારીઓનો સમૂહ, પોતાના જીવનોદ્ધારકને સ્મરી સ્મરીને આજે પણ, શ્રી ઉપેન્દ્રાચાર્યજીના જ શબ્દોમાં ગાય છે કે

" નથી કાંઇ વળવા, નથી કાંઇ વળવા, આપ તણા ઉપકારો. "

વળી, સંપૂર્ણ સંયમી શિક્ષામૂલક અને તપસ્વી જીવન ગાળનાર શ્રી ઉપેન્દ્રાચાર્યે ગાયું,

" પ્રસન્નતા પ્રસન્નતાનો પ્રસર્યો પારાવાર "

---

* જેમ શ્રી નૃસિંહાચાર્યને સૌ " આપજી " શબ્દથી સંબોધતા, તેમ શ્રી ઉપેન્દ્રાચાર્યજીને સૌ " ભગવાન "થી સ્નેહસંબોધન કરતા.

અને તે પ્રમાણે તેઓની દિવ્ય પ્રકાશાન્વિત સર્વ પ્રવૃત્તિઓ સર્વત્ર સર્વ કાળ પરમ પ્રસન્નતા પ્રસારી રહી. પૂજ્ય બાપજીશ્રીનો તેમના પ્રતિ પુષ્કળ વત્સલભાવ હતો. તેઓ અમુક સાધકો પ્રતિ કહેતા કે

" જે મેં પોતે નથી કર્યું તે ' મોટાભાઇ ' કરશે. "

( શ્રી ઉપેન્દ્રાચાર્યને તેઓ ' મોટાભાઇ ' કહેતા ) આ વચનોનો ગૂઢ અર્થ પિતા તથા પુત્ર વચ્ચે અંતર બતાવવાનો નથી પણ બે અંતરોનો ઐક્યસંબંધ દર્શાવવાનો છે. પૂજ્ય પિતાએ પરહિત અર્થે આદરેલી–પ્રેરેલી સઘળી પ્રવૃત્તિઓને શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ સહર્ષ અપનાવી, આગળ વધારી, તથા તેઓશ્રીએ ચીંધેલા માર્ગ પરથી કોઇ પણ રીતે ચ્યુત થયા સિવાય, એ માર્ગને વિશેષ સમૃદ્ધ અને દૃઢ કરવામાં પોતે સ્વાત્માર્પણ કરવા સુધીની તત્પરતા દાખવી. શ્રી નૃસિંહાચાર્યજીએ અને શ્રી વિશ્વવંદ્યે વાવેલી અને વિકસાવેલી વર્ગની વાટિકાને શ્રી ઉપેન્દ્રાચાર્યે વિસ્તૃત અને વિશેષ સૌરભશુદ્ધ રસ વડે અનુષિક્ત કરી. પૂજ્ય પિતાએ પોતાની ઉપસ્થિતિમાં, જે જે પ્રવૃત્તિઓ પ્રત્યક્ષ પૂર્ણ સ્વરૂપે કરી – કરાવી ન હતી, તેમાંની કેટલીક તો આરંભી પણ ન હતી, તથા બોધવચનોમાં અને સાહિત્યગ્રન્થોમાં આત્મોન્નતિ અને દેશોન્નતિ માટે કેટલાક કાર્યક્રમોની સૂક્ષ્મ – સૂચક રીતે માત્ર રૂપરેખા જ દોરી હતી – તે તમામ પ્રવૃત્તિઓને પ્રકટ સ્વરૂપ આપવામાં કે આપવાનો પ્રયાસ કરવામાં, શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ, ' પિતાએ નહોતું કર્યું તે કરી દેખાડયું, ' અથવા આદરેલા કે અધુરા રાખેલા સંકેતની સમાપ્તિ કરી...એ શ્રી નૃસિંહાચાર્યના ઉપરોક્ત વચનનું તાત્પર્ય છે.

શ્રી નૃસિંહાચાર્યજી ૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં જીવનલીલા

એલી ગયા. શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ વીસમી સદીના પોણા ભાગના પૂર્વાર્ધમાં પોતાની લીલા વિસ્તારી. ઉભય આચાર્યયુગલે પોતાના સમયની રીતિપ્રવાહ અને વાતાવરણને અનુકૂળ આવી શકે એવી રીતે, સનાતન ધર્મનીતિના સંસ્કાર વડે માનવજીવન સભર કરવાના મનોરથો સેવ્યા અને પાર પણ પાડયા. વીસમી સદી, તેના પુરોગામી સંવત્સરના કાર્યનો વૈજ્ઞાનિક, કલાત્મક અને રસપ્રદ રીતનો આવિષ્કાર માગી રહી હતી. શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ, પિતાના રહસ્યમય જીવનકાર્યના આત્માને નૂતન પદ્ધતિના વાઘા પહેરાવ્યા. તેમની પ્રત્યેક સૂચના, યોજના, પ્રતિજ્ઞા કે પ્રક્રિયામાં, અંતર્દષ્ટિના ઉદ્ઘાટન માટે, – પારમાર્થિક અનુભૂતિના આવિષ્કાર માટે, – તથા પરમ ઐશ્વર્યનિધિ માનવતનુમંદિરમાં અંતર્હિત રહેલી કલાના અંશોના પ્રકાશન માટે અને મનુષ્યજીવનના અપૂર્વ સામર્થ્ય તથા દિવ્ય ચમત્કૃતિના નિદર્શન માટે, પૂર્ણ અવકાશ પ્રાપ્ત થતો. સાધક – સજ્જનોનાં જીવનની શ્રેયસ્સિદ્ધિ કરાવવાની તેઓની રીતિ અપૂર્વ અને આધુનિક ઢબે નૂતન પણ હતી. આથી જનતાનું આકર્ષણ તે પ્રતિ અધિક અને અધિક થઇ શક્યું, અને વર્ગનું પરમાર્થપ્રવણ પ્રયોજન પણ સારા પ્રમાણમાં સિદ્ધ થતું ગયું.

શ્રી નૃસિંહાચાર્યજીની પેઠે, શ્રી ઉપેન્દ્ર ભગવાન્ પણ, પોતાનું ઐશ્વર્ય ચમત્કારના સ્વરૂપમાં ન સમજાય તથા વિના કારણ પ્રસિદ્ધિ ન પામે, તે માટે ખૂબ સાવધાન રહેતા. અને કોઇ પણ ગૌરવ ભરેલા પરિણામમાં સ્વાભાવિકતાનો આરોપ લાવતા. થયેલા લાભથી મુગ્ધ બનેલા સાધક કે શિષ્યોના મનમાં, તેઓ એમ જ ઠસાવતા કે ' એ તો તેમના પોતાના જ સત્કર્મનું પરિણામ છે. '

મનુષ્યમાં પશુભાવ લુપ્ત કરવા અને માનવતા પ્રકાશ કરવા,

તેમણે પુષ્કળ પરિશ્રમ સેવ્યો છે, તદર્થે તેઓશ્રીએ કર્ત્તવ્યપરાયણતા અને ચારિત્ર્ય ઉપર ખાસ ભાર મૂકયો છે. તે વસ્તુ સક્રિય રીતે કરી બતાવવા, તેઓશ્રીએ આધુનિક છાત્રાલયોની પદ્ધતિનું "ચારિત્ર્યમંદિર" કારેલીબાગમાં ઉઘાડયું હતું – જે હજુ પણ ચાલે છે. તેમાં વસતા વિદ્યાર્થીઓમાં સર્વદેશીય ઉન્નતિનાં બીજાંકુરોનું રોપણ કરવામાં, તેઓશ્રીએ પોતે સ્વાશ્રય સેવી દર્શાવ્યો હતો. ચારિત્ર્યમંદિરમાંથી જાહેર જીવનમાં ઉતરી આવેલા વિદ્યાર્થીઓ આજે પોતાની ઉન્નત પરિસ્થિતિ માટે, 'ચારિત્ર્યમંદિરના પ્રણેતા ગૃહપતિ 'ગુરુદેવ' શ્રી ઉપેન્દ્રાચાર્યના ચરિત્રનું ગુણગૌરવ કરે છે. તે વિદ્યાર્થીઓમાં, વર્તમાન વિદ્યાકલા ઉપરાંત, વ્યાયામ, સ્વાવલંબન, સંયમ, સદુપયોગ, સમાજસેવાના માર્ગો, નીતિરીતિ, કર્ત્તવ્યપરાયણતા, અભ્યાસની એકાગ્રતા, વગેરે પ્રાચીન ગુરુકુલના સંસ્કારોને અર્વાચીન સ્વરૂપે દઢ-કરવામાં આવતા. 'જીવન ઘડો' એવા વીરોપદેશક મુદ્રાલેખથી અંકિત થયેલું "શ્રેયસ્સાધક" નામનું એક સાપ્તાહિક કાઢી તેમણે વિદ્યાર્થીઓને સામયિકનું તંત્ર શીખવ્યું. તેમાં 'ચારિત્ર્ય કેમ ઘડાય' એ સંબંધી, શ્રી ઉપેન્દ્રાચાર્ય નિત્ય નવીન સંદેશ લખતા. આ સંદેશોના સંગ્રહ રૂપ, ચિંતનાત્મક ઉદ્‌બોધન કંડિકાઓનું "**નિત્ય – સંદેશ**" નામનું પુસ્તક પ્રકટ થયું છે તે સૌને પ્રેરણાઝરણ રૂપ છે.

સામાન્ય સપાટી પરથી શિખરની ઉચ્ચતાએ મનુષ્યજીવનને લઈ જવામાં પ્રોત્સાહન રેલવા માટે, તેઓશ્રી સાધકોના સામાન્ય વિજયોમાં મહાન્ કાર્યસિદ્ધિના મહિમાનું સૂચન કરતા અને ધન્યવાદ અર્પતા. તેઓના બોધનું તાત્પર્ય એ હતું કે,

'નાનામાં નાનું કાર્ય પણ જે મનુષ્ય સર્વોત્તમ રીતે કરી શકે તે જ મનુષ્ય મોટાં કાર્યો પણ સારી રીતે કરવાને સમર્થ થાય છે. સંસારમાં મહત્તા, સુખ, શાંતિ વગેરેની સ્થાપના તથા સ્વચ્છ, મધુર અને સમુન્નત જીવનની પ્રસારણા, કેટલાક જાહેર અને વ્યાપક સેવાના મોટા કાર્યક્રમોથી જ થતી નથી, પરંતુ જીવનમાં પ્રાપ્ત રોજીંદી કર્મક્ષણોને નાની પણ શુદ્ધ અનિવાર્ય સેવામાં સમર્પણ કરવાથી જ થઇ શકે છે...' વગેરે.

સેવા તથા પ્રગતિજીવનના આ સૂત્રને અમલી બનાવવા માટે, તેમણે સાધકો સમક્ષ વિવિધ રસપૂર્ણ કાર્યક્ષેત્રો અને યોજનાઓ શરૂ કરી અને તે સર્વ રસરંગભરી પ્રવૃત્તિઓને વર્ષના પરંપરિત ઉત્સવોની સાથે જ સુસંગત રીતે સાંકળી દેવાથી, ઉત્સવોમાં વિશેષ રસ અને ઉત્સાહ વૃદ્ધિંગત થયો, તથા આધ્યાત્મિક પ્રગતિ ઉપરાંત, ઉત્સવોમાં સમાયેલી ઐહિક ઉન્નતિ પરત્વેની ઉપયોગિતાના દૃષ્ટિબિન્દુને પણ વિકાસનો અવકાશ મળ્યો. શ્રી નૃસિંહાચાર્યજીએ પ્રબોધેલી વ્યવહારધર્મની શુદ્ધિના પાયા ઉપર આમુષ્મિક ઉન્નતિની ઇમારતને દૃઢ કરવાની નીતિને શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ વ્યાપક સ્વરૂપ આપ્યું. પણ તેથી આત્મિક ઉત્કર્ષનો હેતુ ગૌણતા પામી ઐહિક પ્રયોજન આગળ પડી ન જાય તેની ખાસ કાળજી કરવામાં આવતી. જીવન એ સર્વોચ્ચ કલા છે, એ કલાની સિદ્ધિ દ્વારા, આત્મસાક્ષાત્કારનો પંથ સરળ અને સુલભ બને છે, એ **रसो वै सः** નો સંકેત, તેઓશ્રીના વિવિધ કાર્યક્રમોની પાછળ ડોકિયાં કરી, ધ્યેય ભૂલવા અથનારાઓને સ્પષ્ટ ભાન કરાવ્યા કરતો.

'શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવ' વખતે આ કલાકારની

કલાનાં પ્રત્યક્ષ દર્શન થતાં. તેમાં યોજાતા વિવિધ રસપ્રદ કાર્યક્રમોમાં માત્ર મોટી વયના સમજુ સાધકોને જ જ્ઞાનબોધાદિ લાભ થતો એમ ન હતું. પણ પાંચ સાત વર્ષના બાલકથી માંડી તરુણાવસ્થામાં રાચતા યુવક-યુવતિઓ પ્રતિ, આ કાર્યક્રમોના ઉદ્દેશની ખાસ ચોટ હતી.

શ્રી નૃસિંહાચાર્યજી તથા શ્રી માસ્તર સાહેબે બાળકોનાં અંતઃકરણ ઉપર દૃઢ થતા સંસ્કારોની મનુષ્યજીવનના ઘડતરમાં થતી સ્થાયી અસરો પ્રતિ ખાસ ધ્યાન ખેંચ્યું હતું. શ્રી ઉપેન્દ્ર ભગવાને તેનો પ્રત્યક્ષ પ્રયોગ કરી દેખાડયો. ઉત્સવ પ્રસંગે થતી હરીફાઇઓનું અવલોકન કરનારને, તેમાં સમાયેલી શિક્ષણપ્રણાલીની *કાર્યક્ષમતા, વિવિધતા અને અપૂર્વતા આંજ્યા વિના રહેશે નહિ.* સ્પર્ધા તથા પરિતોષિકને તેમાં ગૌણ સ્થાને પણ રાખી, બાળકો તથા તરુણોમાં પ્રોત્સાહન-પ્રકાશનને માટે તક માગી રહેલાં તત્ત્વોને બહાર કાઢીને, તે સદ્ગુણોનું તેમને ભાન કરાવવાનું તેમાં પ્રધાન પ્રયોજન રહેતું. વિચિત્ર ભાસતા પણ વ્યવહારુ પ્રશ્નોનાં ઉત્તરોની અપેક્ષા કરવામાં, બાલસાધક-સાધિકાઓની બુદ્ધિને યોગ્ય દિશામાં નિર્ણયાત્મક આનુભવિક વિચાર કરવાની તક સાંપડતી. ઉગતા આશાસ્પદ કલાકારો માટે પણ તેમાં અનોખું આકર્ષણ હતું. પાદપૂર્ત્તિ, નિબંધલેખન, વક્તૃત્વ, લેખન, ટૂંકા ચિંતનને ચાકડે ચઢાવતા પ્રશ્નોત્તર, સંગીત, વિનોદાત્મક, અનુકરણ, હુન્નર, સ્થાપત્ય, તદુપરાંત, માંત્રિક જપપ્રયોગો વગેરે તથા આધુનિક ઓલિમ્પિક અંગકસરતોના કાર્યક્રમોના બીજકરૂપ, તનમનની ઉન્નતિને સધાવનારા વ્યાયામ અને યોગનાં પ્રયોગોની સરસાઇ કરનારા કાર્યક્રમોનો આ હરીફાઇમાં પુષ્કળ સમાસ કરેલો હતો.

કેટલાક ઉત્સવોમાં ' રસહાટ ' નામનો ખાદ્યપ્રદર્શનનો પ્રયોગ, સ્ત્રીઓની પાકશાસ્ત્રીય પટુતાને તથા રંગોળી સાથિયા, દીપરચના ઇત્યાદિ, વિશિષ્ટ લલિત દૃષ્ટિને નિમંત્રણ કરતાં ચિત્રકલા, શિલ્પકલાનાં પ્રદર્શનો દ્વારા કલાકારોને પ્રફુલ્લવા પાંગરવા પૂર્ણ પ્રોત્સાહન પ્રાપ્ત થતું. ' સહચરી–સંમેલન ' ' મહિલાકલામન્દિર ' નામનો વિશિષ્ટ ઉત્સવવિભાગ યોજી, સ્ત્રીઓની સ્વકીય ઉન્નતિની સ્વતંત્ર સાધનાની નવી જ દિશા દેખાડી. વળી, વિવિધ જપ, વ્રત, આસન, પ્રાણાયામ આદિ સંયમ સાધનાના પંથે, શ્રી ઉપેન્દ્ર ભગવાને અસંખ્ય બાલબાલિકાઓને હસતાં રમતાં ચઢાવ્યાં. ટૂંકામાં, ઉત્સવોમાં શુદ્ધ આનંદમય રસનિષ્પત્તિદ્વારા જ્ઞાનનિકુંજમાં શી રીતે વિહરી શકાય છે તેનો મર્મ તેમણે વિવિધ લીલાદ્વારા સમજાવ્યો. તેમને સૌ ' ગુરુદેવ ' કહેતા.

' ગુરુદેવ ' સાધકોમાં જે કાંઇ પરિવર્તન પ્રકટાવવા નિમિત્ત બોધપ્રવૃત્તિ કરતા, તેનું પ્રત્યક્ષ નિદર્શન પ્રથમ પોતે પોતાના બાલ જીવનમાં કરાવતા. સીધો બોધ કોઇને ય ન આપતાં, તેમના સદાચરણમાંથી જ બોધનીય પુનિત ગંગાપ્રવાહ ઉપયુક્ત પાત્રો પ્રતિ વહતો અને ઊંડી અસર ઉપજાવતો. પ્રેમ, ત્યાગ, દાન, વિરાગ અને સર્વના અવધારણ રૂપ કર્તવ્યપરાયણતાના અમલ આદર્શોનું દિગ્દર્શન કરાવનાર શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ છેલ્લાં કેટલાં ય વર્ષોથી ખાંડ અને ગોળ જેવી નિત્ય જરૂરી વસ્તુઓનો પરિત્યાગ સેવી, ઇન્દ્રિયલોલુપોને પદાર્થપાઠ આપ્યો. મંદિરમાં આવતા નાના મોટા સદ્‌ગુણી પુરુષો પ્રતિ યોગ્ય પ્રકારનાં વિવેકવર્તન દ્વારા, આ ગુણગ્રાહી ગૃહસ્થ ગુરુદેવે ગૃહસ્થાશ્રમનો અતિથિસત્કાર આચરી

દર્શાવ્યો. મહિના સુધીના અનશનવ્રતથી તપ અને તિતિક્ષાનું, સતત બબ્બે ત્રણત્રણ દિવસો સુધીના ધ્યાન, જપ તથા કીર્તનાદિના આસનસ્થ અનુષ્ઠાનથી, એકાગ્ર સાધન–સંયમ–નિષ્ઠાનું, પોતાનાં પૂજ્ય વડીલ માજીશ્રીની ( શ્રી રુક્મિણીદેવીની ) પ્રસન્ન ચિત્તથી નિષ્કામ અને અખંડિત પરિચર્યાદ્વારા માતૃસેવાધર્મના ગૌરવનું, તેઓશ્રીએ સર્વનાં હૃદયમાં દૃઢપણે સ્થાપન કર્યું. આધુનિક પદ્ધતિથી 'શ્રેયસ્સાધક સ્પેશિયલ ટ્રેઇન' દ્વારા, પર્યટન, તીર્થ, સમાગમ, પુણ્યદાન વગેરેની યથાર્થ રીતિનો આ પ્રવાસપ્રેમી ગુરુદેવે પ્રત્યક્ષ રીતે પ્રબોધ કર્યો. અને પર્યટનમાં અનેક સ્થળોમાં, ઐતિહાસિક, સાહિત્યિક, સાંસ્કારિક, કલારસિક અને આધ્યાત્મિક રહસ્યો સમજવાની સાધકોની દૃષ્ટિમર્યાદા ઉઘાડી, વિસ્તારી, ખીલવી, એટલું જ નહિ પણ તેને નૂતન – અમર્યાદ કરી મૂકી.

શ્રી નૃસિંહાચાર્ય, શ્રી ઉપેન્દ્રાચાર્ય અને શ્રી વિશ્વવંદ્ય,– ત્રણે કર્મયોગી હોઇ, **योगः कर्मसु कौशलम्**એ ગીતાનો યોગ જીવનમાં ઉતારવા ઉદ્બોધન કરતા. ત્રણે મહાપુરુષોએ તેઓનાં જીવનમાં રસકલાને અણુઅણુમાં ઓતપ્રોત કરી દીધી હતી. કારણ કે તેઓ સમસ્ત બ્રહ્માંડને તથા તે વિરાટ્ બ્રહ્મવિભૂતિની અણુ – આવૃત્તિરૂપ પાંચભૌતિક બ્રહ્માંડને – એટલે કે માનવજીવનને – આદિશ્રેષ્ઠ કલાકાર પરમેશ્વરની સર્વોત્કૃષ્ટ કલાકૃતિ જ માનતા હતા. પરંતુ, શ્રી ઉપેન્દ્રાચાર્યજીનો સમય, બાહ્ય આવિષ્કૃતિ પામતી જીવનાતિરિક્ત કલાના આકારોમાં વિશેષપણે અભિરુચિ અને આકર્ષણ ધરાવતો હોવાથી, શ્રી ઉપેન્દ્રાચાર્યમાં રહેલા તપસ્વી કલાકારે, પોતાને આપવાના કલ્યાણના આદેશ – ઉપદેશને, જેમ બને તેમ અધિકાંશે, જનતાને રુચિકર થઇ પડે એવી રીતની બહિરૂકલાના સ્વાંગમાં સજાવીને સર્વ સમક્ષ રજૂ કર્યો.

આથી વર્ગના વિવિધ મહોત્સવોના પરંપરિત તત્ત્વને અધિક પોષણ મળે એ લક્ષ્યમાં લઇને, તેઓશ્રીએ, કલાત્મકમનીય અંશોને પ્રકટીકરણ પામવા, કેટલાક અનનવા ઉમેરા કર્યા, કે જે નવકુતૂહલી સમુદાયને પણ આકર્ષક થઇ પડયા. પાછળના પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણેના ઉત્સાહજનક કાર્યક્રમ ઉપરાંત, શ્રી ઉપેન્દ્રજયન્તી-મહોત્સવમાં રાત્રિએ, સમૂહકીર્ત્તનોની પ્રથમની સામાન્ય સરળતા, વિશિષ્ટ રસરંજન–કાર્યમાં પરિવર્ત્તિત કરવામાં આવી. તેમાં શુદ્ધ-સમૃદ્ધ નૂતન દૃષ્ટિનાં સર્વને દર્શન થતાં. આ રંજનકાર્ય એટલે આધુનિક સંસ્થાઓનાં વાર્ષિક સંમેલનોમાં મુખ્યત્વે દૃષ્ટિગોચર થતી વિલાસી રંગરાગભરી માત્ર મોજમજાહ જ નહિ; પરંતુ, વર્તમાન રંગભૂમિ ઉપર રજૂ થતા રાસ, ગરબા, નૃત્ય, સંગીત, નાટ્ય વગેરે સાધનો તેનાં તેજ હોવા છતાં, તેનું તેજ પ્રચલિત સ્વરૂપ ઉપયોગમાં ન લેતાં – તેનું કલાત્મક પ્રગતિપ્રેરક શુદ્ધ સ્વરૂપ શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવોમાં દર્શન દેતું.

આત્મીય આનંદના પ્રકાશક આ રાત્રિ – કાર્યક્રમો નિમિત્ત, કવિ શ્રી ઉપેન્દ્રાચાર્યજીની સિદ્ધહસ્ત લેખિની વિપુલ, વિશુદ્ધ અને વિલક્ષણ પ્રકારનું સાહિત્યસર્જન કરતી. પ્રથમ '**કીર્ત્તનાદિસાહિત્ય**' નામે પ્રકટ કરાતા સાહિત્યને, શ્રી ઉપેન્દ્રભગવાને પોતાના તિરોધાન અગાઉ છેલ્લાં પંદરેક વર્ષથી '**રસદર્શન**' નામ આપ્યું હતું. પ્રત્યેક વર્ષના 'રસદર્શન' પ્રયોગમાં, એ રસર્ષિ સાહિત્યસ્રષ્ટાએ રંગભૂમિના વિકાસની રૂપરેખાઓ પણ દાખવી દીધી. જીવનના છેલ્લા વર્ષે તો તેમણે કારેલીબાગમાં - મજબૂત ત્રિખંડ–નાટ્યમંચ પણ ઊભો કર્યો, અને તેના ઉપર, ભવ્ય ભાવનાસૂચક નટરાજના દિવ્ય ચિત્રનું આલેખન કરી તેને '**રસપદ્મ**' નામથી વિભૂષિત કર્યું હતું.

આ 'નરસપદ્મ'ના પ્રણેતા મહાપુરુષ 'રસદર્શન'ના રસવિહારીની પ્રરાર્થે ખેલાયેલી રસલીલાનું યથાર્થ અવલોકન સ્વતંત્ર ગ્રન્થની અપેક્ષા માગી લે છે. આપણે અત્રે એમની સાહિત્યવાટિકાનાં સુગંધી પુષ્પોનો માત્ર નામનિર્દેશ કરી સંતોષ માનીશુ.

અર્ધવિકસિત ફૂલ જેવાં બાળકો અને ખીલતી કુમળી કળી જેવી કુમારિકાઓ, જે દ્વારા પોતાની આત્મકલાના દર્શન કરી - કરાવી શકે એવાં સરળ-સૂચક બાલગીતો, અભિનયગીતો, મંગલસંદેશને સૂચવતાં સ્તવનનાં અને સ્નેહસત્કારનાં સુગેય કાવ્યો, તથા પ્રસંગ - પાત્રાનુરૂપ અભિનંદન-પ્રાર્થનાની કવિતાઓ, - વગેરે. આ 'રસદર્શન'નો પ્રથમ દર્શનીય મનોહર ખંડ છે.

મુગ્ધ યુવતિઓ, કિશોરીઓ હૃદયમાં ઉછળતા પ્રેમભક્તિથી પુનિત ઉલ્લાસને નયનમાં, કરાંગુલિઓ અને અંગાંગોમાં દ્યોતક રીતે પ્રસરાવી, મુક્ત રીતે ગાઇ - માણી શકે, તથા અન્યમાં અનેરો દિવ્ય ઉન્નત ભાવ પ્રેરી શકે, એવા રાસ, ગરબા, સમૂહગીતો, અગર ઐકાન્તિક ઊર્મિગીતો - આ 'રસદર્શન'નો રમણીય બીજો ખંડ છે.

બાલબાલાઓ, યુવકયુવતિઓ - નિર્દોષભાવે - એકઠાં મળી, જેમાં કાવ્યગાન કરી, પરસ્પરનાં સૂચક તથા સાભિનય સંવાદથી સુરમ્ય શૈલીમાં ઉન્નત બોધક ભાવ-વિચાર વ્યક્ત કરે - એવાં સંમિશ્ર સંગીત કવિતાના - સંઘગીતોનાં સ્વરુપો. આ પણ 'રસદર્શન'ના સમુદ્રનું મનોરમ મહત્ત્વપૂર્ણ મોજું છે.

બાલકોને રુચિકર થઇ પડે, બાલકો સહેલાઇથી યાદ રાખી, અંગોને સ્વાભાવિક રીતે જ ગતિ આપી શકે, તથા પોતાને પણ

ખબર પડે નહિ એવી રીતે ઉજ્જ્વળ જ્ઞાનના સંસ્કારોનું બીજારોપણ નાનકડી હૃદયવાટિકામાં જેનાથી થતું – એવાં રમણીય કલાત્મક બાલગીતો, બાલકીર્તનો વાંચીએ કે સાંભળીએ છીએ ત્યારે પ્રૌઢોનાય પ્રૌઢ એના સર્જક મહાપુરુષને બાલકોનાય બાલક કહેવાનું મન થાય છે. તેમના સમૃદ્ધ બાલસાહિત્યની સિદ્ધિના નમૂના કેટલા આપી શકાય ! 'ચાંદલો' 'ચટણી' 'પડઘમ' 'અજબ જેવી વાત છે' 'સમજી જજો રે' 'એક હતા દેવ' 'આજનું બીજક' 'શક્કરીયાં સાકરીયાં ચાખવાં' વગેરે બાલગીતો તરત જન્મેલા બાળકની નિર્દોષતા અને નિર્મલતાના પ્રતિનિધિ કલાકવિની સાહિત્યવાડીનાં સુંદર સુમનો છે. 'મામા' 'કર્તવ્યગાન' 'બાલકની માગણી' 'શું કરો છો' વગેરે નાની નાની ઘણી બાલ–ગદ્યકંડિકાઓમાં પણ વિનોદ સાથે વિદ્યાપ્રસારણ, ગર્ભિત કટાક્ષો અને મોટેરાંઓને યોગ્ય બોધતત્ત્વનું અદ્ભુત રીતે સંમિશ્રણ કરવામાં આવેલું છે.

તેજ પ્રમાણે 'દીવાસળી અને બીડીનો સંવાદ', 'કેવી રીતે', 'આગળ વધો', 'લકુવાલા', 'અક્કલખાંની અક્કલનું પ્રદર્શન', 'પરમ પ્રભુ', 'અંધનો બેલી', 'ત્રણ પ્રશ્નોની ચર્ચા', 'જ્ઞાતવ્ય ચર્ચા', 'સાધનદર્શન', 'જન્મસાર્થક્ય', 'નોકર અને મિયાં', 'શ્રદ્ધાત્રયી', 'ફકકડ' વગેરે બોધપ્રધાન રમુજી – કેટલાક અર્ધગંભીર – બાલસંવાદો પણ શ્રી ઉપેન્દ્રાચાર્યજીની કલમની વાનગીઓ છે. 'અંધનો બેલી' જેવા કેટલાક સંવાદો તો સુંદર મનોવેધક છે. 'બાલની ઢાલ', 'ગુરુભક્તિમહાત્મ્ય', 'મહદાશ્રય', 'જવાબી શ્રદ્ધા', 'ભક્તિબલ', 'મંત્રશ્રદ્ધત્વ', 'સન્ધ્યાબલ', 'અધમોદ્ધારણ', 'જીવનપતનો', 'સેવનાસિદ્ધિ', વગેરે 'નાટકો' કહી શકાય તેવા દીર્ઘ ચિંતનાત્મક સંવાદો, અને 'તેજીને ઈસારો', 'વખાણનાં વોરંટ',

'ભગવાનનું અજ્ઞાન', 'ભાષણકાર', 'પેટનાં પાપ' વગેરે નાની નાટિકાઓ 'રસપદ્મ'ની ઉત્તમોત્તમ કલાત્મકમનીયતાના નમૂનારૂપ અને અધ્યાત્મરહસ્યના અંશોના ઉદ્ઘાટન રૂપ છે. તે સર્વની પૃથક્ પૃથક્ વિવેચના તો સ્વતંત્ર લેખમાં વિસ્તારથી કરવા યોગ્ય છે.

શ્રી ઉપેન્દ્રભગવાન્ જાણે કૃષ્ણકલાકારનો અંશ પોતાનામાં સમાવી રહેતા ન હોય તેમ તેમના અનેક ઉપાસક સાધકોને લાગ્યા વિના રહેતું નહિ. તેમાં તેઓશ્રીએ પ્રતીત કરાવેલી વિવિધ પ્રકારની સાહિત્યકલાની સ્પર્શક્ષમતાએ તેઓનાં મન્તવ્યને પ્રાબલ્ય આપ્યુ. 'રસપદ્મ'ના પ્રાકટ્ય પછી પ્રતિ વર્ષે વિવિધ પ્રકારની પણ નવીન જ રસ રેડનારી આકર્ષક 'રસદર્શન'ના 'રસપદ્મ'ની એક એક પાંખડીને તેમણે પ્રફુલ્લતાપૂર્વક વિકસાવી. પ્રતિસંવત્સર નવીન પાંખડીના અવનવા અનુપમ પરાગે અને તેના પ્રસારણે રસદર્શનઘેલી જનતાનું અધિક અને અધિક આકર્ષણ થતું. આમ રાસેશ્વર શ્રીકૃષ્ણની સાહિત્યસંગીતકલાના અંશોને ધારણ કરનાર શ્રી ઉપેન્દ્ર ભગવાને, 'રસપદ્મ'ને પરિપૂર્ણપણે પ્રકટાવી સર્વ કલાથી વિકસાવ્યું, અને આદરેલું અધૂરું રાખ્યાનો આક્ષેપ આવવા દીધો નહિ.

તેમની ભક્તિરસપ્રધાન નાટિકાઓનો આધ્યાત્મિક અવાજ રસક્ષતિ કરતું નથી. કેટલીક બોધપ્રધાન તત્ત્વચર્ચાઓ નાટ્યકલાની સુરેખતાની દૃષ્ટિએ રસહાનિ કરતી લાગે, પરંતુ તત્ત્વચિંતનપ્રધાન પ્રવેશની પછી જ – કે કદિ સાથે સાથે – પણ સહેતુક વિનોદ વેરતા સંવાદો, કટાક્ષ – પ્રસંગો કે પાત્રો રસપ્રવાહને અખંડિત રાખે છે. એટલે કે આ નાટિકાઓમાં રસવૈવિધ્ય, પાંડિત્ય તેમજ પાત્રવૈશિષ્ટ્ય હોવાં છતાં અધ્યાત્મોપદેશનો હેતુ એકદમ હળવો બની જતો નથી.

એ જ આચાર્ય કલાકારની 'જીવન ઘડો' સૂત્ર પ્રત્યેની નિરંતર સાવધાનતા સૂચવે છે, અને તેમની નાટ્યકલાની સર્વાનુભવરસિક વ્યવહારદક્ષતાનું દ્યોતન કરાવે છે. આ ઉપદેશક આચાર્યની નાટ્યકૃતિઓમાં માત્ર શબ્દાળુ ભંડોળ કે અર્થહીન પામરતા નથી, તેના સંવાદ – વાર્તાલાપ ચેતનહીણા નથી, પરંતુ તેમાં આવતી સહજ દીર્ઘ જણાતી પદ્યાત્મક કંડિકાઓ પણ, નાના ટૂંકા રસચિંતનમય વાક્યો જેટલી જ મહત્ત્વપૂર્ણ, માર્મિક સચોટ અસર કરનારી હોય છે. લેખકે યોજેલા પ્રત્યેક પ્રસંગમાં–ઉપજાવેલા પાત્રમાં કે નાના સરખા ભજન કે કોરસમાં પણ કાંઇ ને કાંઇ નાટ્યપ્રયોજન અવશ્ય હોય છે. તે નીરસ અને નિરર્થક વિષયાંતર કે મનરંજક [illegible]યલાં હોતાં નથી, એમ ઊંડાણથી જોનારને જણાયા વિના રહે[illegible]મ નથી. જો કે કેટલેક સ્થળે બોધપ્રધાન એકાંતિક પ્રલાપો કે સંવાદોમાં પણ, દીર્ઘસૂત્રીપણું જણાય છે. પણ ભાવ – વિચાર અને ભાષાનું માધુર્યડોલન, વાચક કે ભાવકને ધૈર્ય ધરી રાખવા પૂરતું રસલીન રાખી શકે છે. શિષ્ટ રંગભૂમિ પર કલાત્મક રીતે ભજવી શકાય એવા નાના સંવાદ–નાટકોમાં પાત્રવિકાસ કે મનોમંથનોને સૂક્ષ્મતા કે તીવ્રતા પૂર્ણપણે પ્રાપ્ત કરવાનો અવકાશ ઓછો મળે એ સ્વાભાવિક છે. છતાં પણ, ધર્મ–નીતિ તથા તાત્ત્વિક બોધની મર્યાદામાં રચાતાં અને ભજવાતાં, શ્રી ઉપેન્દ્રાચાર્યનાં નાટકોની સફળતા વિચારતાં, તે નાટ્યસંવાદોની રસભરી વિવિધતાવાળી એકધારી, સહેતુક સર્વોત્તમ શ્રેણીથી, આચાર્યશ્રીએ માત્ર શ્રેયરસાધકવર્ગ કે ધાર્મિક સમુદાય ઉપર જ નહિ પણ સામાન્ય અને સાક્ષર કોટિના સાહિત્યપ્રીય સમાજ ઉપર પણ મહાન ઉપકાર કર્યો છે. કલાપદ્ધતિના આધુનિક માનદંડની અતિચીવટાઇને હળવી કરીને અવલોકીએ તો જણાશે કે, 'આ નાટકોમાં

શિષ્ટતા અને સંયમશીલ સંસ્કારિતાથી શોભતી કલાનું સૌષ્ઠવ અને ભાવવિચારની ઉદાત્ત ઓજસ્વિતા અતિ ઝીણવટભરી દૃષ્ટિથી સચવાયલાં છે. આ સત્યનો, જનતા ઉપર થતી અસર ઉપરથી આપણે નિર્ણય કરી શકીએ છીએ. આનું કારણ એ છે કે, આ સર્વ રંજન વગેરે પ્રવૃત્તિઓમાં મુખ્ય દૃષ્ટિ કલા કે સાહિત્ય નહિ પરંતુ આત્મોન્નતિસાધક સંયમ અને શુદ્ધિ તરફ રહેતી. કલા સાહિત્ય વગેરે વ્યવહાર-વિકાસમાં ગૌણપદે વૃદ્ધિ પામે જતાં. એક ધર્માચાર્ય કવિના દેશ, સમય વગેરેનો વિચાર કરતાં, તેમનાં નાટકો વિશુદ્ધ રસસૃષ્ટિનાં ઉત્કૃષ્ટ નમુના છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

ભક્તિજ્ઞાનની આ શાંત રસવાટિકાઓની આધ્યાત્મિક ચિંતનકણિકાઓની સાથે જ હળવો હાસ્યરસ સર્વત્ર હાજર જ હોય છે; પણ તે હાસ્યને ઉપજાવનારા સામાજિક કટાક્ષોમાં પણ સાહિત્યક વિધ્વંસ કે માનવહૃદયની ઉપેક્ષા હોતી નથી. પાપી કે પતિત પ્રતિ સમસંવેદનના સાચા સૂરો તેમાંથી સ્પષ્ટ સાંભળી શકાય છે. તેમના કટાક્ષો, શ્રી નૃસિંહાચાર્યજીના સાહિત્યની પેઠે, સમાજ-કુટુંબ-ધર્મના જીવનમાં અને રોજીંદા વ્યવહારમાં ચાલતી મિથ્યા પ્રવૃત્તિઓ, આડંબર અને કુટિલતા ઉપર હોય છે. તીવ્ર કટાક્ષો વડે મીઠી રમુજ પ્રસારનારાં 'બ્રાહ્મણ' પાત્રો સરસ ઉદાહરણ રૂપ છે.

આ નાટ્યકારના સાક્ષરત્વને તથા જીવનસંદેશને સૂચવતાં ઉત્તમ કલાકોટિના નાટકો મારી દૃષ્ટિએ, 'સંધ્યાબલ', 'જીવનપતનો', 'મંત્રબ્રહ્મત્વ' અને 'અધમોદ્ધારણ' છે. તેમાં સામાન્ય માનવતા મ્હેકે છે, ઉચ્ચતમ અધિકારીનાં ઓજસ્ પણ વહેતાં હોય છે.

શ્રી વલ્લભાચાર્ય, વાલ્મીકિ, શબરી, અંજની વગેરે શાંત પ્રગલ્ભ પાત્રોના વ્યક્તિત્વની અપૂર્વતા નિરનિરાળી છે. પ્રસંગ – પાત્ર પરત્વે યોજાયેલી ' ડોલનશૈલી 'ની સફળતા પણ આકર્ષક છે.

નાટકોમાં યોગ્ય સ્થળે આવતાં યોગ્ય વિચારને વાહક પદો, ભજનો, કદિ કટાક્ષકાવ્યો પણ, રસાનુકૂળ રાગગતિમાં પ્રસરી આખા વાતાવરણને વિહિતપણે ભવ્ય ઉન્નત સુંદરતાથી શોભાવવામાં સારો ફાળો આપતાં હોય છે. શ્રી વલ્લભાચાર્યને મુખેથી ગવાતું

" ઘટ ઘટ વસેલ તું, તારી અપાર લીલા "

ઉચિત ઉદાહરણ છે. ઘણે ખરે સ્થળે બંગાળી રાહોની યોજના, નવિન અને આકર્ષક નીવડી છે. સુન્દર ધૂન કે નાટકના કેન્દ્રવર્તી ભાવનું નવનીત રજુ કરતા ભજનથી કે વિજયવર્તી ઘોષણાથી નાટકોનો આનંદબોધપ્રવર્તક અંત, સરસ હોય છે. ટૂંકમાં, પાત્રાલેખન, વ્યક્તિ–અનુરૂપ ભાષાની યોગ્યતા, સંવાદની સ્વાભાવિક સરસ અને સચોટ સમુચિતતા, જ્ઞાનઉદ્દેશની પ્રવાહિતા વગેરેથી શોભતી, ' રસપદ્મ 'ના પીયૂષનું પાન કરાવતી શ્રી ઉપેન્દ્રાચાર્યજીની નાટિકાઓ, ગુર્જર સાહિત્યવાટિકાનો મૌલિક, રમણીય અને અભ્યસનીય વિભાગ તરીકે ઓળખાવો ઘટે છે.

કવિશ્રી નાનાલાલના રાસયુગમાં સંખ્યાબંધ રાસો લખાતા હોવા છતાં, સાચા રાસકવિઓની સંખ્યા અલ્પ છે. શ્રી ઉપેન્દ્રાચાર્યજીને ઉચ્ચ કોટિના અગ્રણી રાસકવિ તરીકે હવે ઓળખાવવાની શું અગત્ય છે ? રાસકવિવર શ્રી નાનાલાલના ચૂંટેલા રાસ અને ઊર્મિગીતોની પુસ્તિકા સાથે શ્રી ઉપેન્દ્રાચાર્યજીના ચૂંટી કાઢેલાં કેટલાક રાસ અને ઊર્મિગીતોનો સંગ્રહ પ્રસિદ્ધ કરી, તુલનાત્મક અભ્યાસ કરવામાં આવે તો બન્ને રાસકવિવરો સમાન

માનને વરે તેમ છે. આચાર્યશ્રીના રાસમાં વિપુલતા છે, છતાં પણ વિશુદ્ધતા વધારે ઝળકતી છે. દા૦ ત૦ યૌવન જેવા વિષયને પણ તેમની કલમ કેવી સંયમસિદ્ધ સરળતાથી આલેખે છે તે તેમના " अभिलषणीय यौवन "ના રાસમાં જોઇ શકાય છે:

" ચન્દનસમાણાં રે, કે ખુબ મધમધતાં જોબનીયાં
જીવનના દીવડે રે, કે ઍાર ઝગમગતાં જોબનીયાં. "

'રંગદર્શન', 'રંગઝીલણું', 'ક્ષત્રાણી', 'ચન્દ્રિકા', 'વિદ્યુત્–ગાન', 'સરિદ્દર્શન', 'વસન્તને સ્વાગત' 'રખારણ', 'જ્યોતિપૂજન' 'અંતર્જ્યોતિ', 'ગોરસ લ્યો', 'વાદળી તથા વીજળી'. તે સિવાય ચન્દ્ર, કુમુદિની, સાગર, સરિતા, ઊર્મિ – તરંગ વગેરે વિષયોનાં અસંખ્ય રાસગીતો, પ્રકૃતિકાવ્યો, ગોપગીતો, ગ્રામ્યગીતો, કટાક્ષકાવ્યો વગેરેથી ગૂજરાત હવે સુપરિચિત છે. સ્થળસંકોચને લીધે, અત્રે એક પણ ઉદાહરણ આપવાની ઇચ્છાને હું સંતોષી શકતો નથી. ' મોહિની સ્વરુપ 'નું,

" ચમત્કારી કુમારી સુકુમારી હું આજ અમૃત અમૃતની પાનારી. "

તથા

" શિર પર ધરી આકાશની ગાગર
માંહિ ભરી તારલા ચમકભર,
ઢાંકણ ચંદનું કરી, વિહારે નિસરી હું. "

એ પ્રકૃતિસુન્દરીનાં નૃત્યગીતોથી આજે કોણ અજાણ્યું છે ?

તેઓશ્રીનાં રાસો કલ્પના, કવિહૃદયની ઋજુતા, લેખનની સરળ શૈલી, ભાષા પરનું પ્રભુત્વ, હૃદયંગમ ભાવો અને ગૂઢ તત્ત્વચિંતન વગેરે લક્ષણોથી જનહૃદયમાં અત્યંત આકર્ષણને

પાત્ર બન્યાં છે. તેમના (તથા શ્રી જયંતીદેવી અને શ્રી પ્રમીલાબ્હેનના પણ) અંતરના ઉમળકાથી, વિશુદ્ધ ભાવપૂર્વક, ભારતી કે ભારતમાતાના, જગદંબા કે સ્વશક્તિ – વ્યાપક ઇષ્ટ સત્તાની અધિષ્ઠાત્રી દેવીનાં, પૂજન – નમન – આરાધન કે અભિવંદનના, ભારતભામિની, ગૂજરાત – ગૂજરાતણ તથા ગુર્જરીનાં કે આર્યસંસ્કૃતિના ગૌરવને ગાનારાં, વિવિધ રાસગરબા – ગીતો, ભજનો ઉત્કૃષ્ટ કાવ્યતત્ત્વનાં નમૂના રૂપ છે.

આ સિવાય, શ્રી ઉપેન્દ્ર ગિરામૃત – બે પરિવાહમાં પ્રકટ થયેલાં તેમનાં પદો – ભજનો ઉત્તમ પ્રતિભાની પ્રતીતિ કરાવે છે. સૂક્ષ્મતાથી અવલોકન કરનારને જણાશે કે શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ રચેલાં તમામ પ્રકારનાં કાવ્યોની સંખ્યા લગભગ બે હજાર સુધીની થાય છે. આટલા સમૃદ્ધ અને સમુન્નત સાહિત્ય પ્રતિ કેટલા ગુર્જર સાહિત્યપ્રેમી વિવેચકોએ દૃષ્ટિપાત કર્યો છે! આ સાક્ષર કવિ આચાર્યશ્રી પોતાના સાહિત્યસર્જનની કદર થવાની અપેક્ષા રાખ્યા વિના, અન્ય સાક્ષરસર્જકો અને કવિકલાકારોનું નિષ્ઠુષ્ણ અંતઃકરણથી, ભાવપૂર્વક સંમાન કરતા. અમદાવાદની સાહિત્યપરિષદ્ વખતે, તેઓએ અજાણ્યા પેઠે સામાન્ય પ્રેક્ષકની પેઠે એક બાજુએ નીચા સ્થાને બેસી, આખું ય સંમેલન નિહાળ્યું હતું. વળી, વડોદરામાં ચતુર્થ ગૂજરાતી સાહિત્યપરિષદ્ ભરાઇ, ત્યારે પ્રમુખ સહ સર્વ સાક્ષરરત્નોને તેઓશ્રીએ શ્રી નૃસિંહાશ્રમમાં નિમંત્રણ કર્યું હતું. તે વખતે શ્રી ઉપેન્દ્રાચાર્ય અને શ્રી છોટાલાલ માસ્તર સાહેબ તરફથી એક કીર્તનપુસ્તિકા પ્રકટ કરવામાં આવી હતી. તેમાં,

'પ્રભુ પામો અભ્યુદય સાહિત્ય,
'ખરું એનું હિત કરાવો પ્રતીત '...

અને

" અભિંદન દઉં આજ, હૃદયથી...
વાગીશ્વરી કેરી વીણાના, સર્વ છો સુંદર તાર,
જ્ઞાનધ્વનિ કરજો જેમાંથી, થાય સુખનો રણકાર. " .

વગેરે સાહિત્યોત્કર્ષનો પ્રેમ દર્શાવનારાં પદ્યોથી સર્વનું અભિનાદન કર્યું હતું.

આ સિવાય ' **શ્રી દિવ્યમૂર્તિ** ' મનુષ્યના યથાર્થ વિકાસક્રમનું સ્વરુપ દર્શાવતી રસભરી તેમની વાર્તાકૃતિ છે. તેઓશ્રીનું ' **સુદામાખ્યાન** ' આજ સુધી પ્રચલિત અને પ્રસિદ્ધ થયેનાં સુદામાખ્યાનોથી અનોખી ભાત પાડનારું છે. વિદ્વાન્ કવિવિવેચકો, એનો તુલનાત્મક અભ્યાસ કરી, વિદ્યાપીઠના અભ્યાસક્રમમા તેને સ્થાન અપાવવાનો અવશ્ય નિર્ણય કરે, એવી એ ગ્રન્થની કવિતોત્કૃષ્ટતા છે. આ સિવાય, **"માતૃહૃદયવેદન"**, **"જીવનવ્રત"**, **"સાધકોનો સૂર્યોદય"**, **"નવીન કર્તવ્ય"**, **"ચિન્તનગીતા"** વગેરે નાની નાની પ્રાસંગિક પ્રસિદ્ધિઓ પણ ઝીણો અભ્યાસ માગી લે છે. તેમના પત્રોમાંથી કેટલાક ' **શ્રીસદ્‌બોધમન્દાર** ' નામથી પ્રકટ થયા છે.

સંવત્ ૧૯૯૩ માં હોળિકાના સાધનસમારંભ નિમિત્ત, શ્રી ઉપેન્દ્રાચાર્ય સુન્દર સ્થળની શોધના બ્હાને નર્મદાતટે ભરૂચ ગયા હતા. ત્યાં પૌષ કૃષ્ણ ૬ ના રોજ પોતે સમાધિસ્થ થયા. તેમના સ્વરુપાવસ્થાનની લીલા અસંખ્ય શ્રેયસ્સાધકોને – ખાસ કરીને સ્વજનસંબંધીઓને – અગમ્ય સંકેતભરી લાગી છે !

શ્રી ઉપેન્દ્રભગવાન્‌નાં ધર્મપત્ની વિદુષી સન્નારી શ્રી **જયન્તીદેવીએ**,

પોતાના સમર્થ પતિની આશ્ચર્યકારક પ્રતિભાની વિલક્ષણતા પોતાનામાં સર્વને પ્રતીત કરાવી છે. તેમનું દામ્પત્યજીવન સાધકોને અનુપમ આદર્શરૂપ હતું. સાક્ષરરત્ન શ્રી **નવલરામ** લક્ષ્મીરામના કુટુંબમાંથી ઉતરી આવેલ વિદ્યાવિભૂષિતા શ્રી જયન્તીદેવીના સદ્‌ભાગી જીવનને શ્રી ઉપેન્દ્રપ્રભુના દિવ્ય સહયોગના સંસ્કાર પ્રતાપનો સબળ આશ્રય મળ્યો, એ જીવન જ્ઞાન, તપ, ત્યાગ, વિદ્યા, કલા વગેરેનાં સાત્વિક અંશોથી મઘમઘી ઊઠ્યું. હીરાપારખુ ઝવેરી જેમ રત્નને ઓળખ્યા પછી રત્નનો વિયોગ સેવે નહિ, તેમ '**મોટીબ્હેન**' તરીકે ઓળખાતાં શ્રી જયન્તીદેવીના મોટાં ભગિની શ્રી **પ્રમીલાબ્હેને** પણ પોતાને દૈવવશાત્ બાલપણમાં પ્રાપ્ત વિશુદ્ધ વૈધવ્યજીવનને, આ આર્ષ દંપતીના સાન્નિધ્યમાં સમર્પી ધન્ય ધન્ય કર્યું. આ બન્ને બ્હેનોની શક્તિ વિષે સ્વતંત્ર નિબંધમાં અવકાશે લખી શકાય. અત્રે માત્ર તેમના નામનિર્દેશથી જ તેમને અલ્પ ન્યાય આપવાનો સંતોષ માનીશું. આ બન્ને બ્હેનોએ, આચાર્યશ્રીની તમામ સેવાપ્રવૃત્તિમાં પ્રચુરતાથી ફાળો આપેલો છે. સાહિત્યકલા – સર્જનની સફળતા માટે તો તેઓ મોટે અંશે જવાબદાર છે, તે અનુભવી જ્ઞાતાઓ જ જાણે છે. તેઓ શ્રીવિશ્વવંદ્યોદ્યાનમાં (કારેલીબાગમાં) ઐકાન્તિક જ્ઞાનપુણ્ય જીવન ગાળે છે. અને શ્રી ઉપેન્દ્રભગવાનનાં સત્કાર્યો અધિકતાથી શોભાવવા, અને પ્રતિષ્ઠિત–સુપ્રસારિત કરવા યથેચ્છયા કર્તવ્ય કરે છે. શ્રી ઉપેન્દ્રભગવાનની મનોહર મૂર્તિવાળું મંદિર રચી, કારેલીબાગમાં, તેઓએ અનેક શ્રદ્ધાળુ ભાવિકોની સહાયતાથી સ્મારક ઊભું કર્યું છે, અને તેને આનુષંગિક '**શ્રી ઉપેન્દ્રભગસ્મારકગ્રન્થાવલિ**' શરૂ કરી છે. જેનો ગ્રંથાંક લગભગ ૪૦ સુધી પહોંચ્યો છે. પ્રતિવર્ષના ઉત્સવો પણ તેઓએ "રસદર્શન"ની રીતે ચાલુ રાખ્યા છે.

આ બન્ને બ્હેનોનો અભ્યાસ અને પ્રતિભા ગૂજરાતમાં અદ્વિતીય છે. તે છુપાં રત્નો છે. સ્ત્રીઓની ઉન્નતિ માટે તેઓએ આચાર્યશ્રીના ઉપદેશને અમલમાં લાવવા પુષ્કળ પરિશ્રમ સેવ્યો છે. છેલ્લાં ચાલીસ વર્ષથી શ્રેયસ્સાધકવર્ગ માટે, ઉત્સવાદિ વિવિધ પ્રસંગનિમિત્તે રચાતા સાહિત્યછાત્રમાં, આ બન્ને બ્હેનોનો ફાળો નાનોસૂનો નથી. ભક્તિ, જ્ઞાન, યોગ, સુધારો, ઉપદેશ વગેરે તત્ત્વજ્ઞાનનાં આ બ્હેનોનાં કીર્તનો કાવ્યોની—જે સર્વને એકત્ર પ્રસિદ્ધ કરવાની ખાસ અગત્ય છે—લગભગ હજાર સુધી સંખ્યા થવા જાય તેમ છે. તેમાં શ્રી ઉપેન્દ્રભગવાનનાં કાવ્યના તમામ પ્રકારોનું (રાસ, ગરબા, સ્તવનગીત, ઊર્મિગીત, ગોપગીત, ગ્રામ્યસંઘગીત વગેરે) પ્રતિબિંબ પ્રકટપણે દેખા દે છે. શરૂઆતમાં શ્રી જયન્તીદેવીના કેટલાંક કાવ્યોનો નાનો સંગ્રહ 'શ્રીજયન્તીપદ્યપીયૂષ' પ્રકાશ પામ્યો હતો. શ્રી ઉપેન્દ્રભગવાનનો દેહ શાન્ત થયા પછી સાધકોની વિનતિને સ્વીકારી, શ્રી જયંતીદેવીએ સુન્દર કાવ્યચમત્કૃતિનું દર્શન કરાવનારા બાવન શ્લોકનું "શ્રીમદુપેન્દ્રભગવત્સ્તોત્ર" રચી પ્રસિદ્ધ કર્યું છે. તેમાં भद्रं कर्णेभिः शृणुयाम देवाः જેવા વૈદિક શાંતિમન્ત્રનો પ્રતિધ્વનિ પાડનારી પંક્તિઓ છેઃ

"સાત્ત્વિક આંખ રસ રેલતી થાય ન્યારી,
સાત્ત્વિક શબ્દ અમ વાણી વદે વિચારી;
સાત્ત્વિક વાત શુણિયે અમ હિતકારી,
એવું ઉપેન્દ્ર ! બલ દો મનને સુધારી."

તેજ પ્રમાણે, શ્રી ઉપેન્દ્ર ભગવાનની અપ્રાકૃતિક જીવનલીલાનું સાક્ષાત્ સ્મરણ કરાવે એવી પ્રાસાદિકી વાણીમાં, 'ચોપાઇ'માં રચેલું સંક્ષિપ્ત 'શ્રીઉપેન્દ્રલીલામૃત' પણ તેઓશ્રીની

સિદ્ધહસ્ત લેખિનીનું સામર્થ્ય સૂચવે છે. આ સિવાય, તેઓ આધુનિક વિવિધતાભર્યા રંગ અને ઢાળમાં, આકર્ષક ગરબાં અને કીર્તનોનું સર્જન કરે જ જાય છે. પ્રત્યેક ઉત્સવ પ્રસંગે માંગલિક પ્રભાતકીર્તનો–જેમાં કવિત્વ અને સંસ્કારભર્યું હૃદય છલકાતું હોય છે – તે આ બ્હેનોનાં રચેલાં હોય છે. શ્રી જયન્તીદેવીરચિત 'સત્યની વીણા', 'બનીએ ચંદ્રરશ્મિ', 'જય–નાદ', 'વસન્ત–સન્દેશ', 'સમુદ્ર – લહરીનો વિનોદ', 'શરદ્‌ઋતુનું આગમન', 'કૃષ્ણ કિશોર', 'અંતરચક્રવર્ણન' વગેરે ખૂબ ખૂબ વખણાયલાં છે: *

તે જ પ્રમાણે શ્રી પ્રમીલાબ્હેનના કાવ્યસાહિત્યની પ્રશંસા કયા ઉદાહરણોથી દર્શાવી શકાય ?

" અગમ્ય દેશે ઝાંઝર ઝણકે, ઝણકે ઝણણણ ઝણઝણ,
છુમ છુમ છુમ છુમ ઘૂઘરી ખખણે, ખખણે ખનનન ખનખન. "

તથા

" વૈરાગ્ય વિના નહિ ત્યાગ ટકે, "

તથા

" રે હું તો સત્વર ઝબકી જાગી,
જ્યાં મધુરી મુરલી વાગી, "

'પ્રેમામૃત પ્યાવો,' જેવાં અસંખ્ય કીર્તનો, પદો, રાસગીતોનું આધ્યાત્મિક પ્રતિભાનું દ્યોતક સર્જન, શ્રી પ્રમીલાબ્હેનની લેખિની વડે થયેલું છે. આ બન્ને બ્હેનોએ છૂટા નિબંધો, લેખો, વાર્તાઓનું થોડું ઘણું ગદ્યસાહિત્ય પણ ખેડયું છે. ઘણું તો અપ્રસિદ્ધ

* વટાદરામાં મળેલા સાહિત્ય પરિષદ્‌ના છઠ્ઠા (પંદરમાં) અધિવેશનમાં શ્રી જયન્તીદેવી તથા વર્ગના વિદ્વાન સાધકરત્ન શ્રી કૌશિકરામ મહેતાને 'માનનીય સભાસદ્' તરીકે નિમંત્રણ કરવામાં આવ્યું હતું.

છે. એ સર્વનો સત્વરે પ્રકાશ થવો ઘટે છે. શ્રી છોટાલાલ માસ્તર સાહેબના જીવન અને કર્તવ્યસેવાનું ગૌરવ નિરૂપતો 'શ્રી વિશ્વવંદ્યવિભૂતિવૈભવ' નામનો ગ્રંથ શ્રીમદુપેન્દ્રાચાર્યજી અને શ્રીમતી જયન્તીદેવીના સંયુક્ત કર્તૃત્વથી પ્રસિદ્ધ થયેલો છે. સ્વલ્પમાં હું એટલું જ સૂચવીશ કે, ગૂજરાતી ભાષામાં થઇ ગયેલ સ્ત્રીકવિઓમાં શ્રી જયન્તીદેવી તથા શ્રી પ્રમીલાબેનનાં નામ રાજરાણી મીરાંબાઇની સાથે મૂકી શકાય તેમ છે, તથા છેલ્લા શતકની – ખાસ કરીને વીસમી સદીની – સ્ત્રીસાહિત્યસ્વામિનીઓમાં બન્ને બ્હેનોનું અદ્વિતીય અને અગ્ર સ્થાન, કોઇપણ ગૂજરાતી સાહિત્યના ઇતિહાસ લખનારે આપવું જ પડશે.

શ્રી ઉપેન્દ્ર ભગવાનના દેહવિલય પછી તેમના બંધુ શ્રી **સુરેશ્વરાચાર્યજી** પણ પોતાનામાં સ્વકુલસંપત્તિવૈભવના અંશોનું, તથા ઉચ્ચ કવિત્વની પ્રતિભાનું દર્શન કરાવે છે. પોતાના વડીલ બંધુ અને ગુરુ શ્રી ઉપેન્દ્રાચાર્યજીની સ્થિતિ સુધી, તેઓશ્રીએ વિનયી, શાન્ત, મૌનપ્રધાન પણ પવિત્ર જ્ઞાનધ્યાનપરાયણ જીવન ગાળ્યું હોવાથી,તેમનામાં રહેલા આચાર્યકવિના દૈવી સામર્થ્યનો જાહેરમાં પ્રશંસાત્મક સ્વીકાર થવાના પ્રસંગો પ્રાપ્ત થયા નહોતા. શ્રી ઉપેન્દ્ર ભગવાનની જેમ તેમણે પણ, આચાર્યપીઠ પર આરૂઢ થયા પછી, વર્ગના નિર્વહણનું પ્રતિનિધિત્વ પોતાનામાં પ્રકટ કરી, લેખિનીના સામર્થ્યને સ્પષ્ટ આકાર આપવા માંડયો. છેલ્લાં પાંચ છ વર્ષથી તેમનાં બોધક, સુંદર રસમય પદો અને કીર્તનો, ઉત્સવ નિમિત્ત પ્રકટ થતી શ્રી સદુપદેશશ્રેણીમાં પ્રસિદ્ધ થાય છે. સ્વ. શ્રી સંઘવીજીએ ફરી ચાલુ કરેલા (હાલ વિરમી ગયેલા) 'મહાકાલ'માં પણ તેઓશ્રી કાવ્યો રચતા. સં. ૧૯૯૯ ના

ગુરુપૂર્ણિમાના ઉત્સવની શ્રેણી શ્રેણી અંક ૮૯, પાન ૫૦ ઉપર પ્રસિદ્ધ થયેલું પદ

" હો મારા તનવનમાં એક હરણું
ચરતું ફરતું લઇ તરણું..."

તેમનાં ઉત્તમ ધ્વનિગર્ભિત ઊર્મિકાવ્યોનાં એક ઉદાહરણરૂપ છે. તેઓશ્રીએ સંખ્યાબંધ કાવ્યો લખ્યાં છે અને હજુ લખે છે.

તેમનાં કાવ્યોમાં સરળતા છતાં ધ્વનિપ્રેરકતા ઉચ્ચ પ્રકારની છે. "હું જ ગાજું છું"ની શરૂઆત કેટલી સંગીત–શાંત વિચારપ્રેરક છે.

" માયા તણી ઉંડી ગુહા કોઇ પાર ન પામે,
તહીં પણ હું જ ગાજું છું.
સકલ સિદ્ધિતણું અકલ જ્યાં, ઝુંડ પણ જામે,
તહીં પણ હું જ ગાજું છું. "

તે સિવાય પણ, તેઓશ્રીનાં પ્રાર્થના, પ્રણુતિ, જયઆદિનાં ગીતો 'ચિતિચમત્કાર,' 'जीवो ब्रह्मैव नापरः' 'जीवभूतो सनातनः' વગેરે ઘણાં કાવ્યો હૃદયંગમ તથા સુશ્રાવ્ય લાગે છે, તથા તેમાં રહેલ તત્ત્વનો બોધ અને ચિંતન બુદ્ધિ તથા હૃદયનો યોગ સધાવવા પ્રેરે છે.

શ્રી સુરેશ્વરાચાર્યના વ્યાખ્યાનશૈલીના નિબંધો અને વિવેચનલેખો પણ ઉત્કૃષ્ટ કોટિના હોઈ, તેઓશ્રીના અગાધ જ્ઞાનની સાક્ષી રૂપ છે. પ્રત્યેક ઉત્સવ પ્રસંગે પોતે વાંચેલા પ્રવચનલેખમાં, શાસ્ત્રીય જ્ઞાનનું રહસ્ય રેલતી કાંઇક નવીન અને નવીન ચમત્કૃતિ જણાય છે. આમ તેઓશ્રીની મેધા વિવેચકોની હરોળમાં તેમને સ્થાપી દેતી હોવાનું સ્પષ્ટ જણાય છે. અધિક આનંદ અને

આશ્ચર્યની હકીકત તો એ છે કે શ્રીમન્નૃસિંહાચાર્યજીની અનુપમ અને વિલક્ષણ મનાતી વિચારસરણિ તથા ઉદ્બોધનશૈલીથી આલેખાયેલા પણ અપૂર્ણ રહેવા પામેલા ગ્રન્થોનું અનુસંધાન કરવા કોઇ કટિબદ્ધ થશે કે શક્તિમાન્ હશે કે કેમ એ સર્વને સંદેહનો વિષય હતો. પરંતુ, પોતાના પિતાશ્રીના અદ્ભુત તત્ત્વગ્રંથ 'શ્રી પંચવરદવૃત્તાન્ત'માંનો તૃતીય સમાગમ, જ્યાંથી અપૂર્ણ રહેવા પામ્યો છે ત્યાંથી, શ્રી સુરેશ્વરાચાર્યજીએ શૈલી અને રસબોધની અખંડિત સંવાદિતા સાચવીને સરસ રીતે પરિપૂર્ણ કરેલો છે. સળંગ ગ્રન્થને વાંચતાં, જો એમ જાહેર કરવામાં ન આવે કે, અમુક પૃષ્ઠથી શેષ ભાગ શ્રી સુરેશ્વરાચાર્યજીની લેખિનીથી લખાયો છે, તો વિચારશીલ વાચકને ગ્રન્થકૃતિના એકકર્તૃત્વ માટે સહજ પણ સંદેહ આવવાનો ભય રહેતો નથી. આ કારણથી, તથા ઊંડાણથી તે ગ્રન્થના છેવટના ભાગનો અભ્યાસ કરતાં, શ્રી સુરેશ્વરાચાર્યજીની કલમનું સામર્થ્ય ભવિષ્યમાં સુન્દર અને વિપુલ સાહિત્ય અર્પવાની સફળ આશા ઉપજાવે છે.'

આશ્ચર્યની વાત છે કે, જે કુલમાં સેંકડો વર્ષોથી પૂર્વજો સાહિત્ય અને ધર્મતત્ત્વની અભિરુચિવાળાં હતાં, (જુઓ પ્રકરણ ૧) તે કુળમાં આચાર્યપદને પ્રાપ્ત પુરુષના સ્વજનો, કુટુંબીઓ, સર્વ કોઇ, તે જ પ્રતિભાનું સ્ફુરણ પોતાનામાં પણ મોડું વહેલું અનુભવે છે અને પ્રતીત કરાવે છે. શ્રી સુરેશ્વરાચાર્યનાં ધર્મપત્ની, – વર્ગીય સાધકોના માતૃપદે બિરાજતાં, – શ્રી અરવિંદાદેવી પણ ઘણાં વર્ષોથી સરસ્વતીસાધના કરતાં આવ્યાં છે. વર્ગની શ્રેણી વગેરેમાં શ્રી સુરેશ્વરાચાર્યજીનાં કાવ્યોનો પ્રકાશ થયા પછીથી જ, શ્રી અરવિંદાદેવીની લેખિનીનું સર્જન સાધકો વગેરેની દૃષ્ટિને

પામ્યું છે. બાકી તેઓશ્રીનો અપ્રકટ કાવ્યસંગ્રહ સાહિત્યદષ્ટિએ કિંમતી અને કદદાર હોવાનું કહેવાય છે. તેમનાં ભક્તિ, જ્ઞાન વગેરેનાં બોધક પદો અને ઊર્મિજન્ય કાવ્યોમાં, નૈસર્ગિક ઉચ્ચ કવિતાકલાની સિદ્ધિએ પહોંચી શકવાની આશાસ્પદ પ્રગતિનાં સ્પષ્ટપણે દર્શન થાય છે.

'પરમ ભાગ્યોદય' 'ચેતન દીવડી હું' 'મનમોહન' જેવાં ઘણાં કાવ્યોમાં, શ્રી અરવિંદાદેવીનું અરવિંદાદ્ર ઓસુલભ હૃદય પ્રેમભક્તિની મંજુલ મીઠાશથી મ્હેકી ઊઠતું હોય એમ સહૃદયને લાગે છે.

આચાર્યશ્રીનાં સુશિક્ષિત પુત્ર-પુત્રી, **શ્રી કૃષ્ણદેવ** તથા **શ્રી પયસ્વિનીબ્હેન** જેઓ કોલેજની કેળવણી લેતાં છતાં આર્યસંસ્કારોમાં અભિરુચિ ધરાવે છે, તેઓ પણ આશાસ્પદ કાવ્યરચનાઓ કરે છે. શ્રી કૃષ્ણદેવની કૃતિમાં કેટલેક સ્થળે ઉચ્ચ કાવ્યપ્રતિભા પણ ઝબકારા મારી જાય છે. શ્રી પયસ્વિનીબ્હેનના કાવ્યોમાં પ્રયોગશીલતા પ્રતીત થાય છે, છતાં ભાવના ઉત્સાહવર્ધક છે. વર્તમાન સામર્થ્યનાં સૂચક બીજકો ભવિષ્યમાં સુંદર રસાળ વિકાસના પરિણામરૂપે સર્વને પ્રત્યક્ષ થશે, એવી અનેક અંતરોની અભિલાષા કેવળ કલ્પનામૂલક નથી, એમ વર્ગનો ભૂતકાલ તપાસતાં ચોકસ જણાય છે.



## પ્રકરણ ૧૪ મું    સાહિત્ય અને તત્ત્વજ્ઞાન (પદ્ય)

'શ્રી શ્રેયઃસાધકઅધિકારીવર્ગના સાહિત્યનાં સ્વરૂપલક્ષણો સંબંધી પૂર્વે વિસ્તારથી કહેવાઇ ગયું છે, તે તમામ ગુણલક્ષણો, વર્ગની સર્વ પ્રવૃત્તિઓના કેન્દ્ર—પ્રવર્ત્તક આચાર્ય શ્રી નૃસિંહાચાર્યજીના સાહિત્યને પણ સારી પેઠે અને સર્વોત્કૃષ્ટ પ્રમાણમાં લાગુ પડી શકે, એ સત્યને પુનરુક્તિથી પૂરવાર કરવાની જરૂર નથી.

સાહિત્યની વ્યાખ્યા, સાહિત્ય ખાતર સાહિત્ય, કલાની ગૌણતા—વગેરે વાદગ્રસ્ત પ્રશ્નોની ચર્ચાને અત્રે સ્થાન ન આપતાં, એક જ નિશ્ચય દૃઢ કરવાની અગત્ય છે,—એ અગત્યનો આજે પરોક્ષ રીતે પણ પુષ્કળ પ્રમાણમાં એકરાર થતો જાય છે. અને તે નિશ્ચયને ' સ+હિત ' એ રીતે કરવામાં આવતી સાહિત્ય શબ્દની વ્યુત્પત્તિ વધારે સમાસ આપે છે. જે સાહિત્યકલામાં સાચા તપસ્વી જીવનની સાધના છે અને તેને લીધે તેમાં રહેલી અપૂર્વ મૌલિકતા, શબ્દે શબ્દે માનવમાત્રનું હિત કલ્યાણ સાધવાનું સામર્થ્ય ધરાવે છે, તે સાહિત્યકલા સજીવ છે, સનાતન છે. તેના મૂળમાં સંવેદનની સચ્ચાઇ, સામંજસ્યની સુંદરતા અને મનોહારી શિષ્ટતા શોભી રહેલાં હોય છે. એવું પુણ્યાનંદ ભદ્ર સૌન્દર્યનું સંવાહક સાહિત્ય, પરિણામે શિક્ષામૂલક અને સહાયક નીવડે છે, ભલે પછી તેના બોધરીતિના કારણે કેવળ કલાની કહેવાતી સંસ્થાઓ તેનો અસ્વીકાર કરે કે ઓછું સંમાન કરે ! સ્વયંપ્રેરિત ઉન્નતિશીલ સાહિત્ય મનમાં ઉચ્ચ અને પવિત્ર ભાવો

બઢે છે, સર્વોત્તમ વિચારો અને જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરે છે તથા શુભ શ્રેયસ્કર-સંસ્કારોને પોષણ આપે છે. આ 'કલા ખાતર કલા'ની પણ વાસ્તવિક કલાત્મક શિક્ષાક્રિયા છે.

શ્રી નૃસિંહાચાર્યજીનું સાહિત્ય, ઉપરોક્ત અંશોથી સંશુદ્ધ અને સમૃદ્ધ છે, એમ કથન કરવાની પણ જરૂર નથી. કારણ કે મહાપુરુષોના જીવનની ક્ષણેક્ષણમાં વિલક્ષણ પ્રકારનો સંયમશીલ સાત્ત્વિક પ્રસન્નતાનો પ્રવાહ વહેતો હોય છે, તે સદ્ગુણો તેમની કલાકૃતિમા – સાહિત્યમાં પણ – અભિવ્યક્ત થાય એ સ્વાભાવિક છે. મહાપુરુષોની મહત્તા તેમના નિષ્કલંક ચારિત્ર્યમાં તથા તેઓની આતરિક સંપત્તિમાં હોય છે. અને તે તેઓએ વિવિધ પ્રસંગોએ પ્રકટ કરેલાં વચનામૃતોમાં, સર્વોપયોગી હિતોપદેશમાં તથા તેમની વિશુદ્ધ વાણીપ્રવાહમાં પ્રતિબિંબિત થાય છે. તેમના અંતઃકરણના સત્ય સ્વરૂપનો, જ્ઞાન અને ભાવનો સવિશેષ પરિચય, સર્વાત્મભાવથી વિલસતા તેમના આત્માના અપ્રતિમ આવિષ્કાર રૂપે ઓળખાવતી તેમની વિવિધ કૃતિઓમાં પ્રકટ થતો જણાય છે. તેમના વિશુદ્ધ હૃદયની ઉછળતી ઊર્મિઓનો ધડકારો તેમની કૃતિઓમાં સંભળાયા વિના રહેતો નથી. તેમના સાહિત્ય માત્રના સાધનથી, તેમણે ઓળખેલા અને અનુભવેલા તથા અનેકને ઓળખાવેલા વસ્તુતત્ત્વનો – તેમના ધ્યેયસિદ્ધાન્તોનો – વિશેષ પરિચય થવાનો સંભવ છે.

ઉપરોક્ત દૃષ્ટિએ શ્રી નૃસિંહાચાર્યનું સાહિત્ય અત્યંત ઉપકારક અને ઉન્નતિપ્રેરક છે. તેમાં તેઓશ્રીના જીવન અને સંદેશ – ઉપદેશનો સારાંશ મર્મ રહસ્યમય અને રસભરી રીતે અંતર્ગત થયેલો છે. આચાર્યશ્રીના જીવનથી – તેઓશ્રીની અપ્રતિમ અનુભૂતિથી–અતિરિક્ત

કે વિપરીત એક પણ વિચાર યા ભાવની પંક્તિ તેમના સાહિત્યમાં અંકિત થયેલી નથી; એટલું સાચું, પ્રામાણિક અને તેથી જ સચોટ અને શુદ્ધ સાહિત્ય તે છે.

આગળ જણાવેલું છે, કે ભિન્ન ભિન્ન પ્રસંગે વિવિધ અધિકારીઓ અર્થે, – સાધકોની વિજ્ઞપ્તિથી – આચાર્યશ્રીએ ગદ્યપદ્ય ગ્રન્થોનું સર્જન કરેલું છે. તેઓશ્રીનાં સર્વ પદ્યોનો સમાવેશ " શ્રી નૃસિંહવાણીવિલાસ, " ભાગ ૧–૨–૩ એમ ત્રણ ગ્રન્થોમાં કરેલો છે. બીજા તથા ત્રીજા ભાગનાં પદ્યોમાં સર્વોત્કૃષ્ટ પારમાર્થિક કાવ્યરસ પંક્તિએ પંક્તિએ વહેતો હોય છે, જે વિવેકી સજ્જનોના સકલ અર્થની સિદ્ધિ કરાવવા સમર્થ છે. તેઓશ્રીના ગદ્યગ્રન્થોમાં, (૪) શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ (૫) શ્રી સિદ્ધાન્તસિન્ધુ (૬) શ્રી પંચવરદવૃત્તાન્ત (૭ થી ૧૧) શ્રી ભામિનિભૂષણ, ૧ થી ૫ અલંકાર (૧૨) સતી સુવર્ણા (૧૩) શ્રી સુરેશચરિત્ર (૧૪) સન્મિત્રનું મિત્ર પ્રતિ પત્ર (૧૫) શ્રી સદ્‌બોધપારિજાતક (૧૬) શ્રી નૃસિંહકિરણાવલિ, અને (૧૭) ' સુખાર્થે સદુપદેશ ' નામની નાની પ્રથમ પુસ્તિકા છે. તથા (૧૮) ' શ્રી ભારતીસ્તોત્ર ' નામનું નાનકડું તથા મુખપાઠને યોગ્ય દોહરામાં રચેલું સરસ્વતીસ્તવન છે.

શ્રીકૃષ્ણકુલગુરુ શ્રી ગર્ગાચાર્યથી આવેલી પરંપરામાં છેલ્લી સાત પેઢીના ગૌરવશીલ પ્રતિષ્ઠાપૂર્ણ અનોખા અસ્તિત્વ સંબંધી, પ્રથમ પ્રકરણમાં જ આપણે સ્વલ્પ પરિચય પામી ચૂકયા છીએ. વિશિષ્ટ શિષ્ટ પ્રકારની પ્રણાલી અને અધિકારમાહાત્મ્યને સૂચવનાર, શ્રી પશ્ચિમામ્નાય શારદાપીઠના શંકરાચાર્યો દ્વારા – શ્રી નારાયણથી માંડી શ્રી મોહનસ્વરૂપ બ્રહ્મચારીજી મહારાજ સુધીની

આચાર્ય-પરંપરા પણ આપણે વિચારી ગયા છીએ. તે પરથી શ્રી નૃસિંહાચાર્યજીના સાહિત્યનો પ્રકારરંગ ચોક્સ રીતે નિર્ણીત કરી શકાય તેમ છે. શ્રૌતસ્માર્ત ઉચ્ચ કુલમાં પ્રાદુર્ભાવ પામેલા પુરુષવરના તથા તેમના અનુયાયી શ્રેયઃસાધકોના આચાર-વિચાર, તેઓશ્રીની પૂર્વાચાર્યપરંપરા પ્રમાણે બ્રહ્મવિદ્યાપ્રવર્ત્તક – શ્રૌતસ્માર્ત હોય એ સ્વાભાવિક છે. અને તેથી જ તેમની બોધપ્રસાદીરૂપ સાહિત્યસામગ્રીનો ઉદ્દેશ્ય સુર વેદાન્તના નિદર્શન અને યોગના દર્શન રૂપ છે. આચાર્યશ્રીની ગ્રન્થશ્રેણી વેદશાસ્ત્ર તથા સનાતન ધર્મનાં સ્મૃતિપુરાણની દીવાદાંડી સમી દીપી રહી છે. તેમાં વ્યવહાર – પરમાર્થની વિવિધ ગુંચવણોનો ઉકેલ કરેલો છે. જીવમાત્રના ઉત્થાનના માર્ગોનું તેમાં અત્યંત સરળ મૃદુ વાણીમાં વિવરણ કરેલું છે. ગૂજરાતી સર્વોદયપ્રેરક સાહિત્યવાડીમાં શ્રી નૃસિંહાચાર્યજીની સાહિત્યનિકુંજ અનુપમ, સર્વોત્કૃષ્ટ, સૌરભસુન્દર અને શિરોમણિ છે, તે સહૃદય અવલોકનાભ્યાસીને સહજ સમજાય તેમ છે.

વાઙ્મય દૃષ્ટિએ વિચારતાં પણ, આ ગ્રન્થો ઉત્કૃષ્ટ કોટિનું સાહિત્ય પીરસે છે, એટલું જ નહિ પણ તેના નિરૂપણની પદ્ધતિ પણ વાઙ્મયના વિવિધ પ્રકારોમાં વહેંચાયલી છે. નવલ, નાટક, નિબંધ, મિશ્ર, કાવ્ય વગેરેમાં વહતા આચાર્યશ્રીના સાહિત્યસ્રોતનું રસવૈવિધ્ય પણ વિલક્ષણ પ્રકારનું છે. અગમ્ય અને અદ્‌ભુત સનાતન સત્યનાં રહસ્યો, રૂપકો તથા સાહિત્યિક સંકેતો દ્વારા સૂચવાતાં અને સમજાવાતાં હોઇ, ગ્રન્થનું ઘણું ગદ્ય પણ, કાવ્યકોટિમાં આવી જાય છે. ' ત્રિભુવનવિજયી ખડ્ગ 'નું વસ્તુનિરૂપણ આ કથનના ઉદાહરણરૂપ છે...પરંતુ આધુનિક માનદંડનો દુરાગ્રહ કે પૂર્વગ્રહ દૃષ્ટિ સમક્ષ રાખનાર વાચક, તે સાહિત્યની ઉચ્ચ સપાટીનું, તેની

દિવ્યાદ્ભુતતાનું અગર અનુભવને પાત્ર ઉત્કૃષ્ટતાનું ભાન ન કરી શકે, તો તે સાહિત્યની સાચી કિંમત–કદર ન કરી શકતાં, તેમાંથી નિષ્પન્ન થતા અમૂલ્ય રસનો સ્વાદ પણ ચાખી શકશે નહિ. દિવ્ય ગુણ–અલંકારવૈભવથી વિભૂષિત શ્રી નૃસિંહાચાર્યજીના સાહિત્યનું એકે એક પાન સૂચક, સુંદર અને અનુભવગમ્ય છે, કેવળ કલ્પનામૂલક નથી. કારણ, સંયમશીલ સાહિત્ય કોઇ બુદ્ધિજીવી પ્રાકૃત જ્ઞાની સાહિત્યકારની ઊર્મિનો આવિષ્કાર હોતો નથી, પરંતુ સત્યજ્ઞાનપ્રાપ્તિના સર્વોત્તમ સાધન 'સંયમ'ની સંપૂર્ણતાએ સિદ્ધિને વરેલા આત્મજ્ઞાનીસ્વરુપની અક્ષરાકૃતિરૂપ હોય છે. તેથી જ 'ત્રિભુવન વિજયી ખડ્ગ'ના પ્રારંભક મંગલ વિવેકમાં, તેના કર્તા, 'સર્વ પુરુષાર્થની સિદ્ધિ અર્થે સ્થપાતા અપાર સ્વરૂપથી અદ્વિતીય એવા ત્રિભુવનવિજયી ખડ્ગ નામક ગ્રન્થ' એવા શબ્દો ઉચ્ચારે છે. આવા ઋષિવરોના વાઙ્મયને અનુલક્ષીને જ, સાહિત્યકારોના સાહિત્યસર્જનોને તેમના 'અક્ષરદેહ' તરીકે ઓળખાવવામાં આવે છે.

શ્રી નૃસિંહાચાર્યજીના પ્રત્યેક ગ્રન્થનું વિસ્તારથી વિવેચન કરવામાં આવે તો જ તેમના તત્ત્વસિદ્ધાન્તની અને સાહિત્યકૃતિની સાચી સમજુતીપૂર્વકની સમીક્ષા થઇ શકે. પરંતુ તેવું દુર્ઘટ પણ પવિત્ર કાર્ય નિર્વિઘ્ને યથાર્થ કરવાનું સામર્થ્ય ધરાવી શકનાર કોઇ વિરલ જ અધિકારી આત્મા હોઇ શકે! અને તે માટે વિસ્તૃત અવકાશ પણ જોઇએ! આપણે તો અત્રે મુખ્ય સિદ્ધાન્તોનાં રહસ્ય–તાત્પર્યનો નામનિર્દેશ યથાશક્તિ સંક્ષેપમાં કરીશું. એટલાથી વાચકમાં મૂળ ગ્રન્થોનો અભ્યાસ કરવાની જિજ્ઞાસા જાગે તો લીધેલો શ્રમ સાર્થક થયો ગણાશે.

પ્રથમ, તો આપણે તેમની કાવ્યગંગાનું વહેણ વિલોકીએ.

શ્રીનૃસિંહવાણીવિલાસ ત્રણે ભાગનાં પદ્યોમાંનાં કાવ્યતત્ત્વચિંતન વિષે, સ્વતંત્ર પુસ્તક આ લેખકે તૈયાર કરેલું હોઇ, અત્રે અવતરણો વગેરેથી વિસ્તૃત વિવેચન ન કરતાં, તદ્દન ટૂંકમાં તેઓશ્રીના કાવ્યતત્ત્વનો પરિચય આપવા પ્રયત્ન કરીશું.

દુઃખપ્રધાન વિશ્વપ્રપંચના દુઃખ – ક્લેશનું કારણ અવિદ્યાકૃત ' જીવત્વ ' છે અને તેની નિવૃત્તિનો ઉપાય, ' સમ્યક્ જ્ઞાન ' છે, જેની સિદ્ધિ ' વિચાર ' વિના શક્ય નથી. તેથી કવિ ગાય છે;

" જીવત્વ આ સહુ દુઃખનું મૂળ છે, કાં જી રહે અજ્ઞાન. "

તથા,

" અજ્ઞાની જન આથડી જગતમાં સંકટો સ્હાય રે. "

માટે

" બિન જ્ઞાન ન કહુ સુખ પાયો. " કે

" જ્ઞાને મટશે ખેદ. "

" જ્ઞાન પ્રજ્ઞા વિના દુખ અંત ના'વે સત્ય સમજ વિના. "

સૂચક તથા કવિત્વ પ્રેમથી ભરી એ જ લીટીમાં કવિ કહે છે,

" આ જગત્ નથી રે વીરા માહરા, એ છે બ્રહ્મવિલાસ
માયાના ભ્રમમાં ભૂલી જઇ, મિથ્યા ઉપજે છે ત્રાસ. "

પણ દુખવિદારક સાધન ' જ્ઞાન 'નો વિષય બાહ્ય દૃશ્ય નહિ પણ આંતર વિશ્વ, અતર્કિત આત્મા છે. માટે 'આત્મવિચાર'ના સાધનમાં,

" તે સુખ પામે, જે જન ધારે વિવેક, વિવેક રે. "

વળી

" જીવ આતમ સ્વરૂપમા ન જાગે રે હાં " ત્યાં સુધી

" ભવદુઃખ નવ ભાગેજી. "

વેદોએ અતદ્દ્વ્યાવૃત્તિ રૂપે વર્ણવેલા અનિર્વચનીય "અગોચર છતાં અનુભવી જનથી અવલોકાતા" પદનું શ્રી નૃસિંહાચાર્યજીએ, અખાકવિની માફક "અણછતો શું ઓચરે" કહી, ઘણાં પદોમાં તે બ્રહ્મપદનું સાંકેતિક વર્ણન ગાયું છેઃ

"જય જય જય પૂર્ણ બ્રહ્મ પરાત્પર, અગમ અકળ અવિનાશી રે."

એ સર્વોપરી નિરંજન ચેતનતત્ત્વને કવિ શાસ્ત્રીય પરિભાષામાં મૂકે છેઃ

"પુરુષત્વ જ્યાં ત્યાં અનુભવ છે
આ જ જગે મુક્તત્વ રે."

એ પરમપદપ્રદેશમાં વિચરવા સર્વને 'સ્વદેશધામ' આવવા કવિ નિમંત્રે છે,

"જેને જાવું નિજ દેશમાં, તે થાજો સંગાથી"

વળી

"ચલોરી, ચલો કો નિજાનંદવનમેં" વગેરે.

કારણ ત્યાં,

"સત્ ચિત્ સુખ સર્વત્ર લહીને કયાં જવું"

એ સુંદર પદમાં કવિ અંતમાં થાકી કહે છે,

"અરૂપની સગાઈ થાતાં, શમી સ્વરૂપે ને અણછતાં રહીએ."

આમ નિરાકાર નિર્વિશેષ પરબ્રહ્મપદની પ્રતિષ્ઠા કરતા કવિ, કલિકાળના મલિન જીવત્વવાળા અનધિકારી અંતઃકરણોમાં, કેવળ સત્ત્વશુદ્ધ વિવેકવિચારના સાધનનો અભાવ અવલોકી ક્રમશઃ અભિવૃદ્ધિ પામતા અધિકારને આધારે ચઢાતી સાધનસીડીનો આશ્રય આપે છે, અને પરંપરાપ્રાપ્ત શાસ્ત્રોક્ત સાકારવાદનું સમર્થન કરી, મધ્યમ માર્ગદ્વારા પરમપદને પ્રાપ્ત કરવાનાં વિવિધ

સંયમ – સાધનોનો વિસ્તારપૂર્વક બોધ કરે છે. તે અન્વયે, ભક્તિ-યોગ તથા તેનાં અંગ–ઉપાંગો, કર્મ, જ્ઞાન વગેરે શાસ્ત્રોનાં રહસ્યનો અમૃતઅર્ક તેઓશ્રીનાં પદોમાં સુંદર રીતે રેલાતો જોવામાં આવે છે. લક્ષ્યાર્થ તો અન્ત્યસ્વરુપ અનાદિ અનંત તત્ત્વ પ્રતિ જ છે.

પોતપોતાના મત, પંથ અને ઇષ્ટ ધર્મ–વિશેષ માટે વિખવાદ કરતા અલ્પજ્ઞ મૂઢમતિ પ્રતિ તેઓ સ્પષ્ટ પડકાર કરે છે કે

" વિધ વિધ રૂપે ઉપાસ્યસ્વરૂપે થાતા સાક્ષાત્કાર
તે સકલ રૂપતણું મૂળ આપ જ, વિનવી કરું નમસ્કાર."

જીવાત્માના ભવબંધનમાં 'ભવ' હેતુરૂપ નથી. પણ જીવનો 'અધ્યાસ' છે. તે અધ્યાસની વ્યાખ્યા આ રહી;

" ઇષ્ટમાં અનિષ્ટભાવ સત્વર કરતું જી,
અનિષ્ટમાં ઇષ્ટ ગણી (મન) ઠરતું રે હાં. "

આ અધ્યાસના મૂળમાં જીવત્વનું અજ્ઞાન છે, જે જડચેતનના ધર્મોનો, રજ્જુ – સર્પની પેઠે, પરસ્પરમાં અન્વયઆરોપ કરાવે છે. આવા દેહાધ્યાસ રૂપ અહંતામમતામાં રમણ કરનારાને કવિ 'આત્મઘાતી' કહે છે.

" મનુષ્યદેહ મહા ઉત્તમ પાયો, સત્ય સ્વરૂપ નહિ ધ્યાવે,
નિજપદ નિવૃત્ત હોઇ ન પેખે, હું પદ નહિ શમાવે,
આત્મઘાતી સો જાનીએ રે, કબહુ ન ઉતરે પાર. "

'દેહદ્વારા લક્ષ્યપ્રાપ્તિ નહિ કરનારા – વ્યર્થ જીવન વહાવનારાને, માત્ર સરળ વ્યંગવચનથી, કવિ માતૃઘાતી ઠરાવે છે,

" ......ન જ્ઞાનશૃંગાર ધર્યોરી...
હરિરસ રસના નહિ ચાખ્યો,
જન્મ સફલ ન કર્યો રી...
જોબન જતુની જ્યો હર્યોરી. "

તે માટે, વિચાર – વિવેક સાધનની ભૂમિકા રૂપ, દેહાદિવિવિધ દૂષિત અભ્યાસો અને ઇતર દુરિતોથી ચિત્તશુદ્ધિની આવશ્યકતા છે. કારણુ નિર્મલ અંતઃકરણનો અધિકાર જ જનકવિદેહી પદના સુખની રસલ્હાણુ કરાવે છે.

" મનશુદ્ધિને પણુ તે કરે, જીવ તે જ સુખ પામી ઠરે. "
વળી,

" અનુભવશિખરે જાવાની આશા ધરજે,
હો જીવ ! તું અંતરશુદ્ધિ કરજે...
મારા વીરા રે, જગમાંહિ જીવતાં જ મરજે. "

આમ સાચા જીવન્મૃતક જ્ઞાની થાવા, લિંગદેહનો જીવતાં જ લય કરવા, કવિશ્રી વીરવાણીમાં ' વિચાર 'ને વશ વર્તાવનાર ' ચિત્તશુદ્ધિ 'નું અમૂલ્ય તત્ત્વ ઓળખાવે છે.

" અવર જળે ચિત્ત શુદ્ધ ન થાતું, જ્ઞાનજળે નહાવું;
ઉત્તમ જન્મ મળ્યો તો તૃષિતને, હરિજન પી પાવું. "

કારણુ,

" સારરહિત આ ભવસાગરમાં, છે જ્ઞાન જ કમાવું. "

માટે,

" લો જ્ઞાનનો સુજનો લ્હાવો, ફરી ના'વે પ્રસંગ શુભ આવો "

પણુ તે જ્ઞાન એટલે ? પ્રાકૃતિક વિદ્યાકલાઓની પરિસીમાઓથી પારનું વિશુદ્ધ 'વિજ્ઞાન' કવિ નિરૂપણુ કરે છે,

" જ્ઞાન અજ્ઞાનની અવધ છોડી અલ્યા,
જાય વિજ્ઞાનમાં તો જ ફાવે. "

સત્યસાક્ષાત્કારનું આત્મબોધસાધક જ્ઞાન જેમ ઉપાદેય છે તેમ મિથ્યા 'ભયભ્રાન્તિપાતક' અભિમાનને હેય ગણવા કવિ સૂચના કરે છે:

" હા જન રહેજે રે જ્ઞાનમાં,
નિર્ભય થવા ટાળજો, અંતે, જ્ઞાનતણું અભિમાન. "

ન્યૂનાધિકારયુક્ત મંદ મતિ, મલિન મન તથા વિવિધ વાસનાઓથી યુક્ત અને વિષયાસક્ત વૃત્તિઓથી આવૃત પામર – સાધક દશાનાં મોટા ભાગના જગતના અલ્પજ્ઞ જીવો માટે, વિવેકવિચારયુક્ત જ્ઞાનમાર્ગ સહસા સુસાધ્ય ન હોવાથી, તેને ઉપકારક એવો સગુણ – નિર્ગુણ ઉભયની ઉપાસનાનો શાસ્ત્રોક્ત માર્ગ કવિ વર્ણવે છે. જ્ઞાનની પેઠે યોગ, વિરાગ, ભક્તિ આદિ સાધનોની વિસ્તૃત સમજુતી આપતાં અસંખ્ય કાવ્યો, 'વાણીવિલાસ'માં છે. ભક્તિગૌરવ ગાતી સુંદર પંક્તિ, શ્રી મધુસૂદનસ્વામીના 'भक्तिरसायण'નું સ્મરણ કરાવે છે;

" ભક્તિરસાયન સર્વથી મોટું જી... "
" વિણ ભક્તિ જગમાં જોજો કોણ તરિયાજી. "

એ પદની પવિત્ર ભક્તમાલમાં અંતે કવિ,

" નૃસિંહ પ્રભુ ભક્તિમલ છે મોટું જી,
ધરા જન ધારી ધાયા રે હાં... " માં

ભક્તિની શૂરવીરતા વડે, કાયરોના અશુદ્ધ જડ ઊર્મિવાદથી સાવચેત કરે છે. ભક્તિની સમસર્વત્ર અનન્યતા સુંદર પંક્તિઓમાં વર્ણવી છે,

" પ્રતિક્ષણ પ્રભુ જેના ઉરમાં આવેજી,
સાચો ભક્ત તે કહાવે રે હાં... "

એવા " સરલ સુભાગી હરિજન "ને તો,

" તાળી એક લાગી રે, હરી ફરી હરિમાં રમે.
ભક્તિ તો જેને ભાવી રે, તેને તો બીજું કાંઇ ન ગમે;
વિષયે વિરાગી રે, મન હરિવર શું રમે. "

પણ અર્થહીન ઉપાસનાનાં સ્થૂળ સ્વરૂપવિધિમાં જ રચ્યાપચ્યા રહેનારને કવિ ઇશારો કરે છે કે,

" નવ સમજ્યા નિજ રૂપને, નવધા ભકિત નકામ. "

પરંતુ, ભાવમય શુદ્ધ નિરતિશય આનંદરસથી સભર ભક્તિવાદને તુચ્છ શૃંગારોપભોગપ્રધાન રસાભાસથી સાંકળીને, તથા જ્ઞાનવાદને પણ મિથ્યા શુષ્કતાથી આરોપીને, પરસ્પર પ્રવર્તતા વિતંડાક્ષેપોનું નિરસન કવિ સુંદરતાથી કરે છે, અને दासोऽहम् દ્વારા सोऽहम् ભાવની, हरिरेव जगत् जगदेवहरिः ની સ્વરુપસિદ્ધિનો વિધિ સમજાવતાં, ઉભયના માર્ગની ભેદરેખાઓ એક ભજનમાં સ્પષ્ટ દર્શાવી કવિ અંતમાં કહે છે કે,

" નૃસિંહ પ્રભુમય એ વિધિ થાતાં જી;
નવ થાવું વાદી પ્રતિવાદી રે હાં. "

કલહસૂચક ન્યાયમંદિરની ભાષાના દ્વૈતદ્યોતક 'વાદી પ્રતિવાદી' શબ્દો કેવા ઔચિત્ય-વિવેકથી યોજાયેલા છે ! વળી, જ્ઞાનભક્તિ – ઉભય – સાધનોની અભેદ ઉત્કૃષ્ટતા તથા સુલભ સંયોગની પ્રશંસા કરતું કવિશ્રીનું નીચેનું પદ કાવ્યદૃષ્ટિએ અપૂર્વ અને ઉત્તમ કોટિનું હોઇ, શૈલીની દૃષ્ટિએ પણ ભકિત જેટલું મધુર,

રસવાહી, પ્રાસાદિક તથા જ્ઞાન જેટલું જ તત્ત્વરસરુચિરતાથી તરબોળ છે.

" ભક્તિ વિનાનું જ્ઞાન મોળું લાગે જી,
જ્ઞાન વિના ભક્તિ ખારી રે હાં;
ઉભય સંયોગ કરી જે જન અહેતોજી
સ્વાદ તેનો છે અતિ ભારી રે હાં. "

અત્રે ' મોળું ' અને ' ખારી ' – આ બે પાકશાસ્ત્રીય વિશેષણોથી, બન્ને પ્રમેય પદાર્થોની અન્યોન્યોપકારકતાનું કેવું સુંદર સચોટ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે ! સ્થળસંકોચથી, આખા ય પદમાંથી અત્રે માત્ર ચાર જ લીટી આપીશું:

" ભક્તિ નિંદી જે જન જ્ઞાની કહાવે જી,
તે જ્ઞાની નહિ અજ્ઞાની રે હાં;
જ્ઞાન નિંદે ને હરિભક્ત થઇ બેસે જી,
તે ઠગ, ભક્તિહીન, અભિમાની રે હાં..."

દ્વૈતાદ્વૈત અને સગુણનિર્ગુણ સંબંધી કદાગ્રહોને પણ કવિ અનેક પદોમાં દૂર કરે છે.

" દેહ બન્યો એ સગુણ છે, નિર્ગુણ આત્મા લેખ;
જ્ઞાન થયે બે મત ટળી, ગુણાતીત પદ પેખ. "

વળી,

" શિશુ અવસ્થા કર્મ એ, મધ્ય ઉપાસન જાણ,
એથી સાર ગ્રહી ચઢે, વૃદ્ધ જ્ઞાન પ્રમાણ. "

માટે,

" જ્ઞાન વિના નહિ મુક્ત કો, માટે ઉત્તમ એહ,
જ્ઞાનવાનને ધન્ય છે, (જો) જાણ્યું આપ વિદેહ. "

**જ્ઞાનવિહીને સર્વમતેન, મુક્તિર્ન ભવતિ જન્મશતેન**
એ શ્રી શંકરાચાર્યના વાક્યનું સ્મરણ કરાવનાર આ પંક્તિઓ છે. આટે કવિ કહે છે,

" મુક્તિ નહિ નિર્ગુણ વિના, સગુણથી ભવફેર,
સમજ્યો બેઉ એક છે, અણસમજ્યો અંધેર. "

કારણ કે,

" નિરાકાર સાકાર કલ્પના, જીવપદે અધિકાર. "

આટે કવિ કર્તવ્યપરાયણ થવા કહે છે,

" નૃસિંહ નિર્ગુણ સગુણ સ્વરૂપે, ભજો તજી કાવાદાવા. "

આવો જ્ઞાનભક્તિનો – તત્ત્વકવિતા સમો – સુંદર સુભગ સુયોગ કેટલાક સ્વાનુભવી કવિઓનાં કોઇ વિરલ પદોમાં જ સધાય છે. ભક્તના જ્ઞાનની અને જ્ઞાનીની ભક્તિની પરસ્પર પૂરકતાની સમાલોચનાનો સુંદર રીતે સમાવેશ કરતી પંક્તિઓ માત્ર આપીશું,

" જન અજ્ઞાનીને સર્વદા, દુઃખરૂપ આ જગત્ છે,
મન બ્રહ્મવિલાસ ગણી સદા, હરખે જે જન ભક્ત છે. "

આવા સાચા ભક્ત-જ્ઞાની પુરૂષને, કવિ કહે છે,

" જીવનમૃતક સો જાનીએ, "

તથા

" ધીર હોઇ, જગ મિથ્યા જાનત સોઇ. "

આવી સાચી ભક્તિ, પ્રેમની પરાકાષ્ઠા રૂપે છે. એ પ્રેમનું સાચું સ્વરૂપ અને પ્રેમનું ઉપયુક્ત ભક્તિપાત્ર તથા પ્રેમના આભાસી મોહ વગેરે સંબંધી અનેક કાવ્યોમાં અર્થવાહી પણ સરળ શબ્દોમાં વર્ણન કરેલું છે. કેટલીક પંક્તિઓ જોઇએ:

" મારું ને તારું એવી હદ ન જેમાં રે,
એવું હરિગુરુપદ ચહાજે રે,
અમર્યાદ આ પ્રેમ વધારી તે,
મહામળહરં જળમાં નહાજે રે..."

જ્યારે મોહમય પ્રેમાભ્યાસથી – જગદ્‌વિષયાસક્તિથી – બચવા કવિ કેવો સુંદર અલંકારયુક્ત બોધ કરે છેઃ

" મધ્યે પ્રતીતિથી પ્રેમ જ બાંધી,
વંધ્યા ગૌને ના દોહાજે રે.."

કારણ 'વંધ્યાગોદોહન'માં,

" આ મોજ ન લીધી પણ મોત જે લીધું,
તું નિજ હાથે પડિયો જેસે રે."

પ્રેમભક્તિને પુષ્ટિ આપતાં, શ્રી નૃસિંહાચાર્યજીનાં વિરહપદોમાં, વિરહની પાછળ પ્રકટ પ્રેમ જ અને તેની આતુરતા તરવરતી હોય છે. તેમાં તરંગી તલસાટ કે અવિદ્યાજનિત વેદનાના અસહ્ય આક્રંદને બદલે, સ્નેહની સાચી તિતિક્ષા, સ્નેહપાત્ર – તત્ત્વની સાથેનું નિત્યાનુસંધાન, અને ઉત્કટ ઊર્મિભરી ભાવનાનાં દર્શન થાય છે. ઉદ્ધવને ઉદ્દેશીને, શ્રીકૃષ્ણગોપીસંવાદરૂપે તથા પ્રેયસીના આત્મકથનરૂપે રચાયલાં આ પ્રકારનાં પદોમાં તત્ત્વાકાર ગોપીવૃત્તિનાં વિપ્રયોગવચનો વેધક અને સહાનુભૂતિપ્રેરક છે. અત્રે કેટલાં ઉદાહરણ આપી શકાય ! વિયોગિની વૃત્તિ જોરદાર વાણીમાં પીડાની પારાવારતા વર્ણવે છેઃ

" બાણો મુજ હૃદયે રે વાગ્યો વિયોગનો,
આંસુ ઢાળી નિર્ગમતી દિન રોજ જો,

વળી,

" વિણુ શસ્ત્રે જે નિશદિન કાપે, (તે) ઓષધથી નવ રૂઝે રે;
યોગીજન એ દુઃખ શું માપે ? નથી વીંધાયા પ્રીતિચાપે;
રોમે રોમ એ અગ્નિ વ્યાપે (તે) વિરહી જનને સુઝેરે
ઉદ્ધવ વિરહાગ્નિ અંતરમાં, અન્ય જળે ના બુઝે રે. "

શ્રી દયારામ વગેરે કવિઓનાં પ્રેમભક્તિનાં કાવ્યોમાં હોય છે તેમ, વિરહપદોમાં વિરહરસદ્વારા સંયોગસુખસ્મરણુના ભાવાલંબનથી રસને યોગ્ય ભૂમિકાખંડ પ્રકૃષ્ટપણે ઘટ્ટ જમાવવામાં આવે છે. કદિ તેમાં કડુ–મીઠાં કટાક્ષવેણોની સ્વાભાવિક સહૃદયતા દ્વારા, શુદ્ધ શૃંગારને પણ યથેચ્છ અવકાશ મળે છે.

" સાચો પ્રેમ અમારો કાપ્યો,
અધરરસ તો કુબડીને આપ્યો. " વગેરે

શ્રી નૃસિંહાચાર્યજીની આ પ્રકારની કવિતાગરબીઓમાં, ગલીચ મોહવાસનાના સુખનો કે તેના અભાવે ઉપજતા વિષાદનો વિહાર હોતો નથી, પરંતુ વિપ્રયોગને યોગ્ય વિપ્રલમ્ભ શૃંગારનો વિશુદ્ધ ભાવરસ વિલસતો હોય છે. તેમાં શુદ્ધ જ્ઞાનમય સ્થિતિની – ચૈતન્યમીરાં આદિ ભક્તોની પ્રમત્તાવસ્થાની – સાત્ત્વિક ભાવમસ્તીનો સ્નેહસંયોગ, અતૂટ પ્રીતિનો નિર્મલ પરમાનંદ પ્રવર્ત્તી રહેલો હોય છે; કે જે પ્રેમની અખંડિતતા માટે, " મીરાંને પૂર્વજન્મની પ્રીત રે "ની પેઠે, ઉદ્ધવજીને અત્રે સંભળાવવામાં આવે છે કે,

" જો વસુધા આ રસાતળ જાયે, સૂર્ય ઉદય પશ્ચિમમાં થાયે;
પ્રલયાગ્નિથી દેહ દહાએ, (છો) પ્રાણ મર્મથી છૂટે રે; "

કારણ ?

" પ્રેમયોગ અંતરમાં જાગ્યો, અન્ય યોગનો સંશય ભાગ્યો,
ત્યાગયોગ તો કડવો લાગ્યો, પીધો જાય ન ઘુંટે રે...
ઉદ્દવજી એ પ્રેમ પુરાણો (જેને), તોડાવ્યો ન ત્રુટે રે. "

આવો પ્રેમયોગી જ્ઞાની, સંયોગવિયોગના દુન્યવી ખ્યાલને તાત્ત્વિક દૃષ્ટિથી એક ' હોરી 'માં નિરૂપે છે;

" સંયોગી સુખ માનત તૌલો, અંત વિયોગ લહેરી,
વિયોગીકો સંયોગ હોત હૈ, સો ભી જાત પુનિ છોરી,
નૃસિંહ જગરીત નિઠોરી......
પ્રીત જગસેં રખના થોરી, સદા સુખરૂપતા ચહેરી." વગેરે.

પ્રેમીના દૃઢ નિશ્ચયનો નિષ્ઠાભાવ વ્યક્ત કરતો તથા, વિરહિણી વૃત્તિની સંયોગસંદેશશ્રવણ સમયે આનંદાબ્ધિમાં ડૂબકી મારતા અનેક કવિત્વભર્યાં રસિક પદો છે. તે દરેકની પાછળ તત્ત્વજ્ઞાન ડોકિયાં કરતું જ હોય છે. આત્મલક્ષી તત્ત્વ તેમાં પ્રધાનપણે દૃષ્ટિગોચર થવાથી, ઊર્મિપ્રવાહ મધુરપણે વહતો હોય છે. તેમ છતાંય, ભાવની સભરતા અને અદમ્ય ઉછળાટભર્યાં કવિશ્રીનાં સર્વોત્કૃષ્ટ ઊર્મિકાવ્યોનાં દર્શન તો ' હોરીપદો 'માં થાય છે, 'વાણીવિલાસ'નાં સંખ્યાબંધ હોરીપદોમાં કાવ્યતત્ત્વ કલ્પનાના શૃંગ સુધી – કદિ કદિ – પહોંચી જાય છે. અત્રે તો એક બે પંક્તિઓથી જ સંતોષ માનીશું. વૈષ્ણવ મંદિરો દ્વારા સુપ્રચલિત શ્રીકૃષ્ણગોપીવૃંદના રંગખેલનનાં – પ્રધાનતઃ સ્થૂળ સમા ભાસતા – ભાવોને વર્ણવતા કેવળ ભક્તિવાદી હોરી–પદોથી, શ્રી નૃસિંહાચાર્યજીનાં હોરીનાં (હોરી – વિષયક અને 'હોરી'રાગનાં)

કાવ્યો વિલક્ષણ રીતે જૂદાં તરી આવે છે. તેમા ભક્તિભાવ વહેતો હોવા છતા મુખ્યત્વે જ્ઞાનનો રગ જ જામેલો જણાય છે. ભક્તિમાર્ગે શોભાવેનો શૃગાર પણ તેમના કાવ્યોમા જ્ઞાનમય બની વિલસી રહ્યો છે, એ હોરીપદોના અભ્યાસથી સર્વને સ્પષ્ટ થશે. આ જ્ઞાનયોગી કવિ, વિષયવાસનાદિ 'દુર્ગુણો'ની હુતાશની પ્રકટાવી, 'બ્રહ્માગ્નિ'ની ધૂની ધીકાવે છે અને 'જ્ઞાન ગુલાલ' ઉરાડે છે...વળી શુદ્ધવૃત્તિથી વ્યાપ્ત થયેલુ હૃદય, જ્યારે વિરહાગ્નિમા ઝૂરે છે, ત્યારે વસંત – હોરીના વધામણે હૃદયતાર હચમચાવે છે,

> "પિયા નહિ મૈં કૈસે રહુંગી, મૈં હું બાનકિશોરી,
> ખેલુ કિન સૌં હોરી."

તથા,

> "સખીરી, પિયા નાહિ મદિર આયો."...

એવા અનેક હોરીપદો શૃંગારરસથી સિક્ત ભક્તિયુક્ત સયોગ–વિયોગના ભાવને વહાવે છે. ઊર્મિંગીતોના સુદર નમૂના રૂપ આ પદોમા, કદાચ કોઇને દીર્ઘતા ખૂંચે તો પણ સપ્રમાણ પદોમા ઊર્મિની ઉત્કટતા તથા વિવિધ રાગાવલબનને લીધે, સવાદભરી ગેયતાની સુઘડતા હૃદયના સાચા ભાવને યોગ્ય આવિષ્કાર આપે છે, અને સહૃદયના અંતકરણમા તે જ રસભાવને સ્ફુરાવે છે. જ્ઞાની કવિ અખાની કવિતામા આવા પદો મળવા મુશ્કેલ છે. આ સિવાય, ભવ્ય કલ્પનાના વિસ્તારયુક્ત કાવ્યતત્ત્વથી શોભતા કેટલાક હોરીપદોમાથી એકાદ દષ્ટાત લઇએ.

> "હૈ યહ જગ જૈસી હોરી, દેખોરી."

વગેરે કલ્પના ઘટાવી છે. એક 'કાશી – હોરી'મા, વિરાટ્

વિશ્વનટરાજની કલ્પનાની પેઠે અદ્દ્ભુત અને ઊંડાણવાળી હોરીની કલ્પના હૃદયંગમ છે. એ દિવ્ય વિરાટ્-હોરીમાં,

" દેખોરી, શંકર ખેલત હોરી,
મહા શક્તિ ઉમા હૈ સંગમે, જટા દિની હૈ બિખોરી:
એક એક લટમેં ગંગા બહે, જીનો – રંગ પીચકારી છોરી:
સંગ ભૂતનકી ટોરી.........શંકર ખેલત હોરી. "

પછી તો, નાડી – પીચકારી, રુધિર – રંગની ઝોરી, અને વિષ્ણુ નાભિમાં, બ્રહ્મા અધોભાગમાં, ઇન્દ્ર હસ્તમાં એમ આજાનજ દેવતાઓ પોતાની અધિષ્ઠાન ઇન્દ્રિયોમાં રહી,

" ઊર્ધ્વ અધઃ ઝીલી દહો દિશ છાંટન, તન સબ દેત ઝકોરી;
દેવ મિલી સબ દેખન આયે અજબ અખારો મચ્યોરી
દિયે હે સબકુ બોરી.........શંકર ખેલત હોરી. "

આ 'ખેલ', 'વિશ્વવ્યાપ્ત' હોવાનું વર્ણવી કવિ તેમાં આધ્યાત્મિકતાનું સુંદર આરોપણ કરે છે. આવાં દિવ્ય જ્ઞાનરહસ્યથી અદ્દ્ભુત અને અપૂર્વ કવિત્વકલ્પનાથી છલકાતાં પદો 'શ્રી નૃસિંહવાણીવિલાસ'માં ઘણાં છે. 'કોઉ તો કહત હે અમૃત સુખ શ્રીઅનકે' એ 'મનહર'માં કવિ સંત અને સંતવાણીનો મહિમા ગાય છે ત્યારે તેમની ઉત્પ્રેક્ષાયુક્ત કલ્પના કવિ પ્રેમાનંદના નળદમયંતીના રૂપવર્ણનની કલ્પનાની સમાંતર લાગે છે.

તેજ પ્રમાણે યોગ-કર્મ અને અન્ય સાધારણ સાધનોનાં સૂક્ષ્મ ક્રમરહસ્યનો બોધ આપતાં કાવ્યોની પણ સારી સંખ્યા છે. તત્ત્વજ્ઞાનથી પ અધિક ગૂઢ તથા ક્રિયાત્મક વર્ણન કે ગદ્યાત્મક કથનક્રમ પ્રતિ જ વહનારો સ્વાભાવિકપણે ઝોક લેતા 'યોગ'

જેવા વિષયના પદોમા, ઉચ્ચ કાવ્યતત્ત્વથી કે નિર્મળ રસમય પ્રવાહિતાની જ અપેક્ષા રાખી શકાય નહિ. ક્રિયા – પ્રયોગોના વર્ણનોમા – સ્પષ્ટતા ખાતર – અતિ સરળતા તથા શુષ્કતાનો પણ આશ્રય આવી જાય એ સહજ અને ક્ષમ્ય છે. છતાં,

" મૂળ તે ઊડ ગગન ગઢ ચઢહી "

જેવા પદોમા કવિતા, તત્ત્વજ્ઞાન અને યોગનો ત્રિવિધ યોગ સધાય છે.

" સદ્ગુરુને શબ્દે રે, સુર્તા જો ચઢે "

(૨–૧૩૭) એવી ગરબીઓમાં, તથા ' રૂપક ' દ્વારા ' અનંત 'ને માપવાની પ્રક્રિયાનો જેમા ક્રમ વર્ણવ્યો છે એવી એક ' વેરાવળની દેશી 'મા,

" હે સાધક શીખ આ શ્રવણ ધરી, અતિ દઢ મનને સ્થાપી રે,
ગગનમા વહે જે ક્રમે કરી, લેજે અનંત આ માપી રે. "

વગેરે ચૂંટી કાઢેલાં આ પ્રકારના પદોમા રસ – જ્ઞાન – ક્રિયાની ત્રિસિદ્ધિ અત્યંત ધ્યાનપાત્ર છે.

પૂર્વોક્ત ભક્તિજ્ઞાનયોગાદિની સિદ્ધિ સધાવનાર અનુભવી ' સદ્ગુરુ ' અને ' સત્સંગ ' વિષયક ઘણાં પદો છે. એનો માત્ર ઉલ્લેખ જ કરીશું. કવિ કહે છે,

" નરસિંહ નિજ કલ્યાણ ચહે તો, સદા રહે નિ:સંગ. "

અને એવા નિ:સંગી મનથી જ,

" મારા વીરા રે, જગમાહિ જીવતાં જ મરજે. "

પણ નિ:સંગત્વનો અધિકાર પ્રાપ્ત કરવા ચિત્તશુદ્ધિ માટે

કુસંગદોષથી બચી સત્સંગસેવનની આવશ્યકતા દર્શાવાઇ છે કવિ કહે છે, સત્સંગને યોગ્ય

" સાચા સાધુને સેવો. "

અને સાચો સંત અનુભવી, સત્ સ્વરુપનો આત્માનુભવી હોય છે

" પરમાત્મા ગુરુ એક છે, સૃષ્ટિ બધી તણો,
તે કહીએ સંત સ્વરૂપ, જેને અનુભવ ઘણો "

પણ તેવા સંતોને ઓળખવાને શુદ્ધતાયુક્ત મનમતિનો અધિકાર જોઇએ ને ?

" કોઇ હૈ રે શુદ્ધ ઝવેરી, પરખે મેરી હિરદા કેરી "

બહુ બહુ તો

" કૃતિ જુએ સંતની, ગતિ કોઇ ન જાણે " વગેરે.

શ્રી નૃસિંહાચાર્યજીએ આદર્શ સંત – ગુરુના શાસ્ત્રોક્ત સ્વભાવ–લક્ષણો સંખ્યાબંધ પદોમાં વર્ણવ્યા છે પ્રશાન્ત પ્રસન્નતા, સમચિત્તતા અને પરોપકાર આ ત્રણ મુખ્ય ગુણો – રૂપ ' સંતને ઓળખવાની નિશાની ' વર્ણવતી, મંત્ર સમી મુક્તક કવિતાના ધ્વન્યર્થન સમાવતી વ્યંજનાશક્તિની ચમત્કૃતિવાળી,બે ત્રણ પંક્તિઓ આ રહી

" પ્રમુદિત સમદર્શી નિરંતર, ગુરુપદની એંધાણી "

તથા

" જિને કિયા ક્લેશકા ચૂરા, સદ્‌ગુરુ પૂરા, અનુભવી પૂરા જી."
" ગુરુ સમ નહિ હિતકારી જગમાં, પરમાર્થી પૂરા '

એવા

" સાધુજન જગમાં રહે, લિપ્ત કદી નવ હોય,
કમળ રહે છે – જળ વિષે, સ્પર્શ કરે નહિ તો ય." વગેરે.

આવા સાચા સદ્દગુરુ સંતો આત્મદાન કરનારા હોય છે. માટે " સમદર્શી સરદાર નરસિંહ " ગાય છે કે,

" ગુરુ બિન નહિ કોઇ દાતા. "

અને

" જગમાં તે જીવ્યો જેણે બ્રહ્મરસ પીધો
જગમાં તે દીપ્યો જેણે હરિરસ પીધો. "

શ્રી સદ્દગુરુ શરણાગત અધિકારીને બ્રહ્મ–હરિરસના પાન–દાનથી જગમાં જીવાડી દીપાવે છે. દાતૃત્વધર્મમાં પક્ષપાતને સ્થાન હોતું નથી.

" નિષ્પક્ષી કોઇ સંત હોય સો, સત્ય રાહ દર્શાવે,
ભર્મ કર્મકી ભ્રાન્તિ મિટાવે, અમૃતમેહ વરસાવે. "

આ ગુરુપદના ગૌરવ – પ્રતિષ્ઠા સંબંધી, તથા તેને પ્રાપ્ત કરવાનું નિઃસાધનનું ય અમોઘ સરળ સાધન ' શરણાગતિ ' સંબંધી સંખ્યાબંધ પદોમાં ઉલ્લેખો છે. સાથે સાથે થોકબંધ પંક્તિઓમાં સત્યવક્તા કવિશ્રીએ, વંચક વૈષ્ણવો, ઢોંગી ધૂર્તો, પાખંડી પંથાચાર્યો અને પ્રજાને છેતરી અધોગતિમાં હડસેલનાર સ્વાર્થી પ્રપંચી નકલી ગુરુઓની વિકૃત મનોદશાને ખુલ્લી પાડી છે, તેમની યુક્તિ અને કુટિલ રીતિ પર ભારે પ્રહારો કર્યા છે.

" ઘણા પંથમાં મેં ન્યાળિયું, પંથપતિનું વચન પાળિયું,
દિન ખોયાં પણ જ્ઞાન ન થયું, અજ્ઞાન તિમિર કેમ નવ ગયું;

દ્રવ્ય ગુમાવી મન રહાટિયું, (જેમ) અંધ મુખ શ્વાને ચાટિયું.
ઢોંગી પંથીનું કપટ જ કળ્યું, નરસિંહ હેત હૃદયથી ટળ્યું."

માયાના લોભી, ધૂતીને ધન ભેગું કરવાની લાલસાવાળા, પાખંડીઓ કેવા પાખંડ, વેશ ધરી પ્રવૃત્તિઓ કરે છે, તેનું કટાક્ષયુક્ત ચિત્ર રજુ કરી, તેવાઓ પ્રતિ, કવિ યોગ્ય ઉપમા આપી કટાક્ષની ધાર વધુ તીક્ષ્ણ કરે છે,

"ઢોંગી ગુરુઓ કાંસિયા સમ વર્ણાય."

આવા એક બે હોય તો ચાલે પણ આ તો,

"કઝ જન વાખ્યા અપાર......"

અને

"ઘર ઘર ગુરુ હોઇ બૈઠત બિચારહીન,
ધ્યાનહિ ધરત મો તો બગસમ જાનીએ..."

વગેરે, મનહર છંદમાં લખાયેલા સ્ફુટ વિષય નિરૂપણમાં કવિશ્રી "કલિયુગના કૌતક" ને સ્પષ્ટ વાણીથી વર્ણવે છે:

આ સિવાય 'વાણીવિલાસ'માં ચાબખાનાં પદો છે તે પામર, અજ્ઞાની, વિષયી, ભેદભ્રાન્તિ વધારનારા વંચકોને તથા મૂઢ મનને ઉદ્દેશીને છે. તેમાં ચમક લાવવાની વેધકતા છે, પણ આત્યંતિક તીવ્રતા ભરી કઠોરતા નથી. કવિ ભોજનાં અને ક્વચિત્ અખા કવિના ચાબખા જેવી તીખાશ કે કટુતા તેમાં દેખા દેતી નથી. પણ નિખાલસ સ્પષ્ટતાને કારણે તેની સરખામણી મોટે અંશે, ધીરા ભકતના ચાબખા સાથે થઇ શકે ખરી. અત્રે એક જ ઉદાહરણ આપીએ.

" દેવળ દેખી થાય હરાયું અંતર......"

તેણે...............................................

" ગંગા સ્વરૂપી ગૌને મૂકી ગર્ધવને દોહ્યું રે "

તથા

" કાજળ લઈને મુખ પર ચોળ્યું, ચંદન પીઠે લોહ્યું "

" પથ્થર શું પ્રેયું, જાગી ઘટમાં નવ જોયું. " વગેરે.

આ સિવાય માયાનું સ્વરૂપ, જગજ્જાળ, સૃષ્ટિક્રમસર્જન, જગત્–સંસારની " નીરપ્રવાહવત્ " ક્ષણિકતા, વગેરે તત્ત્વવિષયોનું કવિશ્રીએ વિસ્તારથી અને સુંદરતાથી નિરૂપણ કરેલું છે. માયાનું મોહિનીચિત્ર નીચેની પંક્તિઓમાં આબેહૂબ રીતે આલેખ્યું છે.

" માયા મેરી રે, કહો કયા જાને સંસાર.
યૌવનરૂપ બની હે સુંદરી, કરમેં હે મોહજાર.
અંગ પ્રચંડ મદોન્મત્ત બેસે, દહુ દિશ મેં હિ નિહાર.
વસ્ત્ર અલૌકિક ધારત હૈ નિત્યા કયા બરને શૃંગાર." વગેરે

જંગલમાં જઈ લાગનો અભિમાની માયાને ત્યજવાની વાત કરે છે. પણ માયાનો વિસ્તાર અતિવ્યાપ્ત છે. શું અને કેટલું ત્યજી શકાશે ?—

" માયા સર્વ ગણાય, દૃશ્ય ગણાયે જેટલું;
જગ માયા જ ભણાય (તો) કહોને તજશો કેટલું ? "

મોહ – સંગનું અધિષ્ઠાન માયાનું કેન્દ્ર મન છે. તેથી કવિ ઉપાય બતાવે છેઃ

" માયાથી શું થાય, જો મન વશ છે આપણું;
માયા મને શમાય, મન શમતું જઈ બ્રહ્મમાં.
મન છે માયા રૂપ, (તો) દેહ સુધી તો નવ ટળે..."

માટે, કવિની મુખ્ય ચોટ મન ઉપર છે. મનવિષયક અનેક પદોમાં કવિ, સર્વ આશાઓ, કામનાઓ – રાગ, દ્વેષ, કામ, ક્રોધ, મોહ જેમાં મુખ્ય છે–તે વગેરેથી, કહે છે કે,

" મન નિવૃત્તિમાં વાળો. "

સત્સંગ તથા સદ્ગુરુ, અભ્યુદય અને નિઃશ્રેયસના ધર્મને સધાવનાર ઉપાસના, નિષ્કામ કર્મયજ્ઞ, આત્મવિચાર વગેરે સાધનોનાં ભક્તિ, જ્ઞાનયોગાદિ શાસ્ત્રોક્ત માર્ગોના અનુસરણ દ્વારા ચિત્તશુદ્ધિ સાધવા માટેનું ઉપકરણ – ઇન્દ્રિયાદિ કરણોનો અધિષ્ઠાતા– ' મન ' છે. તેથી નિપુણ ચિત્તશાસ્ત્રીની રીતે, શ્રી નૃસિંહાચાર્યજીએ મનવિષયક કાવ્યો રચેલાં છે. ચિત્તશુદ્ધિમાં જીવદશાની ઉપસ્થિતિ સુધી બાધક ' મન ' ને મારી નાંખી ધીખતી ધરા કરવાની નથી. પણ તેની સુધારણાદ્વારા શત્રુને મિત્રવત્ કરી, તેના સર્વ સામર્થ્યનો ધ્યેયસિદ્ધિમાં સદુપયોગ કરી લેવાનો છે. આવાં પદોમાં બેવડી રીત – લાલન અને તાડનની – અખત્યાર કરવામાં આવી છે. લાલનરીતિને અનુકૂળ અંતઃકરણ માટે મનને દેવાધિદેવ કહ્યો છે.

" દેવ દેવીને કો જન સાધે, હું બળિયો એમ વદી વાધે,
મન દેવનો દેવ ન આરાધે. "

પછી કવિશ્રીએ,

" સાધક થરા, જો જીતો તો મનરિપુ એક જ જીતો;
જેથી પૂરા પંડિત ને દેવનો સમૂહ રહે બીતો. "

વગેરે પંક્તિઓથી જીવાત્માના શૌર્યભાવને પડકાર કર્યો છે. અને પ્રસંગે તો મનને 'ધૂતારા', ' પાખંડી ' " કાકસમાન શઠ " વગેરે સંબોધનોથી સારી પેઠે ઠપકાર્યું છે તથા પ્રસંગાનુરૂપ

' ભ્રમરા ', ' ભાઇ ' ' વીરા ' ' શૂરા ' વગેરે શબ્દોથી પ્રોત્સાહિત પણ કર્યું છે. એક પદમાં તો કવિ મન–શૂરવીરને સમરાંગણ દાખવે છે. તેનામાં હિંમત અને શૌર્ય રેડે છે. કવિ કહે છે,

" આધિ વ્યાધિ દુઃખ દેઇને, હરિ તારું નિરખે છે હીર રે."
" એ મૃત્યુને જુહારીને ખેલિયે..."

માં કેવો અલંકારપૂર્ણ અર્થપ્રયોગ કર્યો છે !

તથા, " આ આવી રિપુની ધાડ "

એ પદમાં, કામની નેતાગીરી નીચેના સૈન્યનું અપૂર્વરીતિથી વર્ણન કર્યું છે તે પંક્તિઓ અસંત જોમભરી છે. રિપુવર્ણનનું નિરૂપણ તે કાવ્યમાં સમર્થ વક્તવ્યથી અદ્ભુત અને અપૂર્વ છે. પણ અંતમાં, પ્રબળ પુરુષાર્થવાદ સિંહગર્જના જેમ ગાજી ઊઠે છેઃ

" બળ કળ ધરી ધરી ધૈર્યના ધ્રુજાવવી તે ધરાને રે,
અજાતશત્રુપણે શોભીને, વસવું પાર પરાને રે...
(વળતા) ભલેને બ્રહ્માંડ આ ગડગડે, છો અડવડે અવનિ ને આભ રે,
અખંડ આનંદમય રાજ્યમાં, ના'વે હાનિ કે લાભ રે...
હે સાધક શૂરા રણ ના છાંડીએ,
ધસીએ હિંમત ધારી રે. " વગેરે.

આવાં, વીરોપદેશવચનોથી યુક્ત, કર્ત્તવ્યપરાયણતાનું જાગૃતિજોમ રેલવનાર જોસ્સાદાર પંક્તિઓવાળાં પદો ઘણાં છે. તેમની અપૂર્વતાથી ઉત્કૃષ્ટ કોટિનાં શાંતરસબોધપ્રધાન વીરરસ કવિતાના તે નમૂના રૂપ છે.

આમ મનને દ્વિવિધ પદ્ધતિથી કસીને અંતે આશાતૃષ્ણા વિના વિરાગની ભૂમિકા પર મૂકવાનો કવિશ્રીનો આશય છે.

અહંતા – મમતાની પ્રેતબાધામાંથી મુક્ત અંતઃકરણની વિશુદ્ધ વિરાગભાવનાને વ્યક્ત કરતાં અનેક પદો કવિશ્રીએ રચ્યાં છે. તદુપરાંત, સાચા વિરાગી, ત્યાગી, સંન્યાસી અને બ્રહ્મચારીનાં લક્ષણો વર્ણવતાં, મિથ્યા ત્યાગીઓનાં વેષને ઉઘાડો પાડયો છે, જેનાં ઉદાહરણો સ્થળસંકોચથી અત્રે આપી શકાય તેમ નથી.

" વૈરાગ્યઉદય સુધી જાણજે, કાળરૂપ એ જગત "

વળી,

" બ્રહ્માનંદમેં રહેવે, સોઇ હે બ્રહ્મચારી, બ્રહ્મચારી. "

તથા,

" વાસના સૂક્ષ્મ જિને ત્યાગી, સોઇ હૈ સંન્યાસી
મન મારી શમાવે રે, તબ હોવે ન્યાસી. "

વગેરે કાવ્યો ધ્યાનપાત્ર છે.

હવે આપણે કવિશ્રીની કાવ્યપદ્ધતિના કેટલાક પ્રકારને ટૂંકમાં જણાવી જઇશું. પ્રબોધાર્થે, કવિશ્રીએ કેટલાંક કાવ્યોમાં સંવાદશૈલીનો સારો ઉપયોગ કર્યો છે; પ્રશ્નોત્તરી પણ કેટલાંક પદોમાં છે. આચાર્યશ્રીના કાવ્યપ્રવાહની પદ્ધતિનો એક વિશિષ્ટ પ્રકાર ( હોરીની જેમ ) 'પ્રવાસ'નો છે. પ્રવાસ અને પ્રવાસીની મનોહર કલ્પના તેમનાં ઘણાંખરાં પદોમાં અને ગરબીઓમાં પ્રસરી ચૂકેલી હોય છે. કેટલેક સ્થળે પ્રવાસની કલ્પના રૂપકનો આશ્રય લે છે, ત્યારે સુંદર કવિત્વથી આખીય રચના ઝળકી ઊઠે છે. અત્રે ઉદાહરણો ન આપતાં, તેના ભાવવિશેષના સંદર્ભરૂપે જણાવીશું કે, સીમાબદ્ધ ભૌતિક ભૂમિમાંથી દિવ્ય દેશમાં–અધ્યાત્મ ગૃહ પ્રતિ–પ્રયાણ કરવા, સાધકોને તેમાં આહ્વાન હોય છે.

" ગુરુ ગુરુ કરતાં રે, રજની વહી ગઇ રે,
ઉગ્યો જોને રઢિયાળો રે પ્રભાત "

એવાં પ્રવાસપદોમાં, રૂપકાદિ અલંકારચમત્કૃતિથી રમણીય લાગતો કવિતા, સંગીત અને જ્ઞાનતત્ત્વનો સંયોગ, અત્યંત આકર્ષક લાગે છે. **तमसो मा ज्योतिर्गमय – उत्तिष्ठत जाग्रत** – એ મંત્રને ગજાવતાં, મોહનિશામાંથી આત્મપદના પ્રભાત વિષે જાગ્રત્ થવા ઉદ્બોધનરૂપ કલ્પનાને જુદી જુદી રીતે આકાર આપનારાં પણ અનેક ઉત્સાહોત્તેજક પદો છે. કેટલાંક પ્રવાસપદોમાં કથાનો–કવિસ્વપ્નકથાનો–અદ્ભુત રસ મિશ્રિત થાય છે. કમનીય કથા–કલ્પના દ્વારા, અસ્ફુટ રહસ્યવ્યંજનાભાવથી રજુ કરાતાં કાવ્યોમાં, આધુનિક કથાકાવ્યોનાં બીજ વેરાયલાં પડયાં હોય છે. રૂપકના રૂપદેહમાં ચમકતા એક કાશીના પ્રવાસપદમાં કવિ વર્ણવે છે,

" ગાડું એક છુટયું રે, જોજો મુસાફરનું,
વ્યાપારીઓ ઝાઝા રે, ધણીપણું એક ઘરનું. " વગેરે.

આખો પદપ્રવાહ ગાડાની ગતિથી તાત્ત્વિક અર્થબોધ સમજાવતો વહી જાય છે. આવાં કાવ્યોમાં, પુરાણની ' પુરંજન ' અને ' ભવાટવી 'ની કથાની માફક ઉપમા અને રૂપકની સહાયથી કરેલી સમસ્ત કલ્પના રોચક અને કવિની રચનાકલાની દ્યોતક છે.

શ્રી નૃસિંહાચાર્યજીનાં કાવ્યોની ભાષા ગૂજરાતી, હિન્દી અને મિશ્ર છે, અને કવિતાનો દેહાકાર મુખ્યત્વે ગેય ગીત, દેશી કે રાગિણીઓમાં ધારણ કરાયેલો છે. પણ ગૂજરાતી અક્ષરમેળ તથા શબ્દમેળ છંદોમાં, છપ્પા, દોહરા, સોરઠા, સાખી વગેરેમાં પણ

કવિએ પોતાના ભાવવિચાર વહાવ્યા છે. સચોટપણાસહિત તેની સરળતા પણ તેટલી જ છે. છંદકાવ્યોમાં પ્રયોગોની વિવિધતા છે, વૃત્તાનુસારી વફાદારી છે. પૃથ્વી, ઉપજાતિ આદિ સુવિદિત છંદોથી માંડી, ચંપકમાળ, ચંચલા, મોતિદામ, મદિરા વગેરે આજના અભ્યાસીને અપરિચિત સંખ્યાબંધ વૃત્તો અને લયોનો હથોટીવાળો ઉપયોગ તેમાં થયેલો જોવામાં આવે છે. આ છંદપ્રવાહમાં, ખાસ કરીને 'મનહર'ની વિસ્તારવાળી રચનામાં, કવિશ્રીએ પ્રકીર્ણ વિવિધ વિષયો સંબંધી વિચારો જોરદાર શૈલીમાં દર્શાવેલા છે અને તેમાં શામળ–નર્મદ કવિઓના સમય સુધીમાં વપરાતી રીતિઓ અને રચનાચાતુરીનો ઓછોવધતો અસરકારક ઉપયોગ કરવામાં આવેલો છે.

" ધિક્ ધિક્ ધિક્ તે ધામ, વામ જે ઘર નવ શોભે;
ધિક્ ધિક્ ધિક્ તે ધામ, પુરુષ વહેતો અતિલોભે. "

થી શરૂ થતા છપ્પયમાં સમાજ અને રાષ્ટ્રનાં વિવિધ વિષયો વિષે સરળ પ્રવાહી – કદિ કટાક્ષમય – શૈલીમાં ઉત્તમ પ્રકારનો માર્મિક નીતિબોધ આપેલો છે. આવી પંક્તિઓમાં, કવિતાપ્રવાહ અત્યંત સૂક્ષ્મતાથી એકધારો વહ્યો જતો હોય છે...અને તે જ પ્રમાણે, "સ્ફુટ વિષય" અને બીજા ભાગમાં "છપ્પા"માં લગભગ ૫૦૦ પંક્તિઓમાં એકધારો જોરસાવાળો પ્રવાહ વહે છે. તેમાં દ્વેષરહિત સમભાવથી, અનેક વિષયો અને પ્રશ્નો સંબંધી ચર્ચા – ઝાટકણી કરેલી છે, જેમાં સ્પષ્ટ વક્તવ્ય અને રચનાકૌશલ પ્રશંસાને પાત્ર છે. આ સિવાય, પ્રભાતિયા, બાર માસ, સાત વાર, માતા – શક્તિના ગરબા, સ્તુતિ, પ્રાર્થના, પ્રભાતનાં પદો, આરતિઓ, ઇશ્વરની સત્તા – અનુકંપા અને ઐશ્વર્યને વર્ણવતાં કે વખાણતાં વિવિધ

ભાવયુક્ત કાવ્યો, તો સંખ્યાબંધ છે. ત્રીજા ભાગમાં પદ ૪૪ ના પાંચ છ પાનના ' કટાવ 'ની કુશળ રચનામાં વીર્યભાવ ધસમસી ઉઠે છે. વળી કવિશ્રીના બોધાત્મક દોહરાઓ સોરઠાઓ, છપ્પાઓ, ચોપાઇ, ખાંયણા વગેરે ભાષાની સાદાઇ અને સરળતાથી સચોટપણાનો ગુણ ધરાવે છે. જેમ, ભાષા તથા વિચારતત્ત્વની ત્રિવિધ વિશિષ્ટતાથી, તેમાં શામળ, નર્મદ અને દલપતરામની કવિતાનાં લક્ષણો જુદે જુદે સ્થળે જડી આવે છે.

આચાર્યશ્રીની કવિતા સહેતુક એટલે કે અસાહિત્યિક હેતુ માટે જ લખાઇ હોઇ, તેમાં અન્ય કવિઓની સભારંજકતા, ઝડઝમક, રસાલંકાર, પદલાલિત્ય, કલ્પનાનું ઉડ્ડયન, ભાવમાધુર્ય કે અર્થચાતુર્ય આદિથી કેવળ કવિતા બની રહે, એવી સ્થિતિ તરફનું આચાર્ય – કવિનું વલણ ઓછું હોય એ સ્વાભાવિક છે. તેમની કવિતાનો પાયો સંયમ અને જ્ઞાન છે. છતાં સહૃદય વાચકથી જોઇ શકાશે કે તેમાં નીરસતા, શુષ્કતા, કઠોરતા કે કૃત્રિમ પોકળપણું આદિનું દોષારોપણ કોઇથી થઇ શકે તેમ નથી. ભાવ, કલ્પના, રસ, અલંકાર આદિની સ્વરૂપમોહિનીની સમૃદ્ધિની ભરતી જ્યાં ને ત્યાં પ્રચુરતાથી દષ્ટિગોચર નહિ થવામાં એક જ હેતુ છે અને તે શુદ્ધિ, સાદાઇ અને સંયમની સાચવણી, અર્થબોધની સરળતા, અને નિરર્થક આડંબરી વાણીવિલાસ કે અસત્ય, અવાસ્તવ કે કદિ તરંગવત્ કલ્પનાના કનકવાને ચગાવવામાં કાવ્યાનંદ માનવાની વૃત્તિને નહિ પોષવાનો દઢ આગ્રહ. છતાંય કવિતાને આવશ્યક આ બધાંય ગુણો તેમની કવિતામાં છુટક છુટક મળી આવે છે.

કર્ત્તાશ્રીનાં કાવ્યોમાં કલ્પનાની વિપુલતા નથી; પણ તેમાં

વાસ્તવ સત્યના અણુઅણુનો અનુભવ કરતી સ્પષ્ટ વાણીનો પડઘો પડતો હોવાથી, કલ્પનાનો અતિશય આશ્રય કરવામાં ન આવ્યો હોય તો તે અનુભવ–ઉચ્ચારણ શું કાવ્યકલામાં મટી જશે! ઉચ્ચારણ અને આવિષ્કારની સ્પષ્ટતા, સમજુતી, શોભા કે ગ્રાહકતા માટે કલ્પના સાહાય્યદાત્રી છે; કલ્પના એ કમનીયતા નથી, પણ કમનીયતાની ધાત્રી, અલંકારિણી છે, શ્રી નૃસિંહાચાર્યજીના હોરી–પ્રવાસ વગેરેનાં કાવ્યોમાં, કલ્પનાની તેજસ્વિતા આપણે જોઇ છે. તેમાં જ્યારે અને જ્યાં કલ્પનાદેવીનાં દર્શન થયા છે, ત્યારે તેની તેજસ્વી ચમક, અનેરી આકર્ષકતા, અપૂર્વતા અને ઓજસ્વી મેધા – તથા કદિ કદિ " શંકર ખેલત હોરી " જેવાં પદોમાં વિરાટ્ ભવ્યતા—આપણા હૃદયના ઊંડાણને સ્પર્શ્યો વિના રહેતી નથી. કલ્પનાની અતિ ઉચ્ચતા કરતાં ઉચિતતા અધિક આકર્ષક અને અગત્યની છે. યથેચ્છવિહારી કરતાં, સત્યસ્પર્શી કલ્પના પ્રિય અને પથ્ય છે, અભિરુચિની ઉત્તેજક છે. શ્રી નૃસિંહાચાર્યજીનાં કાવ્યોનું કલ્પનાદર્શન, વાચકને કાવ્યના રહસ્યભાવ કે વિચારમાં રસનિમગ્ન કરવામા અત્યંત મદદ કરતું હોય છે.

તેઓશ્રીનાં કાવ્યોની બીજી વિશિષ્ટતા તેમાંની સંગીતસિદ્ધિ છે. કવિતાર્થાનુરૂપ ગેયતાથી ભાવની મધુરતામાં મંજુલતા મ્હોરી ઊઠે છે. કવિશ્રીનાં કાવ્યોની સંગીતક્ષમતા માટે સ્વ૦ સંગીતાચાર્ય શ્રી મૌલાબક્ષનો મત ઉચ્ચ હતો તે જ પ્રમાણરૂપ છે. કવિશ્રીની પદરચનાની પાછળ અનુભવી આત્માનો આનંદમય પ્રકાશ ઝળહળી રહે છે. શુદ્ધ આર્જવનું શીલ તેમની શૈલીને સોહાવે છે. અને તેથી તેમનું અનુભવકથન અને બોધવક્તવ્ય ( વિપુલતા અને વિવિધતા છતાં ) વિશદતાને વરેલું છે. શબ્દબ્રહ્મના શાંત સ્રોતમાં નાદબ્રહ્મની

મંજુલ સ્વરસાધના ભળી જઇ, મનોહારી માધુર્યની આકર્ષક રસિકતા ભરી કવિશ્રીની કવિતામાં જ્ઞાનનો શાંત રસ તો અવિરતપણે ઝળકતો જ રહે છે. મીરાંબાઇનાં ભજનોમાં સ્રૈણ મૃદુતાવાળું નર્યું મધુસિક્ત માધુર્ય છે. આચાર્યશ્રીના પદોમાં અજબ પ્રકારનું ગેયતાનું લય – માધુર્ય છે. તેમાં વિચારતત્ત્વની સાથે સંકલિત થયેલી આખીએ રસધારા, સંયમતટને નજર આગળ નિરખ્યા કરતી હોય એમ ધીરપ્રશાન્તપણે વહતી હોય છે. અન્ય પક્ષે, જ્ઞાનદગ્ધ વિજ્ઞાની અખાની તાત્પર્યપ્રધાન કવિતાની પેઠે, શ્રી નૃસિંહાચાર્યજીની કવિતાના દુકૂળને જ્ઞાનરંગમાં પૂર્ણપણે ડૂબાડી રંગીન બનાવી દેવામાં આવ્યું નથી. અખાજીના જ્ઞાનનો તાપ, કવિતાને દગ્ધ કરી નાંખે છે; તેમાં કાવ્યતત્ત્વ, તડિત્સ્ફુરણ જેમ માત્ર ચમકારા મારી જાય છે. પણ, આચાર્યશ્રીની તત્ત્વકવિતામાં, એકના ભોગે બીજું તત્ત્વ ફાવી જતું હોય એમ ભાસ થતો નથી. તેમાં કવિતા વિનાની કેવળ જ્ઞાનમોતીએ મઢેલી પંક્તિઓ દેખા દેતી નથી, એમ કહીએ તો પણ ચાલે. વળી, અખાજીની વિચાર – વાણીમાં, જ્ઞાનવિરાગ, ભક્તિને જાણે ભરખી જાય છે, અગર તો જ્ઞાનવિરાગ એ જ ભક્તિ, એવો ભ્રમાભાસ સામાન્ય અધિકારીના ચિત્ત સમક્ષ ઉભો થવા પામે છે, તેથી અખાની કવિતામાં શુદ્ધ ભક્તિ – ઉપાસનાને સ્વતંત્ર–યોગ્ય સ્થાન મળ્યું હોય એમ લાગતું નથી. શ્રી નૃસિંહાચાર્યજીનાં પદોમાં, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય સર્વનાં સ્વતંત્ર સ્થાન – ગૌરવ સચવાયાં છે, એટલું જ નહિ પણ સર્વની યોગ્ય કદર અંકાઇ, સર્વનો અન્યોન્યનો, તથા આદિતત્ત્વ સાથેનો સંબંધ પણ સ્પષ્ટપણે સ્થાપવામાં આવ્યો છે.

આ ભક્ત – જ્ઞાની કવિની કવિતામાં, ભક્તિરસની જ્ઞાનયુક્ત

કવિતા છે. તેમાં તત્ત્વજ્ઞાનરસ નિર્મળપણે અને અવિરતપણે વહેતો હોય છે. કવિ અખાજીની કવિતાની અપેક્ષાએ, આચાર્યશ્રીની કવિતામાં, કટાક્ષની તીવ્રતા, કટુતા, આવેશ આદિ તત્ત્વો સહેજ મોળા પણ સાવ સૌમ્ય નહિ એવા અંશમાં છે. અને લાલિત્ય – ઊર્મિ – નિર્મળ ભક્તિનો સરળ પ્રવાહ પ્રકૃષ્ટ પ્રમાણમાં છે. તેમાં કવિતાનો કે જ્ઞાનના વિચારનો આશ્રય જ, તેના વક્તવ્યને સ્પષ્ટ સરળ રૂપમાં વહતો કરી મૂકતો હોઇ, સચોટપણા કે સમજુતી માટે સંખ્યાબંધ ઉદાહરણો કે કલ્પના ભાવપ્રતીક વગેરે રીતિઓનો અતિઆશ્રય લીધો જણાતો નથી. પણ તેમાં નક્કર ભક્તિ, ઊર્મિલતા, તત્ત્વજ્ઞાન કે ભાવપ્રકાશ તરવરે છે.

તેઓશ્રીની શૈલીમાં વેધકતા, હૃદય ભેદવાની કલા છે, સાચી સરળતા છે. પ્રસંગોપાત્ત તેમાં પ્રમાણસર વિનોદ, કટાક્ષ અને માર્મિકતા પણ ભળેલાં છે. સમાજની અનિષ્ટતાઓ, પ્રપંચી ઢોંગી ગુરુ, સંન્યાસ વગેરે પ્રતિ જે કટાક્ષો છે, તેમાં સત્યના જેટલી સ્પષ્ટતા અને સચોટપણું છે; પણ કવિ અખા સોનીની એરણમાંથી નીકળતા ધખધખતા અંગારા જેવી ઉગ્રતા કે ડંખ સમી વ્રણવેદના ઉપજાવનારી તીવ્રતા તેમાં નથી. સમવેદનાનું સાન્ત્વન તેમાંથી વહેતું હોય છે. છતાં, તેમાં વાચકના હૃદય ઉપર પ્રભાવ પાડવાનું સામર્થ્ય છે. કારણ, કવિશ્રીના સત્યશીલ વ્યક્તિત્વની છાપ તેમાં સચોટ રીતે પડતી હોય છે.

ટૂંકમાં, પદલાલિત્ય, ભાષાની પ્રભુતાભરી ;સાદાઇ, સંગીતની મંજુલ મીઠાશ, ભક્તિનું માધુર્ય, જ્ઞાનની પ્રભા, તત્ત્વાત્માની તન્મયતા, પ્રપન્ન અંતરની પ્રાર્થનાની ઋજુતા, તત્ત્વકવિતાનું સુભગ મિશ્રણ, વગેરે લક્ષણોથી શ્રીનૃસિંહવાણીવિલાસની કવિતા

રમણીય મોહક છે. વેદાન્તના ગંભીર વિષયોને તત્ત્વજ્ઞ કવિએ કુમળી કવિતામાં વહેતા મૂક્યા છે, છતાં તેમાં કલ્પના અને તરંગ કરતાં, શ્રદ્ધા અને જ્ઞાનનો વૈભવ તથા અનુભવનો આનંદ વ્યાપી રહેલો જણાય છે, એ ઓછી સિદ્ધિ નથી !

આધુનિક વિવેચનાના માનદંડની ચર્ચા અત્રે મુલતવી રાખતાં, એમ નિઃસંકોચપણે કહી શકાય કે, શ્રી નૃસિંહાચાર્યજીનાં કાવ્યોમાં પ્રતીત થતા દેહ અને આત્માની સંવાદિતા તથા પ્રસાદતત્ત્વ પરથી કવિના ઊર્મિભાવવિચારોનું શુદ્ધ નિખાલસપણું સહેજે પારખી શકાય તેમ છે. સાચા જ્ઞાની સમાજને માર્ગ દર્શાવે છે; સાચા કવિ સુંદર શબ્દોનો પ્રયોગ કરે છે. એ અન્વયે, જ્ઞાની તથા કવિનાં બન્ને લક્ષણો કવિ શ્રીમન્નૃસિંહાચાર્યમાં ઉત્તમ પ્રકારે જોવામાં આવે છે. અને તેથી તેમની કવિતાને ઉત્કૃષ્ટ કોટિની કહેવામાં કોઈને પણ સંકોચ થવાનો સંભવ નથી.



## પ્રકરણ ૧૫ મું <u>સાહિત્ય અને તત્ત્વજ્ઞાન</u> (ગદ્ય)

**આ**ચાર્યશ્રીની કવિતાસંબંધી આટલું વિવેચન કર્યાં બાદ, તેઓશ્રીનાં પૂર્વોક્ત ગદ્યગ્રન્થોમાંનાં મુખ્ય મુખ્ય સિદ્ધાન્તોમાંથી કેટલાકનો સંદર્ભ આપી, તેમના ગદ્યસાહિત્યનો આપણે અતિસંક્ષેપમાં પરિચય માત્ર આપીશું.

'સુખાર્થે સદુપદેશ'માં, તથા 'નૃસિંહકિરણાવલિ'ના નિબંધોમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં સુખો અને તે પામવાનાં સાધનો સંબંધી લેખકે ચર્ચાઓ કરેલી છે. એ ચર્ચાઓના દૃષ્ટાન્ત રૂપ કથાગ્રન્થોમાં તો વિવિધ પાત્રોની પોતાની પરિસ્થિતિ વિષેની વિચારણામાં કે મહાપુરુષના બોધપ્રવાહમાં, સુષુપ્તિના સુખથી માંડીને છેક સમાધિ અને તેથી પરના સુખ સુધીની પર્યેષણા કરેલી છે. એના પેટામાં, આશા, તૃષ્ણા, કામના, વાસના, મોહ, લોભ, રાગ, દ્વેષ વગેરે સંબંધી સુંદર સમાલોચનાત્મક ચિંતનકંડિકાઓ સર્વ ગ્રન્થોમાં વેરેલી છે, જે સાહિત્યસર્જન અને તત્ત્વચિંતનના સુંદર નમુનારૂપ છે.

સવિષય અને નિર્વિષય, ઔપાધિક અને નિરુપાધિક, પ્રેય અને શ્રેય, વગેરે સુખના વિવિધ વિભાગો વર્ણવી, સુખની આશાવાળા જીવો, મુખ્યતઃ ચાર પ્રકારના કર્તાશ્રીએ બતાવ્યા છે. (૧) લૌકિક (૨) પારલૌકિક (૩) લોકોત્તર સુખાપેક્ષાવાળા અને (૪) આ ત્રિવિધ મિશ્ર સુખેચ્છાથી રહિત, [illegible] આ સર્વના ભેદનું સ્પષ્ટ

સ્વરૂપ સમજાવી, લેખક લૌકિક સુખ (૧) વૈષયિક (૨) આભિમ
(૩) મનોરથિક અને (૪) આધ્યાત્મિક – એમ ચતુર્વિધ હે
સમજાવે છે. વાસ્તવ સુખની અભિવ્યક્તિના વાસ્તવ ઉપાયના સ્
જાણી, યોગ્ય વિધિથી તેનું સેવન કરવા ઉપરાંત, આચાર
વિકાસક્રમની યોજનામાં અધિકારનિર્ણયના સ્થાન અને ન
ચોકસપણાને ખહુ અગત્ય આપે છે. તે માટે સામાન્ય વિવેકને
મનુષ્યે પોતાના અંતઃકરણના નિરીક્ષણથી, ધૈર્યથી
પ્રમાદરહિતપણે પ્રથમ પોતાના અધિકારનો યથાર્થ નિર્ણય
પછી, તદનુસાર ક્રમવડે વૃદ્ધિને પામતાં, પ્રાપ્તવ્ય નિમિત્ત કર્તવ
સાવધાનતાથી વર્તવાથી, ઇપ્સિત સુખને અવસ્ય મેળવવું જો
અધિકારનિર્ણયની વિધિનું વિસ્તારથી વિવરણ કરવામાં, આચાર
આધુનિક ચિત્તશાસ્ત્રી તરીકે દર્શન દે છે. અનુમાન અને અનુભ
પ્રત્યક્ષ સિદ્ધ મનાતા ઐહિક સુખ, અને પરોક્ષ સમ મ
પરલોક – અલોકનાં સુખ પરત્વે, આ વિશ્વના વિવિધ પ્રકા
અંતઃકરણ અને અધિકારનાં ભેદવાળા મનુષ્યોમાં એકસરખો નિ
થવો અસંભવિત છે. આથી અધિકાર માટે, અને અધિકારપ
સુખપ્રાપ્તિને અનુકૂલ ઉપાય – પ્રયત્ન સંબંધમાં, આચાર્યશ્ર
જ્યાં ત્યાં સૂચન – વિવેચન કરેલું છે.

આચાર્યશ્રી પોતે, માનવમનના વિશ્લેષણના વિજ્ઞાન ૬
શાસ્ત્રો અને શિષ્ટ પુરુષોએ રચેલી અધિકાર – સંસ્થાનું ગૌ
સારી પેઠે સમજતા હતા. તેથી તેઓશ્રી, યોગ જ્ઞાન વ
તમામ પ્રકારનું શિક્ષણ પોતાના શિષ્યોને આપવામાં, અધિકાર રહસ
અળપાવા દેતા ન હતા. આ બાબતમાં અતિ ચુસ્ત ર
ચોકસ રહેવામાં, તેમનો હેતુ શાસ્ત્રસિદ્ધાન્તના અનુસરણ ઉપરાં

સાધકોના કાયમના કલ્યાણના યોગક્ષેમનો હતો. મનોવિજ્ઞાનનો આ મહત્ત્વનો મુદ્દો ઘણા ગુરુ, શિક્ષકો, નેતાઓ વિસરી જવાના કારણે, અનેક સંસ્થાઓની વિષમ વિકૃતિ થવા પામી છે તે જોતાં, મનુષ્યના અંતઃકરણની ભિન્ન રુચિ તથા સત્ત્વાદિગુણોની પ્રધાનગૌણતાના ચિત્તશાસ્ત્રના કારણસર, શ્રી નૃસિંહાચાર્યજીની ભિન્ન ભિન્ન મનુષ્યોને તેમના અધિકાર અને યોગ્યતા અનુસાર ઉપદેશ આપવાની પદ્ધતિ, વિશિષ્ટ અને પ્રશંસનીય છે. વિવિધ ઉદાહરણોથી, લેખકે દર્શાવ્યું છે કે પોતપોતાના અધિકારનો યથાર્થ નિર્ણય ન થવાના કારણે, અન્યના – ન્યૂનાધિક – અધિકારનું પોતાનામાં મિથ્યા આરોપણ અને તદ્દનુસાર આચરણ કે આંધળુ અનુકરણ કરવાના કારણે, સુખમય શાંત સ્થિતિમાં અવ્યવસ્થા થઈ જાય છે, એટલું જ નહિ પણ, મહાન્ સિદ્ધાન્તોના અનુસરણમાં પણ શુભ પરિણામ ન દેખતાં, વિકૃતિ – વિનાશનાં બીજારોપણ થાય છે....વગેરે. અને આજે તો આ બાબતમાં પુષ્કળ પોલ તથા આડંબર વધતા જાય છે.

આથી, શ્રી **ત્રિભુવનવિજયી** ખડ્ગમાં (પાન ૨૧૯ – ૨૨૦) મહાત્માના **વીરવિજય** પ્રતિ પ્રભાષણમાં, આધિકારિક પૃથક્કરણ આપ્યુ છે તે શાસ્ત્રીય હોવા ઉપરાંત, વૈજ્ઞાનિક તથા સાહિત્યિક દૃષ્ટિએ પણ સ્વીકાર્ય અને અપૂર્વ હોવાથી, અત્રે, તેનો સંદર્ભ આપવો યોગ્ય લાગે છે.

મનુષ્યને ત્રણ દશા પ્રાપ્ત થવાનો સંભવ છેઃ

(૧) જીવદશા – જે કનિષ્ઠ અજ્ઞાન દશા છે.

(૨) સાધકદશા – જીવદશાના વ્યવહારમાં પ્રતીત થતાં છતાં

જેમાં નીરસપણાના ભાનવાળી અર્ધ જાગ્રત્ કે જ્ઞાનઅજ્ઞાનની મિશ્રતાવાળી **મધ્યમ** દશા. અને ત્રીજી,

**(૩) સિદ્ધ દશા – ઉત્તમ જાગ્રત્ દશા. –** જેનામાં યથાર્થ કે અયથાર્થ વસ્તુનું નિઃસંદેહપણે જ્ઞાન હોય છે.

આ ત્રિવિધ પ્રત્યેક દશા પ્રધાનપણે ત્રણ ભેદવાળી હોય છે.

૧ – ( i ) વિવેકવતી જીવદશા ( ii ) અવિવેકવતી જીવદશા ( iii ) વિવેકાવિવેકવતી જીવદશા;

(૨) – ( i ) અરાગવતી સાધકદશા ( ii ) રાગવતી સાધકદશા ( iii ) રાગારાગવતી સાધકદશા;

(૩) – ( i ) બહિર્વ્યાપારવતી સિદ્ધદશા ( ii ) અન્તર્વ્યાપારવતી સિદ્ધદશા અને ( iii ) બહિરન્તર્વ્યાપારવતી સિદ્ધદશા.

સિદ્ધદશાના ત્રણે જીવન્મુક્ત પુરુષો નિરંતર સર્વ સ્થિતિમાં બ્રહ્મતત્ત્વનિષ્ઠ રહે છે.

આ નવશાખાયુક્ત અધિકારનિરૂપણનું વૃક્ષ, વેદોક્ત અધિકારીનાં પ્રકારનો જ વિસ્તાર છે. 'જીવ'દશાવાળો અધિકારી શ્રુતિશાસ્ત્રના **'પામર' – 'વિષયી'** સાથે સરખાવી શકાય તેમ છે, તથા ઇતર શિષ્ટ ગ્રન્થોમાં નિરૂપેલ **' પશુ '** કોટિમાં સમાઇ જાય છે. **'સાધક'** દશાના અધિકારી વેદોક્ત **'મુમુક્ષુ'**માં અને આગમતંત્રશાસ્ત્રના **'વીર'**ની ગણનામાં આવી જાય છે. તથા **'સિદ્ધ'**ની સ્થિતિ અનુક્રમે **'મુક્ત'** અને **'દિવ્ય'**ની દશાની સમાંતર છે. આધુનિક માનવતાના પાયા પર વૈજ્ઞાનિક પદ્ધતિએ ખીલેલો અધ્યાત્મવાદ, માનવજીવનના વિકાસમાં ત્રણ કોટિ બતાવે છે. ( ૧ ) **Animality**

( ૨ ) Humanity ( ૩ ) Divinity. મનુષ્યને પૂર્ણ થવું હોય (અને થવું આવશ્યક છે), ભૂતાત્માથી – જીવાત્મા – મહાત્મા અને પરમાત્મા થવું હોય, તો આ અધિકારક્રમનો સ્વીકાર, સજ્ઞાન રીતે કે અજ્ઞાન રીતે, કર્યો વિના છૂટકો જ નથી. જો મનુષ્ય સમજપૂર્વક પોતાને પ્રાપ્ત અધિકારનું રહસ્ય જાણીને, તેથી ઉપરના ક્રમોનું અતિક્રમણ કરવા પ્રયત્નમાં પ્રવૃત્ત થાય છે તો તેને વિનિપાત, પ્રત્યાગમનાદિ અનવધિ પ્રતિકૂળતાઓ ન નડતાં, તે સરળતાથી સફળતા મેળવે છે. શ્રી નૃસિંહાચાર્યજીએ ઉપર્યુક્ત આધિકારિક સિદ્ધાન્તને માત્ર તાત્ત્વિક સ્વરૂપમાં જ નિરૂપણ કરીને, વિષયસમાપ્તિ કરી નથી, પરંતુ તેમના ગ્રન્થોમાં ભિન્ન ભિન્ન અધિકારીઓનાં પાત્રોનું સુરેખ આલેખન કરી, કેટલાંક પાત્રોની માનવસુલભ વિચિત્રતા તથા ક્ષતિઓનું દર્શન કરાવી, યોગ્ય સમજુતી માટેના દૃષ્ટાંત પૂરા પાડયા છે. સામાન્ય સાધકો અને પામર જીવો માટે જોઇએ તેટલી સામગ્રી, તેઓના ઉપયોગ અને ઉપદેશ માટે, ભરેલી છે. પરંતુ ઉચ્ચ અધિકારીઓનાં ઉદાહરણ રૂપ વીતરાગ અને ત્રિવિધ સિદ્ધ પુરુષોનાં પાત્રોથી કર્તાશ્રીના રચેલા* સિ. સિ., ત્રિ. વિ. ખ અને પં. વૃ. વગેરે ગ્રન્થો અતિ આકર્ષક અને ચમત્કૃતિપૂર્ણ બન્યા છે. આ અધિકારસંબંધી અચોક્કસપણું કે પાખંડપ્રવૃત્તિથી, વિવિધ બાબતોમાં, તથા ખાસ કરીને, મોહાતીતપણાનો પૂર્ણ અધિકાર પ્રાપ્ત થયા વિના મિથ્યા ત્યાગ – વિરાગ અને સંન્યાસની પ્રવૃત્તિથી, કેવાં અનર્થકારી વિકૃત પરિણામો આવે છે તે સચોટ રીતે સમજાવવા કર્તાશ્રીએ

* લાઘવ માટે ગ્રન્થોનાં નામ – સિદ્ધાન્તસિંધુ, ત્રિભુવન વિજયી ખડ્ગ, પંચવરદવૃત્તાન્ત અને ભામિનીભૂષણ – તેનાં સ્થાને સિ. સિ, ત્રિ. વિ. ખ., પં. વૃ., ભા. ભૂ. અનુક્રમે સમજવાં.

વિવિધ કથાઓ દ્વારા પૂર્ણ પ્રકાશ પાડયો છે. તે આપણે આગળ જોઈશું.

વિશેષ વિગતમાં ઉતરતાં એક વસ્તુ તરફ ધ્યાન ખેંચેલું જણાય છે કે, જે તે દશાના ચોકસ અધિકારી સમક્ષ, તે તે દશાના જ ચરિત્ર, બોધ કે અનુભવનું કથન કરવું ઉચિત છે. તેનો વિપર્યાસ થવાથી નિરર્થક અનર્થ થાય છે. અધિકારક્રમના કોઠામાં,

૧ (i) એટલે જીવદશાવાળા વિવેકીને ' મંદ ',

૨ (ii) સાધકદશાવાળા રાગીને ' મધ્યમ ' અને

૨ (iii) રાગી – વિરાગી સાધકને ' મુખ્ય ' અધિકારી ગણવામાં આવ્યા છે. તેજ પ્રમાણે, " ક્રમે કરીને પ્રથમ અને દ્વિતીય પ્રકારની સિદ્ધ દશામાં પ્રાપ્ત થયેલો મહાપુરુષ પોતાની મેળે જ ક્રમથી ત્રીજા પ્રકારમાં સ્થિત થાય છે. એવા પુરુષને એ સ્થિતિમાં પ્રવેશવા અર્થે, અન્યના બોધની કે પોતાના અધિક પ્રયત્નની આવશ્યકતા હોતી નથી. "

આ જ વિષયને ' પંચવરદ 'માં બીજી રીતે સમજાવ્યો છે.

(૧) અનધિકારી

(૨) મુખ્ય (ક) વ્યુત્પન્ન અધિકારી (ખ) અવ્યુત્પન્ન અધિકારી તથા

(૩) અમુખ્ય (ક) વ્યુત્પન્ન અને (ખ) અવ્યુત્પન્ન અધિકારી, એવા ભેદ પાડેલા છે. તેમાં, પદપદાર્થની શક્તિલક્ષણારૂપ સંગતિના જ્ઞાનપૂર્વક, શાસ્ત્ર વગેરેના યથાર્થ અર્થતાત્પર્યને સ્વતઃ નિશ્ચય કરવામાં સમર્થ મતિવાળા ' વ્યુત્પન્ન ' છે. અંતઃકરણની શુદ્ધિવાળા

'મુખ્ય' મણાયા હોય, તેમને જ્ઞાન સુખસાધ્ય છે. જ્યારે અમુખ્યને કષ્ટસાધ્ય છે. શ્રદ્ધા, જિજ્ઞાસા, મુમુક્ષુતા વિનાના કેવળ વિષયાસક્ત પામર અનધિકારીઓને જ્ઞાન અસાધ્યવત્ છે, અથવા અતિદુઃસાધ્ય છે.

ત્યાં જીવન્મુક્તત્વ સિદ્ધ કરનાર સર્વોત્કૃષ્ટ જ્ઞાન વિષે સમજાવી તે જ્ઞાનને સધાવનાર મુખ્ય ત્રણ વસ્તુ કહી છે.

(૧) વાસનાક્ષય (૨) તત્ત્વાભ્યાસ અને (૩) મનોનાશ.

જન્મમરણ અને સર્વ દુઃખોપાધિના હેતુરૂપ વાસના — તત્ત્વાભ્યાસ અને મનોજયમાં કેવી રીતે પ્રતિબંધક છે તે સ્પષ્ટ કરી, વાસનાનું સ્વરૂપ વિસ્તારથી નિરૂપેલું છે. તેમાં (૧) શુદ્ધ (૨) મલિન, અને મલિન વાસનાના અગણિત પેટાભેદોનું વિવરણ કરેલું છે. વળી, વાસનાના નિર્મૂલન માટે નિત્યાનિત્ય-વસ્તુ-નિર્ણયાન્ વિષયદોષદર્શક 'સદ્વિવેક' અને સદ્ગુણદાતા 'સત્સંગ'નું સ્વરૂપ પણ સ્પષ્ટ કર્યું છે. કર્તાશ્રીએ યુક્તિથી અને સચોટ રીતે મુખ્ય સિદ્ધાન્ત પ્રતિપાદિત કર્યો છે કે, વાસનાક્ષયમાં તત્ત્વજ્ઞાનને વાસનાક્ષયનો તત્ત્વજ્ઞાનમાં, મનોનાશનો તત્ત્વજ્ઞાનમાં, તત્ત્વજ્ઞાનનો મનોનાશમાં, વાસનાક્ષયમાં મનોનાશનો, મનોનાશનો વાસનાક્ષયમાં આવશ્યક ઉપયોગ છે અને એ પ્રમાણે જીવન્મુક્તિના જ્ઞાનને સિદ્ધ કરવામાં એકે કાળે, મનોજય, વાસનાક્ષય તથા તત્ત્વજ્ઞાન અન્યોન્યની અનિવાર્ય અપેક્ષા છે. આ મુદ્દાનું સમર્થન, લેખ ગ્રન્થોમાં વિવિધ ચરિત્રોનાં ઉદાહરણો દ્વારા સારી પેઠે કર્યું છે; પ સ્થળસંકોચને લીધે અત્રે દષ્ટાંતના વિગતમાં ઉતરવાની લાલચ જતી કરવી પડે છે.

સર્વ ઇન્દ્રિયોનો ઇન્દ્રરાજા મન છે. મનવડે કરીને મનુષ્ય
ા અધિકારમાં આરોહણ – અવરોહણને પામે છે વૃત્તિઓને
કરનારી વાસના, વિષયસંગ કરાવનારી ઇન્દ્રિયો વગેરેનું
ધિષ્ઠાન મન છે. માયાનો સંબંધી એ મનનું સ્વરૂપ અસત
અને અપાર છે. મન એ માયારૂપી જાદુગરણીની કોથળી
હોઇ, એનો પાર પામ્યાની પ્રતીતિની ભ્રાન્તિમાં નહિ પડવા,
સમર્થ ઋષિમુનિઓનાં દષ્ટાંત છે. ત્રિ. ખ. માં ભદ્રસેન
કે:

" એ મન ક્ષણમાં સાધુપણાના અને ક્ષણમાં અસાધુપણાના
લાવે છે. "..." અજિત જેવું મનાયલું અંતરમાં રહેલું
મન જે મહાશત્રુરૂપ છે તેને જિતવાપણારૂપ જે સામર્થ્ય છે
ય બલવાનનું બલ છે..." અજાતશત્રુ થવા માટે યોગ્ય વીરત્વ
વાની દિશા બતાવતાં, કવિ ગાઇ જ ગયા છે કે,

" સાધક શૂરા જો જિતો તો મનરિપુ એક જ જિતો. "

આજનું માનસશાસ્ત્ર એટલા નિર્ણય સુધી તો આવી પહોંચ્યું
, મનના છેક ઊંડાણમાં ત્રણ સમર્થ ઝરાઓનો પ્રવાહ વહ્યા
છે, કે જે મનુષ્યની સર્વ બાહ્ય સ્થિતિઓના આદિ આધારરૂપ
છે. તેમાં સૌથી પ્રથમ **મોહ** અને પછી **રાગ** તથા **દ્વેષ** છે.
ચાર્યશ્રીનાં પુસ્તકોમાં, મોહ, કામ, રાગ, દ્વેષ, મન, જગત્
ના સ્વરૂપ અને સામર્થ્ય સંબંધી, અંતઃકરણના અધિકારને
– નિકૃષ્ટ કરનાર વિષયો સંબંધી સુંદર વિચારો–વિવેચનો
ા સ્થળે આપેલાં છે. ખાસ કરીને, ત્રિ. ખ. માં સમુદ્રપ્રવેશ
તાં, **વીરવિજયને** મહાત્મા પુરુષ સૂચના આપે છે, તેમાં
મહિમા સુન્દર શૈલીમાં નિરૂપિત થયેલો છે. આવા ફકરાઓ

ચિંતનના નમુનારૂપ છે. આ મોહ અને માયાની સત્તાનું ...
જાણીને વિવેકી પુરુષે પોતાના ઉચ્ચ અધિકારનું અભિમાન ધરીને અસાવધ રહેવાનું નથી. પણ આ મહામાયા પોતાના મોહાદિ સાધનસામગ્રીવડે, મોટા મોટા જ્ઞાની – યોગીઓને પણ કેવી રીતે બલથી આકર્ષી, મ્હાત કરે છે, તેના દૃષ્ટાન્તો શ્રી નૃસિંહાચાર્યજીના ગ્રન્થોમાંથી ઊંડાણથી અભ્યાસ કરનારને મળી આવે તેમ છે. *

માયાનો વિચિત્ર મહિમા અને તેનું વાસ્તવ સ્વરૂપ સમજાવતી, સિ. સિ. માં વિપશ્ચિત યોગીની કથા યોગ્ય દૃષ્ટાંત રૂપ છે. તેજ ગ્રન્થમાં, દુરંતવીર્ય યોગી, પરિપૂર્ણ વૈરાગ્યના અભાવે, પૂર્ણાધિકારને પ્રાપ્ત ન હોવાથી, ચમત્કારિક સિદ્ધિઓ તરફ ઘસડાઇ જાય છે અને મોહવશ થઇ સંસારમાં જકડાય છે. મહામાયાશક્તિનો અનિર્વચનીય પ્રભાવ પ્રકટ કરતી, કર્ત્તાશ્રીના ગ્રન્થોમાં, અનેક આડકથાઓ છે. દુરંતવીર્ય જેવો એકાંતસેવન કરનારો વનવાસી અનાથ રમણીના સંસર્ગમાં સપડાઇ પડે છે, એ રહસ્યકથાભાગની શૈલી નવલકથાસમી, આકર્ષક અને મોહપ્રતાપને પ્રકટ કરતી મોહ જેટલી જ મોહક છે. આવા કથાવિભાગો, નીચેના પાતંજલસૂત્રનું સહજ સ્મરણ કરાવે છે કે

**" स्थान्युपनिमंत्रणे सङ्गस्मयाकरण पुनरनिष्टप्रसङ्गात् ॥ "**

સિ. સિ. માં ભૂતશુકના વિનિપાતનું ઉપાખ્યાન પણ

---

* સરખાવો—

૧ ज्ञानिनामपि चेतांसि, देवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥ सप्तशती

૨ मम माया दुरत्यया श्रीमगवद्गीता. ७–१४

(પાન ૧૨ થી ૧૭) આજ મહત્વના મુદ્દાનું પ્રતિપાદન કરનાર છે એટલું જ નહિ પણ રસ સાહિત્યના સર્વોત્કૃષ્ટ નમુનાઓ પૈકીનું તે એક છે. પં. વ. માં (પાન ૧૫૬) તપસ્વી જણાવે છે,

" અંશતઃ રહેલી વાસના પણ અનર્થને આપનારી છે. "

ગર્ભમાં રહેલ રજોવીર્યના બિન્દુની ક્રમિક વૃદ્ધિસત્તાનું ઉચિત ઉદાહરણ ત્યાં આપેલું છે. તેમ, સિ. સિ. માં, " જે અધિકારીને સમગ્ર વિષયની અસ્પૃહારૂપ વૈરાગ્ય તીવ્ર વેગથી પ્રાપ્ત થયો હોય, તે અધિકારીની યથાર્થ પરીક્ષા કર્યા વિના તેને ગુરુએ ત્યાગરૂપ સંન્યાસ આપવો નહિ. " – તેમ જણાવ્યા પ્રમાણે, ગુરુની આજ્ઞાનો અનાદર કરીને, પોતાના અધિકાર વિષે અત્યંતાભિમાનથી વિશ્વાસ ધરાવનાર ભૂતધ્રુક બ્રાહ્મણે, કેવળ શાસ્ત્રોના અધ્યયન અને શ્રવણમાત્રથી તથા અપક્વ અનુભવથી દૃઢ નિશ્ચય કર્યો કે ' સંસાર મિથ્યા અને દુઃખનો દરિયો છે. ' તેની વાસના પૂર્ણતઃ વિલય પામેલી નહિ હોવાથી, વનના એકાંતવાસમાં, યોગયુક્તિથી અજ્ઞાત એવા ભૂતધ્રુકની વાસનાના સ્ફુરણને વિહંગવિહારના નિમિત્તે પ્રબળ વેગ આપ્યો...અને પરિણામે તેનો વિનિપાત થયો.

આવાં અનેક દૃષ્ટાન્તો પરથી શ્રી નૃસિંહાચાર્યજી ત્યાગ, વિરાગ સંન્યાસ વગેરે સંબંધી કેવા મહત્વપૂર્ણ વિચારો ધરાવે છે તે જાણવાની આપણને જિજ્ઞાસા થાય તે સ્વાભાવિક છે. પરંતુ જીવનચરિત્રમાં, જે તે સ્થળે, તથા ૮ માં પ્રકરણમાં, અને છૂટાછવાયા પ્રસંગોમાં, આચાર્યશ્રીના વિચારોનું સ્વરૂપ સ્પષ્ટ કરેલું છે, એટલે અત્રે માત્ર તેમના સાહિત્ય તરફ જ સહેજ ઇશારો કરીશું.

વૈરાગ્યવૃત્તિ એ મનુષ્યને માટે આવશ્યક છે. પણ તે

અધિકાર – ક્રમના વિકાસના ધોરણે પમાતું પકવ પરિણામ છે અને તે ક્રમમા અન્ત્ય હોઇ સ્વરૂપસાક્ષાત્કારના જ્ઞાનનું સાધક છે. ત્યાગ–વિરાગના મિથ્યા વેષને–કલેશ લજ્યા વિના–ધારણ કરવા તેઓશ્રીનો અલ્પ પણ આગ્રહ નથી. તેવાઓ પ્રતિ લાલબત્તી ધરવાની તો તેમની ચોટ છે. પં. વૃ માં આશ્રમવ્યવસ્થા સંબંધમાં શાસ્ત્રવચનોનું રહસ્ય વિચારતો આગળ વધેલો વિવેકી સાધક પોતાના અધિકારનું પૃથક્કરણ કરતાં, અને ' અયથાર્થ નિશ્ચયવાળા અદૃઢ મનનો ' અવિશ્વાસ કરી, ત્યાગનો વિચાર માંડીવાળી કહે છે કે,

" મારે હવે યોગ્ય સમય થવાથી ગૃહસ્થાશ્રમમાં જ પ્રવેશ કરવો ઉચિત છે. તેમાં યથાર્થ અનુભવવડે નિશ્ચય કરીને પછી આગળ ચાલવું યોગ્ય છે. આપણા મૂળ પુરૂષોએ તીવ્ર વિરાગ થયા વિના ત્યાગાશ્રમને માટે યોગ્યતા ગણી નથી. પણ આ સમગ્ર વિષયમાં દૃઢ અસ્પૃહાબુદ્ધિ પણ થઇ નથી. માટે અધિકાર વિના ઉત્તમ વસ્તુ પ્રાપ્ત થાય તો પણ તે ઇષ્ટફલને આપનાર નથી, એ નિયમાનુસાર મને, સ્વરૂપથી ઉત્કૃષ્ટ છતાં પણ ત્યાગાશ્રમ શ્રેષ્ઠ ફલ આપનાર નહિ જ થાય. "

આગળ, તેજ મુનિ ભિન્ન ભિન્ન અધિકાર–સંપત્તિના પુરુષોનાં શ્રેયસ્ સધાવનાર ક્રિયાલક્ષણો સમજાવતાં જણાવે છે કે, ઉચ્ચ નીચ સૌને તેમનાં અધિકારલક્ષણોથી ઓળખી, ઉચ્ચ અધિકારની પ્રાપ્તિ કરનાર ફલને આપણા અધિકારાનુકૂલ પ્રયત્નથી સાધતા રહી આયુષ્નો સદુપયોગ કરવો, " પણ આપણા અધિકાર વિના ગૃહસ્થાશ્રમનો કે ગૃહસ્થધર્મનો ત્યાગ કદાચિત્ પણ કરવો નહિ. આપણા આશ્રમવ્યવહારને નિભાવીને શાસ્ત્રીય પ્રયત્નનો અભ્યાસ રાખવો......"

સિ. સિ. ગ્રન્થની શરૂઆતમાં **વિરજસ્તમા** મુનિ પાસે, ૨૪ વર્ષ પર્યંત શાસ્ત્રાભ્યાસ કરી, સંસાર દુઃખમય હોવાના દૃઢ નિર્ણયને વરેલો **દેલ્હણ** બ્રહ્મચારી ત્યાગની દીક્ષા માગે છે. તેને વિરજસ્તમા મુનિએ બોધ કર્યો "ગૃહસ્થાશ્રમ સંપૂર્ણ સુખનો હેતુ છે" એટલું જ નહિ પણ પરમ શ્રેયનો સધાવનાર છે...એ નિશ્ચય, **શ્રીહર્ષ** અને **શકલ** વગેરે તપસ્વી બ્રાહ્મણોનાં દષ્ટાંતોની વિસ્તીર્ણ વાતો – ઉપવાર્તાઓથી, તેના હૃદયમાં સ્થાપ્યો અને ત્યાગી બનતાં અટકાવ્યો.

આશ્રમવ્યવસ્થા સંબંધમાં ત્રિ. ખ. પાન ૧૨૧ ઉપર, વની–સંન્યાસી થવાના અધિકાર સંબંધી સ્પષ્ટ સમજાવ્યું છે કેઃ

"...વસ્તુતઃ, આ આશ્રમક્રમ વાસનાની નિવૃત્તિ અર્થે પૂર્વપુરુષોએ બાંધ્યો છે. તેમાં સ્થૂળ વાસનાની નિવૃત્તિ પ્રથમના બે આશ્રમથી કરવાની છે અને સૂક્ષ્મ શેષ રહેલી વાસનાને અન્ય બે આશ્રમ સેવી નિવૃત્ત કરવાની છે..."

પરંતુ તેમાં એકદમ કુદકો મારી ગૃહત્યાગ ન કરતાં, "...**आश्रमादाश्रमम् गच्छेत्** એ નિયમાનુસાર ક્રમ વડે જ સર્વ આશ્રમોનું અતિક્રમણ કરતાં વાસનારહિત થવું ઘટિત છે."

પરંતુ હાલમાં આશ્રમો સંબંધી (પ્રથમ બ્રહ્મચર્યાશ્રમમાં જ અધિક અંશમાં) જે અવ્યવસ્થા અને સાંકર્ય થયે જાય છે તે લક્ષ્યમાં રાખીને, શ્રી નૃસિંહાચાર્યજી શાસ્ત્રાધારસહિત, ક્રમ – અધિકાર અનુસાર, વાસનાક્ષય અને એકાંતસેવન ઉપર જેટલો ભાર આપે છે તેટલો ગૃહત્યાગ, વનપ્રવેશ કે લિઙ્ગસંક્રમણાદિ ઉપર મૂકતા નથી.

આચાર્યશ્રીના અભિપ્રાય અનુસાર, જેની સૂક્ષ્મતમ વાસનાનું

બીજક પણ અશેષતઃ નિત્યદગ્ધ થયું હોય છે તે જ સાચા એકાંતસેવનનો અધિકારી થાય છે. તેની જ વિરક્તાવસ્થા – વેષયુક્ત કે વેષવિહીન – વિજયી નીવડે છે. વળી, એકાંતસેવન એટલે વનવાસ, તથા વનગમનથી જ જ્ઞાન થાય છે, અને ગૃહસ્થાશ્રમ જ્ઞાનનો બાધક છે – એવા અનેક પ્રચલિત વિકૃત, મિથ્યા, અસત્ય અને ભ્રામક વિચારોનું કર્ત્તાશ્રીએ મુખ્યતઃ સિ. સિ. માં તથા ગૌણપણે અન્ય ગ્રન્થોમાં સુન્દર રીતે નિરસન કર્યું છે.

તેઓશ્રીની આ વિચારણા શાસ્ત્રવિહિત અને સમયોચિત છે. કારણ, **वनेपु दोषाः प्रभवन्ति रागिणाम्** એ પ્રચલિત શ્લોકમાં જણાવ્યા પ્રમાણે, (અને સિ. સિ. ના ભૂતધુકના દષ્ટાંત મુજબ) પંચેન્દ્રિયનિગ્રહયુક્ત ગૃહસ્થાશ્રમનું સેવન કરનાર પુરુષ જ સાચો તપસ્વી છે અને એવા નિવૃત્તરાગ પુરુષનું ઘર એજ સાક્ષાત્ તપોવન છે. ગૃહસ્થાશ્રમ અથવા સંસાર,' કૈવલ્યપ્રાપ્તિમાં કે જ્ઞાનની સ્થિતિ હોવામાં અવરોધરૂપ નથી – એ મુદ્દાના સમર્થન તરફ આચાર્યશ્રીએ વાચકોનું વારંવાર લક્ષ્ય ખેંચ્યું છે. તેથી તો **मनुस्मृति** પણ એવા સાચા તપસ્વી જનની પ્રશંસા કરે છે કે :-

"**ब्रह्मचारी स विज्ञेयो यत्र कुत्राश्रमे वसन्**" (ગૃહમાંજ)

"**यदहर्विरजेत् तदहः प्रव्रजेत** – ત્યાગ સંબંધી આ સુન્દર સુત્રમાં પણ, (જે દિવસે વિરાગ થાય તે દિવસે સંન્યાસ લેવો) **प्रव्रजेत** કરતાં **विरजेत्** વિશેષ મહત્ત્વનું પદ છે, એ વિવેકી અભ્યાસીઓનાં ધ્યાન બહાર નહિ જ હોય. એટલે કે **प्रव्रजेत** ફરજિયાત કે અનિવાર્ય નથી. પણ **विरजेत्** વિરાગસેવન આવશ્યક છે. સંન્યાસ વડે વિરાગ શોભતો નથી, પરંતુ સત્યશુદ્ધ વિરાગ જ

સંન્યાસને શોભાવે છે. વિરાગનો આભાસ અગર વિરાગની વિડંબના સંન્યાસને વિભૂષિત ન કરતાં કલુષિત કરે છે. શુદ્ધ – અશુદ્ધ વિરાગ સ્વયં સંન્યસ્તનું ભૂષણ – દૂષણરૂપ બને છે. વિરાગી – સંન્યાસીઓની નૈતિક મહત્તા તથા પવિત્ર પ્રતિષ્ઠા સમાજનું મહાન આભૂષણરૂપ છે, સમાજની શુદ્ધિની વિજયપતાકા રૂપ છે. પરંતુ તેમની નૈતિક ભ્રષ્ટતા પ્રજાનું મહા દુરિત અને સમાજના શિરે મહા વિપકલંક રૂપ છે. સામાન્ય સમાજના પતન કરતાં, સંન્યાસીઓના નૈતિક વિનિપાત વિશેષ ભયંકર છે. તેનું પ્રક્ષાલન કરવા, તેમાંથી – સંસારી અને સંન્યાસી – સમાજને ઉગારી લેવા કોણ સમર્થ છે ?

આ સંબંધમાં, જગતના જુદા જુદા ભાગના ઇતિહાસનું અવલોકન કરનારને આશ્ચર્ય નહિ જ થાય ! પશ્ચિમમાં, મધ્યકાળમાં ( Middle ages ) પુષ્કળ પ્રતિષ્ઠા પામેલી સાધુસાધ્વીઓની સાંપ્રદાયિક મઠ સંસ્થાઓ દ્વારા શરૂ થયેલી અને સમાજમાં સડારૂપે પ્રસરવા પામેલી નૈતિક નિર્બળતા – દુરાચાર, અધઃપાત વગેરે પરંપરિત પ્રત્યાઘાતી પરિણામોનો પડઘો, યુરોપીય ઇતિહાસોમાં પડયા વિના રહ્યો નથી.* પૌર્વાત્ય સાહિત્યગ્રન્થોનાય અનેક પ્રમાણિત ઉલ્લેખો પ્રમાણે, બૌદ્ધનિર્વાણ પછી પ્રકટ પામેલી મઠ–વિહારોની કુત્સિત અનાચારો પરત્વેની કેટલીક કથાઓ પ્રચલિત છે. તેજ પ્રમાણે, અન્ય અનેક ધર્મસંસ્થાઓમાં પણ, આદ્ય સ્થાપક પૂજ્ય પુરુષના વ્યક્તિત્વવિરામ પછી, પાછળથી પરિસ્થિતિ કથળી હોવાનું સુવિદિત છે. ' સાપ જાય ને લીસોટા

* આ સંબંધમાં જિજ્ઞાસુઓ, Boccaccio's Decameoan વગેરે ગ્રન્થોનું અવલોકન કરશે.

રહે' તેમ, પ્રત્યેક સંસ્થા – પ્રણાલીની પ્રગતિ કે ઉન્નતિ અટકી પડે છે, એટલું જ નહિ પણ વંચક પાખંડીઓ તેની અવ્યવસ્થિતિ કે વિકૃત સ્થિતિનો – કુશળ રાજમંત્રીની પેઠે – લાભ લેવા ચૂકતા નથી. શ્રી નૃસિંહાચાર્યજી તેમના ગ્રન્થોમાં સ્થળે સ્થળે ચેતાવે છે તેમ, પાખંડી દુરાચારીઓ પોતાની કુત્સિત મતિની પાખંડ પ્રવૃત્તિઓને છૂપાવવામાં એટલાં બધાં નિપુણ હોય છે કે તેઓ યુક્તિપ્રયુક્તિ, તર્ક, બુદ્ધિ, પ્રચલિત ધર્મ, કર્મ, જ્ઞાન, વિજ્ઞાન વગેરે સર્વનો દુરૂપયોગ કરતાં લેશ પણ અચકાતાં નથી.

આ સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્તને 'સિદ્ધાન્તસિન્ધુ'માં યોગ્ય ઉદાહરણથી રોચક રીતે સ્પષ્ટ કરેલો છે. ઊંડાણપૂર્વક અભ્યાસ કરનાર તેમાંથી શાસ્ત્રોક્ત તાત્પર્ય કાઢી શકશે કે, (૧) વૈરાગ્ય, (૨) બોધ અને (૩) ઉપરતિ – આ ત્રણ મહાસંપત્તિઓમાંથી ઉપરતિની ઉચ્ચ કક્ષાનો ઉપભોગ સંન્યાસાશ્રમમાં થઇ શકે છે – કે જે ગૃહસ્થ જ્ઞાનીને સુલભ નથી. પરંતુ ખાસ ધ્યાનપાત્ર હકીકત તો એ છે કે વૈરાગ્ય અને બોધની જો અલ્પતા કે ઉણપ હોય અગર ઔચિત્યપૂર્ણ યથાર્થતા પ્રાપ્ત ન હોય તો, એ ઉપરતિ અને (સંન્યાસ) આશ્રમ, બન્ને હાસ્યાપદ થઇ પડે છે, એટલું જ નહિ પણ સમૂળથી વિઘાતક નીવડે છે. 'સિદ્ધાન્તસિન્ધુ' પાન ૧૭ થી ૧૯ માં પૂર્વકાલના ત્યાગીઓની, રાજા તથા પ્રજાની નીતિ સ્પષ્ટ કરી, આજના ત્યાગીઓની પોકળતા વર્ણવી, આ ભ્રષ્ટતાને માટે સમાજ પણ કેટલે અંશે જવાબદાર છે, તથા સાચા રક્ષકો કોણ છે તે સ્પષ્ટ કર્યું છે;

" સંક્ષેપમાં એટલું જ કે બુદ્ધિ, બલ, તથા દ્રવ્યાદિ જે ગૃહસ્થાશ્રમનાં નિર્વાહક સાધનો છે તેમના અભાવવાળા અસમર્થ પ્રાણીઓ વિષયતૃષ્ણાયુક્ત છતાં ત્યાગને ગ્રહણ કરે છે. તેથી યથાર્થ

નિયમે સ્વધર્મનું રક્ષણ ન થતાં સર્વત્ર ભ્રષ્ટતા પ્રતીત થાય છે. આથી કરીને કાલને અનુસાર ધર્મના સંરક્ષણાર્થે અંશી પુરુષ, તત્ત્વવિદ્ બ્રાહ્મણ, અથવા શુદ્ધ, ધર્મશીલ ક્ષત્રિય રાજા, એ ત્રણમાંથી એક પણ સત્તાયુક્ત હોય તો ધર્મની રક્ષા થાય છે......ત્યાગીના વાસ્તવ ધર્મને રૂડે પ્રકારે જાણનારી તે પ્રજા તે ત્યાગીઓને કોઇ નિમિત્તથી પણ ધર્મભ્રષ્ટ કરતી ન હતી, તથા ધર્મભ્રષ્ટ જોઇને તે ત્યાગીનો સત્કાર પણ કરતી ન હતી. અને આ કાલની પ્રજા તો એ ત્યાગીના યથાર્થ ધર્મને ન જાણીને તેઓને ધર્મથી ભ્રષ્ટ કરે છે, તથા તે ભ્રષ્ટ કરવામાં પણ પોતાનું શ્રેયઃ માને છે, એ અત્યંત વિપરીતપણું છે..."

ઉપર્યુક્ત પ્રસંગમાં, સમાજ અને સંન્યાસીના, ત્યાગી અને ગૃહસ્થના સંબંધની મર્યાદાનું સ્પષ્ટ સ્વરૂપ સમજાવી જણાવ્યુ છે કે, ત્યાગીઓને વિભવસ્ત્રીધનાદિ મોહક વસ્તુઓનો સંસર્ગ આપી સમાજે તેમની તૃષ્ણા તોષી-ઉત્તેજી, વાસનાત્યાગ ઉપર ચ્ચાયલા સંન્યાસ ઉપર વાસનાનું પોષણ રેડી, તેઓનો વિનિપાત સાધવામાં સહાય્યરૂપ થવું જોઇએ નહિ. કલિકાલ દોષપ્રધાન હોઇ, આજે સંન્યસ્તને અવકાશ નથી, ત્યારે સાચા સંન્યાસીઓ, વાસ્તવિક વિરાગીઓ – જે વિરલ હોય છે – તેમને ઓળખવાની આંખ ગુમાવી બેઠેલા અંધ સમાજને સ્વકર્તવ્યનું, સંન્યાસીઓ પ્રત્યેની પોતાની ફરજોનું ભાન નથી આ સર્વનું સ્પષ્ટીકરણ, સચોટ દૃષ્ટાંતો સહ 'સિદ્ધાન્તસિન્ધુ' વગેરે ગ્રન્થોમાં સુન્દર રીતે કરવામાં આવેલું છે. તેમાં, પ્રણામ–પૂજાને પાત્ર સાચા કર્તવ્યનિષ્ઠ ત્યાગી મહાત્માઓનાં, વિવિક્ત પ્રદેશનું સેવન કરી બુદ્ધિરૂપ ગુહામાં અભિવ્યક્ત થતા પરબ્રહ્મના ધ્યાનમાં લીન રહેનારા પરિવ્રાજક

ધર્માનુયાયી સાચા સંન્યાસીઓનાં, કર્ત્તવ્યોનું સ્પષ્ટ નિદર્શન કરેલું છે. તે ગ્રન્થોનું – ખાસ કરીને–' સિદ્ધાન્તસિન્ધુ 'નું – જો યથાર્થ રીતે અધ્યયન કરવામાં આવે, અને જનસમાજ સંન્યાસીઓ પ્રતિ પોતાનું કર્ત્તવ્ય બરાબર રીતે પાલન કરે, તો ત્યાગી–સંન્યાસીઓને પણ ખાત્રી થાય કે તેઓનાં પણ ગુરુ થવાની પાત્રતાવાળા અનેક ગૃહસ્થો સમાજમાં વિદ્યમાન છે....કષાયવસ્ત્ર કે ત્રિદંડ ધારણ કરી જ્યાં ત્યાં ઉપદેશ કરનારા પણ, સંન્યાસાશ્રમના કઠિન નિયમોનું પાલન નહિ કરનારા અનેક સંસ્થાઓના સાધુઓ વગેરેની વિશેષ પૂજ્યત્વ (લોકૈષણા) પ્રાપ્ત કરવાની વાસના ઉત્તેજનને પાત્ર નથી. આવી અનેક દંડવેષધારી વ્યક્તિઓ, ગૃહસ્થાશ્રમી પણ ત્યાગી મણાતા સદ્‌ગુરુ શ્રી નૃસિંહાચાર્ય પાસે આવતી અને તેઓશ્રીના પવિત્ર મુખથી સ્રવતા દિવ્ય બોધામૃતના પાનથી ઉચ્ચતર અધિકાર સંપાદન કરતી.

ઉપર્યુક્ત વિરાગની શાસ્ત્રોક્ત વિવિધ ભૂમિકાઓમાંથી પસાર થતા પાત્રોની રસમય વિવિધતા – એ આચાર્યશ્રીના વાર્તાગ્રન્થોનું વિશિષ્ટત્વ છે. દા. ત. ' ત્રિભુવનવિજયીખડ્‌ગ 'નો પ્રધાન નાયક વીરવિજય, યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય, વશીકાર વગેરે વૈરાગ્ય પગથીનાં વિવિધ સોપાનો ઉપર ક્રમશઃ દર્શન દે છે.

આ ઉપરાંત, અહંતામમતા, સુખદુઃખબુદ્ધિના અભાવયુક્ત, સર્વત્ર એકરસ પરમાત્મતત્ત્વનો સદા અનુભવ કરનારા, તત્ત્વાકાર પરિણામવૃત્તિવાળાં, વિધિનિષેધાતીત સિદ્ધ મુક્ત તથા સિદ્ધપ્રાય, વીતરાગ, અકામ અને આપ્તકામ પુરુષોનાં ચરિત્રો તથા લક્ષણોનું પણ કર્ત્તાશ્રીએ તેમના સઘળા ગ્રન્થોમાં પરોક્ષ રીતે વર્ણન – સૂચન કરેલું છે. તેમાં મુખ્યત્વે દ્વિવિધ હેતુ હોવાનું લક્ષિત થાય છે.

(૧) સામાન્ય જીવોને પોતાના અંતિમ ધ્યેય–અધિકાર અને લક્ષ્યસ્થિતિનું ચોકસ ભાન થાય; અને (૨) ઊંચી કોટિએ પહોંચેલા પણ ચરમ લક્ષ્યથી સહેજ અંતરને અનુભવતા મહાત્માઓને–મોટા સાધકોને – પ્રમાદ, પ્રલોભન કે દંભ અને પતનના ભયથી સુરક્ષિત રહેવા પ્રોત્સાહન પ્રાપ્ત થાય, એ બીજું પ્રયોજન પણ છે. તદુપરાંત, વર્તમાન કાળે અનેક કીર્તિભૂખ્યા મનુષ્યો પોતાને મહાન માને છે, અને સમાજમાં પોતે મહા ઉચ્ચ અધિકારપદે સ્થિતિ કરી હોવાની ભ્રાન્તિ પ્રસારે છે, તેઓ પ્રતિ સાવચેતીની લાલબત્તીરૂપે પણ આ ચરિત્રો હોવાનું અનુમાન થાય છે.

આ વિરાગના ક્રમને પ્રાપ્ત કરવાની સરળ ચાવી વર્ણાશ્રમ – વ્યવસ્થામાં દર્શાવી છે. બ્રાહ્મણત્વને કર્ત્તાશ્રી સંકુચિત બ્રાહ્મણોનાં ધર્મમાં જ સમાવી દેતા નથી. સર્વ વર્ણના સ્વધર્મપાલનની સહાયતા વડે સધાવા યોગ્ય મનુષ્ય માત્રનું ઉચ્ચ ધ્યેય આદર્શ બ્રાહ્મણત્વ છે. વર્ણભેદની વિશિષ્ટ યથાર્થતા સમજાવતાં, 'ત્રિ. ખડ્ગ'માં (૨૫૦–૨૫૧) વીર ક્ષત્રિય મહીપાલ કહે છે કે,

"...બ્રાહ્મત્વ આ જગત્માં મનુષ્યત્વને પ્રાપ્ત પ્રાણિઓને પ્રાપ્ત થવા યોગ્ય પદમાં અન્તિમ એટલે છેલ્લું છે. એ અન્તિમ સ્થિતિ જ ખરા સુખને અનુભવાવનાર ઉત્તમ ભૂમિ છે. તેથી સુખની અભિલાષાવાળા સર્વ જીવે અવશ્ય પ્રાપ્તવ્ય છે. ઉત્તમોત્તમ ભૂમિકાને પ્રાપ્ત થયા વિના એ ચરમ દશા પ્રાપ્ત થતી નથી. તેથી મનુષ્યોએ વિવેકથી ક્રમ વડે તે દશાને પ્રાપ્ત થવું ઘટે છે."

વિવિધ વર્ણ અને આશ્રમોનાં ધર્મ–કર્મની વ્યવસ્થા તથા તેની ઉપયોગિતા સંબંધી, કર્ત્તાશ્રીએ 'સિ. સિન્ધુ' 'ત્રિ. ખડ્ગ'

ભામિનીભૂષણ, સુરેશચરિત્ર વગેરે સર્વ ગ્રન્થોમાં વિસ્તારથી વિવેચન કરેલું છે, અને તેમાં મનુષ્યત્વમાં રહેલા વીર્યભાવનું, અને આશ્રમત્વમાં રહેલા ગૃહસ્થનું પુષ્કળ ગૌરવ કરેલું છે, જેનો આ લેખમાં સંક્ષિપ્તમાં ખ્યાલ આપી શકાય તેમ નથી. ગૃહસ્થાશ્રમીની રીત, આદર્શ સંસાર, સ્ત્રીપુરૂષનાં જુદી જુદી પરિસ્થિતિમાં (ગર્ભાધાન જેવી ઝીણી વિગતો પણ જેમાં દર્શાવી છે) સામાન્ય અને વિશેષ ધર્મો, તથા પરસ્પર વ્યવહારની નીતિ સંબંધી, તેઓશ્રીએ સકલ ગ્રન્થોમાં નિરૂપણ કરેલું છે. તેમાં ય 'ભામિનીભૂષણ 'ના પાત્રો ય અલંકારો ગૃહસંસારકલામંદિર સમાન છે, અને 'સિ. સિન્ધુ 'માં શકુલસંતીનું દારિદ્ર અને દાંપત્ય આદર્શ નિદર્શનરૂપ છે. શકુલસંતીના સંસારનું કલાદર્શન તો સાહિત્યદૃષ્ટિથી પણ વિપ્રલંભ શૃંગારની માફક રસોત્પાદકતાના રમણીય દૃષ્ટાંત રૂપ ભાસે છે.

ગૃહસંસારના સર્વોપરિપણાનો વિચાર કરતાં, કર્તાઓના પ્રત્યેક પુસ્તકમાં દેખા દેતા, સંસારને જ્ઞાન અને સદાચરણથી શોભામય બનાવનામા ઉમદા ફાળો આપતા અતિ પ્રાચીન અને પૂજ્ય તત્ત્વનો અત્રે સહજ નિર્દેશ કરી લઇએ. તે તત્ત્વ છે તૈત્તિરીયકઠોપનિષદાદિએ અનુશાસન રૂપે પ્રબોધેલું અને શ્રી મનુસ્મૃતિમાં પણ ( ગૃહસ્થોના 'ધર્મ' નામના ત્રીજા અધ્યાયમાં ) અતિ આવશ્યક મનાયેલું, આતિથ્યનું છે ! પં. વૃતાન્તનો સમગ્ર ગ્રન્થ સત્સંગનું સર્વોત્તમ ફલ અને **अतिथिदेवो भव**નું રહસ્ય જ દૃષ્ટાંતસહ પ્રતિપાદન કરે કરે છે. ભા. ભૂ. તથા સિ. સિ. માં અતિથિમહિમા સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. આતિથ્યનું ફૂલગૌરવ જ્ઞાન, ત્યાગ, વિશ્વપ્રેમ અને વૃદ્ધત્વના કારણથી, વિશેષ પૂજ્ય અને દેદિપ્યમાન બને છે.

સમાજ કેવા અતિથિનો કઇ રીતે કયા ભાવથી સત્કાર કરી, ઉત્કર્ષનાં આંદોલનો પામી શકે, તે આચાર્યશ્રીના ગ્રન્થોમાંથી નીકળી આવે છે. 'સિ. સિ.' માં શકલ અને સંતીનો આદર્શમય સુધરેલો સંસાર થવામાં હેતુરૂપ ઉપરોક્ત લક્ષણસંપન્ન અતિથિનો સંગ હોવાનું સ્પષ્ટ જણાવેલું છે. જુઓ, 'સિ. સિ.' પૃ. ૩૮, ૩૯.

સંસાર અને જગતનું વાસ્તવ સ્વરૂપ, જીવ, જગત્ તથા ઇશ્વરનો સંબંધ, વગેરે તાત્ત્વિક વિષયો સંબંધી, દરેક ગ્રન્થમાં એકથી અધિક વખત વિવિધ પદ્ધતિથી અને વિસ્તારથી સમજાવવામાં આવેલું છે. ભા. ભૂ. માં તો સામાન્ય સ્રીપાત્રોના અધિકાર પરત્વે આ ગહન વિષયને અત્યંત સરળતાથી સ્પર્શવામાં આવ્યો છે. તેમાં, ભક્તિ, જ્ઞાન, આશ્ચર્ય કે આનંદ આદિ આવેશની પળોમાં, મધ્યમ કે મુખ્ય અધિકારીથી માંડી છેક વિરક્ત સુધીના તપસ્વી મહાત્માઓએ વિવિધ પ્રકારની જ્ઞાનગર્ભિત, અસામાન્ય કોટિની વ્યાપકતાવાળી અને સગુણ–નિર્ગુણ આત્મ પ્રતિનાં સર્વ ઇષ્ટ સત્ત્વતત્ત્વોની પ્રાર્થના – સ્તુતિઓ કરેલી છે, તે અત્યંત બોધક અને લેખનની દૃષ્ટિએ પણ રમણીય છે. દા. ત. 'પં. વ.' ૩૩–૩૮, 'સિ. સિ.' ૯૬ થી ૧૦૦, 'ભા. ભૂ.'નાં પાંચે પુસ્તકોમાં તો સ્થળે સ્થળે આવાં રમણીય રસનિષ્પત્તિ કરનારાં પૃષ્ઠોમાં ઇશ્વરતત્ત્વ અને ઇશ્વરપ્રાર્થનાના (આધુનિક ગાંધીયુગે પણ હવે ઓળખીને અમલ કરવા લાગેલા) સિદ્ધાન્તનું સવિસ્તર સ્થાપન કરેલું છે. 'પં. વ.' માં, ગુહાદ્વાર સમીપ દિવ્ય પુરુષના દર્શનથી ઉસ્સ્વાન મુનિના અકથ્ય આનંદનું વર્ણન (૩૮–૩૯) 'ત્રિ. અ.' માં, ભાનાભાનવાળી છઠ્ઠી ભૂમિકાની અવધૂત અવસ્થામાં સ્થિત ભદ્રસેનની ગૂઢ રહસ્યમયી વાણીનો જ્ઞાનપ્રવાહ – તેમાં રહેલી

સચોટ ઉદાહરણોની ઉચિતતા અને કલ્પનાની ભવ્યતા સહ શૈલીની ઉત્કૃષ્ટતાવાળો આખોય સંવાદ, – અદ્દભુત અને રસદૃષ્ટિએ અપૂર્વ છે. ( ૮૬ થી ૧૦૦ ). આવાં પૃષ્ઠો, શ્રી નૃસિંહાચાર્યજીના ગ્રન્થોનું સૂક્ષ્મ અવલોકન કરનારને ઘણાં મળી આવશે.

વળી, એક મહત્વનો વિચાર પરમાર્થપ્રવણ આચાર્યશ્રીએ આપણી સમક્ષ સૌથી સુંદર રીતે ગૂજરાતી સાહિત્યમાં રજુ કર્યો છે. એમ લાગે છે. તે જીવન્મુક્તની ચર્યાનું અનુકરણ (સ્વાભાવિકપણે) કરવાની પાત્રતા પર્યંત મર્યાદિત અધિકારયુક્ત મનુષ્યોનું કર્તવ્ય. અતિવર્ણાશ્રમીના સ્વરુપની સમાલોચના કરતાં, 'સિ. સિ.' માં આ મુદ્દાને સુંદર રીતે સમજાવેલો છે, અને અન્ય ગ્રન્થોમાં પણ યોગ્ય ઉદાહરણોથી તેને વિશેષ સ્પષ્ટ કરેલો છે. ગુરુના પણ ગુરુરૂપ આત્મજ્ઞાનવાન્ વર્ણાશ્રમરહિત વાસ્તવ સ્વરુપાનુભવ દ્વારા ક્રમે કરીને પ્રબુદ્ધ થયેલા અતિવર્ણાશ્રમીમાં સમ્યક્ભાવ સર્વદા વિલસતો હોવાથી, તે સર્વ ઔપાધિક મર્યાદાઓથી સ્વતંત્રાતીત છે, અને તેથી તેને કાંઇ પણ બંધનકારક નથી. પરંતુ જ્યાં સુધી આશાનો અવધિ છે, દેહાદિક ભાન છે, સૂક્ષ્મતર વાસના વિદ્યમાન છે, ત્યાં સુધી પ્રાપ્ત વર્ણાશ્રમના વિહિત ધર્મકર્મને યોગ્ય પ્રકારે પાલન કરવાં, એ જ આત્મોદ્ધાર અને સર્વોન્નતિના હિતેચ્છુ જીવાત્માનું કર્તવ્ય છે. આ સંબંધમાં 'સિ. સિ.'માં શ્રીહર્ષ ગુરુના શકલસંતી પ્રતિનો વક્તવ્યને જિજ્ઞાસુએ અવશ્ય અવલોકવું.

શિક્ષણ – સંબંધમાં, કર્તાશ્રીના ગ્રન્થોમાં અનેક સ્થળે ઉલ્લેખો અને દૃષ્ટાંતો આવે છે, છતાં 'સુરેશચરિત્ર' – નાટકના ૪ થા અંકમાં ( પાન ૨૧૧ – ૨૧૩ ) જીવન્મુક્ત ઋષિ રાજ્યમાં દાખલ કરવા યોગ્ય કેળવણીનો ક્રમ વિસ્તારથી સમજાવે છે. તેમાં

વર્ણવ્યવસ્થાના ભેદની સકારણ સમજૂતી ઉપર અધ્યયન-અધ્યાપન કરવા – કરાવવા, **સામાન્ય ધર્મનો નહિ પણ સ્વધર્મનો** બોધ કરવા, તથા અધિકારાનુસાર ક્રમે કરી, પ્રજાના વ્યવહાર-પરમાર્થની યથાવત્ સિદ્ધિ અનુભવાવવા, રાજાએ કાળજી કરવા ઉપર, કર્તાશ્રીએ ખૂબ અને ખાસ ભાર મૂક્યો છે. તે પ્રમાણે નહિ થવાથી, પ્રજાનું દાસત્વ અને ક્ષુદ્રીકરણ કેવી રીતનું થઈ રહ્યું છે અને ભવિષ્યમાં કેવો અનર્થ – અનિષ્ટ ઉપજાવશે એનું, ઋષિમુખે ધ્યાન કરાવ્યું છે. પ્રજાપાલક **સુરેશ**, પોતાની પ્રજાને સુખી, સ્વતંત્ર અને આબાદ જોવાની ઉમેદથી, પોતાના સંસ્થાનોમાં ઋષિએ વર્ણવેલી શાળા-સંસ્થાઓ સ્થાપી, તેમાં મહર્ષિને પ્રમુખ આચાર્ય બનાવી, તેમના શિષ્યવર્ગમાંથી યોગ્ય ઉપદેષ્ટાઓ અને અન્ય વિદ્વાનોને નિયમિત કાર્યમાં નિયોજી, પ્રજાને યોગ્ય શિક્ષણનું દાન આપવાની યોજનાનો અમલ કરવા તત્પર બને છે. આ યોજનામાં, આધુનિક ચર્ચાતા તમામ પ્રશ્નો અને સમાજ-અર્થ-માનસ ઇત્યાદિનાં શાસ્ત્રીય દષ્ટિબિંદુઓ ઉપરાંત સર્વસ્પર્શી ધર્માનુભાવકતાનો સમાવેશ થાય છે.

ચરિત્રના પ્રસંગોમાં યોગ્ય સ્થળોએ આપણે સૂચવેલું છે કે, અમણી નેતાવર્ગની જવાબદારી અને જોખમદારીની, આચાર્યશ્રીએ મોટી કિંમત આંકી છે; અને સર્વ નેતૃત્વમાં, તેઓશ્રી ધર્મનેતા અને રાજાના અક્ષતિપૂર્ણ કર્તવ્યપાલનને આવશ્યક તથા સર્વોપરિ ઠરાવે છે. સમાજની નાડને પોતાના હસ્તક ધારણ કરનારા મોટા (ગણાતા કે ખરેખર મોટા) મનુષ્યોરૂપ નેતાઓને સોનેરી સૂચનારૂપ, **વીરવિજય** પ્રતિનું ઋષિનું સદ્વચન વિચારવા યોગ્ય છે:

"...વ્યવહારમાં પણ મોટા પુરુષોમાં આચરણ જોઇને અન્ય

જીવો તેને અનુસરે છે એ વાર્તા પ્રસિદ્ધ છે. માટે કોઇ પ્રકારનું પણ મોટાપણું જેને પ્રાપ્ત થાય તેણે અત્યન્ત વિચાર કરીને સદા વિરોધી અંશથી રહિત ધર્માચરણ કરવું ઘટે છે." ('ત્રિ. ખ.' ૨૧૦)

આ પરથી એ જ સૂચન નીકળે છે કે રાજકિય કે ધાર્મિક ગમે તે ક્ષેત્રમાં, નેતા બની બેઠેલા મનુષ્યોએ પોતાના સ્ખલન, ક્ષતિ કે સ્વાર્થથી પોતાનામાં વિશ્વાસ ધરાવતા અનુયાયી વર્ગ કે સમાજને અહિત કરતાં અગાઉ, સાવધાનપણે વિચારપૂર્વક પગલું ભરવાની જરૂર છે. પાછળથી તેમનો પશ્ચાત્તાપ ક્ષમ્ય નથી કારણ તેઓ વ્યકિત મટી, સમષ્ટિના પૂર્ણ પ્રતિનિધિત્વને પામેલાં હોય છે. આથી જ, શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાના ગ્રન્થોમાં રાજધર્મને વિસ્તારથી સ્પષ્ટ કરી, **यथा राजा तथा प्रजा** અને **राजा कालस्य कारणम्** એ સૂત્રોનું સ્થાપન કર્યું છે. ક્ષત્રિયો અને રાજાના ધર્મ ( duties ), રાજ્યનીતિ વગેરે વિષયો પરત્વે, એક 'ત્રિ. ખ.' નું જ યથાર્થ અવલોકન કરનાર વાચક વિપુલ સામગ્રી પ્રાપ્ત કરવા ઉપરાંત નવીન દૃષ્ટિબિંદુને અવશ્ય મેળવશે. શ્રી નૃસિંહાચાર્યજીનો આ – ધર્મ જેમ – પ્રિયતમ વિષય હતો. એકલા 'ખડ્ગ'માં જ, જુદા જુદા પાત્રો પ્રતિના બોધ, પ્રવચનાદિની આશ્રય નીચે, ( પાન ૧૦૨, ૧૦૫, ૧૦૬, ૧૧૧, ૧૬૨, ૧૮૩, ૨૬૪, ૩૧૧, ૧૩૦, ૧૩૨, વગેરે ) રાજનીતિના રહસ્યને વહેતું મૂકવામાં આવ્યું છે. કથાવિનાયક વીરવિજયના વ્યાખ્યાન જેવાં આવાં પૃષ્ઠોની ઊંડા વિચારવિમર્શની અદ્ભુત ઉત્કૃષ્ટતા, ગંભીરતા અને ઉચિતતા અતિ ચિંતનીય અને આકર્ષક થઇ પડે છે. આ વિષયનું અતિ સંક્ષેપમાં આપણે ધ્યાન કરીએ.

સૌથી પ્રથમ તો, કર્તાશ્રી ધર્મનીતિ દ્વારા સંરક્ષિત રહેલી રાજાપ્રજાની શુદ્ધિ ઉપર ખૂબ ભાર મૂકે છે.

"...આ સંસારમાં સર્વત્ર પ્રજારૂપ શરીરના નિર્વિઘ્ન નિર્વાહનો આધાર શુદ્ધ ધર્મજ્ઞ રાજા છે......જેમ વાડ ક્ષેત્રને અને કોષ્ઠ નગરને રક્ષે છે તેમ ધર્મનીતિ સદા રાજાપ્રજાને રક્ષે છે..."

અને એજ મુદ્દા ઉપર કર્તાશ્રીએ રાજાપ્રજા – વર્ગના ઉદ્ભવથી માંડી ઐતિહાસિક આલોચના કરી છે ( પૃ. ૩૧૧ ). રાજપદને યોગ્ય નરવરનાં લક્ષણ – કર્ત્તવ્યો વર્ણવીને, એ લક્ષણોથી વંચિત રહેલા દુષ્ટ રાજાઓની કર્ત્તાશ્રી સ્પષ્ટ શબ્દોમાં ઝાટકણી કાઢે છે. "

"...એવા રાજા તે રાજા નથી પણ પ્રજારૂપ પ્રાણિનું હનન કરનાર વ્યાઘ્રરૂપ છે. વળી, ગ્રન્થમાં આદર્શ રાજપાત્રો સ્વયં એવા પ્રકારના ઉદ્ગારો કાઢે છે કે, રાજપદ પ્રજાવડે આરોપિત અને અભિપ્રેરિત છે, તથા રાજા પ્રજાપેક્ષિત છે. ' સુરેશચરિત્ર 'માં, **સુરેશ** પોતાની રાણી **વિલાસવતી**ને કહે છે,

"...આપણી પ્રજાના માનવાથી આપણું રાજાપણું છે; અને એ પ્રજાના વિભાગમાંથી આપણને પ્રાપ્ત થતા પદાર્થ વડે જ આપણો વિભવ તથા ચક્રવર્ત્તિપણું છે." 'ત્રિ. ખડ્ગ'માં **વીરવિજય** માંડલિક રાજાઓ સમક્ષ સ્પષ્ટ કહે છે.

"......કોઇપણ રાજાએ હું સ્વતંત્ર રાજા છું એમ માનવાનું નથી, પરંતુ સર્વ રાજાને, પ્રજા રાજા કરે છે એમ 'જાણવું' ઘટે છે......જો પ્રજારૂપ આધારનો ભંગ થાય તો રાજ્યપદરૂપ આધેયની સ્થિતિ હોતી નથી......આપણે પ્રજાની સંપત્તિ વડે સંપત્તિવાન્ થઇ બેઠા છીએ..." વગેરે.

શ્રી નૃસિંહાચાર્યજીની પ્રજાકલ્યાણની દીર્ઘદષ્ટિયુક્ત રાજભાવના તેમના ધર્માચાર્યપદનો વિચાર કરતાં, ઘણી આગળ વધી ગયેલી માલમ પડે છે. અને એ જ સાચા આચાર્ય – સાહિત્યકાર તરીકેની તેમની અપૂર્વતા સિદ્ધ કરે છે. અધમ, અધર્મી અને પ્રજાપતિપદ માટે અયોગ્ય રાજાઓને, અન્ય બલનીતિધર્મથી ચઢિયાતા રાજા વડે અમર પ્રજાથી જ પદભ્રષ્ટ કરવાનો તેઓશ્રી ધર્મ–પડકાર કરે છે. એટલું જ નહિ પણ પ્રજાનો એ સિદ્ધ હક્ક, 'ખડ્ગ'ની વાર્તામાં વાપરવામાં પણ આવ્યો છે. આધુનિક સમાજવાદી ક્રાન્તિકારી સાહિત્યના રસિયાઓને, આ ગ્રન્થવિભાગ વાંચતાં, Rousseau's Theory of Social Contractનું તથા ઇંગ્લેન્ડના મધ્યકાલીન ઇતિહાસનું સ્મરણ થયા વિના નહિ જ રહે. પ્રજાની આબાદી અને જવાબદારીભરી આઝાદી તથા પ્રજાનું સાચું સુખ અને સંતોષ, એ જ રાજાનું મુખ્ય ધ્યેય અને કર્તવ્ય છે–એ સિદ્ધાન્તની પ્રસંગે પ્રસંગે વીરવાણીમાં ઘોષણા કરનાર શ્રી નૃસિંહાચાર્યજી એક સર્વોપરિ સિદ્ધાન્ત સ્થાપન કરે છે કે, પ્રજા (प्रकृतिः) એ પ્રકૃતિ છે અને રાજા એ વિકૃતિ છે. વિકૃતિનો પ્રકૃતિમાં લય થાય, તે પ્રમાણે કર્તવ્યચ્યુત ભૂપતિને અધિકારભ્રષ્ટ થવા – કરવામાં કુદરતના સ્વાભાવિક ક્રમનું જ નિદર્શન થાય છે. કેવું ક્રાન્તિકારી ઉદ્‌બોધન !

ઉપરોક્ત કારણોથી, રાજ્યના મુખ્યામુખ્ય અંગો સંબંધી કર્તાશ્રીએ વાર્તાશૈલીમાં સૂક્ષ્મ પર્યેષણા કરી છે. સ્થળસંકોચને લીધે અત્રે ઉદાહરણો આપવાં શક્ય નથી. પ્રથમ તો પ્રધાન પરત્વે જણાવ્યું છે કે રાજાની ખરી સત્તા પ્રધાન ભોગવે છે. (૧૨૩–૧૯૨) " પ્રધાન જ રાજ્યના સ્તમ્ભરૂપ હોય છે. " " પ્રધાન એ જ

રાજાની પ્રતિમા છે..." તેથી પ્રધાનપદની યોગ્યતાવાળા પુરુષનું વર્ણન (૧૮૦-૧૮૧) કરવામાં આવ્યું છે. પ્રધાનના રાજા તથા પ્રજા સાથેના સંબંધ – સત્તામર્યાદાનું સ્વરૂપ અને પ્રધાનની પ્રધાનતા વર્ણવેલી હોવાં છતાં, કર્તાશ્રી એક પ્રધાન મુદ્દાનું સૂચન કરતાં હોય એમ વાર્તા અને પ્રવચનોમાંથી નીકળતા ધ્વનિ પરથી પ્રતીત થાય છે અને તે એ કે પ્રધાન એ રાજાનો જમણો હાથ છે, એટલે અંશે જ રાજાનુ પદ બંધારણિય મર્યાદામાં ગૌણ જેવું પ્રતીત થાય છે. અર્વાચીન રાજકારણના ઇતિહાસની દૃષ્ટિએ રાજા વૈયક્તિક રીતે સ્વાયત્ત અને સ્વતંત્ર હોવા છતાં, નિબદ્ધ અને નિયંત્રિતપણે ( Constitutional and limited ) રાજસત્તાનો અધિકાર ભોગવે છે. તે જ રીતે, વડો પ્રધાન અને તેનું પ્રધાનમંડળ જ રાજાના પ્રતિનિધિરૂપે સર્વ સત્તા ચલાવતું હોવા છતાં, રાજા પ્રધાનમંડળને આધીન બની પરતંત્ર પામર દશા ભોગવવા દુર્ભાગી બને – તેવી સ્થિતિ હોવી શકય અને ઇચ્છનીય નથી...વગેરે. તેથી, પ્રજાવત્સલ પ્રજાપ્રતિરૂપ રાજાનું વિશાળ કુટુંબ પ્રજા છે. પ્રજા સાથે તેનો સંબંધ પ્રધાનમંડળ દ્વારા પરોક્ષ નહિ, પણ પ્રત્યક્ષ વ્યવહાર કરવાને તે શક્તિમાન છે. આથી આ ગ્રંથમાં અનેકવિધ રીતે, ( ખાસ ગુપ્તચરો–C.I. D.–દ્વારા, છદ્મવેષ વગેરે યુક્તિઓથી ) પ્રધાન તથા અધિકારીઓથી પણ ખાનગી પોતાના (રાજ્યના નહિ) રાજ–ગુપ્તચરો દ્વારા રાજા સાવધાન રહે છે કે રાજ્યના અમલદાર સત્તાધીશો તરફથી પ્રજાને કોઇપણ પ્રકારની કનડગત છે કે નહિ. વગેરે વગેરે.

આ સિવાય, કર, વિગ્રહકલા અને તેનો વિકાસ, તેની સામગ્રીઓ, સ્વદેશનીતિ અને પરદેશનીતિ, લશ્કર, વગેરે વીરતાપ્રધાન

રાજકીય વિષય સંબંધમાં, સુન્દર શાસ્ત્રીય સમાલોચના કરવામાં આવી છે. તેનો અત્રે માત્ર ઉલ્લેખ કરીને જ આપણે સંતોષ માનીશું. પ્રજાની આર્થિક સ્થિતિ કોઇ કારણથી નબળી નહિ પડવા દેવાની અને રાજ્યની આવક અભિવૃદ્ધ થતી રહેવાની કુનેહ અને કાળજીવાળા રાજકર્ત્તાની, પ્રજાની આર્થિક આબાદીમાં સ્વકીય ઉન્નતિનું અવલોકન કરનારી રાજદૃષ્ટિ ખરેખર ધન્ય અને અભિનંદનીય છે. તે માટે જુવો 'ત્રિ. ખ.' પાન ૨૫૦, ૩૧૨, ૩૨૩ વગેરે. રાજકિય અર્થનીતિ સંબંધમાં, વૃદ્ધિંગત પામેલી તિજોરીથી ઉત્તમ કલા, વિદ્યાબલ, સદ્‌ગુણોથી સંપન્ન મનુષ્યોને સંમાન આપી, **શ્રીનગર નિર્માણ કરનારા આદર્શવીર મહીપાલેન્દ્ર** રાજાનું જીવન દૃષ્ટાંતરૂપ છે. તે કહે છે;

" પ્રજાના ગૃહમાં રહેલું ધન પણ રાજાનો કોશ છું માનતો હતો, તેથી મેં દશ વર્ષ પર્યંત પ્રજા પાસે લેવાતા કર બંધ કર્યા." તેણે રાજ્યલક્ષ્મી પ્રજાસુખાર્થે ધર્મકર્મમાં વાવરી. રાજાએ પ્રજા પાસેથી લેવાના તથા તેમાંથી ઉપભોગ કરવાના ધન સંબંધમાં, **વીરવિજયના પ્રવચનમાંથી બે જ વાક્યો ટાંકીએ;**

" ...જેમ ગાયને દુધની વૃદ્ધિ કરનાર પદાર્થો ખવરાવીને તથા તેના વત્સને ધવરાવીને પછી તેના પાલકો ગ્રહણ કરે છે, તેમ રાજાએ પોતાની ગોરૂપ પ્રજાને તેમની સમૃદ્ધિ વધવાના સર્વ ઉપાયો રચી આપીને તથા તેમના અને તેમના કુટુંબના પોષણના સાધન પૂરતું તેમને રહે એવા વિચારથી તેમને રક્ષીને તેમની સમૃદ્ધિના અંશને ગ્રહણ કરવો, નહિ તો સ્વાર્થી રાજા પોતાની પ્રજાના નાશથી પોતે પણ નાશ જ પામે છે......"

'ત્રિ. ખડ્ગ'ના અપૂર્ણ રહેલા અંત ભાગમાં, શાસ્ત્રીય ગ્રન્થોમાંથી આધારસહ અવતરણો વડે કર્ત્તાશ્રીએ જણાવ્યું છે કે,

"શસ્ત્રાસ્ત્રનો મોટો સંગ્રહ રાજાએ રાખવો જોઇએ. કારણ કે યુદ્ધસામગ્રીનો અધિક સંગ્રહ, એ રાજાનો મોટો કોશ માનવો." વગેરે.

પ્રજાના શસ્ત્રીકરણ પરત્વે તેઓશ્રીએ ખૂબ વીર્યભાવ દાખવ્યો છે. પ્રવૃત્તિધર્મના આ મુખ્ય અને અનિવાર્ય અંગની–નિવૃત્તિ ધર્મની અતિશય અપેક્ષા બુદ્ધિથી – ઉપેક્ષા થવી જોઇએ નહિ, એવું ગર્ભિત સૂચન તેમાંથી નીકળતું જણાય છે. શસ્ત્રાસ્ત્રોનાં વર્ણન, વ્યુહરચના, યુદ્ધનીતિ, વગેરે સંબંધી વાનગી વીરોને વાંચવા યોગ્ય છે. 'સુરેશચરિત્ર' નાટકમાં આ સંબંધમાં વિશેષ વિસ્તાર હોવા ઉપરાંત તેમાં એક પ્રવેશ તો યુદ્ધભૂમિનો જ આવે છે. સમાજમાં રાજાનું શું સ્થાન હોઇ શકે, વગેરે પ્રશ્નો સંબંધી સદ્‌વિચારો, જેમ સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇના ગ્રન્થોમાંથી તારવી કાઢવામાં આવે છે, તેમ શ્રી નૃસિંહાચાર્યજીના ગ્રન્થોમાંથી પણ સહૃદય અભ્યાસક, શાસ્ત્રોક્ત અને શાસ્ત્રીય છતાં વૈજ્ઞાનિક યુગને કેટલેક અંશે અનુરૂપ નિર્ણયો અવશ્ય તારવી શકે તેમ છે. આ સંબંધમાં, 'પંચવરદવૃતાન્ત'નું મુખ્ય સ્થિતિચુસ્ત (passive) જેવું લાગતું પણ જ્ઞાનગર્ભિત દૃષ્ટિએ કર્મશીલ Most active પાત્ર પંચવરદ દૃષ્ટાંતરૂપ છે. પ્લેટોના Republic નો મર્મધ્વનિ સારી પેઠે સમજનાર અભ્યાસી, શ્રી નૃસિંહાચાર્યજીનું 'પં. વૃ.' વાંચતી વખતે પ્લેટોના પ્રિય વિશ્વવિદિત માર્મિક સિદ્ધાન્ત 'Unless kings are philosophers or philosophers kings' નું સ્મરણ કર્યા વિના નહિ જ રહે.

જગદુત્પત્તિ, વિશ્વક્રમ, દૈવી યોજના વગેરે Cosmology અને Cosmogony of the worldને લગતાં, તથા તેને આનુષંગિક Atomic theory અણુવાદ, સાપેક્ષવાદ, આધુનિક વિજ્ઞાનવાદને નિરૂપતાં વર્ણનો, દરેક ગ્રન્થમાં વેરાયલાં છે. 'ત્રિ. ખ.'માં, વીરવિજય દિવ્ય 'નેત્રાંજન' અને 'કંઠાભરણ' પામ્યા પછી અદ્દભુત દશ્યો નિહાળે છે, તેમાં 'સૂક્ષ્મ દ્રવ્યપ્રવાહ'નું વિસ્તારથી વર્ણન કરેલું છે તેમાં સૃષ્ટિ સંબંધી સત્ય ઇતિહાસ સુંદરતા અને સરળતાથી સમજાવેલો છે. વૈજ્ઞાનિકો આ દ્રવ્યચેતનતત્ત્વને અમુક પ્રકારના વ્યાપ્ત fluid તરીકે ઓળખાવે છે. તે સંબંધી પ્રત્યક્ષ સ્વાનુભવ પ્રકાશ, '**શ્રી સદ્દબોધપારિજાતક**'માં ૬૬ માં પત્રમાં પાન ૪૦ ઉપર કરેલો છે તે વાંચી વિચારવા વિનંતી છે.

જીવન્મુક્તિ અગર મોક્ષનું સ્વરુપ 'સિ. સિ.' પાન ૨૧૯ થી ૨૨૫માં વિસ્તારથી વર્ણવ્યું છે. તેમાં વિવિધ મતોનાં નિર્ણયોનું પૃથક્કરણ કરેલું છે. તે જ ક્રમથી, જીવ અને ઇશ્વરના સ્વરૂપ નિર્ણય વગેરે સિદ્ધાન્તોનું પણ વર્ણન કર્યું છે. મુક્તિપ્રાપ્તિના અસંખ્ય માર્ગોનું દિગ્દર્શન કરાવ્યું છે, છતાં 'સિ. સિ.' પાન ૧૩૮ થી ૧૭૫ સુધી સ્વરુપાનુભવ માટે આત્માની ઓળખરૂપ સદ્દવિચારનો રાજમાર્ગ દર્શાવી, શ્રેયપ્રાપ્તિના (૧) ઊર્મિપ્રધાન ઉપાસનામાર્ગ, (૨) વિચારપ્રધાન જ્ઞાનમાર્ગ, (૩) ક્રિયાપ્રધાન યોગમાર્ગ – આ ત્રિવિધ માર્ગનું જે સવિસ્તર સુંદર, સરળ અને રસપૂર્ણ પ્રતિપાદન કરેલું છે તેવું અન્ય વિરલ સ્થળે ઉપલબ્ધ હશે. તે જ પ્રમાણે મનુષ્યને જ્ઞાન નહિ થવાનાં કારણો, દોષાદિનું વર્ણન અને તેના વિધિ સંબંધી, સર્વત્ર ઉલ્લેખો કરેલા છે.

કર્ત્તાશ્રીના કેટલાક સિદ્ધાન્તોના સંદર્ભ સંબંધી આપણે ઉલ્લેખ

કરી ગયા, છતાં તેમના પુસ્તકો પ્રતિ ઉપલક્ષિયા વિહંગદષ્ટિ નાંખી જઈએ.

(૧) પ્રથમ ગૃહસ્થાશ્રમના ગૌરવ સમા 'સિદ્ધાન્તસિન્ધુ'ની કથા અને ઉપકથાઓનો સંક્ષિપ્ત સારબોધ, આપણે, મુખ્ય પાત્રો, દિષ્ટભૂક્ અને શંપાના આદર્શ યુગ્મના વાર્તાલાપના અંતવિભાગમાંથી જ પામીશું. 'સિ. સિ.' પ્રથમ રત્નના અંતમાં શ્રી **વિરજસ્તમા** મુનિનો **દેહંભર** બ્રહ્મચારી પ્રતિ કહેલો બોધ પૂર્ણ થયા પછી, સુશીલ સ્ત્રી **શંપા** પોતાના પતિ પ્રતિ નમ્રતાપૂર્વક નિવેદન કરે છે કે: ( પાન ૧૮૩–૧૮૪ )

" આ કથામાંથી મેં એ જ નિશ્ચય કર્યો કે **પ્રત્યેક સ્ત્રીપુરુષે** સ્વધર્માચરણનું પાલન કરતાં પોતાના અંતઃકરણના દોષોને નિરંતર જોવા તથા તે તે દોષોની નિવૃત્તિના ઉપાય સદ્‌ગુરુરૂપ પતિ અથવા પતિદ્વારા શ્રી સદ્‌ગુરુની કૃપા પ્રાપ્ત સંપાદન કરવા, અને અંતરશત્રુરૂપ તે દોષોનો પરાજય કરતા રહેવું, તથા સંસારમાં રહીને વિષયવાસનાથી રહિત થતા જવું, અને જ્યારે પોતાના અંતઃકરણની સૂક્ષ્મ વાસના નિર્મળ થાય ત્યારે જ માત્ર એકાંતસેવન કરવું અથવા વિરક્તાવસ્થામાં રહેવું. માત્ર ઉપરનો ત્યાગ દેખાડવો અને અંતરઆશારૂપ અગ્નિમાં બળતા રહેવું, તથા તે આશાદ્વારા ઉત્તરોત્તર અનેક જન્મનું કારણ ઉત્પન્ન કરવું એ અત્યંત ધિક્કારવા યોગ્ય છે. "

અને છેવટમાં, પતિ પ્રત્યુત્તરમાં પૂરવણી કરે છે,

" મૂળથી જ સર્વ સંસારવ્યવહારનો ત્યાગ કરી મનુષ્યે એકાંતસેવન કરી બ્રહ્મચિંતનમાં આયુષ્ વ્યતીત કરવું એ જ ઉત્તમોત્તમ વાર્તા છે, એમ ન નિશ્ચય કરવો, એ જ આ કથાનું આદિથી અંતપર્યંતનું તાત્પર્ય છે. "

ઉપરોક્ત તાત્પર્યકંડિકામાંથી નીચેનાં રહસ્યમુદ્દાઓ પ્રતિ વાચકોનું લક્ષ્ય રહેજે ખેંચાય તેમ છે.

(૧) (સંસારમાં રહીને) **સ્વધર્મપાલન** ( દ્વારા મુક્તિ );

(૨) **સ્વદોષનિરીક્ષણ**—ચિત્તશુદ્ધિ દ્વારા વિરક્તિને વરવાનું પ્રાથમિક પગથિયું. આત્મસુધારણામાં આવશ્યક દિનચર્યાનું મહત્ત્વનું અંગ તે પોતાના દોષદુર્ગુણોનો પરિચય પામી પૃથક્કરણ કરવું તે છે.

(૩) **સદ્‌ગુરુસંગ અને સદ્‌ગુરુકૃપા** — આ પણ દોષદલન માટેનો રાજમાર્ગ મનાયો છે.

(૪) **સ્વદોષ-પરાજય** — પરિણામે મનોજયની ભૂમિકામાં,

(૫) **વાસનાનું શિથિલીકરણ.**

(૬) વાસનાવિદગ્ધ પુરુષ, સાચા **એકાંતસેવન અને વિરક્તજીવનનો** અધિકારી થાય છે.

(૭) તેથી વિપરીત સર્વ, અનેક જન્મોના હેતુરૂપ **અંતરાશાગ્નિદહનને** પામે છે, જે સર્વથા હેય છે.

(૮) **મિથ્યા બાહ્ય ત્યાગનો આડંબર** અસ્પૃહણીય છે.

ઉપરોક્ત અવતરણ કરવાનું કારણ એ છે કે, આ મુદ્દાઓનું, તેના પેટાવિષયો અને ઉપાંગોનાં સંપૂર્ણ સ્પષ્ટીકરણપૂર્વક,

કર્તાશ્રીએ વિવિધ ગ્રન્થોમાં સમર્થન કરેલું છે. આ મુદ્દાઓમા જ, તેમના તત્ત્વજ્ઞાનનો મુખ્ય સંદર્ભ સમાઈ જાય છે.

(૨) '**પંચવરદવૃતાન્ત**'ના વાર્તાવિભાગ તરફ જરા નજર કરીએ. સ્થલ, જલ, અન્ન, વસ્ત્ર અને ધન – આ પચ પદાર્થોના દાતા ત્રિપતિ પ્રજામા **પંચવરદ** નામે ઓળખાતા હતા સર્વ દૈવી ગુણલક્ષણોથી સંપન્ન, સાચા સયમસિદ્ધ ચક્રવર્તી રાજાનું આ પાત્ર અપૂર્વ છે પુણ્યશ્લોક પરીક્ષિતની પુનરાવૃત્તિ રૂપ પંચવરદને, પોતે જીવન્મુક્તત્વ માણતા છતા, શ્રવણ–સત્સંગની જ માત્ર નિર્હેતુક સાત્ત્વિક આશા હતી. તદર્થે, તેઓશ્રી વિરક્ત તપસ્વી મહાત્માઓને સ માની, ઉત્તમ શ્રેયસ્કર જ્ઞાનાનુભવની વૃતાન્તકથા શ્રવણ કરતા તથા સર્વને કરાવતા. એવા ત્રણ મહાપુરુષોનાં અદ્ભુત ચરિત્રો આ ગ્રન્થમા છે તૃતીય સમાગમ, શ્રી સુરેશ્વરાચાર્યજીએ સંપૂર્ણ કર્યો છે આમ, સત્સંગસાધનના યથાર્થ આચરણ વડે શ્રવણ–મનન–નિદિધ્યાસનાદિ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો સહજ પ્રાપ્ત થઈ, અંતઃકરણને અધિકારવિશેષ વિશુદ્ધિ મેળવી આપવામાં સુગમતા થાય છે, એ શાસ્ત્રોક્ત સિદ્ધાન્તનું પ્રતિપાદન કરેલું છે.

'ત્રિ. ખ.' મા છે તેમ, અત્રે પણ, ખાસ કરીને પ્રથમ સમાગમમા, સાંકેતિક રૂપકની રસગર્ભિત યોજના મનોહર રીતે કરેલી છે. ચિત્રારણ્યપ્રવેશ અને તદનન્તર તથા અન્તર્ગત **સિદ્ધેશ્વરપગિષદપર્યંતના** સિદ્ધ **ઉરસ્વાન** મુનિના પ્રસગો, અનુભવો અને વિચિત્ર વ્યતિકરોની શ્રેણીમા, અદ્ભુત અને આભાસી શૃંગારના આવરણ નીચે રેલાતો જ્ઞાન તથા સ્વરુપાનુભવનો દિવ્ય શાંત રસ, સાહિત્યિક દૃષ્ટિએ અપૂર્વ છે. તેનો અલંકારવૈભવ ત્યારે જ વિશેષ વિલક્ષણ લાગે છે કે જ્યારે તે મુનિના સમગ્ર

વૃતાન્તની એક એક વિગતના રહસ્યનું યોગ અને અધ્યાત્મના આરોપણથી સ્ફોટન કરવામાં આવે છે. બાહ્ય 'ચિત્રારણ્યની આખીય પરિસ્થિતિ અને ક્રમ – પરિવેષ્ટનો સહિત સઘળા વ્યતિકરોનું તદ્રુપ દર્શન થવાનો અનુભવ, જ્યારે તપસ્વીને પોતાના જ બ્રહ્માંડમાં – આત્મશરીરમા – થયો, ત્યારે માનવદેહમાં રહેલી દિવ્ય રચનાની યોગચમત્કૃતિનું ઐશ્વર્ય, ગ્રન્થાભ્યાસ વડે તત્કાલીન અનુભવતાં પણ આપણાથી ' અહો ધન્ય ! ' એમ કહેવાઇ જાય છે.

ત્રણે સમાગમોને, અનુક્રમે, યોગકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ કહી શકાય તેમ છે; જો કે, યુક્તિયુક્ત શુદ્ધ બુદ્ધ સન્મતિરૂપ વિવેકનાં સાધનોનો સ્પષ્ટ પ્રવાહ ત્રણેયના અંતર્ગરામાં વહેતો જ રહે છે. તેમાં વિપુલ સામગ્રી છે. સુખવિષયક વિસ્તીર્ણ વિવરણ, નાસ્તિક મતનું યુક્તિભર્યું ખંડન, ચિતિસુખસ્વરુ ઇશ્વરત્વનું પ્રતિપાદન, અષ્ટવિધ ઉપાસના અને સદ્‌ગુરુશરણની યથાર્થતાની શાસ્ત્રીય છણાવટ, ઉપાસકને અંતરાય થતા વિવિધ વિઘ્નો અને તે ટાળવાના ઉપાય, સદ્‌ગુરુતત્ત્વરહસ્ય, જ્ઞાનનું સ્વરૂપ સોપાધિક-નિરુપાધિક પ્રારબ્ધવાળા મહાત્માઓ, ગુરુશિષ્યોન સબંધ – પ્રકાર – અધિકાર – વિચાર – પ્રવૃત્તિ વગેરેનાં ભેદ, સાર અને ખોટા ગુરુઓ, આ સર્વનું રસમય અને રોચક શૈલી વિવેચન કરેલું છે. સંસારમાં વિદ્યમાન મુખ્યતઃ ત્રિવિધ પ વિવિધ પ્રકાર – પરિસ્થિતિ અને પ્રકૃતિનાં મનુષ્યોનાં વૃત્તિ, વિચાર નિર્ણય તથા અંતઃકરણની સ્વરુપસ્થિતિનું, અને તે પ્રત્યેક ચિત્તશુદ્ધિના ક્રમોપાયનું સ્પષ્ટ નિદર્શન સુંદર રીતે કરેલું છે. સિવાય, સદ્‌ગુરુ, શિષ્ય અને ધર્મસંસ્થા સંબંધી વર્ણનોમાં

સમાજમાં ચાલતા અનેકવિધ પાખંડ અને પ્રજાને ભ્રમમાં નાંખનારી પ્રવૃત્તિઓ પ્રતિ કટાક્ષચિત્રો, પરોક્ષ રીતે આવે છે. જીવન્મુક્તનાં લક્ષણો, પ્રતિબંધોની પરંપરાનો પ્રતિકાર કરી તેને પ્રાપ્ત કરવાની સરળ રીતિઓ, ત્રિવિધ આત્મકથન, પ્રજ્ઞા સમાધિ – સપ્ત ભેદવાળી અંતિમ અવસ્થાયુક્ત ભૂમિકાઓનાં ભેદપ્રકાર, અષ્ટપુરિ (લિંગ)ના લય વગેરેનું આબેહૂબ વર્ણન કરેલું છે. સૌ કોઇના સામાન્ય – વિશેષ ધર્મો સ્પષ્ટ કરેલાં છે. સમાજના વિવિધ માનસચિત્રોમાં, વકતાઓ, લેખકો, વિચારકો, નેતાઓ વગેરેનાં અનુચિત વર્તન વગેરેનું પ્રતિબિંબ પણ આવી જાય છે. શ્રી **સુરેશ્વરાચાર્ય**જીપ્રણીત અંતભાગ પણ અવનવી જ્ઞાનસામગ્રીથી છલબલ છે. તેમાં ધર્માધર્મનું સ્વરુપ, શુદ્ધાશુદ્ધનાં લક્ષણો, ત્યાગ – વિરાગ – પરિવ્રાજક ધર્મની સવિશેષ વિચારણા, દશ્યપ્રપંચનું મિથ્યાત્વ, પ્રકૃતિ–માયા–અદ્વૈતતત્ત્વ–બ્રહ્મ વગેરેનાં સંબંધો અને સ્વરુપ સંબંધી વેદાંતવિષયક શાસ્ત્રીય તત્ત્વસમીક્ષા, સદ્‌વિચારનું સામર્થ્ય, મનુષ્યોનાં પંચપ્રકાર, અંતમાં બ્રહ્મર્ષિ અને રાજર્ષિના સંપ્રદાયો સંબંધી પર્યેષણા વગેરે શ્રી સુરેશ્વરાચાર્યજીની મૌલિક પ્રતિભાનાં દ્યોતક છે.

આમ, બાણકવિની કાદંબરીની જેમ, શ્રી નૃસિંહાચાર્યજીના ઘણાખરા ગદ્યગ્રંથો, શૈલીના વિશિષ્ટ ગુણલક્ષણોથી, ' કાવ્ય ' સંજ્ઞામાં ઘટાવી શકાય તેમ છે. **वाक्यं रसात्मकं काव्यम्**નો માનદંડ આ દૃષ્ટિએ અત્યંત વ્યાપક અને ઉપકારક છે.

(૩) કર્ત્તાની અન્ય વિલક્ષણ કૃતિ '**શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ**'નો જ વાર્તાધ્વનિ ટૂંકમાં વિચારીએ. વાર્તાનો મુખ્ય નાયક **વીરવિજય**, સ્વપ્નમાં દીઠેલી સુંદરીને પ્રાપ્ત કરવા પ્રતિજ્ઞા લેવા,

તન્નિમિત્ત ઇતર સર્વ વૈભવનો ત્યાગ કરી, પંથે પળે છે. તેની પરાક્રમપૂર્ણ પ્રવાસકથાની મધ્યમાં જ, ચિત્રમાં જોયેલી રાજકન્યાને મેળવવા મથતા ભદ્રસેનની ઉપકથાનો પ્રવાહ બોધક અને મનોહર રીતે વહી રહ્યો છે. તેજ પ્રમાણે, વીરવિજયને માર્ગદર્શન કરાવનાર સિદ્ધસરખા મહીપાલેન્દ્રની વિચિત્ર કથાનો વિષય 'પણ, તેણે માઘપૂર્ણિમાની રાત્રે મધ્યવનમાં નિહાળેલી યોગિની સમી યુવતી જ છે. આમ, વાર્તાનું વાચ્ય વસ્તુધ્યેય કેવળ કન્યા છે. પરંતુ, કાવ્યશાસ્ત્રની શાસ્ત્રીય રચનાની સહાય વડે, લક્ષ્ય – વ્યંગ્ય અર્થોથી, વાર્તાવસ્તુનું પ્રયોજન ઉત્કૃષ્ટ હોવાનું પ્રતીત થાય છે. દિવ્ય કન્યા અને તે દ્વારા પ્રાપ્તવ્ય દિવ્ય ખડ્ગ – જે ત્રિભુવનના વિજયનું ધારક છે – તે લૌકિક સ્ત્રી અને આયુધના સૂચક નથી. ત્રણ – ભુવન, કન્યા, ખડ્ગ વગેરે શબ્દોનું આધિદૈવિક અને આધ્યાત્મિક રહસ્ય સંપૂર્ણપણે સ્પષ્ટ કરવાને સ્વતંત્ર પ્રકરણ જોઇએ. અત્રે માત્ર, ચાર જ વાક્યોમાં આપણે સૂચન કરીશું.

સર્વનાં દેહગત અધિકરણમાં સ્વતંત્રવત્ પ્રવર્તતી પ્રકૃતિની 'કર્મજસત્તા', (ગીતા અ. ૧૩ ક્ષેત્ર) વડે મનુષ્ય ક્રિયાવાન્ થતો હોવાનું પ્રતીત થાય છે. 'અવિદ્યા' અભિધાનથી ઓળખાતી આ બહિરૂસત્તારૂપ શક્તિમાં, અનિર્વચનીયા માયાની અપર આકૃતિરૂપ, પ્રકૃતિની 'વિદ્યા' શક્તિનો સમાવેશ થયેલો છે, તેને સાધનાશાસ્ત્રમાં 'સ્વભાવસત્તા' કહે છે. (ગીતા પ્રથમ ક્ષેત્રજ્ઞ). આજ સ્વભાવસત્તા, સર્વ સંકલ્પોની પ્રેરક અને મંગલ 'ઇચ્છા' શક્તિ તરીકે ઓળખાતી હોય, આગમશાસ્ત્રોમાં, મહેશ્વરને વરવાની ઇચ્છાવાળી 'ઉમાકુમારી' તરીકે વર્ણવેલી છે. તે પ્રત્યેક અભિમાની જીવાત્માની નિત્યસંગિની તથા ઉત્સાહની પ્રેરક

છે. માનવચિત્તમાં જે તે ગુણના વેગાનુસાર ઉછળતા ભાવરસના ઉદ્રેકને અંતરાત્મા સહી લે છે, તે સર્વસાધારણ સ્થાયી વીરોત્સાહના સ્થિર ભાવની ઉત્તેજક અને પોષક આ શક્તિ '**સતી**' કહેવાય છે. તેનું દ્યોતન આ ગ્રન્થમાં '**દિવ્ય કન્યા**' દ્વારા કરેલું છે.

ટૂંકામાં તાત્પર્યબોધ એ છે કે, જીવદશાની પ્રાકૃતિક મર્યાદાઓનું અતિક્રમણ કરાવવામાં, પામર – મધ્ય – સાધક – મુખ્ય વગેરે ક્રમ દ્વારા અંતિમ સિદ્ધ દશા પ્રતિ જીવાત્માનો વિકાસ સધાવવામાં, અથવા તો ભૂતાત્માના લિંગનો આત્યંતિક વિલય કરી, નિત્ય વિલસતા કારણસ્વરુપ – સ્વસામ્રાજ્યમાં આત્મસ્થિત થવા, આ શક્તિ સર્વદા સર્વને પ્રેરણા અને પથદર્શન, ગૂઢતાથી, કરતી જ હોય છે. માટે મનુષ્યે તેનું ભાન કરી, સીમાબદ્ધ અને બાહ્યપ્રતીત ભૌતિક કર્મજસત્તામાંથી અતિક્રમણ કરી, દિવ્ય સ્વરુપાવગમસૂચક અસીમ અન્તરાનુભવગમ્ય **સ્વભાવસત્તામાં** સ્થિત થવાનું આદર્શ ધ્યેય પામવાનું છે. અને તે માટે, ગ્રન્થના પાત્રોના ઇતિહાસ દ્વારા, લેખકે કાયરતાનો નહિ, પણ અડગ ધૈર્ય અને વીરત્વનો સૂચક અસિધારામાર્ગ ચીંધ્યો છે; – જેમાં દિવ્યતાના અધ્યક્ષપણા નીચે, ભૌતિક રહસ્યના સમાવેશ–સ્વીકારમાં, ઉભયાન્વયવડે, ગ્રન્થકારે મહાગંભીર વેદતાત્પર્ય અને માનવજીવનના કર્તવ્યને ધ્વનિકાવ્ય દ્વારા ગર્ભિત કર્યું છે. તે આ ગ્રંથની અપૂર્વતા અને શાસ્ત્રીયતા સિદ્ધ કરે છે.

તેજ પ્રમાણે, દિવ્ય કન્યા દ્વારા પ્રાપ્ત કરાતા '**આયુધ**'માં **મહાસત્ત્વબલસ્વરુપ** દિવ્ય અધ્યાત્મશક્તિનું આરોપણ કરેલું છે; અને તે ખડ્ગની ઉત્પત્તિક્રમનો ઇતિહાસ અદ્ભુતતાથી

(પાન ૨૧૧) વર્ણવેલ છે. આ ખડ્ગાયુધનો અન્વય, મંત્રશાસ્ત્રના 'પિનાક – પાશુપતાસ્ત્ર' – કે જે તિતિક્ષાયુક્ત તપપૌરુષથી પ્રેરિત ઇષ્ટાનુમહ વડે પ્રાપ્ત થાય છે – તેની સાથે સુસંગત છે. આમ દિવ્યતાની ઉચ્ચ કક્ષાની પ્રાપ્તિમાં વીર્યક્ષમતાના ઉદ્રેકની અપેક્ષાનું સૂચન કરેલું છે. ખડ્ગની દિવ્યતા અને સામર્થ્ય સંબંધમાં, પાન ૩૦૦–૩૦૧ ઉપરનું દિવ્ય કન્યાનું ઉદ્બોધન પ્રેરક છે. અભય અને ઉત્કૃષ્ટ તેજબળઆનંદથી યુક્ત, અધિકારી પુરુષ ત્રિભુવનનો વિજય કરવાનું સામર્થ્ય મેળવે છે. ભૂઃ, ભૂવર્, સ્વર્–થી વ્યાપ્ત થતું ત્રિભુવનનું વિશ્વ, માત્ર બાહ્ય નથી, આંતર્ પણ છે. ત્રિગુણ, ત્રિકોશ, ત્રિપુર, અવિદ્યા–કામ–કર્મની કે મલ–માયા–કર્મની ત્રિપૂટિ, ઇત્યાદિ વિવિધ શાસ્ત્રોની સંજ્ઞાઓથી ઓળખાતાં, ગગનગહન અંતર્હિત ત્રિભુવનો, પ્રત્યેક જીવાત્માની કારણસામગ્રીરૂપ છે. (Doing) કર્તૃત્વ, (Enjoying) ભોક્તૃત્વ અને (Knowing) જ્ઞાતૃત્વનાં વિવિધ વાસનાબીજકો અને પુટોથી શરૂ કરી, અવિદ્યામાયાના પરિવેષ્ટન વડે પૂર્ણતઃ અંધાવૃત થયેલો અભિમાની, કર્મકોશાનુગત પરંપરાદ્વારા જનિમૃતિને અનુરૂપ સંસાર – સંસ્કારથી સમૃદ્ધ થતો જાય છે. એવા પ્રબળ મદોન્મત હસ્તિ સમાન થયેલા ત્રિ–પુર–કોશરૂપ ત્રિભુવનનો સર્વકાલીન જય કરવા સમર્થ શસ્ત્રની આવશ્યકતા બતાવી છે, – જે વાસના, કર્મ અને કામના – ના જય દ્વારા, વેદોક્ત હૃદયગ્રન્થિ, સંશય અને કર્મભેદનું ભેદન કરી, માયાસત્તાનું અતિક્રમણ કરવા રૂપ, વિજયને વરાવે છે.

સ્વલ્પમાં, અનુક્રમે અધ્યાત્મવિદ્યા અને અધ્યાત્મશક્તિના સૂચક 'દિવ્ય કન્યા' અને 'દિવ્ય ખડ્ગ'ના સાંકેતિક સ્વરુપને સમજનારો

અધિકારી પુરુષ, – આ ગ્રન્થના શ્રેયસ્કર સિદ્ધાન્તોને હૃદયમાં ધારણ કરનાર ખડ્ગધારી પુરુષ – દુરિતવિકારાદિ દુર્જેય દુર્ગુણોને પોતાને વશ વર્તાવી, સિદ્ધ પુરુષના વિલક્ષણ તેજ–બળ–સિદ્ધિસામર્થ્યથી યુક્ત થઇ, દૃષ્ટ–અદૃષ્ટ સર્વ પ્રકારના અભ્યુદયને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને છે, અને ક્લેશભયાદિના નિરંતર ઉચ્છેદપૂર્વક, સ્વભાવસત્તામાં સ્થિર થઇ, મુક્ત જીવન માણી, નિરતિશય અખંડાનંદાનુભવ કરે છે.

Tennysonના ' Coming of Arthur ' અને ' Passing of Arthur 'મા, સરોવરમાં દિવ્ય સ્ત્રીના હસ્તમા પ્રકટ થયેલું આર્થરનું અસિ–આયુધ હોય છે. તેમાં પ્રસ્તુત ખડ્ગનો અલૌકિક દિવ્યભાવ ન્યૂનાંશમાં છે. ત્યા ધ્વન્યાર્થ, (chivalrous) વીરતામાથી (celestial) દિવ્યતામા પરિણમતો નથી. તેની અપેક્ષાએ ખડ્ગનું સામર્થ્ય વિલક્ષણ, અતર્ક્ય અને અદ્ભુત હોવાનું પ્રતીત થાય છે; તેટલો ભેદ સ્પષ્ટ છે. ( Mystic school of Occultism ) અગમ્ય ગુપ્ત રહસ્યવિદ્યાના ' The Heart of the Master ' નામની નાની પુસ્તિકામા ' The Five Symbols ' પ્રકરણમા પણ, ' The Flaming Sword 'નું વર્ણન આવે છે, તે તરફ તુલનાત્મક અભ્યાસ કરનારા રસજ્ઞોનું હું લક્ષ્ય ખેચું છું.

વાર્ત્તાવસ્તુનો વિચાર કરતાં, કથા શૃગારની લાગે છે. પરંતુ બીજીમાં પ્રતિષ્ઠા પામેલો શૃંગારરસ, વસ્તુવિકાસની સાથે – જેમ ઉત્સાહને ઉદ્રેકની તક મળે છે તેમ, – સાગોપાગ પરિપોષ પામતો નથી. આ અપૂર્વ સુંદર રસબોધમય તત્ત્વકૃતિમાં ( અને અન્ય ગ્રન્થોમાં પણ ) વીરરસની પ્રધાનતા પાસે, શૃંગારરસની ગૌણતા

સાબીત થાય છે. તે જ પ્રમાણે તત્ત્વરસનું શાંત ઝરણુ, પૃષ્ઠોના બોધપ્રવાહના પડ નીચે ધીરગંભીરપણે વહતું જ રહે છે. અને અદ્દભુત રસ તો શૃંગારની સમાન જ્યહિં પોતાની ચમત્કૃતિનું નિદર્શન કરે છે. ઉદાહરણોથી અધિક સ્પષ્ટતા કરવાને અત્રે અવકાશ નથી. અત્રે આચાર્યશ્રીના પવિત્ર પરોપકારી ઉદ્દેશને ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, તેઓથી, સાહિત્યકૃતિઓમાં ગૃહસ્થાશ્રમ, સંસાર વગેરેનું પરમ સાધન તરીકે પ્રતિપાદન કરે છે. તેઓશ્રીની અક્ષરકૃતિમાં શૃંગારરસને મુખ્ય પદ આપવાનો તેમનો આશય જ ન હોવાથી, લગ્નાન્તર સંયોગવિયોગાદિ પ્રસંગોની કલ્પનાના ભાવ તેમાં પ્રાચુર્યથી જોવા મળતા નથી. કેટલેક સ્થળે વિપ્રલમ્ભ અને વિપ્રયોગના ભાવોનું માત્ર સ્ફુરણ – સૂચન હોય છે, ત્યાં ધ્યેય વસ્તુ મોહકે, મોહપાત્ર કામ કે કામિની-વિષય નસ્તાં, પવિત્ર પ્રેમ યા તત્ત્વવસ્તુનું અનુસંધાન સુલક્ષિત હોય છે. આથીજ, સાક્ષર શ્રી રમણલાલ દેસાઇનું એક વાક્ય અત્રે ઉતારવાનું મન થાય છે:

"સરળતા, સચોટતા, ધ્યેયલક્ષીપણું, બળ, મર્મ, વિરોધ પ્રત્યે માન અગર ઉપેક્ષા, વેરઝેરનો અભાવ, અને ઉન્નત અસર એ જેમ ગાંધીસાહિત્યનાં લક્ષણ છે તેમ તે શ્રેયઃસાધકવર્ગના સાહિત્યનાં પણ લક્ષણો કહી શકાય. વળી શૃંગારરસની સહાય વગર સાહિત્ય ઉપજાવવાની શક્તિ ગાંધીજીમાં છે તેવી શક્તિ શ્રેયઃસાધકવર્ગના સાહિત્યમાં રહેલી છે."

પણ ઉમેરવાની અગત્ય છે કે આ વર્ગના મૂળ પ્રણેતા પુરુષની તમામ સાહિત્યકૃતિઓમાં (અને વર્ગના વિદ્વાન્ સાધકોના

સાહિત્યમાં પણ ), શૃંગારરસનો જેવો વિશદ, મર્યાદાપૂર્ણ અને સમુચિત સંયમવિભૂષિત તથા સહેતુક ઉપયોગ કરવામા આવ્યો છે, અને તેની જેટલા પ્રમાણમાં સ્થાયિ ઉન્નત અસર થવા પામી છે, તેવું અન્ય ધર્મતત્ત્વસાહિત્યમા થવું – મળવુ મુશ્કેલ છે. આ ગ્રન્થોમાં શૃંગાર અને વિશેષ વ્યાપક સ્વરુપ ધારણ કરતો અદ્દ્ભુત રસ, વીરરસને ( human element ) આચ્છાદન કરી શકતો નથી, એ 'ત્રિ. વિ. ખ.' 'સુરેશચરિત્ર', અને 'સતી સુવર્ણા'માં વધારે સ્પષ્ટ છે.

શ્રી નૃસિંહાચાર્યજીના ગદ્યગ્રન્થોમાં કર્ત્તાનુ ચરિત્રાત્મક વ્યકિતત્વ પ્રતિબિંબિત થયેલું જણાય છે. 'ભામિનીભૂષણ'ના છેદના અલંકારો, 'સુરેશચરિત્ર' અને 'ત્રિ. ખ' કરતા, તેમના પત્રોમા અને 'સિ. સિ.' તથા 'પં. વૃ.'મા તે વિશેષપણે વિલસે છે. અત્રે માત્ર સૂચન જ કરીશુ. 'પં. વૃ' ના દ્વિતીય સમાગમમા વર્ગની સંસ્થા અને આચાર્ય પ્રતિ ( સમાગમમા વર્ણવેલા ) વિવિધ પ્રકારના શ્રદ્ધાળુ, અશ્રદ્ધાળુ, નાસ્તિક, અને નિંદકોની કેવી રીતની પ્રવૃત્તિઓ થતી હતી, તથા સદ્દગુરુ પોતે તે સર્વ સબંધ–વ્યવહારોને કેવું સ્વરુપ આપતા હતા...એ સર્વ સત્ય હકીકત ઉપર પરોક્ષ, પણ અનુભવીઓની આંખો આગળ તો પ્રત્યક્ષવત્, પ્રકાશ પડતો જણાય છે. ગુરુશિષ્યસબંધ પ્રતિ પણ તેમા યથાવત્ ગર્ભિત સૂચનો કરેલા છે. 'સિ. સિ' નું દ્વિતીય રત્ન તો personal autobiographical element – આત્મતત્ત્વથી સભર છે. ત્યાં તો સૂર્યદેહા નદી, આશ્રમ, સદ્દગુરુનું નામ પણ શ્રી નૃસિંહશર્મા વગેરે છે, જે સૂચક છે. ગુરુની બોધ કરવાની રીત, મુખ્ય અધિકારી શિષ્યો સંબધી વિગત...વગેરે સ્થળ અને વ્યકિતઓની

વૃત્તિપ્રવૃત્તિપર્યંત સઘળો વૃત્તાન્ત, આચાર્યશ્રીના આશ્રમ અને વર્ગના જીવનને ખડો કરે છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. 'ભા. ભૂ.'માં દિવ્યમૂર્તિ મહાત્માનું ચરિત્ર પણ આ જ કોટિનું છે, વગેરે.

(૪) 'સુરેશચરિત્ર' કર્તાશ્રીનું ચતુરંકી નાટક છે. તેનો બીજો ભાગ પ્રકટ થયો નથી. આ નાટકના વિવિધ પાત્રો અને પ્રસંગો વાર્તાગ્રન્થોની પેઠે, રસિક, રોચક અને રોમાંચક દૃશ્યોથી મનોહારી છે. તેની પ્રયોગપીઠિકા કૃત્રિમ રંગભૂમિ નરતાં, વાસ્તવ જીવનની સાચી નાટ્યભૂમિના મંચ ઉપર તેને અત્યંત અવકાશ છે. તેથી વિદ્વાનો તેને અદ્ભુત શાસ્ત્રક્રિયા અગર પ્રક્રિયા તરીકે ઓળખશે. છતાં પણ ભિન્ન ભિન્ન રુચિના જનમનના રંજન તેમ જ વિકાસ માટે તેમાં પૂરતી સગવડ હોઇ, આ અપૂર્ણ નાટ્યકૃતિ—તેનો લેખનસમય વિચારતાં – સફળ છે. છેલ્લા પ્રવેશમાં ઋષિ (પાત્ર) શિષ્યને કહે છે તેમ, કર્તાના સર્જનનું લક્ષ્યબિન્દુ ગૂઢ રહસ્યો ઉપર હોય છે. તેથી આ નાટિકાની તાત્પર્યદીપિકા, 'ત્રિ. ખ.' વગેરે ગ્રન્થોનાં રૂપકરહસ્યની પેઠે, માનવજીવનને પ્રોજ્જ્વલ કરવાનું, ગૌણપણે વ્યવહારનીતિનું નિદર્શન અને મુખ્યતઃ સ્વરુપાનુભવસૂચક આત્માનંદને ઉચિત ઉચ્ચ અધિકારની પ્રાપ્તિ માટે સિદ્ધ કરાતા ક્રમ ઉપાય આદિને સ્પષ્ટ કરવાનું – પરમ શ્રેયસ્કર વ્યંગ્યાર્થપ્રયોજનથી અભિપ્રેત છે...આ નાટિકામાં સર્વ રસો સમાયેલાં છે. નાટકની શરૂઆત જેમ રૂદ્રરસ વ્યક્ત કરે છે, તેમ મધ્યમાં યુદ્ધભૂમિનો વીર્યભાવ પણ પરાકાષ્ટાએ પહોંચે છે. બીજા અંકનું ઉદ્‌ઘાટન નિસર્ગના સુંદર વનપ્રદેશમાં થાય છે, તેમ તે અંકના તમામ પ્રવેશોમાં, શૃંગાર, નૃત્ય, સંગીત, જ્યોતિષ, કવિતા, અને પર્વત ઉપરની

નિસર્ગભૂમિકાની ચિત્રરેખા – વગેરે કલાઓનાં જ્ઞાન – પ્રયોગાત્મક દર્શન થવાથી, આ અંક શ્રાવ્ય નાટક તરીકે ઉત્કૃષ્ટ કલાનો નમુનો છે. રાજધર્મ, સંસારધર્મ અને અન્ય વિષયો સંબંધી માહિતીથી ભરપૂર આ નાટિકા વ્યંગ્ય ચિત્રોથી વિશેષ સ્પૃહણીય છે; તેમાં ચાલતી યુક્તિપ્રયુક્તિઓ અને અમલદારોની અનીતિઓ સંબંધમાં પણ સ્પષ્ટ કટાક્ષો આવે છે. તેની સત્યસ્પષ્ટતા આકર્ષક છે....વગેરે. **સુરેશ**ના કુટુંબની રીત, **પ્રજ્ઞા** અને **દેવી**થી શોભતો તેનો સંસાર. સુરેશના સ્વયં નૃપત્વના જેમ, આદર્શરૂપ છે. 'ત્રિ. વિ. ખ' અને 'સુરેશચરિત્ર' સંબંધમાં વિસ્તારથી વિવેચન થઇ શકે તેમ છે. પણ અત્રે આટલું જ બસ છે.

(૫) '**સતી સુવર્ણા**' અત્યંત બોધદાયક પણ રસવાળી વાર્તા છે. તેનો ફક્ત પૂર્વ ભાગ પ્રકટ થયેલો છે. તેમાં પણ પ્રેયશ્રેયનું યથાર્થ જ્ઞાન- પરોક્ષ રીતે મળે છે. દુષ્ટ કામુક **શ્યેન** રાજાની, સુવર્ણાનું હરણ કરી લાવવાની વૃત્તિ અને તન્નિમિત્ત થયેલી પ્રવૃત્તિઓનું રસિક વાંચન, વાચકની જિજ્ઞાસાને ઉત્તેજિત રાખે છે. તેમાં ચાલતાં રાજકારણીય ચક્રોની વિગત વાંચતાં, ચાણક્યનીતિનું સહેજે સ્મરણ થાય છે. આ વાર્તામાં તો સદ્‌લક્ષણોથી સતી ગણાતી ચાર યુવતીઓ, આયુધાદિનું જ્ઞાન મેળવે છે, એટલું જ નહિ પણ સુવર્ણાના અપહરણ પ્રસંગે પુરુષવેષમાં ઘોડા પર બેસી વીરપ્રવૃત્તિ પણ કરે છે. આ પરથી કર્તાશ્રીના સ્ત્રીવિષયક ઉદાર વિચારો સ્પષ્ટ સમજાય તેમ છે. આચાર્યશ્રીની સિદ્ધાન્તશ્રેણીમાં સ્ત્રીનું સ્થાન સર્વોચ્ચ છે, એ તો સંન્યાસ અને સંસારવિષયક તત્ત્વચર્ચા પરથી જ આપણે નિર્ણય કરી ચૂક્યા છીએ. ગૃહસ્થાશ્રમનું જે ગૌરવ તેઓશ્રીના ગ્રન્થોમાં કરેલું છે તે જોતાં, તે આશ્રમના

આધેયાવલંબન રૂપ ગૃહિણીની **गृहम् गृहिणी उच्यते**, અથવા **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता**–એ વાકયો અનુસાર કોઇ પણ રીતે કે પ્રકારે, કોઇ પણ સંજોગોમાં, અવગણના કરવામાં ન જ આવે એ દીવા જેવું સ્પષ્ટ છે. સ્ત્રી એટલે શક્તિ અને સરસ્વતી; પવિત્રતાની પ્રતિમા. સ્ત્રીની પૂજ્યતા અને પવિત્રતાની પરાકાષ્ટા ઉપર દેશની ઉન્નતિ તથા સમસ્ત સૃષ્ટિનું ગૌરવ નિર્ભર રહે છે. સ્ત્રી એ માનવજાતનું એકમ છે, અભ્યુદયનો આધાર છે, ઉચ્ચતાનો પાયો છે. એની અવગણના કરીને કયો પુરુષ, કયું કુટુંબ કે કયો દેશ આબાદીની અપેક્ષા રાખી શકે ?

(૬) આચાર્યશ્રીના 'ભામિનીભૂષણ 'ના ગ્રન્થો વાંચતાં, આપણને આજે એક વિદ્વાન્ પુરુષના મર્મવાકયો યાદ આવે છે કે,

**' We have Women, not Wives,**
**We have Houses, not Homes. '**

સ્ત્રીની ઉન્નતિની સાચી દિશા સમજાવવા શ્રી નૃસિંહાચાર્યજીએ ' શ્રી ભામિનીભૂષણ ' લખવાનું શરૂ કર્યું. પાંચ અલંકારોની પૂર્ણતાએ તેનો પ્રવાહ સ્થગિત થઇ ગયો. આ ગ્રન્થોમાં સમાયેલા વિષયોની સૂચિ માત્ર દર્શાવીએ તો જ એક પ્રકરણ થાય તેમ છે. એટલે તેનું વિશદ રીતનું વિવેચનાત્મક મૂલ્ય આંકવાની અભીપ્સા અત્રે જતી કરીને, તે ગ્રન્થોની અપૂર્વતાનો એકરાર કરીને આપણે સંતોષ માનીશું. સમાજમાં – સંસારમાં સ્ત્રીનું સ્થાન ગૌણ નથી, પણ ઉચ્ચ છે. એ, કર્તાશ્રીએ માત્ર વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી જ નિરૂપણ કર્યું છે, તેમ નથી, પરંતુ તેઓશ્રીના તત્ત્વનિરૂપણમાંથી નીકળતા નવનીતને સારી પેઠે માણી શકનાર

સાધક સ્પષ્ટ સમજી શકે તેમ છે કે, શ્રી નૃસિંહાચાર્યજીનો માયાવાદ વિશિષ્ટ અને વિલક્ષણ રીતનો બહુમાન્ય છે. વિશ્વરચનામાં હેતુરૂપ – પ્રભુપ્રિયા – પરમાત્માની દિવ્યશક્તિ વાસ્તવિક છે એટલું જ નહિ પણ તે મુક્તિસાધક છે. તેથી જ શ્રેયઃસાધકવર્ગના સમગ્ર સાહિત્યમાં **સ્વભાવસામર્થ્ય**ને બહુ મહત્ત્વ આપેલું છે આ શું સૂચવે છે ? સ્ત્રીની મહત્તા.

તેથી તો, 'ભામિનીભૂષણ'ના પ્રથમ અલંકારનો પ્રારંભ જ અતિ આકર્ષક છે, નવીનોને ખાસ આકર્ષક છે; કારણ તેઓ જાણે છે કે તેના કર્તા એક પ્રાચીનમતવાદી ધર્માચાર્ય છે. સંન્યાસીની કથામાંથી સાંભળેલાં, **द्वारं किमेकं नरकस्य नारी** ( નરકનું દ્વાર કયું ? નારી ). **संमोहयत्येव सुरेव का स्त्री । किमत्र हेयं कनकं च कांता । का शृंखला प्राणभृतां च नारी । विश्वासपात्रं न किमस्ति नारी । त्यक्त्वा सुखं किं त्रियमेव सम्यक् । किं तद्विषं भाति सुधोपमं स्त्री ।** ઇત્યાદિ સ્ત્રીદોષ સૂચવતાં વચનો, વિજયા નામની વિચારવાન્ પણ અલ્પશિક્ષિત સ્ત્રી પોતાના વિદ્વાન્ પતિ મનોહર આગળ કથન કરી, તે વચનોનો વિરોધ કરી, સ્ત્રીપુરુષની સરખી દોષયુક્તતાનો દાવો, નમ્રતાપૂર્વક કરે છે. તે કોયડાના સ્પષ્ટીકરણમાં **ધર્મકુટુંબ**ની કથા ' ભામિનીભૂષણ' ના ગ્રન્થેનો વાર્તાવિષય બની રહે છે. આમ સ્ત્રીઘૃણા, સંસારત્યાગ, અને માનવતાના મિથ્યા પરિહાસમાં પરિણમેલા, યંત્રવત્ રૂઢ થઇ ગયેલા કહેવાતા ધર્મક્ષેત્રના વિચારવર્તમાનને, કર્તાશ્રીએ વાર્તાના બીજાનું સ્થાન આપ્યું છે. અને વસ્તુ–બોધના વિકાસ સાથે મિથ્યા વિચારોના નિરસન દ્વારા, સ્ત્રી-સમાજનું સંસ્થાપન કરવાનો અતિપ્રશંસનીય પ્રયાસ કરેલો

છે. આમ, સ્ત્રીશક્તિના વિકાસ તરફ દુર્લક્ષ ન રાખવાની તેઓશ્રીએ હિંદુસંસ્કૃતિના ઉપાસકોને સૂચના કરી છે. સ્ત્રી એ ઘરનું પ્રધાન અંગ છે, એના વિકાસ માટેની વિચારણીય તમામ વિગતો અને સ્ત્રીઉપયોગી વિષયોને 'ભામિનીભૂષણ'માં સાદી સરળ ગૂજરાતી ભાષામાં સુંદર શૈલીમાં ચર્ચવામાં આવેલાં છે. આદર્શ ગૃહિણી, આદર્શ જનેતા, સુખી સંસાર બનાવવા તેમાં કયા કયા સદ્ગુણોની આવશ્યકતા છે, તથા તે ગુણો કેવી રીતે અને કયા ક્રમથી ખીલવી શકાય, તેનું જે રસિક બોધમય સુંદર સંવાદશૈલીથી મનોહર વાર્તાના રૂપમાં માર્ગદર્શન કરેલું છે, તે અજોડ છે, અને ગ્રન્થલેખનની પ્રસિદ્ધિના સમયનો વિચાર કરતાં અપૂર્વ છે. ઝીણામાં ઝીણી બાબતોથી માંડી મોટામાં મોટી બાબતોનો સાર–સંદર્ભ તેમાં આવી જાય છે. રસોડાનાં જાળાંઓ કાઢી સ્વચ્છતા રાખવાથી માંડી, સ્ત્રીઓને અનુરૂપ કળાઓ, આરોગ્ય–પાકશાસ્ત્ર આદિ અને સ્વપ્નવત્ સંસારના સ્વરૂપને જાણી, પ્રાપ્તવ્ય કર્તવ્યના જ્ઞાન પર્યંત – તમામ બાબતોનુ તેમાં સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. ગૂજરાતી આર્યસમાજના સ્ત્રીવર્ગને ભૂષણરૂપ આ અતિ ઉપયોગી 'ભામિનીભૂષણ'ના પાને પાને, સુખી સ્વર્ગીય સંસાર–જીવનના માધુર્યની ભાવનાઓની ફોરમ ઊડે છે.

'ભામિનીભૂષણ'ના વાચકને 'સરસ્વતીચન્દ્ર'ના ગુણસુંદરીના ગૃહસંસારનું સ્મરણ થયા વિના રહેતું નથી. કેટલે અંશે તુલના થવી શકય છતાં, 'ભામિનીભૂષણ'ની કોટિ, 'સરસ્વતીચન્દ્ર'થી નિરાળો પડે તેમ છે. 'ભામિનીભૂષણ'માં પાત્રોની વિવિધતા ઉપરાંત, પ્રત્યેક પાત્રની વિશિષ્ટતા રસનિષ્પત્તિમાં ઉપકારક થઇ પડે તેવી છે. અત્રે કેટલાં ઉદાહરણો આપી શકાય ? સહજ સમજુમાં ગણાના વિઠ્ઠલજી

અને ભાગીરથી, કવિ ગોવર્ધન અને તેની પત્ની ધનલક્ષ્મી, સ્ત્રીપુરુષમાં ઉચ્ચ કોણ વગેરેની શાસ્ત્રીય ચર્ચા કરતું ભૂભારકર – કૌશિકીનું અધિકારી યુગલ, ત્રિભુવન અને પાર્વતી, કાવેરી અને જ્ઞાની ધનેશ્વર, ધરમદાસ અને મંછા, કૃષ્ણદાસ, ચંદન અને સાંકળી સાસુની, તથા માવડીમુખો પતિ ભગવાન્, જેઠી અને પુરણકોર સાસુની બે ત્રિપુટી, પદ્માકર અને તેની મુખ્યત્વે કલહપ્રિયા વિરોધી વિકલા, વગેરે ભિન્ન ભિન્ન યુગલોનો પ્રાથમિક પરિચય, નિમ્ન – મધ્ય – અને કોઇ કોઇ તો અધમ અધિકાર ઉપરનો આપેલો છે. આદર્શ દંપતિ, ગ્રન્થના કેન્દ્ર ગૃહમંદિરના પાત્રો **મનોહર** અને **વિજયા** છે; તેના સંપર્ક અને વધતી જતી બોધની અસર નીચે, અન્ય સર્વ પાત્રોનો વસ્તુવિકાસની સાથે ચારિત્ર્યવિકાસ થતો જણાય છે. આથી જ, પ્રથમ અલંકારમાં સામાન્ય મતિથી સર્વસાધારણ રીતે સર્વથી સરળતાથી સમજી શકાય એવી શુદ્ર વ્યવહારના પણ આવશ્યક સુખ–અભ્યુદયની વાતોવાળો ધર્મકુટુંબના આખ્યાનનો ભાગ કથન કરેલો છે. પણ દિવસ જતાં જેમ શ્રોતાઓની સમજ, ઇચ્છા, યોગ્યતા અને અધિકાર વધતા જતાં જણાય છે, તેમ તેમ તેમાં મોટી બુદ્ધિ અને વિવેકવડે સમજાય એવા અદ્ભુત ચમત્કારિક ચિંતનપ્રધાન કથાભાગ આવતા જાય છે. વાર્તા અને તત્ત્વબોધ એકદમ નહિ પણ ક્રમશઃ પ્રેયમાંથી શ્રેયમાં, સામાન્ય સરળતામાંથી અસાધારણ ગૂઢતામાં વહેતો હોવાનું પ્રતીત થાય છે. તદનુસાર ભાષા અને વક્તવ્યનો વળાંક પણ ઉચિત આકાર ધારણ કરે છે. 'ભામિનીભૂષણ'માં આપણો સમાજ જેવો છે તેવો અસલ સ્વરુપમાં પ્રતિબિંબિત થાય છે. તેમાં ય સ્ત્રીઓ તો વાણી, વર્ત્તન અને અભિનયની તેમની નાની મોટી સંપૂર્ણ વિગત સહ દર્શન દે છે. કેટલાંક types

બોલનાર બાલમુકુંદદાસ વગેરે – કર્ત્તાશ્રીના સમાજ–નિદર્શન નિરૂપણ અને મૌલિક સર્જનની સાબીતી રૂપ છે. **શ્રી મંગલશેઠ** વગેરે પુરુષવર નિર્મોહ પાત્રો પણ કથારહસ્યની સમજુતીમાં આવકારદાયક થઇ પડે છે. લગભગ પોણા બે હજાર પૃષ્ઠના, અપૂર્ણ રહેલા ગ્રન્થાલંકારાની આ વાર્ત્તાનું એક તાત્પર્ય વિચારશીલ વાચક સમક્ષ તરી આવે તેમ છે અને તે એ છે કે, ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્ક્યના પત્ની મૈત્રેયીએ ઉત્તમ પદ પ્રાપ્ત કરતાં તત્ત્વવિચાર ઉત્તમ પ્રકારે પતિસહ કીધો હતો, અને તત્ત્વવિચાર તથા તે પદની પ્રાપ્તિને અનુકૂળ પ્રવૃત્તિ કરી હતી; તેમ 'ભામિનીભૂષણ'માં ' વિજયાલક્ષ્મી 'એ ઉત્તરોત્તર ઉચ્ચ અધિકાર સાધી બોધરૂપે જ સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્નો કર્યાં છે. તેમાં માત્ર સ્ત્રીઓનું જ નહિ પણ 'મનોહર' સમાન પતિઓનું પણ સ્ત્રીઓમાં સાધવા–સધાવવાનું અભીપ્સિત સૂચન કરાયેલું છે. સુદર્શના, વૈજ્ઞાનિકી, સંવિતા જેવા પાત્રોનો અભ્યાસ કરવાથી, સ્ત્રીની ઉચ્ચ પદવી નિર્ણિત થાય છે. ગ્રન્થને સાવધાનતાથી વાંચનારને સ્પષ્ટ થાય તેમ છે કે, કલેશકંકાશથી સળગતી શેરીની સ્ત્રીઓ સુધરતાં, સુધારણાનાં આંદોલનો સમસ્ત સમાજને વ્યાપ્ત કરે છે અને પરિણામે સુખ–ઉન્નતિનો માર્ગ નિષ્કંટક ખુલ્લો થાય છે. તેથી તો, કર્ત્તાશ્રીએ, અનેક પ્રસંગે પુરુષોના સ્ત્રીવિષયક ધર્મપાલન પરત્વે પણ પુષ્કળ બોધ કરેલો છે; અને ભિન્ન ભિન્ન યુગલોના દામ્પત્યવ્યવહારના નિદર્શનમાં પુરુષ પાત્રોને કટાક્ષ તથા વ્યંગ્યથી ટપકાર્યા છે!

પવિત્ર રામચરિતમાનસની પેઠે, ' ભામિનીભૂષણ 'માં Home – Influence કુટુંબવ્યવસ્થા તથા કુટુંબવર્તુલમાં પ્રસરતા વિવિધ સંબંધોની રક્ષણ–મર્યાદા સંબંધી સ્પષ્ટતા કરેલી

છે. **લક્ષ્મીમાતા અને સરસ્વતી,** આદર્શ માતાપુત્રીના સંબંધના સૂચક છે. **મનોહર – વિજયા** પતિપત્નીનાં પ્રતીક છે, તે જ પ્રમાણે બીજા આદર્શ સંબંધો ગ્રન્થાભ્યાસથી એની મેળે સ્પષ્ટ થયા વિના રહેતા નથી.

છેવટમાં સ્ત્રીત્વના મહત્વ સંબંધી એક સૂચન કરી લઇએ. પ્રાચીન ભાવના પ્રમાણે સ્ત્રીની પદવી સમાન તો શું પણ ચઢિયાતી હતી. પણ તેની સાથે, તેના સર્વોચ્ચ પદના સંરક્ષણ સારૂ, આર્ય સન્નારીને વીરાંગનાના બિરૂદથી વિભૂષિત કરવામાં આવી હતી. સ્વતંત્રતાના સ્વૈર અને નિર્હેતુક દુરૂપયોગદ્વારા સ્વચ્છંદતામાં પરિણમતાં, વીરાંગના પદભ્રષ્ટ થઇ વારાંગનાના અધમ સ્થાનમાં હડસેલાઇ ન જાય, તે માટે સ્ત્રીત્વની કુદરતી રચનાનુસાર, સમાજવ્યવસ્થામાં તેની વિશિષ્ટ સંબંધમર્યાદાઓ નિશ્ચિત કરાયેલી હતી. તેની – પ્રાચીન ભાવનાની – અર્વાચીન ઢબે રજુઆત કરવામાં આચાર્ય સાહિત્યકારે ખૂબ હિંમત વાપરી છે. છતાં કર્ત્તાશ્રીએ સ્ત્રીને ગુલામડી – દાસી તરીકે કદી ગણી–ગણાવી નથી, એ વિવિધ આખ્યાન – દૃષ્ટાન્તોથી સ્પષ્ટ થાય છે: ખાસ કરીને, પાંચમા અલંકારમાં દીપક દેવજ્ઞાનું આખ્યાન આ મત ઉપર પૂરતો પ્રકાશ પાડે છે: અવતરણોથી વિસ્તારનો ભય રહે છે. છતાં, પ્રથમ અલંકારનું એક વાક્ય અત્રે આપવું ઠીક લાગે છે; (પૃ. ૧૯૫)

" કેટલાક મંદમતિ તો સ્ત્રીને હલકા નોકર જેવી ગણે છે, પણ **શાસ્ત્રમાં કંઇ એમ કહ્યું નથી.** શાસ્ત્રમાં તો સ્ત્રીને અર્ધાંગના કહી છે; મતલબ કે જેવું આપણું શરીર પ્રિય જાણીને આપણે રક્ષણ કરીએ છીએ, તેવું સ્ત્રી છે તે આપણું અર્ધું શરીર જ છે; એમ જાણીને તેની બરાબર રક્ષા કરવી જોઇએ.

ખરું જોતાં તો ઘરમાં આપણો અને એનો સરખો હકક છે. જેવો આપણો તેના ઉપર હકક છે, તેવો અને તેટલો જ તેનો પણ આપણા ઉપર હકક છે." અને આ ધર્મપાલનની વ્યવસ્થા પાર પાડવા, તેઓશ્રી પૃષ્ઠ ૧૭૩ ઉપર કહે છે:

" આ ઘરમાં પુરુષ છે તે રાજા જેવો ગણાય છે, અને સ્ત્રી છે તે તો પ્રધાન જેવી ગણાય છે..." એ રૂપકથી સ્ત્રીપુરુષની સંસારવ્યવસ્થામાં અન્યોન્ય ઉપકારતા સ્પષ્ટ કરી, એક બીજાના સ્નેહ–સંપ ઉપર સુખનો આધાર હોવાનું સમજાવેલું છે. આગળ ઉપર, સ્ત્રીઓને સ્વધર્માચરણ દ્વારા નિષ્કામ પુરુષની પદવી પ્રાપ્ત થવાનું જણાવી, કર્તાશ્રી સૂચન કરે છે કે,

"...આ રીતે સ્ત્રીને પુરુષપણું લાવનાર જેમ ધર્મ છે, તેમ પુરુષને સ્ત્રીપણું લાવનાર અધર્મ છે......" વગેરે.

ગૃહસ્થધર્મની સફળતામાં સ્ત્રીપુરુષ કઇ રીતે સુંદર ફાળો આપે એ નિર્ણયના આધારે, કર્તાશ્રીએ બન્નેના કાર્યક્ષેત્રોની વહેંચણી કરી આપી છે. સ્ત્રીઓ પુરુષોચિત વ્યવહારોમાં જોડાવાનો પ્રયત્ન કરવામાં પોતાના ખરા કર્તવ્યથી ચૂકે તો તે પોતાના ગૃહરાજ્યને સારી રીતે સંભાળવાની પોતાની ફરજ અદા કરવા શક્તિમાન થતી નથી. સ્ત્રીના કુદરતી સ્વભાવ અને શરીરમર્યાદા પ્રમાણે, તેને ગૃહમાં રહી પ્રજાપાલનાદિ વ્યવહારોમાં સર્વોત્તમ રીતે લક્ષ આપવા સમય અને શિક્ષણની સારી અનુકૂળતા આપવી જોઇએ, કે જેના પરિણામે ગૃહમાંનાં પદાર્થોની ઉત્તમ વ્યવસ્થાવડે તથા બાલકોને ઉત્તમ ગુણનીતિવાળાં કરવાની કલાનિપુણતાવડે સ્ત્રીઓ, પોતાનો તથા પુરુષોનો સંસાર કલેશહીન અને આનંદમય કરી શકે. સ્ત્રીપુરુષોના

વ્યવહારનું અમર્યાદપણે સંમિશ્રણ કરવાથી, જનસમાજનું અને ભાવિ પ્રજાનું અત્યંત અહિત થાય છે, તે મતને પુષ્ટિ આપવાને પાશ્ચાત્ય વિદ્વાનો તરફ આંગળી ચિંધવાની હવે જરૂર છે ખરી? **મીસ એડીશીફીપેએ, મિસિસ હક્સ્લી, મિસિસ મેક્સમિલર, ટી. રેયમન્ટ** વગેરે બુદ્ધિમાનોનો અભિપ્રાય મી. પ્લેટના મત સાથે મળતો છે. મી. પ્લેટ (Plate) એક સ્થળે આ મતને પૂરવાર કરે છે કે......

" Woman was created to manage the house... "

સ્ત્રીઓ ગૃહ સંભાળવાને સરજાયલી છે. ' ભામિનીભૂષણ 'મા ચર્ચાયેલા અસંખ્ય નાના મોટા વિષયોનો તો અત્રે નિર્દેશ પણ થઇ શકે તેમ નથી. આ ગ્રન્થની અપૂર્વતા અને લોકપ્રિયતા અનેક રીતે સિદ્ધ થઇ શકે તેમ છે. પ્રથમદર્શનીય ધ્યાનપાત્ર હકીકત તો તે છે કે આ કદદાર ગ્રન્થોની નવ આવૃત્તિઓ થઇ છે, અને અનેક પ્રાપ્તવિવેક સદ્‌ગુણી કુટુંબોમાં મંગલ પ્રસંગોએ, આ પ્રીતિપાત્ર ગ્રન્થોનું ભેટ–દાન કરવામાં આવે છે...આ ગ્રન્થ પ્રત્યે જનરુચિનુ બીજું કારણ, તેની વ્યાપકતા – સર્વવિષયક્ષમતા છે. આગળ જણાવ્યું તેમ, નાની ઝીણી સઘળી વિગતોથી ભરપૂર આ કૃતિ, અધ્યાત્મની પરાકાષ્ટા પર્યંતની સર્વોત્કૃષ્ટ વાનગી પીરસે છે, અને કર્તાશ્રીના ઇતર તત્ત્વગ્રન્થો કરતાં, 'ભામિનીભૂષણ'ની નિરૂપણશૈલી અસ ત સ્પૃહણીય, સરળ અને અસરકારક છે. કથાભાગ સિવાયનો વૃત્તાન્ત મુખ્યત્વે સંવાદનું સ્વરુપ ધારણ કરતો હોવાથી, વાચકની રસવૃત્તિને બાધ આવતો નથી.

વેદશાસ્ત્રી સ્વ. શ્રી કૃષ્ણ રામચંદ્ર શાસ્ત્રી ઇંદારકરે 'પંચમેન્સ

એસોસીએશન 'ના નિબંધલેખનમાં, 'ભામિનીભૂષણ 'ના મરાઠી ભાષાંતર વડે પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કર્યું હતું અને તેનાથી આત્ર મરાઠી જાણતી જનતામાં 'ભામિનીભૂષણ 'ના મૂળ સ્રષ્ટા માટે ભારે આકર્ષણ ઊભું થવા પામ્યું હતું. એ હકીકત આ ગ્રન્થનું સાચું મૂલ્ય સમજાવે છે. આ 'ભામિનીભૂષણ'ના ૧૬ અલંકારો અને 'સિદ્ધાન્તસિન્ધુ 'ના ૨૪ રત્નો લખવાની કર્ત્તાશ્રીની પૂર્વયોજના હતી. તે પૂર્ણ થવાનો અવસર ગુર્જર જનતાને પ્રાપ્ત થઇ શક્યો નથી.

અંતમાં, આચાર્યશ્રીની શૈલી વિષે સહજ સૂચન કરીએ. ભાષા અને પ્રયોજન વિષે, આગળ વર્ગના સાહિત્ય સંબંધમાં આપણે ઘણું કહી ગયા છીએ. આ પ્રકરણમાં નિર્દેશ કરેલાં સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્તોનું પ્રતિપાદન અને સ્પષ્ટીકરણ કરવામાં, સાહિત્યકારની વાર્તાશૈલી વિશિષ્ટ છે. તે તેમના સમયના લેખકો અને પુરોગામી વાર્તાકારોની પદ્ધતિથી સહજ જૂદી તરી આવે છે. એટલે ૧૯ મી સદીના સાહિત્યસ્વરુપનું તેમાં સર્વાંગ અનુકરણ કે અનુસરણ નથી. કઠણ અને અગમ્ય જેવા વેદશાસ્ત્રના સિદ્ધાન્તોની શુષ્ક થવા મથતી ચર્ચાને તેમણે વાર્તાપટમાં રસભરી રીતે ગૂંથી લીધી છે ધર્મગુરુના સાહિત્યસર્જનનું ધ્યેય તથા સમયપ્રવાહ વિચારતાં, ઉપદેશ અને બોધની દઢતા માટે પુનર્વકતવ્ય પ્રધાનપણે દેખા દે છે, એ દૂષણ નહિ પણ ભૂષણરૂપ છે, એટલું જ નહિ પણ ઉપરોક્ત દૃષ્ટિએ અનિવાર્ય લાગે છે. આધુનિક શૈલીથી વિચારતાં તો હર્ષ થાય છે કે રસભંગ, કથનક્લેશ અને વક્તવ્યની ભિન્નતાથ ઠીક ઠીક વંચિત રહેલી કર્ત્તાશ્રીની વાર્તાકૃતિઓ ઐતિહાસિક અ ધાર્મિક, ગ્રન્થોની પેઠે સપ્રમાણ ઉદાહરણોની ઉપકથાઓ

-ઉપદેશના હાર્દને સચોટતા આપે છે, સત્ય અને કલ્પનાની સહાયતાથી સુરસતા અર્પે છે, અને એમ રોચક સાહિત્યની રીતે તે સાત્ત્વિક-આનંદ આપવાનો ધર્મ બજાવે છે. બોધ પ્રથમ આવે અને આખ્યાનો એને અનુસરે; મૌલિક રસમય આકર્ષક આખ્યાનોના દૃષ્ટાન્ત દ્વારા સરલ શ્રેયસ્કર તત્ત્વબોધનું વહન કરાય, એ કલાની શું સિદ્ધિ ન કહી શકાય? બોધની શુષ્કતા વાર્તાવિભાગની રસિકતાથી ટળે છે. આધુનિક આંખને કદાચ સંકલનામાં સ્વાભાવિકતા ન લાગે; પણ તેથી સત્ય જોખમાતું નથી એ જ પરમ સિદ્ધિ, કલ્પનાગમ્ય સંકલના કરતાં, વધારે સારી નથી!

(૭) 'શ્રી નૃસિંહકિરણાવલિ' નામનો શ્રીમન્નૃસિંહાચાર્યજીના રચેલા અધુરા રહેલા લેખોના સંગ્રહરૂપ ગ્રંથ, છેક છેલ્લા દશકામાં પ્રસિદ્ધ થયેલો છે. તેમાં અતિ ઉચ્ચ ગભીર વિચારણાને સ્પર્શતા આધ્યાત્મિક વિષયના નિબંધો છે, તેમ વ્યવહારની ઝીણી વિગતોને સ્પષ્ટ કરતાં સદાચરણીય વિવેચનો પણ છે, તથા અધિકારી જનોને અને પ્રવેશક સાધકવર્ગને યોગ્ય ઉપદેશ થવા માટેના શાસ્ત્રીય અને મિશ્ર પ્રકારના વિષયનિરૂપણો પણ છે. 'શ્રી મહાકાલસ્વરુપ'ના પ્રથમ નિબંધમાં આધ્યાત્મિક વિષયને અનુરૂપ ગંભીર ગિરામાં કરેલું પરમાત્માના દુર્વિજ્ઞેય સ્વરુપનું યથાવત્ વર્ણન સ્પૃહણીય છે. બાકીના નિબંધોમાં ધર્મ, કલા, સત્સંગ, ઉદ્યોગ, સ્ત્રીવિષયક વિવિધ પ્રશ્નો, શિક્ષણશાસ્ત્ર ઉન્નતિના માર્ગો, વગેરે સંબંધી સાદી પણ મર્મવેધી, મનોહર અને ગંભીર શૈલીમાં વિવેચના કરેલી છે. કેટલેક સ્થળે તેમાં શાસ્ત્રીય રીતની અસંગપર્યેષણા કરેલી છે જે સુશિક્ષિત અધિકારીઓને અત્યંત ઉપકારક છે. અંતમાં આપેલ 'પ્રશ્નોત્તર રૂપે શીઘ્ર શિક્ષણ'માં આર્ય–હિન્દુ ધર્મતત્ત્વજ્ઞાનનો ટૂંકાણમાં સંદર્ભ આવી જાય છે,

જે અભ્યાસીને ઘણો ઉપયોગી છે. 'ભવાબ્ધિસેતુ' જુની 'કારિકા–વૃત્તિ' લેખનની પદ્ધતિનો આકર્ષક પ્રકાર છે, તે સ્પષ્ટતા તથા સચોટતા માટે અનુકરણીય છે. સ્વરૂપમાં, આ લેખસંગ્રહ ગૂજરાતી નિબંધસાહિત્યમાં અભ્યાસને માટે સારું સ્થાન પામવાને પાત્ર છે.

મહાન્ પુરૂષો, તેમના અનુયાયીઓ, સ્વજનો કે ઇતર સજ્જનો ઉપર પત્રો લખે, તેમાં, સામાન્ય વ્યવહારકુશળ મનુષ્યોના પત્રવ્યવહારથી ભિન્ન પ્રકારની વિશિષ્ટતા અને સ્વાભાવિકતા હોય છે. આથી મહાત્માઓનો પત્ર – શ્રેણીસંગ્રહ જાહેર મનનને માટે પ્રકટ કરવામાં આવે છે. આમ આપણે ત્યાં પણ, પત્રસાહિત્યનું ક્ષેત્ર ખેડાવા માંડેલું છે. આવાં પત્રો પ્રસંગપરત્વે સ્થાનિક રંગથી રંગાયેલાં હોવાં છતાં, તેમાં સૌ કોઇને મનનીય અને શ્રેયસ્કર – સંતાપહર એવાં સદ્બોધવાક્યોનો ભંડાર ભરેલો મળી આવે છે, એ સર્વનો અનુભવ છે. તદુપરાંત, પત્રસંબંધીઓના જીવન – સંબંધો અને હકીકતો ઉપર પણ તેમાં સીધી કે આડકતરી રીતે, અવશ્ય પ્રકાશ પડતો હોય છે.

(૮–૯) 'સન્મિત્રનું મિત્ર પ્રતિ પત્ર' એ શ્રી નૃસિંહાચાર્યજીનો દીર્ઘતઃ લખેલો પત્રનિબંધરૂપ ગ્રન્થ છે. તેમાં મનુષ્યની સુખ અને ઉન્નતિનું તથા તદર્થે કર્તવ્ય – પ્રાપ્તવ્યનું સ્વરૂપ અને તેનાં સાધનો સંબંધી સુંદર રીતે વિચાર કરવામાં આવ્યો છે. આચાર્યશ્રીએ સજ્જનો અને સાધકો પ્રતિ ભિન્ન ભિન્ન સમયે પ્રયોજનપરત્વે લખેલાં પત્રોને, સામાન્ય વિચારનાં બોધ અને ચિંતનવચનોના સંગ્રહ નિમિત્ત – 'શ્રીસદ્બોધપારિજાતક' (પ્રથમ પલ્લવ)

નામથી પ્રકટ કર્યા છે. મુખ્યતઃ તેમાં સમાયેલી વ્યવહારનીતિને જણાવનાર, ચિંતન અને શાંતિના સ્ફુરણને પોષનાર જ્ઞાનસામગ્રી ઔચિત્યપુરઃસર હોવા ઉપરાંત, પત્રશૈલીની અર્થવાહી સંક્ષિપ્તતા, સ્વાભાવિક નિખાલસતા આકર્ષક છે. નૈરાશ્યને પામેલા મનને, પ્રબળ આશા અને ઉત્સાહના ઉદધિમાં ડૂબકી મરાવવાનું પ્રબળ સામર્થ્ય આ પત્રોમાં છે. તેમાં પાત્ર અને પ્રસંગપરત્વે જ્ઞાનની શાંતિ ઉપરાંત જુદા જુદા રસો ચમકારા મારી જાય છે. પ્રત્યેક સ્થિતિમાં પ્રસન્ન રહેવાનો અને પ્રત્યેક અંતર્બહિર પ્રવૃત્તિઓમાં આત્મા પ્રતિ વળવાનો સર્વોપરિ પ્રબોધ, લગભગ સઘળા પત્રોને સાંકળી લે છે આ પત્રોના યોગ્ય મનનથી, ગમે તેવી નિમ્ન કોટિનો મનુષ્ય પોતાની વ્યાવહારિક અને આધ્યાત્મિક પ્રગતિ સાધવાની પ્રેરણા મેળવે એ નિઃસંશય છે. આચાર્યશ્રીનાં બીજા પત્રો મેળવી, સંશોધન કરી, દ્વિતીય પલ્લવં રૂપે પ્રકટ કરવાની ખાસ જરૂર છે. આ પત્રોમાં, પત્રલેખકની નિરભિમાનતા, સર્વનું સાચું કલ્યાણ કરવાની પરોપકારવૃત્તિ અને સમદર્શીતા સ્પષ્ટપણે પ્રતિબિંબિત થાય છે. સર્વ સાથે – શિષ્યો અને સાધકો સાથે પણ – તેઓશ્રીનો ભાવ અને વાણીવર્ત્તન કેટલાં વિશુદ્ધ, સખ્ય અને વાત્સલ્યથી સભર હતાં, તે પત્રે પત્રે પ્રતીત થાય છે. શ્રી નૃસિંહાચાર્યજીની ગુરુપદ પરત્વેની વિશિષ્ટ નિરહંકારી દૃષ્ટિનાં દર્શન આપણને, તેઓશ્રીએ સુપ્રસિદ્ધ શાસ્ત્રી **શ્રી હરદત્ત કરુણાશંકર** પ્રતિ પાઠવેલા પત્રમાં થાય છે. તેમાંથી એક કંડિકાનું અવતરણ કરીએ;

**"........મુખ્ય નીતિ તો એવી છે કે, શિષ્યભાવનાવાળી વૃત્તિને ગુરુભાવ કર્યા પછી ત્યાં માન આપી વર્તવું એ શિષ્યના ભૂષણરૂપ છે. પણ ગુરુભાવ તો કદાચિત્ પણ**

ગુરુત્વવાળી વૃત્તિમાં થવો જ ઘટતો નથી. તેથી ગુરુત્વના આરોપવાળી વૃત્તિની ગુરુત્વાભિમાનયુક્ત પ્રવૃત્તિ તે ગુરુસ્થાનના દૂષણરૂપ ગણાય છે. માટે વસ્તુતઃ ગુરુભાવ સંભવતો નથી, અને વ્યવહાર પણ તેવા ભાવને રાખી કરવાથી દૂષણ ઠરે છે. અર્થાત્ ઇશેચ્છાથી જે વ્યક્તિમાં ગુરુત્વનો આરોપ કરાયો હોય તે વ્યક્તિએ પોતે પોતાના ગુરુત્વનો સિદ્ધભાવ વૃત્તિમાં આરૂઢ રાખવો, એ સર્વથા દોષરૂપ જ ગણાય છે. અને આરોપ કરનારને તો સઘળા પ્રકારની સ્વતંત્રતા જ છે...." વગેરે.

શિષ્યો કે અનુયાયીઓના બહુમાનથી ગર્વપ્રફુલ્લ થનારા ગુરુ, નેતા વગેરે મોટા સ્થાનને શોભાવનારાઓને, ઉપર્યુક્ત અવતરણ, તેમની જવાબદારી કેટલી સરળ અને સ્પષ્ટ વાણીમાં, પત્રદ્વારા, જણાવે છે ! બ્રહ્મનિષ્ઠ શ્રી **મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી** જેવા વિદ્વાન્ સજ્જનો સાથેની શ્રી નૃસિંહાચાર્યજીની પત્રાવલી વેદાન્તતત્ત્વાર્થની રહસ્યસ્ફોટક છે. સ્વ. શ્રી **અંબાલાલ બુલાખીરામ જાની** શ્રી નૃસિંહાચાર્યજીને 'મર્મજ્ઞ તત્ત્વદર્શી પત્રલેખક' તરીકે વખાણતા.

આપણે શ્રીમન્નૃસિંહાચાર્યજીના ગ્રન્થોના સિદ્ધાન્ત, રહસ્ય, તાત્પર્ય, ભાષાશૈલી અને સાહિત્યસ્વરુપનું અતિ સંક્ષેપમાં નિરૂપણ કરી ગયા છીએ. તે ઉપરથી વાચકને સ્પષ્ટ થયું હશે કે આચાર્યશ્રીએ જનસમાજને સરળ અને પ્રિય થઇ પડે એવું બોધક અને ઉન્નતિકારક વિપુલ છતાં વિશુદ્ધ સાહિત્યસર્જન કરીને, જેનો

કદિ નિષ્ક્રય આપી ન શકાય એવી અમૂલ્ય સેવા કરી છે. ગુર્જર જનતા અને સાહિત્યકલા તેઓશ્રીનું સ્વલ્પાંશે પણ ઋણ અદા કરવા, તે ગ્રન્થોમાં અંકિત થયેલી આચાર્યશ્રીની અમૃતવર્ષિણી વાણીને ઝીલી, જીવન ઉન્નત કરવાને, તે સંસ્કારઋષિના અનુગ્રહને મેળવવા ભાગ્યશાળી થશે, એ ભાવનાથી આ પ્રકરણ પૂર્ણ કરીશું.



## સ્વરુપાવસ્થાન

આપણે જે મહાપુરુષની જીવનલીલા અને સાહિત્યસેવા સંબંધી સંક્ષિપ્ત સમાલોચના કરવાનો પ્રયાસ અત્યાર સુધી કરી ગયા, તે પુણ્યશ્લોક મહાપુરુષના દુન્યવી દૃષ્ટિના સ્થૂળ જીવનની અંતિમ પળનું આલેખન કરતાં લેખિની ખરેખર સંકોચ પામે છે ! જો કે એ ભૂતકાલીન હકીકત નગ્દ સત્ય હોવા છતાં પણ, તેનો ચોકસ સ્વરુપમાં સ્વીકાર કરવા – કરાવવામાં, આપણાં અંતઃકરણને એક પ્રકારનો આઘાત અવશ્ય થાય છે !

जातस्य हि ध्रुवो मृत्युः એ નિસર્ગનો અચલ નિયમ, સર્વ પ્રાણીઓ માટે છે. તેમાં કાયદાની કુનેહબાજી ચાલી શકે નહિ. પૃથ્વીપતિ કોઇ કાયદો ઘડે તો કદાચ તેની સત્તાની હકુમતથી, અમુક પ્રદેશ યા વ્યક્તિને તે કાયદાથી પર અપવાદ રૂપે રાખી શકે. પરંતુ ઇશ્વરી સત્તાના કાનુનોનો ભંગ, ઇશ્વર પણ **कर्तुमकर्तुमन्यथा कर्तुम्** હોવા છતાં, તેમ કરવા પ્રવૃત્તિ કે ઇચ્છા દર્શાવતા નથી. પુરાણની કેટલીક કથાઓમાંના પ્રસંગો પરત્વે, કેટલાક લોકોએ, ઇશ્વર અને દેવતાઓએ નિયમભંગ કર્યાનાં ઉદાહરણો ટાંકી, હિન્દુધર્મનાં શાસ્ત્રોનું અપમાન કરવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા છે. પરંતુ તેમાં તે તે પુરાણપ્રસંગો અને શાસ્ત્રવચનોનો યથાર્થ રીતનો અન્વય અને સમભાવપૂર્વકનો ઊંડો અભ્યાસ, તે લોકોએ કરેલો હોતો નથી. દૈવી સત્તા માનવદેહને અવતાર માટે પસંદ કરે છે ત્યારે મનુષ્યના શરીરની સઘળી પ્રાકૃતિક મર્યાદાઓનું પાલન કરવા પૂર્ણ કાળજી રાખે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

જન્મ અને મૃત્યુ પણ અદષ્ટ નિયમને આધીન જ પ્રવર્ત્યા કરે છે. લીલાતનુ પુરુષો પોતાનું કાર્ય પરિસમાપ્ત કરીને, અથવા તો જેટલું અને જેવા પ્રકારનું કર્તવ્ય કરવાનું તેઓએ નિયત કરેલું હોય છે તેટલું, તેનું તથા ત્યાં સુધીનું તેમનું કાર્ય થઇ ગયા પછી, આયુષ્યનો તેમને માટે ખાસ કોઇ વિશેષ ઉપયોગ કે ઉપભોગનો અર્થ હોતો નથી. દિવ્ય અમર અગમ્ય ગણાતા સંકેતાનુસાર, કોઇ ચોકસ ક્ષણે, ગર્ભિત સ્વરુપે તેઓની જીવનલીલા સંકેલાઇ જાય છે. અને આ સંકેલન – વિલય પણ, એવા અદ્ભુત જીવનનો જીવન જેટલો જ મહત્વનો ગંભીર વિભાગ બની રહે છે. તેથી તો, વૈષ્ણવાદિ સંપ્રદાયોમાં, મહાપુરુષો સંબંધના આ અનિવાર્ય વ્યતિકરને તેમની ' લીલા ' તરીકે જ ઓળખાવવામાં આવે છે. ઇતર જ્ઞાનપ્રધાન સંપ્રદાયો, આ પ્રસંગનું ગાંભીર્ય ' સ્વરુપશમન ' ' સ્વરુપાવસ્થાન ' ઇત્યાદિ સંજ્ઞાઓથી સૂચવે છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજી આપ્તકામ કોટિના આચાર્ય ગણાતા હતા. જીવન-મરણ કે આવાગમન-મુક્તિ વગેરે વિભાગો કે વિચારોની કલ્પના તેઓશ્રીની લીલા સંબંધમાં થવી શકય ન હતી. સમસ્ત સમાજના શ્રેયની સાધનાના માર્ગમાં, પુષ્કળ પ્રયોજનોથી પ્રપૂર્ણ જીવન હોવા છતાં, સ્વગત હેતુથી તેમના જન્મને કોઇ પ્રયોજન ન હતું. આવા પરિપૂર્ણ જીવનની પણ સ્થૂળ મર્યાદાઓનો ક્રમ વિચારતાં–નિહાળતાં, એ જીવનના દેહની વિરામપૂર્ણતાની નોંધ લેવી પડે છે. ચાક્ષુષ દૃષ્ટિથી અવિદ્યમાન આલેખાતી કાયાનું વાસ્તવિક વિલેપન, જગતમાં સૌ કોઇને – અચાક્ષુષી દૃષ્ટિથી વિદ્યમાનતાને અનુભવનારી વિરલ વ્યક્તિઓને પણ -- ક્ષોભ ઉપજાવે છે, એ જ એ અબાધિત ઘટનાનું સત્ય સિદ્ધ કરે છે.

૧૯૫૩ નું સંવત્સર, પવિત્ર શ્રાવણ માસ, અને પ્રસિદ્ધ નાગપંચમી – સુદ પાંચમ. શ્રેયઃસાધકોની આધ્યાત્મિક દૃષ્ટિએ મંગળ ગણાવાને યોગ્ય મંગળવાર ! મધ્યાહ્નનો સંધિસમય થઇ ગયો હતો. ભૂતડી ઝાંપાને સુવિખ્યાત કરનાર એ જ શ્રીનૃસિંહાશ્રમમાં, અનેકના ' બાપજીશ્રી ' બપોરે ભોજનથી પરવારી, ઉપરની મેડીએ પધાર્યા. હમેંશ મુજબ પોતાના નિત્ય નિકટ રહી સેવા બજાવનાર સાધકવયસ્ય શ્રી ત્રિકમલાલભાઇએ પ્રેમપૂર્વક તૈયાર કરી મૂકેલું પાનનું બીડું પોતે આનંદથી આરોગ્યા. થોડો સમય બાદ, તેઓ આરામ લેવા પોઢયા ! એ સ્થૂળ વિરામપોઢણને પછી કોઇ જાગ્રત્ કરી શકયું નહિ ! ડૉકટરવૈદ્યોની ચિકિત્સાએ નિષ્ફળ નીવડી; છતાં, સુખ પરની અખંડ તેજસ્વી પ્રસન્નતાને લીધે, સાયંકાળ સુધી, ચિકિત્સકો અવસાદનો ખિન્ન અભિપ્રાય ઉચ્ચારી શકયા નહિ, પરંતુ યોગીવર્ય આચાર્યશ્રીની યોગસમાધિની શૂન્યતાના સર્વના સંકલ્પને જ દૃઢ કરતો સંદેહ તેઓએ દર્શાવ્યો. આખરે સાયંસન્ધ્યાએ વાતાવરણની ગંભીર ગ્લાનિ અને શોકની કરુણતાને સ્પષ્ટ આવિષ્કાર આપ્યો. સૌ કોઇ, મૂઢની જેમ, પોતાના ૪૩ વર્ષના ' બાપજીશ્રી 'નો અંતિમ સંકેત સ્વીકારી રહ્યા !

સ્થાનિક અને ગામપરગામથી સંખ્યાબંધ સાધકો અને સજ્જનો આશ્રમમાં એકત્રિત થયા, અને બીજા દિવસે; સ્વરુપસ્થિતિને પામેલી વંદનીય વિભૂતિના ભૌતિક – પણ ભવ્ય ભાસતા – દેહને ભવ્ય રીતની અંજલિ સહ અગ્નિસંસ્કાર કર્યો. તે દિવસની ગમગીની અને તે પછીના સમયની હૃદયદ્રાવક કરુણતાનું કઇ કલમ વર્ણન કે કલ્પનાખ્યાલ સરખાં પણ કરાવી શકે !

ઉદય પામતા સૂર્ય સમા, બાર વર્ષના બાલક શ્રી ઉપેન્દ્રાચાર્યનો,

સર્વની શ્રદ્ધાસમેત સંમતિથી આચાર્યપીઠ પર, વિના વિલંબે, પટ્ટાભિષેક થયો; અને શ્રીમાન્ વિશ્વવંદ્ય શ્રી માસ્તર સાહેબની પ્રેરણા, પરિશ્રમપૂર્વક તેની સુશ્રુષા તથા નિઃસ્વાર્થ તપના સહકાર્યથી શ્રી ઉપેન્દ્રાચાર્યજીની છત્રછાયા નીચે, 'વર્ગ' વિકાસ અને વિશુદ્ધિની પરાકાષ્ટાપર્યંત પહોંચવાની પૂરતી પૂર્વતૈયારીને પામવા સમર્થ બન્યો હતો; એ સઘળા ઇતિહાસની રૂપરેખા, આ પુસ્તકમાં આપણે સંક્ષિપ્તમાં પામ્યા છીએ. શ્રી ઉપેન્દ્ર ભગવાનના તિરોધાન પછી, તેઓશ્રીના લઘુભ્રાતા શ્રી સુરેશ્વરાચાર્યના આચાર્યપદારોહણનો માંગલ મહોત્સવ, ધર્મદિગ્વિજયી શ્રી શંકરતિથિ વૈશાખ સુદ પાંચમ, ૧૯૯૩ શનિવારે ઉત્સાહ અને વિધિપૂર્વક થયો હતો. તે સમયે હિંદના અને ખાસ કરીને ગૂજરાતના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા' વગેરે ઘણાં અંગ્રેજી, ગૂજરાતી અને હિંદી સામયિકોએ, શ્રેયઃસાધક વર્ગે ગૂજરાત–કાઠીયાવાડની અગ્રેસર ધર્મસંસ્થા તરીકે કરેલી સેવાની, તથા શ્રી સુરેશ્વરાચાર્યજીના સંયમશીલ જીવનની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. અત્રે માત્ર 'ગુજરાતી પંચ'માં વ્યક્ત થયેલ અભિપ્રાય અને અભિલાષામાંથી એક વાક્ય નીચે પ્રમાણે આપીશું;

"...હવે આ ધાર્મિક સંસ્થાનો ભાર શ્રી સુરેશ્વરાચાર્ય ભગવાન પર આવી પડયો છે. પણ તેઓશ્રીની શાસ્ત્રનિષ્ઠા અને તપોનિષ્ઠા એવી તો પ્રોજ્જ્વલ છે કે તેઓશ્રી સર્વ પ્રકારે સંસ્થાની દિન દિન અધિક સંગીન ઉન્નતિ કરી, હિન્દુ ધર્મનું અને હિન્દુ જાતિનું શ્રેય સધાવશે એવી સકારણ આશા બાંધી શકાય છે..."

એ આશા સત્વરે સફળ થાય એવી, સંસ્થાના સદસ્યો જ

માત્ર નહિ પણ સમસ્ત હિંદુ સંસ્કૃતિના ચાહકો, ઉત્કટ ઊર્મિ અનુભવી રહ્યા છે.

× × ×

શ્રીમન્નૃસિંહાચાર્યજીનો તીરોભાવ, તેમના સમાગમનો પ્રત્યક્ષ અભાવ ગૂજરાતને સાલે તે સ્વાભાવિક છે. તેઓશ્રીની અદ્દભુત અને ઉજ્જ્વલ કારકીર્દિ તથા ઉદાર સેવાઓનો વિચાર કરતાં, તેમની મહત્તા પ્રત્યેક હૃદયમાં સ્થાન માગી લે છે. તદુપરાંત, તેઓશ્રીના સમયનો એકી સાથે ખ્યાલ કરતાં, તેઓશ્રીની પ્રતિભા અને જીવનસેવાનું ગૌરવ સવિશેષપણે ઉદાત્ત, ભવ્ય અને અપૂર્વ હોવાનું જણાય છે. એ સંબંધમાં અત્રે વિસ્તારથી કથન કરવા અવકાશ ન હોવાથી, ટૂંકમાં દૃષ્ટિપાત કરીશું.

બળવાની રાજકીય અસરો અને આંદોલનો, તથા સમાજસુધારાના વિધવિધ વિલક્ષણ પ્રવાહો વચ્ચે, ભારતીય પ્રજા પોતાના સંસ્કારશ્વસન સાચવવા મથી રહી હતી. શાંતિ – ક્રાંતિથી મિશ્ર વાતાવરણ અચોક્કસતા, અનુકરણ અને અધીરાઇભરી વિચિત્રતાથી ઉભરાતું હતું. ઉગ્ર સુધારાવાદીઓની કાતીલ તીક્ષ્ણતા પ્રાચીન પુણ્ય અવશેષોના નાશને નોંતરી રહી હતી. નવકુતુહલવાદી પાશ્ચાત્ય શિક્ષણનો પવન નૈતિક નિર્બળતાને વધારી રહ્યો હતો. ધર્મસંસ્કૃતિનો સંબંધ હૃદયની દૃઢતા સાથેનો મટી, પ્રચારપવનના જુસ્સા સાથે વહેવા લાગ્યો હતો. પોલું દેખી પેસવાની તક શોધતા જડવાદે, અંધશ્રદ્ધાળુ, વહેમી અને વેવલી ધર્મવિકૃતિઓમાં ઘર ઘાલ્યું હતું. મૂર્તિપૂજા કેવળ જડ અને યંત્રવત્ સ્થૂળ વિધિસ્વરુપ ધારણ કરતી જતી હતી, અને એના અવશેષ

અંશોમાંથી તકવાદીઓ પોતાના સ્વાર્થ સાધવામાં મગ્ન રહેતા. તેજ પ્રમાણે વ્યક્તિ કે વીરના સ્નેહ-સંમાનમાં, બાહ્ય રૂપરંગને મહત્વ અપાઇ રહ્યું હતુ. વીરપૂજામા વીરતાના હેતુરૂપ સદ્‌ગુણ કે ધ્યેયવાદની પ્રતિષ્ઠા પર ધ્યાન આપવાને બદલે, જે શક્તિના કારણે વ્યક્તિની પ્રશસ્તિ કરવામા આવે છે તે શક્તિનું આહ્‌વાન-સંસ્થાપન કરવાને બદલે, વ્યક્તિપૂજા માટે અતિશય આગ્રહ ધારણ થતો હતો. ટૂંકમા, આર્યસંસ્કૃતિ અને હિન્દુ ધર્મના કંઠે પ્રાણસંકટ આવી ઊભુ હતુ. વિશેષમા, આ સર્વમાંથી પ્રજાને વેળાસર ચેતાવી ઉગારી લેવાની જેઓની ફરજ હતી, એવા ઘણા ધર્મનેતાઓ પણ પોતાની જવાબદારીમાંથી ચ્યુત થતા જતા જણાતા હતા

ઉપર્યુક્ત પરિસ્થિતિનો પ્રતિબન્ધ કરવાનુ પ્રયોજન સેવતી અનેક નવીન સંસ્થાઓ એક પછી એક અસ્તિત્વમા આવતી હતી. અને એ સંસ્થાઓએ પોતાના ઉદ્દેશના પ્રચાર માટે ઠીક ઠીક સાહિત્ય પણ તૈયાર કર્યું હતુ. દાખલા તરીકે, સુધારાના અગ્રણીઓએ કોઇ ખાસ સંસ્થામા પ્રવેશ ન કરતાં, પૃથક્ પૃથક્ રીતે પોતાની અભિરુચિ, અધિકાર અને અનુકૂળતા અનુસાર, સમાજમા સ્થિર થવા મથતી સંસ્થાઓમા પોતાની સેવા સમર્પી હતી. કવિ નર્મદ, દલપતરામ, નંદશંકર, નવલરામ, મહેતાજી દુર્ગારામ, મહિપતરામ, કરસનદાસ મૂળજી વગેરે ઉત્સાહી પુરુષોએ પોતાના વીરત્વને આ રીતે જ આવિષ્કાર અને પ્રોત્સાહન આપ્યા હતા પણ પાછળના પરિણામો પરથી આપણે જાણી શકીએ તેમ છીએ કે ઉપર્યુક્ત સુધારાપ્રવૃત્તિમા સમતુના સચવાઇ ન શકવાથી, સ્વચ્છંદતા, નિરંકુશતા, વિવેકહીન અમર્યાદા વગેરે અનેક કારણોસર, સનાતની ધર્મસમાજ ઉપરાંત, વિચારશીલ સુધારક સમાજમા પણ

તેને માટે ઘૃણા ઉત્પન્ન થવા પામી હતી. નર્મદાશંકર, નવલરામ વગેરે સંખ્યાબંધ સત્પાત્રોએ કેવળ ધર્મવિરોધમાં પરિણમતી સુધારાની દિશા ત્યજી દીધી અને પરંપરિત આર્યત્વના પથનો બુદ્ધિપૂર્વક આશ્રય લીધો. જનતાએ આમ એકાએક ઝોક લીધો, તેમાં કારણરૂપે, લોકમાનસને થયેલા દારૂણ પ્રત્યાઘાત ઉપરાંત, શ્રી નૃસિંહાચાર્ય જેવા દીર્ઘદષ્ટિવાળા સંત પુરૂષોની સમયસરની બોધક સૂચના અને અસરકારક પ્રેરણાશીલ પ્રવૃત્તિઓ પણ હતી, એ નોંધપાત્ર હકીકત છે.

આ સમયે બંગાળમાંથી દેશના જુદા જુદા પ્રાન્તો પ્રતિ એક નવીન આંદોલન પ્રવર્ત્યું. તેના વિધાયકો અને અનુયાયીઓએ પોતાની પ્રવૃત્તિકેન્દ્રની સંસ્થાને 'બ્રહ્મસમાજ'નું સોહામણું નામ આપ્યું. પરંતુ તેના કાર્યક્ષેત્રનું ધ્યેય 'બ્રહ્મ'ને બદલે 'સમાજ' તરફ વિશેષ સચોટતાપૂર્વક ચોંટેલું જણાતું હતું. રાજા રામમોહનરાયથી માંડી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર અને વિપિન પાલ સુધીના ત્યાગી પુરુષોએ, ધર્મક્ષેત્રો અને મંદિર-મઠોમાં પ્રવર્તતી દાંભિકતા, દુરાચાર, હિંસા વગેરે અનીતિ અને અન્યાયના અંશો ખુલ્લા પાડી, તેનો તથા મિથ્યા આભડછેટ, સતી થવાનો ચાલ વગેરે રીવાજોનો કડુ તીવ્રતાથી વિરોધ કર્યો. બીજી બાજુથી ખ્રિસ્તિ અને મુસલમાન ધર્મમાં વટાળ પમાડાતા હિન્દુઓની સંખ્યા વધતી જતી હતી. તેમાં બ્રહ્મસમાજના એકતરફી અતિશયતા ભરેલા વિરોધી વલણથી, હિન્દુ ધર્મસમાજ પ્રત્યેની ઘણાઓનાં અંતરની ઘૃણાને જાણેઅજાણે પોષણ મળ્યું. આ સમાજે, જૂદા જૂદા દેવોની કલ્પનાનો સ્પષ્ટ ઇન્કાર કરી, ઉપનિષદ્‌ના નામ હેઠળ, કેવળ બ્રહ્મની ભાવનાના બુદ્ધિસ્વીકારવડે એકેશ્વરવાદને વ્યાપકતા આપવામાં, બીજી બાજુ

તરફ દુર્લક્ષ્ય કર્યું. અસંખ્ય જનતાની સંસ્કૃતિના હૃદય પર સ્થાન પામેલી અવતાર, પુનર્જન્મ અને મૂર્તિવાદની વિચારધારાને તેણે તદ્દન અસ્પર્શ્ય અને અદ્ધર રાખવા કોશિષ કરી. આથી, તાત્ત્વિક રીતે એકેશ્વરવાદની ઉદારતાનો એકરાર કરવા છતાં, તેમાં વિશાળ જનતાનો લાંબા સમય સુધી સમાવેશ થઇ શકયો નહિ.

સ્ત્રીસ્વાતંત્ર્ય, વિધવા પ્રત્યેના વિષમ વર્તનનો વિરોધ, મૂર્તિપાસના વગેરે બ્રહ્મસમાજ અને કેટલેક અંશે સુધારકોના વિષયોની, શાસ્ત્રીય રીતની તરફેણ કરવાનો દાવો ધરનારો આર્યસમાજ આમળ આવ્યો, અને હિંદુ આચારવિચારની વિશુદ્ધિ તથા શક્તિસંપન્નતા માટે છેક શ્રુતિ સમયની સંસ્કૃતિના મૂળનું સંશોધન સમાજ સમક્ષ રજુ કરવા લાગ્યો. સમાજની અને ધર્મની થતી – ધર્માન્તરમાં પણ પરિણમતી – અવદશા નિહાળીને, સૌરાષ્ટ્રના સનાતની દેશસેવકના દિલમાં સાચી દયાનો ધોધ છૂટયો. દયામૂર્તિ એ 'સરસ્વતી'એ, સરસ્વતીના સાચા સ્વરુપની, સર્વ ધર્મોનાં મૂળ વેદોની સુશ્રુષા કરી. વિશાળ વટવૃક્ષ સમા વૈદિક વાઙ્મયના ખૂણે ખૂણે ખોળી વળી, તેણે ઇશ્વરને શોધી કાઢયો અને ઇશ્વરત્ત્વનું રહસ્ય વેદગાથા દ્વારા સ્ફુટ કર્યું. દયાનંદ જેવા ભીષ્મપિતામહે આર્યસંસ્થાને પ્રાણપોષણ આપ્યું; સમાજના પ્રમાદને પ્રબળ પવનના સપાટાની પેઠે જડમૂળથી ઊરાડવા ઉહાપોહ અને સક્રિય હિલચાલ શરૂ કરી.

દરમ્યાનમાં, નાની નાની બીજી સંસ્થાઓએ પણ ઠીક ઠીક કહી શકાય તેવી ગૂજરાત પર અસરો ઉપજાવી હતી દા ત. એક બાજુ શ્રી સહજાનંદજીનો સ્વામીનારાયણ સંપ્રદાય અને બીજી બાજુ શ્રી દિવેટીયા, નિલકંઠ વગેરે સંસ્કારી કુટુંબોની સહાયતાથી દૃઢ

ઝવા મથતો પ્રાર્થનાસમાજ. પણ આ પંથોમાં સુધારો શોરબકોર કરનારો કે સ્વચ્છંદતાની સીમા પર્યંત પહોંચનારો કે પ્રાચીન અંગોની તોડફોડ કરનારો ન હતો. તેની હૃદયશુદ્ધિની પ્રણાલિકા, સુધારા અને બ્રહ્મસમાજની ઉદ્દામ પરિપાટીની અપેક્ષાએ, કાંઈક અંશે મવાલ અગર મોળી કહી શકાય. અને આ દૃષ્ટિએ, આર્યસમાજની કાર્યક્ષમતાનું મૂલ્ય અને ધોરણ ઉપરોક્ત 'ઉદ્દામ' અને 'મવાલ'ની મધ્યમાં મૂકી શકાય તેમ છે ! તેથી જ, તેમાં આગળ તરી આવતી સક્રિય તટસ્થતા, સવિવેક વિરોધ, પૌરુષ - અને વૈદિક કાળની અસ્મિતાનો આગ્રહ – વગેરે ધર્માભિમાની જનતાને આકર્ષી શકે તેમ હતાં.

આવી સુંદર સેવા કરવા છતાંય, આર્યસમાજની સિદ્ધાન્તપ્રણાલીમાં, સમાજના મોટા ભાગને કાંઈક સંકડામણ લાગવા માંડી. 'સુધારા'થી ઓછી ઉગ્રતા ધારણ કરવા છતાંય, પ્રતીકોપાસના, મંદિરો, દેવદેવીઓની પ્રતિષ્ઠા – પૂજા, ચુસ્ત હિન્દુઓની સ્પર્શાસ્પર્શભાવના, સંન્યસ્તસંસ્થા વગેરે હિન્દુસમાજના હૃદયમાં ઘર કરેલી વિચારણાઓનો, આર્યસમાજ એકતરફી અને ઉત્કટ વિરોધ કરતો હોવાથી, અનેક મતાનુયાયીઓનો તેનામાં સરળતાથી સમાવેશ થઈ શક્યો નહિ. વળી, માનવતાને મદદ કરવાના આશયથી, આ સંસ્થાએ પુનર્વિવાહ વગેરે વિષયોને, આગળ જતાં, એટલે સુધી અપનાવી લીધાં કે, આર્યસમાજ એટલે ધર્માન્તરસંસ્કરણ કે વિવાહ વગેરે માટે અનુકૂળ કેન્દ્રસ્થાન છે, એવી છાપ અસંખ્ય લોકોના મનમાં દૃઢ થવા લાગી. વેદો વિના, અન્ય-સર્વ આર્યસંસ્કૃતિદર્શક સ્મૃતિગ્રન્થોનો કેવળ કલ્પનામૂલક અન્વય કરવાથી, શાંકર-શાક્ત આદિ સબળ સંપ્રદાયોનો પણ

અતિ ઉદારતાપૂર્વક સમભાવયુક્ત સમન્વય ન કરવાથી, તથા બીજી બાજુ સમાજસુધારાની દિશામાં વૈદિક અર્થના આરોપપૂર્વક (!) આત્યંતિક વલણ – એકદમ – લેવાથી, આર્ય સમાજ, તેના આદ્ય સંસ્થાપકની પૂર્વકલ્પનાની હદ સુધીની સાર્વત્રિક સમાવેશ ભરી પ્રતિષ્ઠા, સ્વામી દયાનંદના તિરોધાન પછી, પ્રાપ્ત કરી શકયો નહિ !

ઇતર સંસ્થાઓ અને સંપ્રદાયોની નાની મોટી શાખાઓ સંબંધી અત્રે નોંધ કરવી જરૂરી નથી. દા. ત. વેદોમાં વિવિધ પ્રકારે દર્શાવેલાં કર્માકર્મ સંબંધી, દ્વિભાજક સમજુતી ઉપર રચાયેલાં કર્મ, વ્રત વગેરેના વિવિધ વિભાગો સ્થળે સ્થળે પ્રસારણ પામતા જતા હતા. તેથી અસલ કર્મ, વ્રત વગેરે શું છે તથા તેમનું રહસ્ય અને સામર્થ્ય શું છે તે સ્પષ્ટ અનુભવમાં નહિ આવવાથી, મૂળ વેદોક્ત વિધિનિષેધયુક્ત કર્મ – વ્રતાદિમાં પણ નિષ્ઠા ડગમગવા લાગી હતી. તે જ પ્રમાણે, મીમાંસકોનો મૂળ મત બાજુએ રહી જઇ, વિકૃત મીમાંસાવાદે સમાજમાં સડો ઘાલ્યો હતો. કર્મ એ જ મનુષ્યથી દેવ પર્યંત સર્વની ઉત્કૃષ્ટ ગતિનું કારક છે, અને તે કર્મનાં ફળોનો દાતા ઈતર દેવતા નસ્તાં, મંત્ર પોતે જ ફલપ્રદાનનું કાર્ય સિદ્ધ કરે છે; માટે પૂર્વ વાસનાઓથી ઉત્તરોત્તર પ્રવૃત્તિને પ્રેરનારા કર્મો કરવા ઉપર તથા મંત્રસિદ્ધિની આવશ્યકતા ઉપર, કેટલેક સ્થળે પુષ્કળ ભાર મૂકાઇ ગયો હતો. સાંખ્યના મિથ્યા અનુયાયીઓએ પણ સમાજના ભાવિ અહિતમાં પોતાના અંશો ઉમેર્યા હતા. 'કૈવલ્ય' એજ પરમ લક્ષ્ય છે પરંતુ તે કૈવલ્યમાં સ્થિત થવા માટે પુરુષનો પરમ આશ્રય આવશ્યક છે. પ્રકૃતિ અને તજ્જન્ય તમામ વિકારોનો અશેષતઃ પરિહાર કર્યા સિવાય પુરુષાશ્રયની

સિદ્ધિ દ્વારા, કેવલસ્થિતિ સુગમ્ય નથી. તે માટે કોઇ ખાસ કર્મવાદ કે ઉપાસ્યની પ્રસન્નતા માટેનો ક્રિયાવાદ ઇષ્ટ નથી. આમ 'સાંખ્યને એક આંખ' એ અખા કવિની વ્યંગ્યોક્તિ પ્રમાણે, સાચા સાંખ્યમાંથી ઇશ્વરને વિવાસને મોકલી, નિરીશ્વર સાંખ્ય સમાજના શિક્ષિત ભાગ ઉપર પ્રભુત્વ ભોગવવા મથતો હતો !

બીજી બાજુ મર્યાદા-પુષ્ટિનો વૈષ્ણવ વર્ગ અને જૈન સમુદાય, યોગ્ય નેતૃત્વના અભાવે, ધર્મના કયા સ્વરુપને મૂર્ત્ત કરતો હતો, તે તો તે તે સમાજ ઉપર તે તે ધર્મસેવાઓની થયેલી અસર અને છાપ ઉપરથી જ કળી શકાય તેમ છે ! છતાં પણ અત્રે એક વાત તરફ ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે. 'જદુનાથ મહારાજ બાઇબલ કેસ' જેવી વિગતોએ આ સંસ્થાઓ સંબંધી અતિશય એકતરફી અવહેલનાત્મક વિચારણા ઊભી કર્યાથી, આ સંપ્રદાયની ઉત્તમ પ્રકારની ઉપયોગિતા સમજવામાં અન્યાયભરી ગેરસમજ પ્રસરવા પામી છે. વૈષ્ણવ ધર્મની સુંદર ઉપકારક અને વર્ત્તમાન કલિકાલને અનુકૂલ આવે એવી સિદ્ધાન્તરીતિપદ્ધતિ તરફ પણ, ઉપરોક્ત કારણે, સમજુ શિક્ષિત સમાજે ઉપેક્ષા સેવી હોય એમ જણાય છે. એક વાત લક્ષ્યમાં લેવી જોઇએ કે કેટલીક વ્યક્તિઓનું –અગ્રણી કે અનુયાયીનું– કેટલીક બાબતોમાં પતન થવાથી, સમસ્ત સંપ્રદાયની સંસ્થા કે પ્રણાલીને વખોડવામાં કે તુચ્છકારવામાં મહાન્ ભય અને જોખમ રહેલાં છે. ધર્મનું સાચું રહસ્ય તથા તેના જુદા જુદા અંશો શાસ્ત્રીય પદ્ધતિથી પ્રકટ કરવાના પ્રયોજનથી, વિવિધ માર્ગો ( વાદ તો પછી કહેવાયા ) મૂળમાં પ્રાદુર્ભાવ પામેલા. ધર્મથી ધર્મના જ રક્ષણ અને અભ્યુદય માટે, આ તમામ સંસ્થા અને સંપ્રદાયોની સ્થિતિ-સ્થાપના થયેલી.

પરંતુ સાપ જાય ને લીસોટા રહે – એ કથન પ્રમાણે, આકૃતમાંથી માત્ર અલ્પ સ્વલ્પ અત્ર તત્ર રહેવા પામ્યું, અને વિકૃતિએ સર્વત્ર વ્યાપ્ત થવા માંડયું. આવી પાખંડપ્રધાન શાસ્ત્રવિજ્ઞાનની પરિસ્થિતિ અને વેગપૂર્વકની પ્રવૃત્તિ પરત્વે શ્રીવલ્લભાચાર્યજીએ ૪૦૦ વર્ષ પહેલાં, 'શ્રી કૃષ્ણાશ્રય'માં સ્પષ્ટ સૂચન કર્યું હતું કે,

" नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ।
पाषंडैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ "

આ સંબંધમાં શાસ્ત્રના દૂરાન્વયથી કેટલાક સ્વાર્થી લોકો કેવો લાભ ઊઠાવતા તે સમજાવવાની જરૂર છે ! विवेकधैर्याश्रय निरुपणमां 'આત્મનિવેદન'નું રહસ્ય અતિ ગહન છે. તેમાંનો ગર્ભિત સુંદર ઉચ્ચ મર્મઅર્થ ન લેતાં, કેટલાક વંચકોએ વાચ્યાર્થને વર્તનથી અનુસરવા ગતિ બતાવી – ઘણાએ તેમાં સંમતિ પણ દર્શાવી. એ 'પંચમ વિવેક'માં સ્ત્રી – પુત્ર – ધન વગેરેનું સાક્ષાત્ સમર્પણ અપેક્ષિત નથી, પરંતુ તે સર્વ મોહક સંબંધોના અભિમાન અને આસક્તિભાનનું અર્પણ અનિવાર્ય છે. આ શરણાગતિના પ્રાથમિક સિદ્ધાન્તના સ્થૂળ આધાર વડે, દુરાચાર, વ્યભિચાર, નૈષ્કર્મ્ય, લૂટ, લાંચ વગેરે કેમ વધવા માંડયાં અને સાચાં જ્ઞાન – ભક્તિ તેના ભગવાન્ સહિત શે દૂર ને દૂર રહ્યાં – એ સ્પષ્ટીકરણની અત્રે અગત્ય નથી !

આજ અરસામાં, પ્રચલિત થતી કેળવણીના પ્રભાવમાં અંજાયેલા નવલોહિયા લોકોની નૂતનતાની ભૂખ વધારે સખત બની. પશ્ચિમના બહુમાન્ય પંડિતોએ ચલાવેલા પરાવર્ત્તનના તર્કપ્રવાહમાં તણાઇને, ઘણા ભારતવાસીઓએ પૂર્વકાલીન ધર્મસંસ્કારશ્રેણી

સંબંધી શ્રદ્ધામાં અશ્રદ્ધા ભેળવી. અર્ધશ્રદ્ધા – અશ્રદ્ધાનું ઉત્તુંગ મોજું ચોમેર ફરી વળ્યું, અને ક્રિયાકાંડનાં સર્વ વિધિ – પ્રયોગો જૂઠાં તથા જનતાને છેતરવાને ઉપજાવેલા ઢોંગ છે એવી માન્યતા વાતાવરણમાં પ્રસરવા માંડી હતી. પાશ્ચાત્ય વિદ્વાનો તર્ક અને લૌકિક વિજ્ઞાના પ્રમાણુ વડે જેટલું પૂરવાર કરીને – પછી ગમે તે સ્વરુપમાં-જનતા સમક્ષ મૂકવા લાગ્યા તેટલું જ સત્ય મનાવા લાગ્યું. આવા યોગ્ય વખતે જ, શ્રદ્ધા – અશ્રદ્ધાના મધ્ય ઝોલા પર હિલોળા ખાતી, કઇ દિશામાં ગતિ કરવી છે તેના નિશ્ચયમાં શંકાશીલ સ્થિતિ અનુભવતી, ભોળવાતી જનતાના હૃદય ઉપર, એક વિદેશી સંસ્થાએ પણ સ્થાન પામવા પ્રયાસ કર્યો. તેણે ભારતીય પરંપરાગત વાતાવરણને અનુકૂળ એવું 'બ્રહ્મવિદ્યા'નું નામ ધારણ કર્યું. એ 'ધી થીયોસોફીકલ સોસાયટી'એ પોતાની સ્થાપનાની સાથે જ અનેકના આકર્ષણને યોગ્ય એવું એક સુંદર કાર્ય સાધી દીધું. અળપાતી જતી શ્રદ્ધાને તેણે સજીવન કરી. ધર્મ તરફ વધતી જતી ઘૃણાને અટકાવવા તેણે સબળ યત્ન કર્યો. એક નહિ પણ અનેક ધર્મોના મૂળમાં શા હેતુ – રહસ્ય રહેલાં છે તેનો તુલનાત્મક તટસ્થ અભ્યાસ કરવાની, તથા તે અભ્યાસના પ્રચારને ઉત્તેજન આપવાની જ્ઞાનમાર્ગની રીતિ તેણે સ્વીકારી ઝાંખી જણાતી – ઝાંખી પડવા મથતી – શ્રદ્ધાની દીવીમાં જ્યોતિર્જનક સ્નેહ પૂરી, તેણે પ્રકાશ પાથરવાનો પુણ્ય હેતુ પ્રકટ કર્યો. શ્રી **બ્લેવટ્સ્કી** અને શ્રી **એસંટ** જેવી વિદેશી – વિદુષી સન્નારીઓથી માંડી, શ્રી ઑલ્કોટ અને શ્રી એરુંડલ સુધીના વિદ્વાન કાર્યકર્તાઓની સેવાથી પોષાતી આ સંસ્થાએ, ભારતમાં – ગૂજરાતમાં – ધર્મ અને જ્ઞાન Occutism વિષે આદિર, અધ્યયન અને સૂક્ષ્મ વિચારણાનો પ્રવાહ વહેતો કર્યો.

પરંતુ, વૈજ્ઞાનિક સમજુતી, વિચારસ્વાતંત્ર્ય અને સાહસતત્ત્વની તરફેણુ કરવામાં થીયોસોફી એટલે સુધી આગળ ગયું કે માનવબુદ્ધિથી પરનાં આત્માનુભવ્ય રહસ્યોને પણ તેણે સામાન્ય બુદ્ધિશક્તિની સરાણ ઉપર ચઢાવ્યાં. નિર્ગુણ બ્રહ્મનું વાચક ઇશ્વરતત્ત્વ, જાણે Masters ગુરુ મહાત્માઓના સંપર્ક અને નેતૃત્વની પ્રાપ્તિમાં સમાઇ જતું ન હોય એવો આભાસ તેની કેટલીક શાખાઓ દ્વારા ઊભો થવા પામ્યો, અને ધર્મ જેવા સૂક્ષ્મ વિશાળ વિષયનું વિગતવાર વિવરણ કરવામાં, મનુષ્યની સ્વકીય સ્વતંત્ર બુદ્ધિને જ જ સર્વોપરિ નિયામક ગણાવવામાં આવી. આથી પૂર્વપ્રદેશની ( કેટલેક અંશે પશ્ચિમની પણ ) સંસ્કૃતિમાં પ્રાણની પેઠે ઘર કરી રહેલી ઘણી ગૂઢ સત્ય વિગતો સંબંધમાં, બુદ્ધિગમ્ય – હેતુમય અન્વય પૂર્ણ અને સ્પષ્ટપણે તેનાથી ન થઇ શકવાથી, તેમજ તે વિષયો – વિગતો બાબત, વ્હેમ, રૂઢિ ( Superstition and Dogmas ) વગેરે હોવાનું જણાવવાથી, થીયોસોફી તરફથી પૂરો ન્યાય મળ્યો હોય એમ ધર્મચુસ્ત જનતાને સંતોષ થયો નહિ.

વળી થીયોસોફીના કાર્યકર્તાઓએ, પોતે હિન્દને પોતાનો દેશ માને છે, એમ પ્રથમથી જાહેર કર્યું હતું; છતાં, તેઓનાં મૂળ વતનનું વિદેશીપણું, મોટા ભાગની રાષ્ટ્રપ્રેમી જનતાને ખૂંચતું હતું, – કેટલાકને તો શંકાશીલ પણ બનાવતું હતું ! કેટલાક લોકો તો તેના સાહિત્યનો અભ્યાસ કરવાની દરકાર કર્યા સિવાય જ, તે સંસ્થાને પાદરીઓની મીસનરીનું બીજું – સભ્ય – પાસું હોવાનું જણાવી, તે તરફ પ્રથમથી જ બેદીલી – બેદરકારી સેવતા હતા. તેમાં રુચિ અને કેટલેક અંશે રસ ધરાવતા લોકોને પણ, તેનું

અંગ્રેજીકરણ – ભાષાનું અને ભાવનું પણ – પ્રત્યવાય રૂપ થઇ પડતું હતું !

ઉપર જણાવેલી અને બીજી કેટલીક નાની મોટી સંસ્થાઓએ ધર્મ અને તત્ત્વના સંસ્કરણ અને વિશ્લેષણની દિશામાં, પોતપોતાની મર્યાદાઓ, માન્યતાઓ અને અનુકૂળતાઓ પ્રમાણે પ્રવૃત્તિ કરી હતી. તેમાંની ઘણી તો, શરૂઆતનો વેગ શમ્યા પછીની, અગર તો કાર્યસમાપ્તિનો સંતોષ પામ્યાની, સ્થિતિચુસ્ત પરિસ્થિતિ હાલ ભોગવે છે. જ્યારે મહત્વની સંસ્થાઓ તેઓની સિદ્ધાન્તરીતિ અનુસાર, હજુ પણ, પ્રગતિપ્રયાસમાં પ્રવૃત્ત રહેવા પ્રયત્નશીલ રહે છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

અત્રે જે જુદી જુદી સંસ્થાઓ સંબંધી અલ્પ પરિચયનિર્દેશ કરેલો છે તેમાં કોઇ સંસ્થાની ઓછી ઉપયોગિતા આંકવાનો કે ઇતર રીતની અયોગ્ય ઉપેક્ષા કરવાનો સહેજ પણ હેતુ નથી. પરંતુ, શ્રી નૃસિંહાચાર્યજીના કાર્યકેન્દ્રસ્વરૂપ અજોડ ‘ વર્ગ ’ની સ્થાપના–સ્થિતિ સમયની સામાજિક–ધાર્મિક ભૂમિકાનું આછું નિદર્શન કરવાનો જ માત્ર આ પ્રયાસ છે. અત્રે વર્ણવેલી ભૂમિકાનું બીજા સાક્ષરો અને વિવેચકોએ પણ ઠીક ઠીક ધ્યાન દોરાવેલું છે. સ્વ. શ્રી ચંદ્રશંકર પંડયાએ, શ્રી ઉપેન્દ્રાચાર્યજીના દેહવિલય પછી, નડીઆદમાં મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં તેમણે પ્રસ્તુત વિષય પરત્વે સુંદર ઉહાપોહ કરેલો છે. તે નોંધ માટે, તથા ‘ ગુજરાતમાં અર્વાચીનકાલમાં વહેલા પાંચ ધર્મપ્રવાહો ’ એ મથાળાથી શ્રીયુત પંડયાએ લખેલો વિસ્તૃત અને વિદ્વત્તાભર્યા લેખ માટે, જિજ્ઞાસુઓએ સાપ્તાહિક ‘ગુજરાતી’નાં

જૂના જુથો જોવા જરૂરી છે. તેમાં, તેઓશ્રીએ, વિવિધ ધર્મપ્રવાહની સંસ્થાઓની તુલનાત્મક સમાલોચના કરી, શ્રીમન્નૃસિંહાચાર્યજીના શ્રેયઃસાધકઅધિકારીવર્ગની નિઃસ્વાર્થ સુંદર સેવાઓની વિશ્લેષણા કરી, તેની વિશિષ્ટતા અને સર્વશ્રેષ્ઠ ઉપયોગિતાનું પ્રતિપાદન કરવા પ્રયાસ કરેલો છે. ગૂજરાતી સાહિત્ય પરિષદના એક સંમેલનમાં તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખસ્થાનેથી સ્વ. શ્રી **નર્મદાશંકર મહેતાએ** તત્ત્વજ્ઞાનનો અભ્યાસપૂર્ણ ઇતિહાસ ટૂંકામાં રજુ કરેલો છે. તેમાં તેઓશ્રીએ પણ પ્રસ્તુત વિષયની નિરપેક્ષ તાત્ત્વિક દૃષ્ટિબિન્દુથી તુલનાત્મક ચર્ચા કરી છે અને શ્રી નૃસિંહાચાર્યજીના વર્ગની વિશેષતાનું વિનમ્રતાપૂર્વક વિવરણ કરેલું છે. આ સિવાય, બીજા ઘણા પ્રસંગો અને પત્રોમાં, જુદા જુદા વિચારકોએ પોતાના અભિપ્રાય સ્પષ્ટ જણાવેલા છે. સાક્ષર શ્રી **રમણલાલ દેસાઇ** પણ ' જીવન અને સાહિત્ય 'ના બીજા ભાગમાં, ધર્મપ્રવાહવર્ણનમાં જણાવે છે કે:

"...સનાતન ધર્મની વિશુદ્ધિમા બહુ મહત્વનો ભાગ ભજવી ગયેલી એક બલવાન્ ધર્મસંસ્થા તે શ્રેયઃસાધકવર્ગ. ઓગણીસમી સદીની......ધર્મપ્રવૃત્તિઓની અસર સમાજની દષ્ટિએ અભ્યાસ કરવા યોગ્ય છે. સુધારો અને આર્યસમાજ ઉગ્ર પરિવર્તન પ્રેરતાં; પ્રાર્થનાસમાજે સંસ્કારશુદ્ધિ તરફ દોરવણી કરી; થીયોસોફીએ અભ્યાસ, ધર્મતુલના અને મતાંતરક્ષમા વિકસાવ્યાં. **શ્રેયઃસાધક વર્ગે સુધારાની ઉગ્રતા અને આર્યસમાજનો આગ્રહ ગાળી કાઢયો, અને સંસ્કારવિશુદ્ધિ, અભ્યાસ અને મતાંતરક્ષમાથી શોભતો સનાતન ધર્મ વિશિષ્ટ રીતે વ્યક્ત કર્યો. ગૂજરાત ઉપર એ સંસ્થાની પ્રબળ છાપ પડી રહેલી છે..."**

અને ખરેખર, શ્રેયઃસાધક સંસ્થા તેની સમકાલીન અને ભૂતકાલીન સંસ્થાઓમાં અનોખી જ હતી, એ કથનને સાબીત કરવાની જરૂર નથી. ઉપરોક્ત પૃથક્ પૃથક્ સંસ્થાઓમાં સમાજના જે જે વિભાગોનો સમાવેશ થઇ શકતો ન હતો, તે સર્વ શ્રી નૃસિંહાચાર્યજીના વર્ગમાં, નિઃસંકોચપણે સરળતાથી સ્થાન પામી શકયા. ' વર્ગ 'ના પ્રકરણ-૧૦-૧૧ માં વિસ્તારથી વર્ણવેલી છે તે વિશિષ્ટતાઓના કારણે, વિવિધ માનસ અને વિચાર ધરાવતા, અભણ અને ભણેલા, પ્રાચીનમતવાદી, સનાતની અને અર્ધનાસ્તિક, અથવા નવીન સુધારક, શંકાશીલ, શ્રદ્ધાશીલ કે કેવલ બુદ્ધિવાદી ( તર્કવાદી ) – સૌ કોઇ પરસ્પરના ભેદ અને અંતર ભૂલી, વર્ગના સામાન્ય સદસ્ય – બંધુઓ તરીકે જીવન-ઉન્નતિ માટે પૂરતી પ્રેરણા પામી શકતા. અન્ય સંસ્થાઓમાં જે તત્ત્વનો સ્પષ્ટ ચોકસ સ્વીકાર કરવામાં આવ્યો ન હતો, અગર તો જેના ઉપર બહુ ભાર મૂકવામાં આવ્યો ન હતો, એ ' અધિકાર 'ના શાસ્ત્રીય તથા માનસશાસ્ત્રીય ધોરણ ઉપર, આ વર્ગના સાધકોનો વિકાસક્રમ સધાતો હોવાથી, આવેશ અને આવેગભર્યાં પ્રથમ અંધારામાં ભૂસકો મારી ( a deep in the dark ) પાછળથી હાનિ અને પશ્ચાત્તાપ અનુભવવાના પ્રસંગો ' વર્ગ 'ને પ્રાપ્ત થતા નહિ. મૂર્ત-અમૂર્તવાદ, ધ્યાન, યોગ, જ્ઞાન, ભક્તિ, કર્મ ઇત્યાદિ સર્વ મતની તરફેણ કરનારાઓ માટે, પ્રગતિ અને પોષણ પ્રાપ્ત કરવા વર્ગમાં પૂરતો પ્રબંધ હતો. આવો વિવિધતામાં અનન્ય એકતાનું સક્રિય રીતે આરોપણ કરાવનારો, સામંજસ્યથી શોભતો સમાસ, અન્ય દિશાઓમાં નિરાશા અથવા નિષ્ફળતા પામેલાઓ માટે પણ અદમ્ય આકર્ષણનું ધામ થઇ પડયો. આપણે આગળ જોઇ ગયા છીએ તેમ, શ્રી નૃસિંહાચાર્યજીના વર્ગે, સંસાર અને સંન્યાસનો,

પ્રવૃત્તિ અને નિવૃત્તિનો, પ્રેય અને શ્રેયનો, ધર્મ અને કર્મનો, જ્ઞાન અને ભક્તિનો, સિદ્ધાન્તયોગ અને પ્રયોગનો સાચો તથા સુંદર સમન્વય કરી બતાવ્યો વિશેષમા, સસારમા ભારતીય સ્ત્રીસમાજ આર્યસસ્કૃતિના ભવ્ય આદર્શો ઉપર સમુન્નત બની સમસ્ત નારીજાતિના અને તે દ્વારા માનવજાતિના નવનિર્માણની – સર્વોદય માગની – અદ્ભુત શક્તિ પ્રાપ્ત કરી શકે, એ ધ્યેય તરફ ધ્યાન ખેચ્યુ એટલુ જ નહિ પણ સ્ત્રીનુ સાચુ તથા ઊચુ સ્થાન પ્રતિસ્થાપન કરવામા આ વર્ગે પુષ્કળ પરિશ્રમ સેવ્યો એના પરિણામો આજે આપણી પાસે પ્રત્યક્ષ છે ગૂજરાતની મોટી મોટી સસ્થાઓમા જે સ્ત્રીશક્તિઓ કાર્યસચાલન અને સદ્કાર્ય કરી રહી છે તેમાની અનેક સન્નારીઓ આ વર્ગની પ્રેરણા કેળવણી કે તાલીમના પરિણામ રૂપ છે વળી, જડતા, અધશ્રદ્ધા, મિથ્યા આડબર, વિતડા, વગેરે ટાળીને ગૂજરાતમા સાચા સાસ્કારિક જીવનની હેલી વર્ષાવવામા તો આ વર્ગે અનુપમ સેવા બજાવી છે અને તેમા તેણે વૈજ્ઞાનિક ગણાતા મથતી થીયોસોફી જેવી સસ્થાઓની –નિર્હેતુક રીતે પણ – સારી સરસાઇ કરેલી છે સાહિત્યકનાના સયમશુદ્ધ સર્જનમા તો આ વર્ગનો ફાળો, ગૂજરાતની બીજીધર્મ કે ધર્મેતર સસ્થા સાથે ભાગ્યે જ સરખાવી શકાય તેમ છે, બીજી કોઇ એ વિસરવુ જોઇએ નહિ આ સબધમા, શ્રી **રમણલાલ દેસાઇ** સ્પષ્ટ લખે છે

"અધશ્રદ્ધાને બદલે બુદ્ધિને ગમી જાય એવી ઢબના વિવરણોથી આપણા પ્રાચીન માર્ગનો જીર્ણોદ્ધાર કરવાનુ માન ગૂજરાતમા તો મોટે અશે શ્રીમન્નૃસિહાચાર્ય અને તેમણે સ્થાપેલા સાધકવર્ગને ફાળે જાય છે."

શ્રીમન્નૃસિંહાચાર્ય, જગતની નજરે, સ્વરૂપને પામ્યા, પણ તેથી તેમનું ખરૂં સ્વરુપ નષ્ટ થયું કે થતું નથી. ઘણા ઉત્તમ પુરુષો પોતાના જીવનની સુવાસ રૂપે, પોતાનું સાહિત્યસ્વરૂપ મૂકતા જાય છે પરંતુ શ્રી નૃસિંહાચાર્ય તો, તેમની પાછળ, તેમના સ્મરણને સતત જવલંત રાખી શકે એવા એક નહિ પણ બે ચિરંજીવ દેહ મૂકતા ગયા છે. એક તો છે તેમની સૂક્ષ્મ સારસ્વત પ્રતિભાની પ્રતિમા રૂપ તેમનો અક્ષરદેહ. પ્રબળ અને સનાતન જીવનસંસ્કૃતિની પ્રેરણાના પીયૂષ રૂપ તેમના વિસ્તૃત વાઙ્મય વિષે આપણે અત્યંત સંક્ષેપમાં પણ ઠીક ઠીક પરિચય પામ્યા છીએ. એ આચાર્યશ્રીની અમર અક્ષરાકૃતિ છે, અક્ષરબ્રહ્મ છે, અને તે આર્ય સંસ્કારોના સમુચ્ચય રૂપ માનવધર્મની ધ્વજા રૂપ છે.

આચાર્યશ્રીની પ્રજ્ઞાપ્રેરિત સ્વયંસ્ફુરિત જ્ઞાનજ્યોતિ સમો તેમનો દ્વિતીય અનન્ય માનસદેહ, તેમનો ' વર્ગ ' છે. વર્ગ દ્વારા તેમની સવિશેષ વ્યાપ્તિ છે. વર્ગના વ્યક્તિત્વ વડે, તેઓશ્રી સર્વત્ર વિલસી રહ્યા છે. જીવન ઘડવા મથતો સાધક – પછી તે શ્રી માસ્તર સાહેબ સમો વિશ્વવંદ્ય મહાત્મા થયો હોય કે, જિજ્ઞાસુ – મુમુક્ષુની મધ્યમ શ્રેણીમાં પ્રયત્નરત હોય, – તેવો સાચો શ્રેયઃસાધક જ્યાં હોય ત્યાં, નાના મોટા પ્રકાશપ્રદીપની પેઠે, વર્ગના વિલક્ષણ વર્ચસ્વભર્યા જીવનને, વર્ગના તેજપ્રતાપને, તેની મર્યાદાનુસાર દદાવ્યા વિના રહેતો નથી, – આ વર્ગના માનસશરીરીની આદર્શ માન્યતા હતી. આચાર્યશ્રીના સૂક્ષ્મ સ્વરુપની આવી અણીશુદ્ધ સચેતનતાના કારણે જ, જે તે સ્થળે, આ લેખકે, 'વર્ગ'ને 'ફૂલવાડી' તથા 'દીવાળી'ની ઉપમા આપી છે, તે વાચકની લક્ષ્ય બહાર નહિ જ હોય !

આ પુસ્તકના છેલ્લા પ્રકરણના ઉપસંહારમાં, સંસ્થામાત્રના ઉદય અને અસ્તની દૃષ્ટિથી, એક સર્વસામાન્ય સૂચનાનો સૂર કાઢવો ઉપયુક્ત જણાય છે. સમાજને ઉપયોગી અને ઉપકારક થવા મથતી કોઇ પણ સંસ્થા તેના ગમે તેટલા વિવિધ કાર્યક્રમોથી સભર અને રસપૂર્ણ હોય તો પણ, જ્યારે તે તેના ધ્યેયવાદથી ચ્યુત થઇ જાય, ઇતર – ભલે તેટલી મહત્વની ગણાતી – વિચારણાઓમાં અને વિષયાંતરોમાં સંલગ્ન થાય, ત્યારે જે અસલ ધ્યેયને અવલંબીને સંસ્થામાં સારૂં – સબળ સંગઠન થવા પામ્યું હોય, તે ધ્યેયની સાધારણ દૃઢતા તૂટવાથી સંગઠન ઉપર મહા પ્રહાર પડે છે, અને સંગઠન શિથિલ થતાં, સંસ્થા કે સમુદાયની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઇ જાય છે, – અને પરિણામે તેમાં, તથા તેના વ્યક્તિગત અણુઓમાં પણ – અનેક છિદ્રો–દોષોને પ્રભવ પામવાને પૂરતો અવકાશ મળે છે. જ્યાં સુધી ધ્યેય અખંડ રહે છે ત્યાંસુધી ધ્યેયના પૂજારીઓ ધ્યેયસિદ્ધિ અર્થે સંસ્થાની નિઃસ્વાર્થ સેવામાં, પોતાના સર્વસ્વને ધ્યેય સમક્ષ અતિ અલ્પ ગણી, પોતાની કુરબાની કરવા કટિબદ્ધ થાય છે, પરંતુ તે વિપરીત ભાવને પામતાં એટલે કે ધ્યેયથી વિહીન કે વિમુખ થતાં, સુંદર સંગઠનમાં સમાયેલી સંસ્થાની સફળતા, અનેક પ્રકારના સંઘર્ષ અને વર્તુળમય સ્થિતિ ઉપસ્થિત કરે છે; જે ધીરે ધીરે સંસ્થાને નિર્બળ – નિર્માલ્ય બનાવી નાશને પંથે દોરે છે !

શ્રીમન્નૃસિંહાચાર્યજીથી સ્થાપિત શ્રેયઃસાધકવર્ગની સેવાગામી સંસ્થાનો પટ બહુ ઉદાર છે; તેની ઉન્નતિ ઉર્ધ્વ અને વિચારશ્રેણી ઉદાત્ત છે. તેમાં સંકુચિત ભાવને પ્રેરનારા વિવિધ ભેદોને સ્થાન નથી. તેની પાસે સંસ્કાર, સમૃદ્ધિ અને સામર્થ્યની દૃષ્ટિએ અકલ્પ્ય

કહી શકાય એવો અનુભવ-જ્ઞાનનો વારસો છે. એના ધ્યેયો, તથા તે ધ્યેયોને પામવાના ધોરણો બહુ ચોક્કસ છે. તેની ભાવી પ્રગતિના પંથની કેડી પણ, તેના પૂર્વપુરુષોએ અતિ સૂચક અને બોધક રીતે પાડી આપી છે. વર્ગની વિલક્ષણતા પણ સંસ્કૃતિયુક્ત શિક્ષણ અને સાધનપ્રયોગમાં છે. સંસ્કૃતિના અમૃતમય અંશને સહજ પણ વિષમય કરે એવી કોઇ પણ પ્રવૃત્તિના વિચારના આંદોલન માટે ય તેમાં ઉત્તેજનને અવકાશ નથી. શ્રીમાન્ વિશ્વવંદ્ય અને શ્રી ઉપેન્દ્રભગવાન્ જેવા મહાત્માઓના, સક્રિય – સકર્મ આશીર્વાદ વડે આગળ વધતી અને પ્રફુલ્લતી વર્ગની વાટિકા, ગઇ કાલ સુધી જનતા જોતી આવી છે. એ સંસ્થાની ભાવી સેવા, વૃદ્ધિ અને વિશુદ્ધિ માટે સૌ કોઇના અંતરમાં શુભ આશા હોય એ સ્વાભાવિક છે. કારણ કે શ્રી નૃસિંહાચાર્યજીના અક્ષરદેહ અને આંતરદેહ સાથે શ્રી નૃસિંહાચાર્યજીના નામ અને કામનું ગૌરવ ગાજી ઊઠે છે. શ્રી નૃસિંહાચાર્યજીના જયનાદમાં કે શ્રી ઉપેન્દ્રભગવાન્ અથવા શ્રી વિશ્વવંદ્યના વિજયઘોષમાં – સમસ્ત વર્ગ સહિત – પ્રત્યેક શ્રેય સાધકનો જયજયકાર ગર્જી ઊઠે છે; અને આવો અબાધિત ગગનસ્પર્શી સનાતન જયસાદ એ જ મહાપુરુષોના સાચા સ્મારકને સૂચવે છે, એ વાત વિસરવા જેવી નથી. માટે જ આદર્શ ધર્મનેતા શ્રીમન્નૃસિંહાચાર્યજીના આદર્શ શિષ્ય સાધક અને આત્મસખા શ્રી છોટાલાલ માસ્તર સાહેબના અંતિમ શબ્દોનાં અવતરણથી આ પ્રકરણ સમાપ્ત કરવું યોગ્ય લાગે છેઃ

"વ્યક્તિઓ તો સંકેત યા નિમિત્તાનુસાર આવે છે ને જાય છે. વ્યક્તિ એ મહત્ત્વની વસ્તુ નથી. પરંતુ તેણે વ્યાપ્ત કરેલું વ્યક્તિત્વ મહત્ત્વની વસ્તુ છે. સત્કાર્યની

ગંગાધારાનો અવિરત પ્રવાહ ચાલ્યો આવે છે, અને ચાલવો જોઇએ. માનવજાતની ઉન્નતિ માટે જે આકર્ષક અને પ્રેરણાત્મક કાર્યક્રમ વર્ગના મૂળ પુરુષે આપણી સમક્ષ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે રચી બતાવ્યો છ તેને રૂડી રીતે પાલન કરવાની જવાબદારી સંસ્થાના સેવકો – ચાહકોને શિર છે. કર્તવ્યપ્રવાહ વ્યક્તિથી અતિરિક્ત રીતે અમર રૂપે ચાલી શકે છે. વર્ગના સાધકો અને અનુયાયી વારસદારોએ, તેમના ઉપાસ્ય પૂજ્ય પુરુષોના આદેશ – ઉપદેશ અને સંદેશને ધ્યાનમાં લઇને, આ સંસારમાં વર્ગની વિશિષ્ટતાને અમર કરી, તેમનું 'સાચું સ્મારક' કરવું જોઇએ."

આથી જ પેલા પ્રખ્યાત અંગ્રેજ કવિની પ્રચલિત પંક્તિઓ વારંવાર ઉચ્ચારાય છે કે,

"Lives of great men all remind us
We can make our lives Sublime,
And, departing leave behind us
Footprints on the sands of Time."

અને આપણે, અંતમાં થી શંકર ભગવાનની સંતપ્રશસ્તિ વડે આ ગ્રન્થની સમાપ્તિ કરીશું.

કહી શકાય એવો અનુભવ-જ્ઞાનનો વારસો છે. એના ધ્યેયો, તથા તે ધ્યેયોને પામવાના ધોરણો બહુ ચોક્કસ છે. તેની ભાવી પ્રગતિના પંથની કેડી પણ, તેના પૂર્વપુરુષોએ અતિ સૂચક અને બોધક રીતે પાડી આપી છે. વર્ગની વિલક્ષણતા પણ સંસ્કૃતિયુક્ત શિક્ષણ અને સાધનપ્રયોગમાં છે. સંસ્કૃતિના અમૃતમય અંશને સહજ પણ વિષમય કરે એવી કોઇ પણ પ્રવૃત્તિના વિચારના આંદોલન માટે ય તેમાં ઉત્તેજનને અવકાશ નથી. શ્રીમાન્ વિશ્વવંદ્ય અને શ્રી ઉપેન્દ્રભગવાન્ જેવા મહાત્માઓના, સક્રિય – સકર્મ આશીર્વાદ વડે આગળ વધતી અને પ્રફુલ્લતી વર્ગની વાટિકા, ગઇ કાલ સુધી જનતા જોતી આવી છે. એ સંસ્થાની ભાવી સેવા, વૃદ્ધિ અને વિશુદ્ધિ માટે સૌ કોઇના અંતરમા શુભ આશા હોય એ સ્વાભાવિક છે. કારણ કે શ્રી નૃસિંહાચાર્યજીના અક્ષરદેહ અને આંતરદેહ સાથે શ્રી નૃસિંહાચાર્યજીના નામ અને કામનું ગૌરવ ગાજી ઊઠે છે. શ્રી નૃસિંહાચાર્યજીના જયનાદમાં કે શ્રી ઉપેન્દ્રભગવાન્ અથવા શ્રી વિશ્વવંદ્યના વિજયઘોષમાં – સમસ્ત વર્ગ સહિત – પ્રત્યેક શ્રેયસાધકનો જયજયકાર ગર્જી ઊઠે છે; અને આવો અબાધિત ગગનસ્પર્શી સનાતન જયનાદ એ જ મહાપુરુષોના સાચા સ્મારકને સૂચવે છે, એ વાત વિસરવા જેવી નથી માટે જ આદર્શ ધર્મનેતા શ્રીમન્નૃસિંહાચાર્યજીના આદર્શ શિષ્ય સાધક અને આત્મસખા શ્રી છોટાલાલ માસ્તર સાહેબના અંતિમ શબ્દોનાં અવતરણથી આ પ્રકરણ સમાપ્ત કરવું યોગ્ય લાગે છે:

" વ્યક્તિઓ તો સંકેત યા નિમિત્તાનુસાર આવે છે ને જાય છે. વ્યક્તિ એ મહત્વની વસ્તુ નથી. પરંતુ તેણે વ્યાપ્ત કરેલું વ્યક્તિત્વ મહત્વની વસ્તુ છે સત્કાર્યની

ગંગાધારાનો અવિરત પ્રવાહ ચાલ્યો આવે છે, અને ચાલવો જોઇએ. માનવજાતની ઉન્નતિ માટે જે આકર્ષક અને પ્રેરણાત્મક કાર્યક્રમ વર્ગના મૂળ પુરુષે આપણી સમક્ષ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે રચી બતાવ્યો છ તેને રૂડી રીતે પાલન કરવાની જવાબદારી સંસ્થાના સેવકો – ચાહકોને શિર છે. કર્તવ્યપ્રવાહ વ્યક્તિથી અતિરિક્ત રીતે અમર રૂપે ચાલી શકે છે. વર્ગના સાધકો અને અનુયાયી વારસદારોએ, તેમના ઉપાસ્ય પૂજ્ય પુરુષોના આદેશ – ઉપદેશ અને સંદેશને ધ્યાનમાં લઇને, આ સંસારમાં વર્ગની વિશિષ્ટતાને અમર કરી, તેમનું 'સાચું સ્મારક' કરવું જોઇએ."

આથી જ પેલા પ્રખ્યાત અંગ્રેજ કવિની પ્રચલિત પંક્તિઓ વારંવાર ઉચ્ચારાય છે કે,

"Lives of great men all remind us
We can make our lives Sublime,
And, departing leave behind us
Footprints on the sands of Time."

અને આપણે, અંતમાં થી શંકર ભગવાનની સંતપ્રશસ્તિ આ ગ્રન્થની સમાપ્તિ કરીશું.

શ્રીમન્નૃસિંહાચાર્યજી

शान्ता महान्तो निवसन्ति सन्तो
वसन्तवल्लोकहितं चरन्तः ।
तीर्णाः स्वय भीमभवार्णवं जनान्
न हेतुनान्यानपि तारयन्तः ॥



श्रीनृसिंहाय नमः

## શ્રી સયાજી સાહિત્યમાળાનાં

# જીવનચરિત્ર સંબંધી પુસ્તકો

---

સા. મા. અં.

૪૧ મહારાના શિવાજી કે. સિતારામ વાસુદેવ પેંડસે, બી. એ., એલ્. આર. સી. આઈ એમ. સી. પી. (મરાઠી) ૧૯૧૧ — ૧-૬-૦

૪૯ વીર શિવાજી કે. મુકુંદરામ નિત્યારામ મહેતા, બી. એ., (Rawlinson) કૃત "Shivaji the Maratha"નો અનુવાદ. ૧૯૨૦ — ૧-૦-૦

૫૩ મણિશંકર કીકાણી જયસુખલાલ પુરુષોત્તમરાય જોશીપુરા, એમ. એ., ૧૯૨૦ — ૦-૧૫-૦

૫૬ નેપોલિયન બોનાપાર્ટ (ભાગ પહેલો) ગોકળદાસ મથુરાંદાસ શાહ, બી. એ. એલએલ. બી. Abbot કૃત "Napolion Bonaparte" નો અનુવાદ (૧૯૨૪) — ૨-૧૨-૦

૫૭ નેપોલિયન બોનાપાર્ટ (ભાગ બીજો) ઉપર પ્રમાણે. (૧૯૨૪) — ૨-૧૦-૦

૫૮ નેપોલિયન બોનાપાર્ટ (ભાગ ત્રીજો) ઉપર પ્રમાણે. (૧૯૨૬) — ૨-૧૨-૦

૫૯ નેપોલિયન બોનાપાર્ટ ( ભાગ ચોથો ) ઉપર પ્રમાણે. ૩– ૦–૦

૭૯ समुद्रगुप्त કે. રવિશંકર અંબાશંકર છાયા, બી. એ. એલએન. બી. (हिन्दी) ૧૯૨૨ ૦–૧૧–૦

૧૪૧ નેલસનનું જીવનચરિત્ર કે. હીરાલાલ હરજીવન ગણાત્રા, બી. એ., એલએલ. બી. સોલીસીટર, Robert Soushly કૃત "Site of Nelson"નો અનુવાદ (૧૯૨૮) ૧– ૦–૦

૧૭૪ મહિપતરામ ભાનુસુખરામ નિ. મહેતા (૧૯૩૦) ૧– ૧–૦

૨૨૪ રાજા છબીલારામ બહાદુર માનશંકર પીતાંબરદાસ મહેતા, (૧૯૩૩) ૧–૧૪–૦

૨૩૩ भगवान बुद्धचरित्र व धर्मसार संग्रह રામભવ માર્તંડ ભાંડુરકર Kerns કૃત "Manual of Buddhism"નો અનુવાદ (૧૯૩૫) ૧– ૦–૦

૨૪૯ કેમિલોકેવુર-ઇટાલિયન રાષ્ટ્રવિધાયક, વિઠ્ઠારામ વસનજી ત્રિવેદી, (૧૯૩૭) ૧– ૮–૦

૨૬૮ મારૂં જીવન અને કાર્યક્ષેત્ર રમણલાલ ન. દેસાઇ એમ. એ. હેન્રીફોર્ડ કૃત "My life and work"નો અનુવાદ ૧–૧૧–૦

૨૭૧ હુએનસંગ, દેવેન્દ્ર ર. મજમુંદાર, એલ. સી. પી. એસ. (૧૯૪૦) ૧– ૮–૦